# બિહારની કોમી આગમાં

મનુબહેન ગાંધી




નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# પ્રકાશકનું નિવેદન

શ્રી મનુબહેન ગાંધી પૂ. ગાંધીજીનાં અંતેવાસી તરીકે ૧૯૪૬ના ડિસેંબરમાં જોડાયાં અને એમના દેહાંત સુધી, એટલે કે ૧૯૪૮ ના જાનેવારીની ૩૦મી સુધી તેમની જોડે હતાં. આ બધા સમયની તે રોજ ડાયરી રાખતાં; ગાંધીજી તે જોઈ જતા. એ રીતે આ તેમની ડાયરી ગાંધીજીના આ વખતના કામકાજની અતિ મહત્ત્વની નોંધ બને છે. આથી તેને પુસ્તક રૂપે બહાર પાડવાનું કામ ઉપાડવામાં આવ્યું છે. તે શ્રી મનુબહેને નવજીવનને સોંપ્યું છે તેને માટે તેમનો આભાર માનું છું.

આ કામ અંગે અત્યાર અગાઉ નીચેની ચોપડીઓ રૂપે આ ડાયરીનાં પાનાં બહાર પડ્યાં છે:—

૧. 'એકલો જાને રે'— આમાં ગાંધીજીની નોઆખાલીની ધર્મયાત્રાની ડાયરી તા. ૧૯–૧૨–'૪૬ થી તા. ૪–૩–'૪૭ સુધીની આવે છે.

૨. 'કલકત્તાનો ચમત્કાર'— આમાં તા. ૧–૮–'૪૭ થી તા. ૭–૯–'૪૭ સુધીની ડાયરી આવે છે.

આ ત્રીજું પુસ્તક 'બિહારની કોમી આગમાં' હવે બહાર પડે છે. એમાં તા. ૫–૩–'૪૭ થી તા. ૨૪–૫–'૪૭ સુધીની ડાયરી આવે છે. ત્યાર પછીની તા. ૨૫–૫–'૪૭ થી તા. ૩૧–૭–'૪૭ ની ડાયરીનું પુસ્તક હવે પછી તૈયાર થશે. આમ, ઉપર નોંધેલાં અગાઉનાં બે પુસ્તકો વચ્ચેના ગાળાની ડાયરી આવી જાય, તે પછી તા. ૮–૯–'૪૭ થી તા. ૩૦–૧–'૪૮ સુધીની ગાંધીજીના દિલ્હી-નિવાસની ડાયરી બાકી રહે છે. આ છેલ્લા દિવસોની ડાયરી હપતે હપતે વાચકોને 'શિક્ષણ અને સાહિત્ય' વાટે અપાતી રહી છે. તે પણ પુસ્તકાકારે બહાર પડશે, એટલે ડાયરીના પ્રકાશનનું આ કામ પૂરું થશે. તે હવે બનતી ત્વરાએ પૂરું કરવાની ધારણા છે. અગાઉનાં પુસ્તકો પેઠે આ ચોપડી વાચકોને ગમશે એવી આશા છે.

૨૧–૫–'૫૬

# આમુખ

આ પુસ્તકને આમુખની જરૂર છે એવું હું નથી માનતો. છતાં ચિ. મનુબહેનના આગ્રહને વશ થઈને કાંઈક લખવા પ્રેરાયો છું. ગાંધીજીના જીવનનો આખરી કાળ કોમી આગને ઠારવામાં ગયો અને એમનું મૃત્યુ પણ એ જ કાર્યમાં થયું. આ કરુણ વાત આપણને સૌને અને દુનિયાભરનાં એમના જીવનમાંથી પ્રેરણા લેનારાં ભાઈબહેનોને જાગ્રત કરવાને પૂરતી છે. ગાંધીજીનું પાર્થિવ જીવન સમાપ્ત થયું હોવા છતાં, એમણે દેશ અને દુનિયાના હિત માટે પોતાના દીર્ઘ જીવન દરમિયાન જે પુરુષાર્થ કર્યો છે, તે એમના કાર્ય મારફતે અને અક્ષરદેહ મારફતે જીવંત રહેશે.

વાચક જોશે કે, આ દળદાર પુસ્તકમાં બિહાર યાત્રા દરમિયાનના માત્ર બે માસ અને વીસ દિવસની ડાયરીનો સમાવેશ થયો છે. આટલી મોટી ઉંમરે પણ ગાંધીજી વહેલી સવારથી રાત સુધી અનેક ઝંઝાવાતોમાં પોતાના દૈનિક જીવનની નિયમિતતા જાળવી રહ્યા હતા. શિસ્ત અને સંયમ કેળવીને માણસ અનેક મોટાં કાર્યો પાર પાડી શકે એના દાખલા દુનિયાના ઇતિહાસમાં ઓછા નથી. માણસ સ્વાર્થપરાયણ થઈને, પોતાના અહમને પોષવાને અનેક દિશામાં મહેનત કરે છે. પરંતુ ગાંધીજીએ માનવસેવાના ઊંચા આદર્શવાળું ઉત્કટ જીવન જીવી બતાવ્યું છે, એનો જોટો ક્યાંય જડે એમ નથી. જેટલે અંશે આપણે એમના જીવનના આદર્શોનો આપણા જીવનમાં અમલ કરી શકીએ, તેટલે અંશે પોતાને અને જગતને વધારે સુખી કરી શકીએ, એવી મારી શ્રદ્ધા છે.

જગતના અનેક પેગમ્બરોએ માનવસમાજને પોતપોતાના દેશ-કાળને અનુરૂપ ધર્મનો ઉપદેશ કર્યો. તેમના અનુયાયીઓએ એ ધર્મનો સંપ્રદાય બનાવ્યો અને પેગમ્બરોને ઈશ્વર તરીકે પૂજ્યા. પછી પાછળથી ક્યાંક ક્યાંક ધર્મઝનૂન કેળવાયું અને ધર્મને નામે ખુનામરકી પણ થઈ. ગાધીજીએ બધા ધર્મોનો અભ્યાસ કરી, ધર્મના તત્ત્વ રૂપે સત્ય

અને અહિંસાના સિદ્ધાંતને સ્થાપિત કરીને પોતાના જીવનને સંપ્રદાયોથી પર કર્યું એટલું જ નહી, પરંતુ ધર્મ અને રાજકારણનો સમન્વય કરીને જગતના બધા ક્ષેત્રોને આવરી લે એવો માનવધર્મ કે નીતિધર્મનો પ્રચાર કર્યો એમના આદેશોનો વાદ કે સંપ્રદાય કોઈ બનાવે એ એમને પસંદ નહોતું એટલે જ આજે જગતને ખૂણે ખૂણેથી લોકો જગતને શાંતિને રસ્તે વાળવા માટે એમના જીવનની ખોજ કરવા પ્રેરાયા છે જેટલે અંશે આપણે આપણને મળેલા અમૂલ્ય વારસાનો આપણા દેશના પ્રશ્નોના ઉકેલ માટે ઉપયોગ કરીશું, તેટલે અંશે જગતના બીજા દેશો માટે પણ દાખલા રૂપ બનીશ આ દૃષ્ટિએ આપણે કયા છીએ અને આપણી જવાબદારી કેવડી મોટી છે એનો ખ્યાલ કરવા હું વાચકોને વિનંતી કરું છુ

ગાંધીજીને વિશ્વવિભૂતિ તરીકે સ્વીકારવા છતાં કેટલાક લોકો એમને ધૂની ગણી તેમના તત્ત્વજ્ઞાનથી ભડકે છે, એમની વાતો સાચી અને સાદી હોવા છતાં તેનો અમલ ઘણો અઘરો છે એવું માની તે તરફ ઉપેક્ષા સેવે છે કોઈ પણ પ્રશ્ન વિષે એમનું વલણ વિદ્વાન કે અણપઢ બધાને સમજાય એવું તદ્દન સાદુ અને સરળ હતું એઓ આપણને પ્રથમ નિર્ભય બનવાનું શીખવે છે નિર્ભય બની પ્રશ્નનો વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ કરી નિર્ણય ઉપર આવીને તેનો સમગ્ર માનવ સમાજનું હિત ધ્યાનમાં રાખીને અમલ કરવો આ વૈજ્ઞાનિક પદ્ધતિ બધે અખત્યાર કરવામાં આવે, તો આપણે અનેક વાદો તથા સંપ્રદાયોના ઝઘડામાંથી ઊગરી જઈ શકીએ ચિ મનુબહેને ખૂબ ચીવટથી ગાંધીજીના જીવનપ્રસંગોની નોંધ રાખી છે અને તેને સાચવીને લોકોને ઉપયોગી થાય એ રીતે તૈયાર કરી છે, એ બદલ હુ એમને અભિનંદન આપુ એ કદાચ એમને નહી ગમે એમની મહેનત સૌ વાચકોને આશીર્વાદ રૂપ બનો એવી મારી પ્રાર્થના છે

મોરારજી દેસાઈ

કોસલી
મુંબઈ–૬
૨૮–૪–૫૬

**૫-૩-'૪૭, બુધવાર**
**કલકત્તાથી પટણા તરફ જતી ટ્રેનમાં**

ગતના લગભગ ઉજાગરો જ થયો હતો. પૂ. બાપુજી તો ઊંઘી જતા હતા. નિર્મળદા અને હું તો જાગ્યાં જ હતાં શૈલેનભાઈ પણ જાગતા હતા. રાતે જ મેં ફંડ ગણી નાખ્યું. હુનરભાઈએ ફંડ ગણવામાં મદદ કરી હતી. હાવરા સ્ટેશન પરનુ કુલ રૂ ૭૦૦-૬-૬ થયું. અને ત્યાર પછીના સ્ટેશન પરનું તો બધુ ભેગું જ થઈ ગયુ. સવારે બાપુજીને જેટલું ગણાયું તેનો હિસાબ આપ્યો હાવરા સ્ટેશનમાં અર્ધા કલાકમા બાપુજીએ સાતસો રૂપિયા એકઠા કર્યા. મે વિનોદમાં દાતણ કરતાં બાપુજીને કહ્યુ, "આપે હાવરા સ્ટેશન પર જેટલાં લોકોને લૂંટ્યાં, તેટલાં અમે ચાર ચાર જણાં હરિજન ફંડ માટે દરેક સ્ટેશને દર્શનાર્થીઓ પાસે પૈસા માગતાં હતાં છતાંય એટલા પૈસા નથી થયા." બાપુજી કહે, "મને તો દરેક સ્ટેશને ઊઠવું ગમે અને પૈસા લેવાય ગમે, પણ તો તબિયત બીજાં કાર્યો માટે ન ટકે, એટલે એ મોહ જતો કર્યે જ છૂટકો."

૩-૪૫ રોજ પ્રમાણે ઊઠીને દાતણપાણી કરી પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી બાપુજીએ મીઠું, લીંબુ અને ગરમ પાણી લીધું. પછી બંગાળી પાઠ વાંચતાં વાંચતાં બાપુજી ફરી સૂઈ ગયા. ૫-૧૫ બાપુજીને રસ આપ્યો. અને મેં ડાયરી લખી. આટલી ડાયરી સવારે ટ્રેનમાં લખી હતી. બાકીની આ રાતે લખું છુ.

પટણાથી ૧૮ માઈલ દૂર ૫-૩૦ વાગ્યે (સવારે) ફતવા સ્ટેશન પર અમારી ગાડી ઊભી રહી સ્ટેશન પર બિહારના વડા પ્રધાન શ્રીકૃષ્ણ સિંહા, ખિલવણી પ્રધાન ડૉ. સૈયદ મહમદ, નાણાપ્રધાન અનુગ્રહનારાયણ સિંહા, કોંગ્રેસ કાર્યકર્તા ભાઈઓ, સ્વયંસેવકો, અબ્દુલ બારી સાહેબ વગેરે ઘણા બાપુજીનો સત્કાર કરવા આવેલા.

પટણા જક્શન પર ભીડ થાય તેથી આ નાની ફાટક પર ઉતારી લેવાનુ ગોઠવ્યુ હતુ

હુ જોઈતો સામાન લઈને બાપુજી સાથે જ ઉતરી ગઈ મૃદુલાબહેન પણ સાથે જ ઉતર્યાં બાકીનો સામાન લઈ નિર્મળદા, દેવભાઈ, હુનરભાઈ, વગેરે પટણા જક્શન ગયા

અને જેવા ઉતર્યાં કે બાપુજીએ ડૉ સૈયદ મહમદ સાહેબ, અને બારી આરેમ સાથે વિનોદ કર્યો, "શુ હજુ તમે તો જીવો છો ના ?"

સવા પ્રધાનોએ સૂતરના હારો પહેરાવ્યા અહીં પણ કેમેરાવાળા પહોચી ગયા હતા, જોકે શહેરમા બાપુજી ક્યા ઉતરવાના છે તેની બિલકુલ જાણ ન થાય તેની સાવચેતી તો રખાઈ હતી, પણ બાપુજીના શબ્દોમા "ખબરપત્રીઓ અને ફોટોગ્રાફરોને તો ભગવાનેય ન પહોચે' એ સ્થન સાન સાચ્ પડ્યુ, અને બધા વીટળાઈ ગયા

શ્રીકૃષ્ણબાબુજીની મોટરમા જ સીધા અમે ડૉ સૈયદ મહમદ સાહેબના બગને આવ્યા અહીં પણ સ્વયસેવકો, સેવિકાઓ અને નાનકડો જનસમુદાય એકઠો થઈ ગયો હતો —૩૦ વાગ્યે ઘેરે પહોચ્યા બધાને મળીને પગ ધોઈને બાપુજી અદર બેઠા તુરત જ રાજેન્દ્રબાબુ આવ્યા અને પ્રધાનમડળ પણ આવ્યુ કઈ રીતે કામ કરવુ અને શુ બનવા પામ્યુ છે, તેના વિચારોની આપલે કરી હુ તો ઘર સાફસૂફ કરવામા, સામાન મેળવવામા, અને બાપુજી માટે પાણીની, શાકભાજીની વ્યવસ્થા કરવામા રોકાઈ

બાપુજી બાપુજીના કામમા હતા હુ મારા કામમા હતી તેવામા એકાએક બાપુજીએ મને બોલાવી હુ ગઈ મને કહે, ' તુ બેગમસાહિબા અને બહેનોને મળી આવ, પછી કામ કરજે સહુની સાથે દોસ્તી કરી આવ ' ડૉક્ટર સાહેબના દીકરા હમીબભાઈ તો સેવાગ્રામ આશ્રમ મા રહેલા, એટલે એમને હુ ઓળખતી હતી બીજા કોઈને નહોતી ઓળખતી તેઓ મને તેમના માતુશ્રી, બહેનો પાસે લઈ ગયા

આવી બાપુજીની વ્યાવહારિકતા છે હુ તો એવી કામમા ડૂબી ગઈ હતી કે, મે કોઈને પૂછ્યુય ન હતુ કે ડૉક્ટર સાહેબનુ કુટુબ ક્યા છે એ લોકો પડોશ રહે છે, એટલે બાપુજી એ ના રોય ત્યારે જ મળાય

પણ પ્રધાન મંડળની મીટિંગ ચાલતી હતી એ પણ કામમાં પડ્યા હતા, તેમાં બાપુજીએ મને બોલાવી અને મળી આવવાની સૂચના કરી ! મને તરત જ મારી ભૂલ સમજાઈ જેમાં આપણે મહેમાન બનીએ, ત્યાં અજાણ્યા કોઈએ તોપણ સહુની સાથે ઓળખાણ કરી તે કુટુંબમાંના એક બની જવું આવા અકસ્માતે જ જે પાઠ મળે છે તે જીવત બની જાય છે અને બાપુજી પાસે ક્ષણે ક્ષણે ન ધાર્યું ન પેલું છતાં જીવન ઉપયોગી જીવન ફેરવાઈ જાય તેવું સૂક્ષ્મ જ્ઞાન મળે છે એ જ એમના સાનિધ્યમાં રહેવાની મજા છે ખૂબી છે

બેગમસાહિબાને મળી તેમની સાથે થોડો નાસ્તો કરી દૂધ પીને મારા કામે વળગી મૃદુલાબહેને પણ ખૂબ જ મદદ આપી બાપુજી પ્રભાવતી બહેન સાથે ફર્યા દુ ફરી નહીં પ્રભાવતીબહેનને નોઆખાલીના યજ્ઞની વાતો કરી (પ્રભાવતીબહેન જયપ્રકાશ નારાયણના પત્ની)

બાપુજીએ બિહારમાં બિરાદર નીમવા સામતુ ખૂબ જ ભાર મ ચો ૧૦ વાગ્યે બાપુજીને માલિશ કર્યું સ્નાનાદિથી પરવારતા ૧૧ા થઈ ગયા માલિશમાં ૨૦ મિનિટ બાપુજી સૂઈ ગયા થાક પણ સારી પેઠે છે ભોજનમાં શાક, દૂધ અને એક ખાખરો લીધો બાર વાગ્યે બાપુજી આરામ કરવા સૂતા પ્રભાવતીબહેને બાપુજીના પગે ઘી ઘસ્યું પ્રભાવતીબહેન કહે એટલે મને ય નિરાત છે અને સ્વભાવના પણ બહુ જ મીઠા છે મને તો કહે, 'તને કોઈ ગમે તેટલું કહે પણ બાપુજીને છોડવાના જ નથી" આગાખાન મહેલમાંથી છૂટા પડ્યા બાદ પહેલી જ વાર અહીં આવ્યા એટલે નવાજૂની ઘણી વાતો થઈ

અહીં પાણીનો ત્રાસ છે મે તો રાતના ગાડીના અને બીજા ખૂબ કપડાં ધોવાના બનાવ્યા હતા પણ પાણીના અભાવે બહાર ધોવા પડ્યા બે વાગ્યે પરવારી અને બાપુજી બે વાગ્યે અબદુલ અઝીઝ સાહેબ જેઓ પોતાને ઘેરે ખૂબ માંદા છે, ત્યાં મળવા જવાના હતા એટલે નાહીને ગાંધી બાપુજી સાથે ત્યાં ગઈ હસીમભાઈ સાથે હતા ડૉક્ટર સાહેબ ઉપર નમાવા ગયા તેઓ નકવા અને દમ્યરોગથી પીડાય છે ૨-૩૦ વાગ્યે નવાબ ઇસ્માઈલ સાહેબને ત્યાં ગયા ત્યાંથી ૩ વાગ્યે પાછા ફર્યા મને તો - હીને ભૂખ પણ લાગી હતી અને

કાલ રાતનો સાવ ઉજાગરો હતો એટલે થાકી હતી. ડૉક્ટર સાહેબને ત્યાં ૩ વાગ્યે લંચ લેવાય છે. જોકે બાપુજીને આ ખબર નહોતી. મોટરમાં વળતાં મને પૂછ્યું, "તેં શું ખાધું?" મેં કહ્યું, 'હજુ હવે જમવું છે.' બહુ નારાજ થયા. પણ બધી વિગત જાણી અને પહેલો જ દિવસ હોઈ થોડીક ગુનારહિત પણ નીવડી. પણ "કાલથી આવું નહીં ચાલે." એ ચેતવણી આપી દીધી.

આવીને બાપુને માટી આપી હુ જમવા જતી હતી ત્યાં છાપાવાળા ખબરપત્રીઓ આંટા મારતા હતા. તેઓને નોઆખાલીમાં તો સુખ હતુ કે તંબૂ તાણીને રહેતા. અહીં તો ખાનગી મકાન હોઈ ક્યા રહે?-વળી શહેર પણ દૂર પડે છે. એ૦ પી૦ આઈ૦ ના ખબરપત્રીએ જો કંઈ સગવડ થાય તો કરાવી આપવાનું કહ્યું. હું બાપુજીને પૂછવા ગઈ. બાપુજી કહે, "એના મૅનેજરને કહે કે, મારે છાપાવાળાઓનું કે ફોટોગ્રાફરોનું કશું જ કામ નથી. એ લોકો જો મારાથી દૂર જાય તો ઈશ્વરની મારા ઉપર મોટી કૃપા થયેલી માનીશ. અને તારે એ પણ જણાવી દેવાનું કે, બાપુને લીધે ડૉક્ટર સાહેબ ઉપર આટલો બોજો પડે એ સહન ન થઈ શકે, એટલે તમે તમારું ફોડી લો."

આંખ ઉપર પણ માટી મૂકી છે. ૩ા વાગ્યે હુનરભાઈનો પત્રોત્તર સાંભળ્યો. એમનુ પૂરું થયા પછી નિર્મળદાનો પત્રોત્તર સાંભળ્યો.

મૃદુલાબહેને તો બાપુજીનું પોણું કામ શાંતિ અને અહીંની રાજદ્વારી વાતોને અંગેનું ઉપાડી લીધું. જોઈએ તેટલું જ બાપુજીને પૂછવા આવે છે. મુલાકાતો એ જ ગોઠવશે એથી એમણે મારી પાસેથી બાપુજીને આરામ અને સ્નાનાદિ અને ભોજનનો વખત હોય છે એમ જાણી લીધુ. આ બહુ સરળ રહેશે. અને બાપુજીને ઠીક રાહત પણ રહેશે.

૪ા વાગ્યે માટી કાઢી, દ્રાક્ષ, અર્ધું સંતરુ અને ૮ ઔંસ દૂધ લીધું. અહીં ગરમી બહુ જ લાગે છે. બાપુજીનો ખોરાક પહેલે જ દહાડે ઓછો થઈ ગયો.

રાજેન્દ્રબાબુજી આવ્યા. દિલ્હીની અને . . . અહીંના વાતાવરણની વાતો કરી. બપોરે તો પ્રભાબહેન ચાલ્યાં ગયાં હતાં. સાંજે પ્રાર્થના

સમયે આવ્યાં. સાત વાગ્યે બાંકીપુર મેદાનમાં પ્રાર્થનાસભા ગોઠવાઈ હતી, ત્યાં ભીડને લીધે મોટરમાં જવા નીકળ્યાં. લાખોની ભીડ હતી અને મોટરમાં જતાં તો દમ નીકળી ગયો. એક તરફ 'ગાંધીજીકી જય' 'જય હિંદ' વગેરે અનેક જાતના જયધ્વનિથી કાન ફૂટી જતા હતા. બીજી બાજુ લોકો બાપુજીને ચરણસ્પર્શ અને હાથ અડાડી પાવન થવામાં સદ્ભાગ્ય સમજતાં હોઈ તે માટે હાથ અડાડવા તલપાપડ થતાં હતાં. અને ત્રીજી તરફ દર્શન કરવા અસહ્ય ધસારો આવતો હતો.

નોઆખાલીના આટલા શાંતિમય જીવન પછી આ અનુભવમાં ઘડાવાનું આકરું હતું. બિહારની પ્રજા બાપુજીની પરમ ભક્ત છે એ પણ કારણ હતું.

પ્રાર્થનાના મંચ પર માંડ માંડ પહોંચી શક્યા. શરૂઆતમાં બાપુજીએ રામધૂન બોલવા કહ્યું, એટલે મેં રામધૂન શરૂ કરી. પછી આખી પ્રાર્થના કરી. પ્રાર્થનામાં ખૂબ શાંતિ જળવાઈ રહી એ બહુ સારું થયું. આટલી જળવાશે તેની કલ્પના જ ન હતી.

આજનું પૂ. બાપુજીનું પ્રાર્થનાસભામાંનું ભાષણ એમના ઊંડા હૃદયના ઉદ્ગાર હતા. એમના અવાજમાં અસહ્ય દુઃખ અને વેદના ભરી હોય એટલું ગાંભીર્ય હતું. બાપુજીએ શરૂઆતમાં પ્રાર્થનાની ખૂબી બતાવતાં કહ્યું કે, "જો સાચા હૃદયથી ઈશ્વરની પ્રાર્થના થાય તો તેની જે અસર પડે છે, એનું વર્ણન જ નથી થઈ શકતું. જો ઈશ્વર જેવી કોઈ શક્તિ દુનિયામાં કામ કરી રહી છે, (જોકે મારા મનમાં તો ને માટે લેશમાત્ર પણ શંકા છે જ નહીં) તો સમાજમાં પ્રાર્થના અવશ્ય થવી જ જોઈએ. જેમ કે હિંદુઓ મંદિરોમાં પ્રાર્થના કરે છે, ઈસાઈઓ ગિરજાઘરમાં, મુસલમાનો મસ્જિદોમાં કરે છે. તે તો સારી વાત જ છે, પણ સહુ મળીને પોતપોતાની પ્રાર્થના સાથે જ કરે તે તો એનાથી પણ ઉત્તમ વાત થઈ ના? બધાનું રહસ્ય તો એક જ છે. માત્ર નામો જુદાં જુદાં છે."

બિહારની મુલાકાત સંબંધે ચોખવટ કરતાં બાપુજીએ કહ્યું, "બિહારે હિંદુસ્તાનનું નામ ડુબાડ્યું. નોઆખાલી જેવાં જંગલી કૃત્યોનું

અનુકરણ ન કરવાનું શીખવુ, તેમ જ બદલાનો વિચાર કર્યા સિવાય મુસ્લિમને ભેટીને માનવસહજ રીતથી જગલીપણાનો સામનો કરવો એ જ નોઆખાલીનો બદલો લેવાનો યોગ્ય રસ્તો છે જો હિંદીઓ ખરેખર જ હિંદની આઝાદી ચાહતા હોય, તો તેમણે જગલી રીતોનુ અનુકરણ કરવાની રીત છોડી દેવી જોઈએ જેઓ આવી રીતનો આશ્રય લઈ રહ્યા છે તેમને જણાશે કે, તેઓ હિંદની મુક્તિનો દિન પાછો ઠેલી રહ્યા છે 'જય હિંદ'નો જયધ્વનિ પોકારવો અને કામ હિંદને ખતમ કરવાનુ કરવુ? આથી હિંદનો જય કદીય ન થાય જો હિંદનો જય કરવો છે તો કામ એ પ્રમાણે કરવુ પડશે હજાર પોપટને જો પઢાવશો તો તેઓ પણ સીતારામ કહેશે કે જય હિંદ કહેશે પણ એમ સીતારામ કહેવાથી થોડુ જ સ્વર્ગે પહોચી જવાશે?

"હુ બિહારમા ઘણા વર્ષો પછી આવ્યો છુ સાચુ કહુ તો બિહાર થકી જ હુ આટલો બહાર પડ્યો ત્યાર પહેલા તો હુ વીશ વર્ષ આફ્રિકા રહ્યો પણ જ્યારથી ચપારણમા પ્રવેશ કર્યો ત્યારથી આખુ હિંદુસ્તાન જાગી ઊઠ્યુ અને આજે વર્ષો પછી પણ હુ અહીં આવ્યો છુ તો એવુ લાગે છે કે, જાણે કોઈ પરિચિત વ્યક્તિને ઘણે વર્ષે જોઈને આનદ થાય બિહારને મે મારુ બિહાર માન્યુ છે એટલે હુ માનતો હતો કે, બિહારની મુલાકાત લેવાનુ કઈ કારણ નથી ત્યાના લોકોને અહીં (નોઆખાલી) બોધ સમજાવી શકીશ પણ મારે અહીં આવવાની ફરજ થઈ પડી કેમ કે પરિસ્થિતિમા જોઈએ તેવો સુધારો ન હતો એવા ખબર મળ્યા, એટલે અહીં આવ્યો અહીં તો મુસલમાન મુઠીભર છે એની સાથે જે વર્તાવ થયો છે તેવો ઇતિહાસમા ક્યારેય નથી થયો, એમ કેટલાકની માન્યતા પણ છે હુ તો એમા એટલુ બધુ નથી માનતો, પણ એ જુદી જ વાત છે બૂરાઈનો મુકાબલો જ ન કરી શકે હેવાનિયતની સામે હેવાનિયત કરીએ તેમા કોઈનોય જય નથી, કોઈનીય ઉન્નતિ નથી મારી પાસે એવી પણ વાત આવી છે કે, આમા કોંગ્રેસીઓનો પણ હાથ હતો જોકે હજુ આજે જ આવ્યો હોવાથી પૂરી હકીકતથી માહિતગાર નથી થયો. પણ થોડા સમય સુધીમા કહી શકીશ

"પણ એટલું તો સાચું જ કે, બિહાર ઉપર કાળી ટીલી તો લાગી જ છે. ધારો કે એમ પણ બને કે જે બધી હેવાનિયત બની ગઈ તેમાં એક પણ કોંગ્રેસી ન હતો, તોપણ ઠીક વાત નથી. એથી કોંગ્રેસીઓ જવાબદારીમાંથી મુક્ત નથી જ થતા. મેં તો લંડનમાં એ દાવો કર્યો હતો કે, કોંગ્રેસ તો બધાની સેવા જ કરે છે, અને હિંદુસ્તાનની સાચી પ્રતિનિધિ સંસ્થા એક જ છે. જો પુણ્યોના કાર્યોમાં કોંગ્રેસનો હિસ્સો હોય તો પાપમાં તો આપોઆપ હોય જ. આથી બધી કોમો અને વર્ગોના દુષ્કૃત્યો અંગે કોંગ્રેસે પોતાની જવાબદારી જ લેવી પડે. આ ઘેનકયુક્ત આંદોલનમાં એક પણ કોંગ્રેસી ભળ્યો ન હતો એમ કહેવું એ વસ્તુતઃ ખોટું જ છે.

"આખા હિંદુસ્તાને એકીઅવાજે એમ કહેવું જોઈએ કે અમારામાંથી જે કંઈ તમને શીખવા જેવું લાગે તે તમે લો. નહીંતર અમારું જીવ્યું વ્યર્થ છે. શું આપણે એટમબોમ્બનો મુકાબલો કરીશું? શું આપણે હેવાનિયતનો મુકાબલો હજુ પણ વધુ આકરી હેવાનિયત દેખાડીને કરીશું?

'હિંદુસ્તાને તો દુનિયાની સામે એક સુંદર ભવ્ય પવિત્ર ચીજ 'અહિંસા'ની મૂકી છે અને એ જ રસ્તે આપણે સ્વરાજ્ય હાસલ કરી શકીશું.

"મુસલમાનો સમજે કે અમે હિંદુને મિટાવી દઈશું, અને હિંદુઓ સમજે કે અમે મુસલમાનોને મિટાવી દઈશું, પણ એમ કરીને કરશો શું?

"મુસલમાન હિંદુઓને મિટાવી ઇસ્લામ ધર્મને ઊંચો હરગિજ નહીં લાવી શકે, ન હિંદુ મુસ્લિમને મિટાવી હિંદુ ધર્મને ઊંચો લાવી શકે. આ તો એક વૃક્ષની જુદી જુદી ડાળી છે, અને પાંદડાં છે. એટલું સમજી શકો તો બસ છે. શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે, જેઓ બીજાઓના ધર્મની નિંદા કરે છે તે પોતાના જ ધર્મની નિંદા કરે છે.

'મેં તો બધા ધર્મોનો અભ્યાસ કર્યો છે એથી જ કહું છું.

"પણ જે થયું તે ન થયું નથી થવાનું. અંગ્રેજીમાં એક કહેવત છે કે, 'જેટલો મોટો ગુનેગાર હશે, તેટલો જ તે સંત બનશે.' એટલે

હવે જો બિહાર સાચા હૃદયથી પ્રાયશ્ચિત્ત કરશે તો પોતાનું નામ હતું તે કરતાંય ઉજ્જ્વળ રાખશે ઈશ્વર આપણને સદ્બુદ્ધિ આપે હમણાં જ આ છોકરીએ ગાયું, 'ઈશ્વર અલ્લાહ તેરે નામ સબકો સન્મતિ દે ભગવાન ' "

પાછા વળતા બાપુજીએ ચાલીને જ જવાનું પસંદ કર્યું કારણ કે મોટરમાં તો ઊલટાનું ગભરાઈ જવાનું હતું બાપુજીની એક તરફ હું હતી અને બીજી તરફ પ્રભાવતીબહેન હતા પણ બાપુજીના ચરણસ્પર્શ કરવા મેદની ધિપડી અને કોર્ડન તૂટી ગઈ હું તો એક વાર પડી અને થોડી કચરાઈ ગઈ બાપુજી માંડ માંડ બચી શકયા પોલીસોની કૉર્ડન પણ તૂટી ગઈ પોલીસના બૂટ તો એવા વાગ્યા કે ચામડી જ ઉતરડાઈ ગઈ મારું એક ચંપલ ઊડી ગયું, અને બીજુંય પગમાંથી ચાલ્યું ગયું બિચારા પ્રભાવતીબહેનના તો મારા કરતાંય ખરાબ હાલ થયા ઘરથી બાંકીપુરનું મેદાન આખો બે મિનિટનો રસ્તો છે તે વટાવતા આ મેદનીમાંથી નીકળતા અર્ધો કલાક ગયો બિચારા પોલીસ ઓફિસરો તો પરસેવાથી રેબઝેબ થઈ ગયા હતા આવીને મેં બાપુજીના પગ ધોયા

પ્રભાબહેન ગયા હથવાના મહારાણી અને તેમના કુમાર આવ્યા કુમારે ગીતાના શ્લોકો સંભળાવ્યા બાપુજીએ ઉચ્ચારમાં ભૂલો બતાવી નાનકડા—દસેક વર્ષના જ કુમાર હતા

પછી દૂધ ફાડીને (ગરમ દૂધમાં લીંબુનો રસ નિચોવીને) તે લીધું બાપુજીને ખૂબ જ થાક લાગ્યો છે એથી પગમાં પગમાં આજના બનાવની નોંધ ગસ્વામીજીને લખાવી

રાતે ૧૦॥ વાગે બાપુજી સૂતા જતા પહેલા થોડું ફરવા ફરતી વખતે બેગમઆઝાદિયા અને તેમની બે દીકરીઓ તથા ડૉક્ટરસાહેબ આવ્યા બાપુજીની તો એ ઝંઝટ જ હોય પણ આખો દિવસ બાપુજીને માણસોએ ઘેર્યા હતા એટલે અત્યાર મળવા આવ્યા બાપુજી ૧૧ વાગે પથારીમાં પડ્યા બાપુજીના પગ દબાવી, માથામાં તેલ ઘસી મધરાતની નજીક ફરી અહીં આવી (ઘરથી સૂવાની જગ્યા થોડી દૂર ) બાપુજીના માગેલા ... માટે એક ગોળી ...

કાગળો તૈયાર રાખ્યા. ડાયરી લખી. હવે સાડાબાર થયા છે. આંખ[illegible] નું છું
ઊંઘ ખૂબ ભરાઈ છે. આમ આજે પટણાનો પહેલો દિવસ આખો
કાર્યોમાં પૂરો થયો.

૬-૩-'૪૭, ગુરુવાર
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થનામાં દેવભાઈ, હુનરભાઈ, નિવાર્ગી
અને સ્વયંસેવકો હતા. પ્રાર્થના પછી બાપુજી અંદર ઓરડામાં આવ્યા,
ગરમ પાણી અને મધ લઈ બંગાળી પાઠ કર્યો. મેં બાપુજીની પથારી
ઉપાડી અને બીજું સવારનું કામ આટોપ્યું. પાંચેક મિનિટ બાપુજી
ઊંઘી ગયા. ઊઠીને પત્રવ્યવહારનું કાર્ય શરૂ થયું. થોડી વારમાં ગ્રંથ[illegible]
બાબુ આવ્યા. નવ વાગ્યા સુધી બિહારની પરિસ્થિતિ અંગે વિચારોની
આપલે કરવા રહ્યા. એટલે બાપુજી ફરી શક્યા નહીં.

માલિશમાં અર્ધો કલાક સૂતા. ઊઠીને મારી સાથે પૂ. મોટીબાની
દક્ષિણ આફ્રિકાની કેટલીક વાતો કરી. ૧૦॥ વાગ્યે બાપુજી નાહીને
પરવાર્યા. અરવિંદ બોઝ પણ આવીને બેઠા હતા તે બાપુજીને મળ્યા.
નેતાજી વિષે વાતો કરી ગયા . . . ૧૨॥ વાગ્યે અહીંના ડૉક્ટર બાપુજીને
મળવા આવ્યા. બ્લડપ્રેશર તપાસી ગયા અને બાપુજીની ડાયરીમાં
રિપોર્ટ આપી ગયા. હમણાં આરામ લેવાની સૂચના કરી.

ભોજનમાં બે ખાખરા, ૭ ઔંસ દૂધ અને ગોળપાપડીની એક
નાનકડી ચોસલી લીધી. ફળમાં બે સંતરાં. બાપુજી ભોજન કરતા હતા
તેવામાં પ્રભાવતીબહેન આવી ગયાં. એટલે એમને પંખો આપી હું
નાહવા ધોવા ગઈ. જયપ્રકાશજી પણ થોડી વાર પછી આવ્યા. ૧૨॥
સુધી વાતો ચાલી. ૦॥ કલાક આરામ લઈ એક વાગ્યે બાપુજી ઊઠ્યા.
નિર્મળદા સાથે કાંતતાં પત્રોત્તર લખાવ્યા અને બે વાગ્યાથી મુલાકાતો
શરૂ થઈ. લીગના ભાઈઓ જાફર ઇમામ, મઝહર ઇમામ, યુનસ સાહેબ
અને છાપરાના હિંદુઓ સાથે ૪ વાગ્યા સુધી મુલાકાતો ચાલી.
લીગના ભાઈઓની વાતો મને તો કંઈક અતિશયોક્તિભરેલી પણ લાગી.
જ્યાં બાપુજીએ તો અહીં પણ ગામડાનો પ્રવાસ જાતે કરીને જોયા
પછી જ અભિપ્રાય આપવાનું કહ્યું છે.

હવે આજની પ્રાર્થનાની ગોઠવણી જુદી રીતે કરવાની સૂચના બાપુજીએ કરી "મને બાજુ સ્ત્રીઓની હાર આગળના ભાગમાં કરી એથી ભાઈઓની નીચ મારો ઉપર ને નજર જ પડે'

આવી ગોઠવણી ઉપરાંત અનુક્રમાણુ પણ આગળથી ગયા અને શાંતિ જાળવવા અનુરોધ કર્યો હતો આથી જતા આવતા ઘણી શાંતિ થી પ્રાર્થના થઈ રામધુન પણ સરખી રીતે તાલ આપીને ઝિલાઈ હતી

પ્રાર્થનાસભાના ભાષણમા બાપુજીએ આજની વ્યવસ્થા શાંતિ અને પ્રાર્થનામા રામધુન વખતે બધાએ સારી રીતે ભાગ લીધો હતો તે માટે ધન્યવાદ આપ્યો પછી આવતી કાલે રજા હોવાથી તે કઈ રીતે ઉજવાશે એની વાત પર આવતા બાપુજી બોલ્યા કે 'એ જમાનો એવો હતો કે હિંદુ મુસ્લિમ એકબીજાના તહેવારોમા, વ્યવહારોમા શોકના પ્રસંગે કે આનંદના પ્રસંગે એકબીજાની મદદમા સહાનુભૂતિ દાખવતા આજે એવુ ભલે નથી રહ્યુ તોપણ આવા પ્રસંગોએ એકબીજા પ્રત્યે વેરી તરીકે ન વર્તવુ જોઈએ

નોઆખાલીમા હું પગપાળા ફરું જેથી હિંદુઓ પાસેથી વાતો સાંભળતો હતો તેવી જ વાતો મુસલમાનો પાસેથી સાંભળું છું આથી મને ખૂબ જ શરમ આવે છે હું તો એવી સલાહ આપુ છુ કે તમે માણસથી ડરવાનુ છોડી દો અને ઈશ્વર પર શ્રદ્ધા રાખી તમે તમારો પુરુષાર્થ આગળ ધપાવો

બિહાર જેવા પ્રાંતમા મુસલમાનો ન રહી શકે? તો સૈયદ મહમૂદ જેવા કોંગ્રેસના અનેક મુસ્લિમ સેવકો પડ્યા છે, તેનો આ રીતે ક્ષય કરીશુ? ભાઈના હાથે ભાઈ પર આજે જુલમ થાય છે એ આપણા સૌની નામોશી છે આવી સ્થિતિનુ પરિણામ એ જ આવશે કે હિંદુસ્તાન લોહીના સાગરમા ડૂબી જશે પણ મારો દૃઢ અભિપ્રાય છે કે આપણે હજુ પણ ચેતી જઈ આવુ ન થવા દેવાનો નિશ્ચય કરીએ તો હજુ પણ આપણુ ભાવિ ઉજ્જવળ છે અને આમા સ્ત્રીઓ ઉપર હું બહુ આધાર રાખુ છુ અને આશા રાખુ છુ કે બહેનો જો આ

કાર્યમાં મદદ આપતી થઈ જાય તો ખૂબ ઉપયોગી થશે. હું માનું છું કે, સ્ત્રી અહિંસાની અને ત્યાગની જીવંત મૂર્તિ છે. એથી આપણે સહુ મળીને હોળી એવી રીતે ઊજવીએ કે, અહીંના એક એક મુસલમાનને થઈ જાય કે, ના, હિંદુઓને અમારા તરફ હતો તેવો પ્રેમ છે જ. અને એની અસર આપોઆપ નોઆખાલીમાં પડશે જ. આવતી કાલનો ઉત્સવ ખરેખર મિત્રતાથી ઊજવાય તો હું માનીશ કે, હોળીનો ઉત્સવ ધાર્મિક પવિત્ર વિધિથી જ ઊજવાયો અને મારું અહીં આવ્યુ પણ સાર્થક થયુ. મારી પાસે એવી પણ વાતો આવી છે કે, હજુ પણ મુસલમાન સ્ત્રીઓને હિંદુનાં ઘરોમાં ગોંધી રાખવામાં આવી છે. આ વાત સાચી હોય તો હું વિનંતિપૂર્વક કહુ છું કે, આવું ન કરો અને તે બહેનોને સહુ સહુને ઘેરે પહોંચાડી પ્રાયશ્ચિત્ત કરો. જો એટલુ કરતાં કદાચ તમને ડર લાગતો હોય તો હુ કહુ છુ કે, કોઈ જાતનો ડર રાખ્યા વગર તમે તે તે બહેનોને મારી પાસે કે રાજેન્દ્રબાબુને પહોંચાડી દો અને આ પવિત્ર તહેવારને દિવસે તમારા હૃદયને શુદ્ધ કરી નાખો. અને બહેનોને મારી ખાસ પ્રાર્થના છે કે, તમે મુસ્લિમ બહેનોને તમારી સગી બહેનની જેમ અપનાવજો."

પ્રાર્થનામાંથી આવીને રોજ પ્રમાણે બાપુજીના પગ ધોયા. એવામાં શ્રી કૃષ્ણબાબુ અને અનુગ્રહબાબુ આવ્યા. તેમની સાથે વાતો પતી ગયા પછી પ્રાર્થનાપ્રવચન સુધાર્યું. ૮ાા વાગ્યે રાજેન્દ્રબાબુ આવ્યા. એ દિલ્હી જાય છે એથી રજા લેવા જ આવ્યા હતા.

આજથી બાપુજીએ પ્રાર્થના સમયે મુસ્લિમ રાહત ફંડ ઉઘરાવવું શરૂ કર્યું છે.

બાપુજી વૉટ્સન સાહેબ સાથે વાતો કરતા હતા, ત્યારે મેં આ આ ફંડ ગણ્યુ. રૂ. ૩૯૬–૪–૮ થયુ.

રાતે ૧૦ાા વાગ્યે ફર્યા. અને ફરતાં ફરતાં શૈલેનભાઈ સાથે વાતો કરી.

છેક ૧૧ાા પછી બાપુજી પથારીમાં પડ્યા. હું પણ બાપુજીને તેલ ઘસી, પગ દબાવી તરત જ સૂઈ ગઈ.

રોજ પ્રમાણે પ્રાર્થના સાડા સાત વાગ્યે ગયા માનુબહેન(?) હંમેશાં પ્રાર્થના નોઆખાલીમાં હું સવારના હિંદી કે ગુજરાતી ભજનો પ્રાર્થનામાં ગાતી અને સાંજના તો બંગાળી જ ગાતી અહીં તો સાંજના બંગાળી ન ગવાય, કેમ કે પ્રાર્થનાના મોટા ભાગના લોકો હિંદી જ જાણનારા રહ્યા એટલે હું બંગાળી ભજન ભૂલી ન જાઉં તે ખાતર બાપુજીએ આજે સૂચના આપી કે, "તારે સવારની પ્રાર્થનામાં બંગાળી ભજનો જ ગાવાં અને જેટલાં નવાં શિખાય તેટલાં શીખવાં"

પ્રાર્થના પછી અંદર આવી બંગાળી પાઠ કર્યો અને ગુજરાતીનો બંગાળીમાં તરજુમો લખ્યો

પછી એકના સંતરાના રસને બદલે અંદર કાળી દ્રાક્ષનો રસ મેળવીને લીધો રસ પીતી વખતે મારી ડાયરી મેં સંભળાવી અને બાપુજીએ સહી કરી આપી ત્યાર બાદ તે કાગળો લખાવતા હતા તેટલામાં ડૉ. સૈયદ મહમૂદ સાહેબ આવ્યા (હું તેમને અબ્બાજાન કહું છું) એમની સાથે વાતો કરી તેમણે આજે કહ્યું કે, "પરમ દહાડાની પ્રાર્થનામાં ઘણી બુરખાવાળી મુસ્લિમ બહેનો આવી હતી અને લગભગ રોજ આવે છે"

બાપુજી કહે "તો હું એ બહુ સારી નિશાની ગણું મારો તો સોથી દાવો છે – કારણ કે હું સ્ત્રીઓના હૃદયને જાણું છું – કે સ્ત્રીઓ મારી પાસે નિર્ભય છે અને તેનો તાજો દાખલો આ છોકરી છે એને મેં કેટલી નિર્ભય થતાં શીખવી છે એ કેટલી નિર્ભય થઈ છે, અને નોઆખાલીમાં શું શું બન્યું તે બધું એને પૂછજો હું ચોક્કસ માનું છું કે ફક્ત જો સ્ત્રીઓ નિર્ભય બની જાય તો એમાં અદ્ભુત શક્તિ રહેલી છે પણ તે શક્તિ અત્યારે સૂતી છે કદાચ એ સુપ્ત શક્તિને દોરનાર કોઈ નથી એ પણ કારણ હોય એથી જ મને થાય છે કે મારા આ યજ્ઞમાં એ તરફ મારે પૂરું લક્ષ આપવું જ જોઈએ"

ફરતાં ફરતાં થોડીક હિસાબ અંગેની મને વાતો કરી અને મુસ્લિમ રાહત ફંડ માટે અહીં બૅંકમાં ખાતું ખોલાવી લેવા કહ્યું

જમિયતના કાઝી અહમદહુસેન સાહેબ, મૌલાના અબદુલ નસબ સાહેબ, અબદુલ બૈસ સાહેબ, મૌલાના તાજ્જુદ્દીન સાહેબ આવ્યા બધા સલામ કરવા પૂરતા અને બાપુજી બિહાર આવ્યા તેને માટે ખુશાલી બતાવવા આવ્યા હતા. બાપુજી કહે, "પણ તમારે નોઆખાલી જઈને બેસવું પડશે અને જો કંઈ થશે તો હું અહીં મરીશ. ઠીક ના ?" આમ વિનોદમાં બાપુજીએ કેટલીય ગંભીર ચેતવણી આપી દીધી અને પેલા ભાઈઓને બાંધી દીધા. ક્યારેક તો સાચે જ લાગે છે કે બાપુજી ખરેખર 'વાણિયા' છે.

આ ભાઈઓને હુલ્લડમાં ઠીક ઠીક નુકસાન થયું છે.

ફરીને પાછા વળતા ત્યાં એક અંધ ભિખારી બેઠો હતો. તે બાપુજીને જોઈ નહોતો શકતો, પણ તેને બાપુજીને પગે હાથ અડાડી પવિત્ર બનવું હતુ. આખા ગામમાંથી જે કોઈએ પાઈ પૈસો આપ્યાં હશે તે એકઠા થયેલા ચાર આના બાપુજીને મુસ્લિમ રાહત ફંડ માટે તેણે આપ્યા. જાતનો હિંદુ હતો.

બાપુજીને ચરણે હજારો રૂપિયા ધરાયા હશે તેના આનંદ કરતાં અનેકાનેક ગણો આનંદ આ હિંદુ ભિખારીએ બચાવેલા ચાર આના લેવામાં થયો. એમનો ચહેરો હાસ્યના અને આનંદના ઉલ્લાસથી ઝળકી ઊઠ્યો. અને પેલા ભિખારીનો વાંસો થાબડ્યો, અને ભીખ માગવાનું આજથી છોડી દેવાનુ અને અંધ માણસ પણ ઘણું કામ કરી શકે છે, કાંતી શકે છે, એમ કહી મને તે ભાઈને તકલી આપવાનુ કહ્યું તથા સદાકત આશ્રમમાં તેનો સદુપયોગ થાય તે જાતનું કાર્ય આપવા એક સ્વયંસેવક ભાઈને સૂચના કરી

આ ભિખારી ઘણા આનંદમાં હતો, કેમ કે તેની પીઠ પર બાપુજીનો પ્રેમાળ હાથ ફર્યો હતો. એના જીવનનો ઉદ્ધાર થઈ ગયો. મને થયું, બાપુજીનો પ્રેમ ક્યાં સુધી પહોંચ્યો છે? અથવા તો ક્યાં નહીં પહોંચ્યો હોય ?

પગ ધોતાં બાપુજી મને કહે, "બસ તેં જોયુ, ના કે, આવા ભિખારી જેવાએ પણ પોતાના પેટમાં આ પેસા ન નાખતાં ખાસ નામ પાડીને મુસ્લિમ રાહત ફંડ માટે આપ્યા છે? તેની સરખામણી

મારી દૃષ્ટિએ તો ૪ કરોડ કરતાંય વધારે છે. આનું નામ સાચું દાન, આ છે બિહારની પ્રજા. બિહારમાં પગ મૂકવાને હજુ આજે ત્રીજો દહાડો છે ત્યાં જ આ નાનકડું દરમ જે બની ગયું તેની મારા મન ઉપર બહુ અદ્‌ભુત અસર થઈ છે. અને અહીં સુધી ઈશ્વરે મારો અવાજ પહોંચાડ્યો છે એ એની મહાન કૃપા છે. આપણે જેટલાં સાચાં હોઈશું, નિર્મળ હોઈશું, તેનું પ્રતિબિંબ ઈશ્વર બતાવે જ છે. આજના આ પ્રસંગને તું વિચારજે."

માલિશમા ૨૦ મિનિટ બાપુજી સૂતા. માલિશ પછી સ્નાનાદિનું પતાવી ભોજન. ભોજનમાં શાક અને દૂધ લીધાં.

નિર્મળદાએ હિન્દુમાં આવેલ ફેઝલલ હકનું ભાષણ બાપુજીને વાંચી સંભળાવ્યુ.

આજે પ્રભાવતીબહેન નહોતાં આવ્યાં. ગરમી પણ પડવા લાગી છે. જમીને આરામ લેવા સૂતા ત્યારે માથા પર માટી મુકાવી. આંખ બહુ બળતી હતી અર્ધો કલાક બાપુજી સૂતા તે દરમિયાન મેં નાહવા ધોવાનું અને મારું બીજું કામકાજ પતાવ્યુ ઊઠીને બાપુજીએ કાંત્યુ. કાંતતાં પ્યારેલાલજીને તથા કિશોરલાલકાકાને પત્રો લખાવ્યા. ૨–૩૦થી મુલાકાતો શરૂ થઈ મૃદુલાબહેન તો અહીં અથાગ પરિશ્રમ કરે છે એમનું કામ પણ બહુ વ્યવસ્થિત છે. ન છૂટકે જ બાપુજીને પૂછવા આવે. બાકી ઘણુંખરું બારોબાર પતાવી દે છે મને તો નાની બહેન કરતાંય વિશેષ પ્રેમથી સાચવે છે.

મુલાકાતો બધી જ એમની મારફતે ગોઠવાય છે. ૨–૩૦થી ૪–૩૦ સુધી એક પછી એક મુલાકાતીઓ ચાલુ થયા. તે આ પ્રમાણે છે. ૨–૩૦થી ૨–૪૦ અમીર ઉલહુસેન સાહેબ, ૨–૪૫થી ૩–૧૫ રેઝા ઉર રહમાન સાહેબ, સેક્રેટરી જમિયત ઉલ્લમા અને મૌલેનીન, ૩–૨૦ થી ૪–૩૦ મૌલાના મખદુમ શાહ, બૈનુરી, અને એની સાથે મૌલાના અબદુલ સત્તાર, નાયબ સલાર અને કૌદાર ડિસ્ટ્રિક્ટના ભાઈઓ. પછી બાપુજીના સાંજના ભોજનનો સમય હતો, તેટલી વાર મુલાકાતો બંધ રહી એક ખાખરો, એ ગ્રેપ ફ્રૂટ છોલીને તેનો ...

બે બદામ, બે કાજુ, એક ચોસલું ગોળપાપડીનું લીધું. આજે સવારે ખાસ કંઈ જ નહોતું લીધું. સાંજે દૂધ છોડયું.

ફરી પાંચ વાગ્યે મુલાકાતનો ચિચોડો ચાલુ થયો. ખાદીભંડારના કાર્યકર્તાભાઈઓ આવ્યા. બાપુજીનું મગજ કઈ વસ્તુમાં કામ નથી કરતું એ જ નથી સમજાતું. અર્ધો કલાક પહેલાં આવેલા મુસલમાન ભાઈઓને કુરાનશરીફનાં મહાવાક્યો સંભળાવ્યાં. પછી 'મુસ્લિમ સ્ટુડન્ટ ફેડરેશનના' જુવાનિયાઓને પ્રોત્સાહન મળે તેવું કામ કરવાની દિશા બતાવી કે, તેઓએ હિંદુ વિદ્યાર્થી ભાઈ-બહેનોને પોતાનાં માની સાથે લેસન કરવું, સાથે રમતો વગેરે. પછી આવ્યા ખાદી કાર્યકર્તા ભાઈઓ. એમને ખાદીકામમાં પડતી મુશ્કેલીનો માર્ગ અચોટ ગળે ઊતરે તેવો બતાવ્યો, અને છેવટ સાડા છ વાગ્યે પ્રાર્થના. પ્રાર્થનામાં જતાં બહેનોની બંને બાજુ હાર કરવાથી બાપુજીને જવા આવવા માટે કેટલો સરળ રસ્તો થઈ ગયો, તે પરથી સ્ત્રીઓથી કેવાં કામો થઈ શકે છે, તે બાબત મારી સાથે વાત કરી.

આજે એક એવો તાર આવ્યો છે કે, "બિહારના હિંદુઓને તમારે જરાયે ઠપકો ન આપવો, અને તેમણે જે કર્યું છે તે ફરજ બજાવી છે."

આ તાર પર બાપુજી બોલ્યા કે, "મને કહેતાં જરા પણ સંકોચ નથી થતો કે, આવી જાતના તારથી કે પ્રચારથી નથી તેણે હિંદુની સેવા કરી, નથી હિંદુસ્તાનની સેવા કરી. મને મારા પોતાના ધર્મમાં અથાગ વિશ્વાસ છે. અને શ્રદ્ધા સાથે હું મને પોતાને સનાતની હિંદુ ગણું છું તે દાવે જ આ વાત કહું છું. હું જેવો સારો હિંદુ છું, તેવો જ મુસલમાન, પારસી, ઈસાઈનો પણ મારો દાવો છે. આપણે અહીં પ્રભુનું નામ લેવાને ખાતર એકઠાં થયાં છીએ, અને તે પછી હું તમને બે શબ્દો કહું છું તે પણ પ્રભુનું નામ લેવાનો એક ભાગ જ છે. કોઈ પણ ભલાઈ કે પુણ્ય આપણે કોઈ કોઈને માટે ઓછું જ કરીએ છીએ? એક અંગ્રેજ વિદ્વાને કહ્યું છે કે, જે માણસ સારું કાર્ય કરે છે તે પોતાની ફરજ અદા કરે છે.

"હુ અહી ચાર દહાડાથી આવ્યો છુ, છતા આજે સાજે સાભળ્યુ કે હજુય ક્યાક લૂટફાટ ચાલ્યા જ કરે છે આ સાભળીને મને શરમ તો આવે જ છે પણ હુ કોઈ દૈવી ફિરસ્તો કે ચમત્કારિક માણસ નથી કે મારી શક્તિ અપાર હોય હુ તો કામ કરી રહ્યો છુ. મારુ હૃદય તમારી પાસે ખોલુ છુ અસર થવાની હશે તો થશે, બાકી તો બધુને પાળનારો એક પરમેશ્વર જ છે એના ઉપર જ સાચો ભરોસો રાખો

"હુ માનુ છુ કે તમે (બિહારના હિંદુઓએ) અહી જે કર્યુ છે તે ખોટુ કર્યુ છે તે બતાવી, તમારી આખ ઉઘાડવામા હુ સેવા કરી રહ્યો છુ આજે પજાબમા જે કરણી થઈ રહી છે તે વાતો સાભળી અહી તમારે ન ઉશ્કેરાવુ જોઈએ હવે આપણે સ્વતત્ર થઈ જવાની અણી પર છીએ તેવે સમયે તમારે તમારી જવાબદારીનુ ભાન રાખવુ જ પડશે હિંદુસ્તાનમા કોઈ પણ ભાગોમા ખોટા કામો થતા હોય તો આપણે એની નકલ ન જ કરવાની હોય સહુમાથી સારા ગુણો લઈ ગુણગ્રાહી બનીએ "

પછી નિયમ મુજબ ફડ ઉઘરાવ્યુ ફડના પૈસા બાપુજીના હાથમા દેવાની પડાપડી થતી હતી એકદુ પરચૂરણ ખૂબ જ આવ્યુ છે નોટો બહુ ઓછી છે

પ્રાર્થનામાથી આવ્યા બાદ શૈલેનભાઈએ ખબર આપ્યા કે, અમૃતસરને બાળ્યુ છે પજાબમા રમખાણ ચાલી રહ્યુ છે

ક્રિપ્સ અને ખાનસાહેબની થોડીક ખબરો મળી ખાનસાહેબ (સરહદના ગાધી) અહી આવશે એમ લાગે છે

રાતે પ્રવચન તપાસ્યા બાદ ફર્યા બેગમસાહિબા અને બહેનો આવી હતી અહી ગગાને કિનારે ફરવાની અને સૂવાની બહુ સરસ સગવડ છે ૧૦ વાગ્યે બાપુજી પથારીમા પડ્યા બાપુજીને સુવડાવીને મે ફડ ગણ્યુ રૂ ૧૬૫-૨-૦ થયુ ત્રણ વખત ગણવુ પડ્યુ એક પૈસાની ભૂલ થઈ જાય તો હેરાન થઈ જવાય એટલે મે ગણી લીધા બાદ સુનરભાઈને તપાસવા આપ્યુ તેમા ૪ આનાની ભૂલ પડી એટલે ત્રીજા ભાઈને આપ્યુ આમા ૧૨ાા વાગી ગયા બાપુજીની સવારની

એકક ઠીક કરી. પત્રોના નકલો કરી. બાપુજીની ડાયરીની બે દહાડાની નકલ કરી અને મારી ડાયરી લખી. અગિયાર એકનો ટકોરો થાય છે. હું સૂવા જાઉં છું.

૮–૩–'૪૭, શનિવાર
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના થઈ ...ભાઈ પ્રાર્થનામાં ન આવ્યા હોવાથી બાપુજીને તે ન ગમ્યું હોય તેવું લાગ્યું, કંઈક અંશે બાપુજી દુ:ખી થયા. મને કહે, "હું એટલી શુદ્ધતાથી પ્રાર્થના નથી કરતો અથવા હું ન જાણતો હોઉં અને અજાણતાં મન બીજે ભમતું હોય. ગમે તેમ, પણ એટલી એકાગ્રતા મારામાં નહીં હોય, નહીંતર એની અસર મારી સાથે રહેનારામાં કેમ ન પડે? અને એક દિવસ પણ મારી સાથે રહેનાર પ્રાર્થના સમયે જાગીને પ્રાર્થના કરવા સારુ શા માટે જાગી ન શકે? ...ને એટલું કામ પણ નથી રહેતું. તું જોશે કે, નિર્મળબાબુ પ્રાર્થનામાં ભલે નથી માનતા પણ સમયસર આવ્યા વગર એક દહાડો ય નથી રહ્યા. પરંતુ એ તો રહ્યા પ્રોફેસર. પણ મારી લહત ...ના કરતાં મારા મન સાથે વધુ છે. એટલે આજના પ્રસંગથી મારે મારા મનમાં જાણે અજાણ્યે કંઈક ખામી છે, એમ ચેતવું જોઈએ."

ગરમ પાણી પીતાં મારી ડાયરી સાંભળી તુરત જ સહી કરી. કિશોરલાલકાકાનો કાગળ સંભળાવ્યો. હમણાં તે ન મોકલવા કહ્યું. મને ગીતાજીના બે શ્લોકો કરાવી રજા આપી. આજથી રોજ સવારે ૧૦ મિનિટ આ શ્લોકો દ્વારા બાપુજી મને સંસ્કૃત શીખવશે.

હું રસ કાઢવા ગઈ. દરમિયાન બાપુજીએ જાતે જ ...ને પત્રો લખ્યા. થોડી વાર બાપુજીએ આરામ કર્યો. પછી રસ લીધો. ફરતી વખતે (૭॥ વાગ્યે) ડૉક્ટર સૈયદ મહમૂદ (અબ્બાજાન) સાથે એમના વિશે વાતો કરી. અને એમને ...એમનો ધર્મ સમજાવ્યો.

ફરીને યુનસસાહેબ સાથે વાતો કરી. પછી માલિશ માટે લગભગ ૯ વાગી ગયા હતા.

માલિશમાં મને કેટલીક કૌટુંબિક વાતો પૂછી. (એક મને એ પ્રશ્ન પૂછ્યો અને એનો જવાબ બાપુજીએ લેખિત આપવા

પ્રશ્ન જોકે અંગત છે, પણ પૂ. બાપુજીના એ પ્રશ્નમાના શબ્દો અહીં એટલા માટે ટાંકુ છુ કે, એમની લાગણી કેટલી આવી પડી તે સમજાય )
ન્ડુમની વાતો પૂછતા પૂછતા પૂ બાપુજી મને ક્હે, 'તને એક પ્રશ્ન પૂછુ ? એનો લેખિત જવાબ આપી શકે તો હુ વધુ રાજી થઈશ મારી હયાતી સુધી તુ આખન્દમ સુધી તો મારી સેવા કરવા ઇચ્છે છે, તે સિવાય તારો કોઈ વિચાર નથી આ વિચારને તું પૂરી રીતે વળગીશ જ એની મારા મનમા જરાયે શંકા નથી પરતુ મારી તો ખાતરી જ છે કે, મારી આખર સુધી તુ સેવા કરી શકીશ મે આ વખતે તને કસવામા જરાયે બાકી નથી રાખી એ પરથી હુ કહી શકુ છુ મારી પાસે તો તને સેવા સાથે જ્ઞાન મળ્યા જ કરે છે અને હું જોઈ શકયો છુ કે તને તેમા પૂરો સતોષ છે જયસુખલાલને તો હોય જ પરતુ ધાર કે તુ મારી પાછળ રહી જાય તો તુ કઈ રીતે જીવન ગાળવા ઇચ્છે છે ? આ પ્રશ્નનો ઉત્તર લખિત હોય તો સારુ અથવા વિચાર કરી દિલ ખોલીને મોં કહીશ તોપણુ વાધો નથી પણ લેખિત વધુ સારુ આ રીતે તને તારા ભાવિ જીવનમા કઈક પ્રકાશ પાડી શકીશ કેમ કે હવે તારી બાલ્યાવસ્થા સમાજની દૃષ્ટિએ પૂરી થશે મારી દૃષ્ટિએ તો તુ બાળક જ છે

આ વાત માલિશમા અને નાહતા કહી મે કહ્યુ, હુ લેખિત આપીશ બાપુજીને ભોજન કરાવ્યુ ભોજનમા બે ખાખરા, કાચુ શાક અને આઠ ઔંસ દૂધ અને સૂઈ ઊઠીને ફળો લેવાનુ હતુ

પોણે ઘી ઘસાવી બાપુજી ૧૨।। વાગ્યે આરામ લેતા હતા ત્યારે ઉપરના પ્રશ્નનો મે લેખિત જવાબ આપ્યો બાપુજી ઊઠયા ત્યારે મે તેમના હાથમા આ જવાબ મૂકયો આ જવાબ મારી ડાયરીમા જ લખવાનુ કહ્યુ હતુ "કે જેથી એ સચવાઈ રહે" આથી મે ડાયરીમા જ લખ્યો બાપુજીના હાથમા મૂકીને હું બાપુજી માટે સતરા ઠોલવા ગઈ બે સતરાં લીધા બાપુજી પાસે બીજા મુલાકાતીઓ આવી જતા મારો બગાડ ન જોઈ શકયા વચ્ચે કેટલાક પત્રો લખાવ્યા —રાજાજી, મનુભા, અને લોહિયાને ૩ વાગ્યે કાતતા કાતતા ભાવનગરના મુસલ માનભાઈઓ સાથે વાતો કરી એઓએ કહ્યુ કે મારવાડી લોકોએ

મુસલમાનોને ખૂબ હેરાન કર્યા છે. તેમનુ નામ સૈયદ મહબૂબ અહમદ. ૩ થી ૩–૧૫ કર્નલ મહબૂબ અહમદ, આઝાદ હિંદ ફોજના. ૩–૨૦ થી ૩–૩૫ શિમા ડેપ્યુટેશનમાં નવાબ મુબારકઅલી, નવાબ અબ્બાસઅલી. ૩–૪૦ થી ૩–૫૫ એસ અહમદ, સોડા વૉટર અને આઈસક્રીમ ફક્ટરી પટના ૫ થી ૫–૨૦ ડૉ. સચ્ચિદાનંદ સિંહા ૫–૨૫ થી ૫–૩૦ મલિક અબ્દુલ હલીમ, જહનાબાદ મદ્રેસા કૅમ્પ પટણા સિટી. વચ્ચે એક વખત ગરમ પાણી અને મધ લીધું. ૫–૩૦ થી ૫–૪૫ મહમદ મંઝુમ હસન, સૈયદ અબ્દુલ અઝીઝ, પટણાને એક કાગળ લખ્યો. અને તેમને તેમની તબિયત માટે નૈસર્ગિક ઉપચાર બતાવ્યો. તેમને મોકલવા માટે માટી તૈયાર કરવાની બાપુજીએ મને સૂચના આપી હતી. અને પ્રાર્થનામાં જવાને દસેક મિનિટની વાર હતી ત્યાં અનુગ્રહનારાયણ સિંહા આવ્યા. તેમની સાથે અહીંના ચાલતા ગોટાળાઓ વિષે વાતો કરી.

પ્રાર્થનામાં એકતા ઉપર જ ભાર મૂક્યો. ટૂંકું પ્રવચન હતું. આજે મુલાકાતીઓનો ધસારો એટલો બધો હતો કે બાપુજી ખૂબ જ થાકી ગયા હતા. અને ગરમી પણ પડવા લાગી છે. સાંજે કશું જ ખાવાનુ ન લીધું. પ્રાર્થના પછી ફરતાં બેગમસાહિબા અને બંને દીકરીઓ આવ્યાં. મહેબૂબભાઈ (ડૉ. સૈયદ મહમૂદ સાહેબના મોટા પુત્ર)નાં લગ્ન થવાનાં હોવાથી પાર્ટી કરવી કે નહીં તે વિષે બાપુજીને પૂછ્યું. બાપુજીએ કહ્યું, "મારી દૃષ્ટિએ આપણે આ અંગારમાં છીએ ત્યારે પાર્ટી ન જ આપવી જોઈએ. પણ હુ કહુ છું માટે મન દુભાવનાં અથવા ખુશ રહું તે ખાતર પાર્ટી બંધ ન રાખવી, પણ સમજપૂર્વક કરશો તો જ ઊગી નીકળશે." બેગમસાહિબા તો તુરત જ માની ગયાં. અને કહ્યું કે, "અમે કશું જ નહીં કરીએ આપની વાત મને સાવ ગળે ઊતરે છે. અમે સાદાઈથી જ બધો વિધિ પતાવીશું" વગેરે વાતો થઈ.

ફરીને આવીને ફક્ત થોડીક અંગુર લીધી. આજે ખાનસાહેબ પણ આવ્યા. તેઓ અમારી સાથે જ રહેશે. અને તેમની ખાવાપીવાની વગેરેની દેખરેખ જો હું પહોંચી શકું તો બાપુજીએ મને સોંપવા

ઇચ્છા બતાવી મારે તો તેમની સેવા કરવાની તક જોઈતી જ હતી એટલે બીજો વિચાર કરવાપણુ શુ હોય જ? મે બાપુજીને વિનોદમા કહ્યુ, "બાપુજી! બને ગાધી (એક સરહદના ગાધી તરીકે પ્રખ્યાત છે, બીજા મહાત્મા ગાધી) બને બુઢ્ઢા, બંને નેતા અને બંને ફકીર એ બનેની વચ્ચે મને સેવા કરવાનો લહાવો મળે, તેમા કેવી મજા પડે છે તે તો આપ ન અનુભવો ત્યા સુધી શી ખબર પડે?" બાપુજી કહે, "હા, વાત સાચી છે તને ખાનસાહેબ પાસેથી ખૂબ જ જાણવાનુ શીખવાનુ મળશે હુ તારા જેવડો હતો ત્યારે આવી તક નહોતી સાપડી એટલે તારી વાત મને ગળે ઊતરે છે ખરી પણ જોજે પહોચી વળે તો જ કામ ઉપાડજે, નહીતર નહી," આટલી ચેતવણી સૂતા સૂતા હુ તેલ ઘસતી હતી ત્યારે બાપુજીએ મને આપી

આજનુ હરિજન ફડ રૂ ૧૩૨-૧૧-૩ ઓટોગ્રાફના ૧૫ રૂપિયા અને મુસ્લિમ રાહત ફડના ૪૩ રૂપિયા થયા બધુ જુદુ રાખી જમા કરી જુદા જુદા ડબ્બામા ભર્યું મારા કામકાજથી પરવારી એક વાગ્યે સૂતી હજુ બાપુજીએ મારી ડાયરી આજે નથી તપાસી કેમ કે બહુ જ થાકી ગયા છે ૯-૩૦ વાગ્યે સૂતા ફડ ગણવામા મને ખૂબ જ મોડુ થાય છે પરચૂરણ પૈસા જ એટલા બધા આવ્યા કે તેનો જુદો જુદો ઢગલો કરી ગણતા ગણતા આજે તો ખરેખરી ખબર પડી ચાર વખત ગણવુ પડ્યુ, કારણ કે બધીય વખતે બબ્બે ત્રણ ત્રણ રૂપિયાનો ફરક આવ્યા કર્યો મારે આટલી મોડી સૂતી હુ તેની ખબર પડતા બાપુજી નારાજ ન થાય તો સારુ જે થાય તે ખરુ શરદી પણ સખત થઈ છે

૯-૩-'૪૭, રવિવાર
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના વખતે બાપુજીએ મને બેએક સાદ પાડ્યા હશે હુ તરત જાગી ન શકી રાતના મોડી સૂતી હતી અને બેએક દિવસથી થોડી શરદી થઈ હતી ગળે તાવ હશે જોકે મને તો કંઈ તાવ જેવુ નહોતું લાગતુ પરતુ બાપુજીએ તુ રોજ એક અવાજથી જાગી જતી તેને બદલે આજે કેમ અવાજ પડતા ન જાગી શકી એથી,

મારા કપાળ પર હાથ મૂકી મને હલાવી અને જોયુ કે મારુ શરીર તપે છે પણ હું તો નિયમ મુજબ જાગી ઊઠી દાતણ કરતા મને ટેમ્પરેચર લેવા કહ્યુ હુ આશ્ચર્ય પામી કે બાપુજી આમ કેમ કહે છે મને બીજી વાર કહે, "બસ કહ્યુ એટલે થવુ જ જોઈએ તુ જો તો ખરી, તારુ શરીર કેવુ તપી રહ્યુ છે! કેટલા વાગ્યે સૂતી હતી?" મે જોયુ તો ૧૦૦ ૬° હતુ પણ પ્રાર્થના પછી ગરમ પાણી અને રસ આપીને મારો વાક, હોઈ છાનીમાની સૂઈ ગઈ ની સાથે પણ મારી જેમ થયુ ને કહ્યુ "તમારો ધર્મ નઈ તાલીમને શોભાવવાનો છે ફક્ત કારકુનની જેમ મારુ લખવાનુ કે ટપાલ જોવાનુ જ નથી મૌલિક કામ કરવાનો છે બધાનો પ્રેમ સપાદન કરવાનો છે હુ તમારા ચારમા જો એકતા નહી જોઉ તો આ મહાભારત કામમા સફળતા નથી જ પામવાનો માટે દરેક રીતે બધુ વિચારવુ"

આ વાતો થતી હતી ત્યા હુ રસ લઈને આવી એટલે આ જ વાત ફરી મને સભળાવતા કહે, "તુ થાકી હોય તો તુ સૂઈ શકે છે મે તો તને અભયદાન આપ્યુ છે કે, તુ મને છોડી શકે છે, હુ તને નહી છોડુ મારા કામ પાછળ તબિયત ન સાચવે એમા હુ પાપ જોઉ છુ જેને સેવા કરવી છે તેણે પોતાની પહેલી સેવા કરવી જોઈએ સ્વકલ્યાણમા જ મારુ કલ્યાણ સમાયેલુ છે મારી સેવા કરતા ખાના પીવાનો વખત મેળવીને નથી ખાતી એને હુ સૂક્ષ્મ રીતે અહભાવ કહુ ખરો જેટલુ ન થઈ શકે તે મને કહી દેવુ પણ ખાના પીવાનુ, અને સૂવાનુ ય છોડીને મારુ કામ કરવુ એ કાઈ સારી વસ્તુ નથી"

સાંજનુ રોજ પ્રમાણે બગાળી પાઠ વગેરે ચાલ્યુ ફરતી વખતે ખાનસાહેબ સાથે હતા સરહદની વાતો ચાલી માલિશમા બાપુજી ૨૦ મિનિટ ઊંઘી ગયા સ્નાન ભોજન વગેરે રોજ પ્રમાણે ભોજનમા બે ખાખરા, શાક, દૂધ લીધુ બાપુજીને ભોજન કરાવવા રહી તેમા હુ નાહી ન શકી અને બાપુજીના પગ ધમી, ખાનસાહેબને જમાડી પછી નાહી અને જમીને આવી ત્યા એક વાગી ગયો બાપુજી આ વખતે તો ફરીથી સખત નારાજ થયા, પણ પોતાની ડાયરીમા પોતે જ લખ્યુ કે,

"મનુડીને એનો ધર્મ સૂક્ષ્મ રીતે બતાવ્યો તેણે બધુ નિયમસર કરતા શીખવુ રહ્યુ એને જ્યા સુધી જીવુ છુ ત્યા સુધીમા કદી નહી છોડુ જેને મે એને શ્રીરામપુરમા અભયવચન આપ્યુ છે પણ એ મને છોડી શકે છે તે મારા કામ પાછળ તબિયતનુ ધ્યાન ન રાખે એમા રહ્યુ પાપ જોઉ છુ જેને સેવા કરવી છે એણે શરીર પહેલુ સાચવવુ જોઈએ રાતના ફેડ ગણવામા એક વાગ્યો છતાય બપોરના જરાયે ન સૂતી, એ મને ખૂચતા એને રડાવવી પડી"

મારો આજે આખો દિવસ ખૂબ જ ઉદાસીનતામા ગયો એક જ જનનની ભૂલ બે વખત થઈ અને બીજી વખત બાપુજી ઠપકો આપતા હતા ત્યારે મારી આખમા આસુ આવી ગયા એથી બાપુજી પણ દુઃખી થયા અને તે દુઃખ આ રીતે પોતાની ડાયરીમા ટાકયુ

૧૨-૫૦ વાગે શકરીબહેન આવ્યા તેને વાત કરી કે મને વારંવાર શરદી થયા કરે છે તો નૈસર્ગિક ઉપચાર કરવો એમણે મને એ રીતે આખા દિવસમા શુ શુ ટ્રીટમેન્ટ લેવી તે લખી આપ્યુ એમા ઘણી વખત ગરમ પાણી કટિસ્નાન અને માટીના પ્રયોગો કરવાના હોવાથી મે તો એમની પાસેથી લેવાની બાપુજીને ના કહી કારણ કે હુ તાલ્લામાથી જ પરવારુ નહી

"વૉલ્ટન સાહેબ અને જહુગહેન સહાઈ આવ્યા, તોપણ મે પરવા ન કરી કેમ કે મને એમ હતુ કે બિહારમા મારુ ગાડુ ચાલે છે તો હુ અહી બેઠો બેઠો ત્યાનુ કામ સભાળીશ પણ જેવા જ્યારે ડૉ ટર સાહેબનો કાગળ લઈને મુસ્તફા સાહેબ આ યા ત્યારે મે તુરત જ અહી આવવાનો મારો ધર્મ માન્યો, કેમ કે જો સૈયદ મહમૂદ સાહેબ સાથે મારો ગાઢ વાડો સબધ છે હવે અહી આવ્યો છુ તો મારે કરવુ છે અથવા મરવુ છે તમને (મર્યાદ નરનાગઓને) સમજાવી શકુ તોય મારુ અહી આવ્યુ સાર્થક થશે

"મારા હૃદયમા જે ભર્યું છે તે તમારી આગળ ઠાલવુ છુ માનુ છુ અને અનુભવ્યુ છે કે, નોઆખાલીમા ખૂબ હત્યાકાડ થયો છે ખૂબ ગુડાઓ ભર્યા છે પણ તેનો બદલો અહી શા માટે હોય? બગાલ વસ્તુમા હરીફાઈ કરવાની હોય? મારા સાભળવામા આવે છે, અને વિસ્સમા કેટલાક મુસલમાનભાઈઓ આવે છે તેઓ કહે છે કે પ્રધાનો ભલા તો છે, પણ આપસ આપસમા મેળ નથી કૉગ્રેસ મદદ કરતી નથી કા તો આ વાત સાચી નથી અને જો તેમા કાઈ પણ તથ્ય હોય તો આપણે સુધરવુ ઘટે હુ તો સાભળેલી વાતો તમને સભળાવુ છુ બીજી તરફ ઝીણાસાહેબનો આપણી ઉપર આરોપ છે કે મુસલમાનો માટે કૉગ્રેસ નથી એને તમે આ રીતે સિદ્ધ કરી બતાવ્યુ ના? પણ તમે જુઓ છો કે કૉગ્રેસમા બધી જ કોમના માણસો છે ખાનસાહેબ જેવા રત્નો પડેલા છે પણ આજે અહી જ એમના જેવા મેનડીમનામત નથી ારણ મુસ્લિમ છે માટે આ આપણા માટે કેવુ શરમજનક કલક કહેવાય? પણ તમે કાર્યકર્તાઓ જ જ્યા સુધી શુદ્ધ નહી બનો, ત્યા સુધી પ્રજા શુદ્ધ થવાની જ નથી તમે જો પોતાને કૉગ્રેસના કાર્યકર તરીકે ઓળખાવવા માગતા હો તો તમારે સાથે સાથે તમારી જવાબદારીનુ ભાન પણ રાખવુ ઘટે હુ એમ પણ સાભળુ છુ કે કાર્યકર્તાઓ લાચરુશવતમા ફસાઈ પડે છે આ બધુ ઘણુ જ કદરૂપુ અને દુ ખદ છે ગજેન્દ્રબાબુના બિહારમા તો આવુ હોવુ જ ન જોઈએ તમે કાર્યકર થઈને લાચરુશવતમા ફસાશો તો આમ પ્રજાતમાથી કે અમલદારોમાથી આ બદી કઈ રીતે કાઢી શકશો? અને

કાળાં બજાર કોઈ દહાડો નાબૂદ નહીં થાય. અને તમે વર્ષોથી કરેલી સેવા પર સંપૂર્ણ સ્વરાજ્ય આજે તમારાં દ્વાર ખખડાવી રહ્યું છે ત્યારે, તે દ્વાર તમારે હાથે બંધ કરી પાણી ન ફેરવો.

"હું તો અહીં કરીશ અથવા મરીશ. આજે મને સેવાગ્રામ કે દિલ્હી મરવાનુ પસંદ નહીં પડે. પણ બિહાર કે નોઆખાલીમાં જ મરીશ.

"મારી પાસેથી કોઈ હુકમ ન લો. એક દહાડો હું હુકમ આપનાર હતો અને તમે માનનાર હતા. પણ બહુ જ બહાદુરીપૂર્વક સ્વચ્છતાથી કામ કરો તો તમે મારા કામમાં ખૂબ મદદગાર થશો. મેં કહ્યું છે જે મનમાં ભર્યું હતું તે. જે કોઈ પોતાને સેવક ગણે છે તે પોતાની છાતી પર હાથ મૂકી તપાસે અને જરા પણ મારી વાતમાં તથ્ય હોય તો એક અનુભવી બુઢ્ઢો કહી રહ્યો છે તેની વાત માની પોતે જ પોતાને સુધારે અને તે દ્વારા પટણાને, બિહારને અને હિંદુસ્તાનને સુધારે."

૪-વાગ્યે આ સભા પૂરી થઈ. ૪—૩૦ વિશ્વનાથ સહાય આવ્યા. પછી આનંદમોહન સહાય અને તેના પછી ડૉ. દેવેન્દ્ર મુખરજી, મિરઝા સુબેદાર, એસ. એમ. અહમદ. અને તે પછી રાધેલાલજીનો અળસીનો ઉદ્યોગ અમે જોયો. ખૂબ સરસ હતો. એક ટુવાલ અને એક બ્લૅંકેટ બાપુજીને આપી ગયા. કપડું ધોવાતાં પણ તેવું ને તેવું જ રહે છે. બાપુજી કહે, "આ ઉદ્યોગને ખીલવી શકાય તો બહુ ભારે કામ થાય." નેપાળના મહારાજાએ એક શાલ આપી છે.*

*આજના પ્રાર્થનાપ્રવચનમાં* બાપુજીએ લખાવ્યો હતો તે જ સંદેશો વંચાયો. આજના સંદેશામાં હતું કે, "સારું છે કે દરેક હપતામાં એક દિવસ મારો મૌનનો હોય છે. જો બધાં જ – આખો દિવસ ભલે નહીં પણ સગવડ મુજબ – અમુક કલાક કે અમુક મિનિટ પણ મૌન લઈ

* આ બન્ને થોડાક દિવસો બાપુજીએ વાપર્યાં હતાં અને પટણામાં મારું એપેન્ડિક્સ ઑપરેશન થયું તે માંદગી દરમિયાન બાપુજીની વાપરેલી શાલો પ્રસાદિયાં તરીકે મને બાપુજીએ ઓઢાડી હતી. અને આ અળસીના ટુવાલની તો લગભગ ૧૦ મહિના વાપર્યાં પછી પેલી શાલના અનુસંધાનમાં એક ઐતિહાસિક યાદગીરી તરીકે મેં બાપુજી પાસે માગણી કરી હતી. અને તે બાપુજીએ ---- રાખેલી એટલે એ જ સ્થિતિમાં આ પવિત્ર ચીજો છે.

૧૦-૩-'૪૭ સોમવાર

પટણા

૧૪ નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી બંગાળી પાઠ. બંગાળી પાઠ લખીને બાપુજીએ ગરમ પાણી અને મધ લીધા. મેં શ્લોકો લખ્યા હતા તે તપાસ્યા પછી હું જમવા ગઈ. દરમિયાન ... એક કાગળ ૨૨-૨-૪૭નો નોઆખાલી થઈને અહીં આજે મળ્યો. એથી તેના ઉપર બાપુજીએ પોતે જ લખ્યું મળ્યો તા. ૧૦-૩-૪૭. આ કાગળ તથા જવાબ ... ને મને મોકલ્યા. બંનેની નકલ કરવાનું સૂચવ્યું તે આ પ્રમાણે હતા

૨૨ –૪૭

પૂજ્ય બાપુની સેવામાં

આપે પચગનીમાં મને પાસે બેસાડીને જે શબ્દો સંભળાવ્યા હતા તે મારા મનમાં તો પડ્યા હતા. શોધ કર્યે શું વળે? હવે તો માત્ર રડવાનું બળ રહ્યું છે. એટલે રડી રડીને થાકીશ ત્યાં સુધી રડીશ.

આપ માણસોને તો એક ભવે બે ભવ થાય છે. મારે તો બીજે ભવે ત્રીજે ભવ અનુભવનો દિવસ આવ્યો. ને છોડ્યા પછી ભાંગી પડીશ એમ માન્યું હતું પણ ભાંગી ન પડ્યો. ને તે દિવસનો ખડમાકડી માફક આગળના બે પગ આપના પર ટેકવીને પાછળના બે પગ ઉપાડ્યા હતા. આજે આપને છોડું છું ત્યારે આગળના પગ ઠેરવવાનું સ્થાન દેખાતું નથી એટલે ભાંગી પડવાનો વધારે ભય છે છતાં ને કહ્યું હતું તેમ જ આપને કહું છું કે મારી ભૂલ સમજાશે ત્યારે એ જ ખોળામાં આળોટવા પાછો આવીશ અને આપને આપની ભૂલ સમજાશે ત્યારે આપ મને બોલાવીને એકરાર કરશો. મેં શ્રી ને છોડ્યા ત્યારથી એમણે જે શીખવ્યું તેને વધારે ચીવટથી વળગી રહ્યો છું તેમ જ આજે આપને છોડું છું ત્યારે પણ આપે જે આપ્યું છે તેને વધારે ચીવટથી વળગી રહેવાનો વિચાર કરીને જ છોડું છું. મારા દિલનું દર્દ આપ સમજી શકશો.

લિ. આજ્ઞાંકિત છોરુ ના સા. પ્રણામ

આજે બાપુજીએ ... આ ... 

ચિ.

તમારો કરુણ કાગળ હમણાં જ મળ્યો. સારું છે આજે મૌન છે. તમે રડો શાને? લડવાનો ધર્મ છે ... હોય જોઈએ જેમ ... છે તેમ તમે ... મેં તો સૂચવ્યું છે કે ... પૂછતા નથી

દુઃખી થાય છે. દુઃખ શાને ? અધર્મને ધર્મ માની બેઠો છું, તો મારો ત્યાગ કરો. જરાયે શંકાને સ્થાન હોય તો તેનો મને લાભ આપી જોયા કરો શું થાય છે તે. હું મોટો નથી, તમે નાના નથી. બધાય એક જ ક્ષેત્રના સાથી છીએ ... મારા વિચારો તો દૃઢ થતા જાય છે. એ કુમતિ છે કે સુમતિ એ કેમ જાણું ? મારે મન તો સુમતિ છે. પણ એ તો 'रज्जु सौंपमह भ्रम जिमि' વાળો ન્યાય થયો.

છેવટમાં આટલું જ; દુઃખી ન થાઓ. નિરાશાને સ્થાન ન આપતાં તમારું કામ કર્યા કરો. મારો ત્યાગ સુખેથી કરો. હું તો અત્યારે અગ્નિ-કુંડમાં પડ્યો છું. કાં બળીશ કાં તરીશ. દૂર પડ્યાં પણ પ્રાર્થના કરજો કે મને ઈશ્વર સન્મતિ આપે. બધાં કુશળ રહેજો.

'બાપુના આશીર્વાદ

આજના પત્રોત્તરથી તો પૂ. બાપુજીની ઉદારતા, નિરભિમાનતા, વિવેક અને છતાંયે કરેલા નિશ્ચયને અડગ રીતે વળગવાની શક્તિ ઉપર તો, જો મહાદેવકાકા હોત તો, એક નાનકડી પુસ્તિકા છપાય તેટલું વિવેચન લખત. અને જાણાના કાગળ — અને તેમાંય બાપુજીના પત્રમાંનું છેવટનું વાક્ય કે "પ્રાર્થના કરજો કે ઈશ્વર મને સન્મતિ આપે," — એવા છે કે, આવાં લખાણોમાં પૂ. મહાદેવકાકા યાદ આવી જ જાય. પણ આજે તો પૂ. મહાદેવકાકાને યાદ કરીને એ કાર્બન કરી મારા ખજાનામાં મૂક્યો છે.

બીજા પણ કેટલાક પત્રો લખી બાપુજી થોડી વાર લાંબા થયા. ૧૫ મિનિટ બાપુજી સૂતા. ઊઠીને ગંગાના કિનારે જ્યાં નાનકડી સ્ટીમર પડી છે ત્યાં ડેક પર ફરવા ગયા. સામેથી એક સ્ટીમર જતી હતી. મહાત્મા ગાંધી કી જય, અને દર્શન કરવા લોકો સામે કાંઠેથી તલપાપડ થતાં હતાં. બાપુજીએ પણ બધાંની સામે હાથ જોડી હસતે મુખે વંદના ઝીલી. ખાન સાહેબ પણ સાથે જ ફરવા આવ્યા હતા. આવીને બાપુજીના પગ ધોયા. બાપુજીએ પોતાનું થોડું લખવાનું કામ કર્યું. તેવામાં મેં મસાજ, સ્નાન માટે ગરમ પાણી મૂકવાની તૈયારી કરી. બાપુજીને શરદી થઈ હોવાથી શંકરનજીએ સ્ટીમ આપી. સ્નાનાદિથી પરવારતાં ૧૦ાા થયા. ભોજનમાં ૬ ઔંસ દૂધ, અને બે સંતરાં લીધાં. બીજું છોડ્યું. માટી, કાંતવાનું વગેરે નિયમ

મુજબ ચાલ્યુ. મૌન છે એટલે મુલાકાતો બહુ ન હતી આવ્યા હતા તે ફક્ત દર્શન માટે જ આવ્યા હતા ઘણોખરો સમય લખવામા જ ગાળ્યો બપોરના લગભગ બે એક કલાક છૂટા છૂટા લીધા હશે એથી કંઈક આરામ લાગે છે

પોણા ચાર વાગ્યે એક દર્દીને મળવા ગયા હતા, ત્યા રોજનીશી બાપુજીએ સાથે જ લીધી પરમ દહાડે મને પૂછેલા મારા અગત પ્રશ્નનો ઉત્તર હજી બાપુજીએ જોયો ન હતો રસ્તામા મોટરમા એ વાચી ગયા અને બાપુજીએ લખ્યુ

બાપુ તારી આશા ને ઇચ્છા ફળો એવા મારા આશીર્વાદ ૧૦–૩–'૪૭, સોમવાર, મોટરમા જતા, પટણા

આ આશીર્વાદ મેળવીને હુ તો ખૂબ જ આનદિત અને સતુષ્ટ બની મને તો ડર હતો કે, મને જે પ્રશ્ન પુછાયો છે તેનો જવાબ હુ સારી રીતે આપી શકીશ કે નહી. પરીક્ષામા બેઠેલા વિદ્યાર્થીની સ્થિતિ જે દહાડે પરિણામ સભળાવવાનુ હોય અને જેવી થાય તેવી સ્થિતિ આજે મોટરમા મારી હતી

૪॥ વાગ્યે આવીને બાપુજીએ ગરમ પાણી અને મધ લીધુ મને એક કાપલીમા લખ્યુ,

"જેમ તારા વિચારો ને તારી નીડરતાને ઘડી શકયો છુ તેમ તારુ શરીર ઘડી શકુ તો મને સતોષ થાય"

હજુ મને અને બાપુજીને બનેને શરદી છે તે પરથી લખ્યુ અને ગરમ પાણી મને પણ પીવા કહ્યુ બાપુજી સાજે ભોજનમા કશુ જ લેવાના ન હતા મને થોડો વખત હતો એટલે મે કુટુબીજનોને ટપાલ લખી પ્રાર્થના સમયે બાપુજીનુ મૌન ખૂલ્યુ બાપુજીનુ મૌન હોઈ બધુ જ વાતાવરણ સાવ સૂનુ સૂનુ લાગે છે

આજે પ્રાર્થનામા ખૂબ જ અવાજ હતો બાપુજીએ શરૂઆતમા કહ્યુ કે, "તમે સહુ આ પ્રાર્થનાસભામા તમાશો જોવાને નહી પણ સાચા દિલથી ઈશ્વરનુ નામ લેવાને સારુ, અને ઈશ્વરનુ કામ કરવાને માટે અહી એકઠા થયા છો

"મારી ઉપર આરોપ મૂકવામાં આવે છે કે, હું અહીં પ્રાર્થના માટે આવું છું અને પ્રાર્થનાને બહાને રાજદ્વારી વાતોનો પ્રચાર કરું છું. જેને ગાળો દેવી હોય કે કંઈક ઊંધી રીતે જોવું હોય તેનો તો શો ઉપાય? પણ હું કહું છું કે, ધારો કે કદાચ હું રાજનૈતિક વાતો કરું પણ છું તો તે ધાર્મિક ભાવનાથી જ. જે માણસ ધાર્મિક જીવન જીવી રહ્યો હોય, આધ્યાત્મિક રીતે રહેતો હોય, તેની જિંદગી આમ જુદા જુદા વિભાગોમા વહેંચાયેલી નથી હોતી. એક વેપારી પોતાના વેપારમાં દગો કરી પૈસો એકઠો કરે અને પછી તેમાંથી ધર્માદો કરે, તો ભગવાન રિઝાઈ નથી જતો. ભગવાન એવો ભોળો નથી. આ આખા જગતને એકસૂત્રે પરોવી રાખનાર કાનૂન અને તે કાનૂનનો બનાવનારો એ બંને અલગ પાડી શકાતા જ નથી. એવો માણસ જે ભાષા વાપરે છે તે વાપરીને હુ એટલે સુધી કહી શકું છું કે ખુદ ઈશ્વર પણ પોતે પ્રવર્તાવેલા પોતાના નિયમના ચક્રને વશ રહીને જ ચાલે છે. ઘાસનું એક તણખલુ પણ તેની ઇચ્છા વિરુદ્ધ ફરકી નથી શકતુ.

"આપણે આપણો ધર્મ ઓળખીએ અને તે પ્રમાણે ચાલીએ. હેવાનિયત કર્યે નહીં પાકિસ્તાનનું ભલું થાય, નહીં હિંદુસ્તાનનું ભલુ થાય. આ બધી લૂંટફાટ, મારફૂટ કોના માટે થાય છે? એમ કરીને શું કરશો? અને હજુ તો આપણે સહુ ગુલામીમાં તો પડ્યા છીએ ના?"

આજે પૂ. બાપુજીએ પોતે જ બેસીને ફંડ એકઠું કર્યું. એક કલાક બેઠા. અને નોટોનો, પરચૂરણ પૈસાનો જોતજોતામાં ઢગલો થઈ ગયો. લોકો બાપુજીને હાથોહાથ આપતાં હતાં. બહેનોએ એ જ વખતે રાહત ફંડમાં પોતાનાં નાક-કાન-હાથમાંથી દાગીના ઉતારીને આપ્યા. ખાનસાહેબ પણ મને આ બધું ભેગું કરાવવામાં મદદ કરતા હતા.

પ્રાર્થનામાંથી આવીને ગરમી બહુ હોઈ બાપુજી બહાર બેઠા. પ્રેસવાળા ભાઈઓ સાથે થોડીક વાર વાતો કરી. પ્રવચન જોયું. પગ ધોઈ ને સ્ટીમ લીધી. સાંજે મુલાકાતીઓ પણ આવ્યા હતા. પ્રશ્નો પણ આવ્યા.

મે ફંડ ગણ્યુ આજના ફંડમા રૂ ૧,૯૫૪–૧૫–૦ થયા ઉપરાત દાગીનામા ૮ વીંટી (સોનાની), ૧ નેકટિ (માણેક મોતીનુ), ૧ સોનાની અંગડી, ૨ ચાદીની મગડી, ૫૦૦ રૂ નો એક ચેક અને ૧૦૦ રૂ ની એ નોટ બાકી બધુ જ પરચૂરણ હતુ

પ્રાર્થનામાથી આવીને પ્રધાનમંડળની મીટિંગમા ન બેસતા મે ફંડ ગણી લીધુ બીજા છાપાઓના ખબરપત્રીઓ પણ ગણાવવા બેઠા હતા ૧૦ વાગ્યે બાપુજીને સૂવાનો વખત થયો ત્યારે હુ પણ ફંડનો હિસાબ લખી તયાર થઈ ગઈ

બાપુજી આ જોઈને રાજી થયા કહે 'રાજ્ય તેટલુ કામ કરીએ તો કામને પણ ફાયદો થાય અને આપણને પણ ફાયદો થાય

બાપુજી ૧૦ વાગ્યે સૂતા બાકીન કામકાજ કરી મારી રોજ નીશી લખી ૧૦ાા વાગ્યે સૂતી

**૧૧–૩–’૪૭, મંગળવાર**

**પટણા**

રોજ પ્રમાણે પ્રાર્થના પ્રાર્થના પછી ગરમ પાણી પીતા કેટલાક જવાબો મને લખાવ્યા

એક લખાણમા

તારો લાંબો કાગળ આખોય સાભળી ગયો અને ગમ્યો છતા ખટક્યો પોતે પોતાના પ્રત્યે કડક અને તીખા રહીએ બીજા પ્રત્યે ઉદાર રહીએ એ ત્રણેય દોષિત છે, એમ માનીએ નહી દોષ વિના કોઈ નથી, ત્યા કોણ કોનો દોષ કાઢે? જે દોષો તુ કાઢે છે તે વિષે તેઓને હુ લખુ? તારો ધર્મ છે કે તે તે વ્યક્તિઓ પાસે વિનય રાખીને વાતો કરવી જોઈએ તુ તને પોતાને તપાસજે સાધકને જ્યારે અભિમાન થાય છે ત્યારે તેની પ્રગતિ અટકે છે એવી બીક મને તારા કાગળની વાતો છે ઊંડો ઊતરજે ને મને લખજે હાલ તો આટલુ જ

બીજા જવાબમા પૂ મોટીબા વિષે થોડુક પણ અંગત લખાણ

તારો પ્રેમમય પત્ર (પત્તુ) મળ્યુ જેટલો પ્રેમ જોઈએ તેટલુ જ જો જ્ઞાન જોત તો વધારે શોભત થાત બા (પૂ કસ્તૂરબા)ની સગાઈ દેહની જ ન હતી નહિ તો તો બા આજે પણ જીવતી છે મારી પાસે છે હુ જે કરતો હતો તે બા જાણતી હતી બાને જોઈને આગ જ લાગે તેટલે અરોભીન કોઈ ન જાણે

બનારસ હિંદુ યુનિવર્સિટીમાં ભણતા એક કોલેજિયનનો લાંબો પત્ર હતો. તેણે બાપુજી સાથે નિકટનો પરિચય ધરાવનાર ત્યાં ભણતી એક બાળાની ફરિયાદ લખી હતી. તે ભાઈએ ઉપરાંત લખ્યું હતું કે, આ ફરિયાદથી આપને કંઈ માઠું તો નહીં લાગેને? વગેરે.

તેનો ઉત્તર બાપુજીએ વાળ્યો :

तुम्हारा खत मिला। सही हकीकत देनेमें बुरा क्या लगना था? और कुछ जानते हो तो लिखो...

એક બીજા લખાણમાં હિંદુસ્તાની વિષે :

मैं तो यहांसे जल्दी निकल सकूं ऐसा नहीं देखता। करना है या मरना है।

हिन्दुस्तानीका क्या कर रहे हो? मेरी उम्मीद है कि इस बातमें सरकारी नीति स्पष्ट की जायगी। आज हम गिर रहे हैं। इस हालतमें कोई तो दृढ़ रहें......

એક બીજા જવાબમાં :

હું તો નિત્ય એ જ ઝંખું છું કે અસત્યમાંથી સત્યમાં લઈ જાય. એ જ ભાવ 'Kindly Light'માં છેના? ભંગીનું કામ કર્યા કરો. આંખને હવે જાળવજો. અખબારની ચોપડીઓ વાંચજો. જાણો છો ના?

. . . ને લખ્યું :

તમારો કાગળ મળ્યો. પંચગનીની ફિકર તો હવે તમારે અને શાંતિબાએ કરવી રહી. હું તો અહીંથી છૂટ છૂટું એવું લાગતું નથી. કરીશ કે મરીશ. છેવટનું ભગવાન જાણે. ભંગીનું સમજ્યો. ગ્રામ ઉદ્યોગનું તો ભાઈ કુમારપ્પા સાથે વિચારજો.

આજે સવારમાં જ બાપુજીએ ઠીક ઠીક પત્રો લખ્યા. બધામાં વિવિધતા છે અને સાથે ભરપૂર જ્ઞાન મળે છે. પત્રો લખાયા પછી ફળનો રસ લીધો. રસ પીતાં મને સંસ્કૃતનો પાઠ આપ્યો. અકારાન્તનાં રૂપો અને સંધિના નિયમો બતાવ્યા. અને મારી આ નોટબુક પૂરી થાય છે તે મહુવા મોકલવાની બાપુજી સાથે વાત કરી. બાપુજી કહે, "હું ઇચ્છું છું કે આ રોજનીશી તું પહેલાં નોઆખાલી પ્યારેલાલજીને મોકલ, કેમ કે આમાં લખાયેલી નોંધો ઘણી જ અગત્યની છે, એટલે તે એક વાર જાણી લે તો સારું. એને પણ

ને પછી એ સીધી ભલે જયપ્રમુખનાલને મોકલી આપે સચવાઈ રહેશે. રજિસ્ટરથી મોકલજે જેથી ગેરવલ્લે બીક ન રહે કદાચ તારી આ રોજનીશીની અગત્ય તને આજે સમજાય, પણ મારી દૃષ્ટિએ તેમા કીમતી માહિતીઓનો અં નાત્રાનો ઇતિહાસ ભરેલો છે જોકે તારી ભાષા હજુ જોઈએ તેવી ઘડાઈ નથી પણ એ તો ધીમે ધીમે થઈ રહેશે એટલે આ ચીજ ક્યાય ગુમાઈ ન જાય તેની કાળજી રાખજે અને તુ ન કરી શકે તે નિર્મળબાબુ કે દેવને કહેજે એ તને કેટની ટિકિટ ચોડવી અને રજિસ્ટર કરવાની શી વિધિ હોય છે તે બતાવશે"

અમારી વાતો ચાલતી હતી, તેવામા નિર્મળદા ટપાલ લઈને આવ્યા થોડીક ટપાલ સાભળી તેવામા ૭–૩૦ થયા એટલે ફરવા ઊપડયા ખાનસાહેબને આજથી રોજ સવારે સોનામુખીની પત્તી રાતે પલાળી સવારે આપવાનુ બાપુજીએ સૂચવ્યુ હતુ તે પ્રમાણે ફરવા જતા પહેલા આપ્યુ તે ઉપરથી હસતા હસતા બાપુજીએ તેમને પૂછી લીધુ કે, હું તેમની બરાબર સેવા કરુ છુ કે ભૂખ્યા રાખુ છુ? ફરતા ફરતા તેમની સાથે બિહારના ગામડાઓમા પ્રવાસ કરવા વિષે વાતો કરી ફરી આવીને બાપુજીને અર્ધો ચમચી ઇસપગોળ આપ્યો અને વિનોદાનદ ઝા, લોકલ સેલ્ફ ગવર્નમેટના વાસુદેવપ્રસાદજી અને તેમની મડળી આવી

માલિશ સ્નાન બાદ ભોજનમા એક ખાખરો, એક સફરજન ૮ ઔસ દૂધ લીધુ આજે જમતી વેળાએ ડૉક્ટર સાહેબના દીકરીઓ અને બેગમસાહિબા આવ્યા હતા

ભોજન પછી ૦। કલાક આરામ કર્યો મે પગે ઘી ઘસ્યુ બપોરના હુ નથી સૂતી તે બાપુજીને નથી ગમતુ એટલે પગ ઘસીને પગ પાસે બધુ જ કામકાજ પડતુ મૂકીને ઊઘી જવાનો હુકમ બાપુજીએ કર્યો એટલે તે પ્રમાણે આજે કર્યું ૧૨॥ વાગ્યે બાપુજી ઊઠ્યા ત્યારે મને ઉઠાડી

ખાનસાહેબે ૧૨॥ વાગે તેમને માટે દૂધીનો હલવો કરેલો તે લીધો, બે રોટલી અને બાફેલુ તથા કાચુ શાક અને ૮ ઔસ દહી

લીધું. એમને ૧૦ાા વાગ્યામાં ભોજન કરવું નથી ફાવતું એટલે આજથી ૧૨ાા વાગ્યે રોજ ભોજન કરશે.

ખાનસાહેબને ભોજન કરાવ્યા પછી હું નાહી, બાપુજીનાં તથા મારાં કપડાં ધોયાં અને જમી. બાપુજીનું સૂતર ટરડયું. માટીનો પાટો તૈયાર કર્યો અને રેંટિયો તૈયાર કર્યો, તેવામાં સહેજે ૭ વાગી ગયા. સમય તો ક્યાં જાય છે તેની ખબર જ નથી પડતી. મુસલમાન ભાઈઓ સાથે બાપુજી વાતો કરતા હતા. આ ભાઈઓનાં નામ મહમદ જુમેદ, મૌલવી હસન. પછી મહાસભાના નવલકિશોરપ્રસાદ અને તેમની મંડળી. તે પછી મૌલવી સૈયદ ઇઝા ઉઝીન, જૈમત ઉસ્મા, ૩ા થી ૪ જલેશ્વરપ્રસાદ, શમ્સુદ્દીન સાહેબ અને લીગના માણસો. લીગના ભાઈઓને બાપુજીએ સાફ સંભળાવ્યું કે, "જો તમારે તમારું હિત ઇચ્છવું હોય તો તમે અતિશયોક્તિ ન કરો. અહીં જે થયું છે તે ખરાબ થયું છે તે હું કબૂલું છું. પણ નોઆખાલીમાં હજુય ડર નથી ગયો. તમારામાંથી સ્વયંસેવકોએ જઈને ત્યાં ધૂણી ધખાવી બેસવું જોઈએ અને લોકોને સમજાવવા જોઈએ કે, હજુ તો સંપૂર્ણ આઝાદી નથી મળી ત્યાં તમે ભાઈઓ ભાઈઓ શા માટે લડો છો? અને હિંદુઓને કહો કે, તમે તો શું, પણ તમારી નાનનડી બાલિકા કે બાલક પણ અમારાં જ દીકરી દીકરા છે. તમે બેફિકર રહો. જો આટલું તમે કરશો તો અહીં કે પંજાબમાં તો આપોઆપ શાંતિ સ્થપાઈ જશે. અને દુનિયામાં તમારું નામ ઉજ્જવળ રહેશે. ભૂલ તો સહુ કોઈથી થઈ જાય, પણ તે ભૂલ જો સમયસર ખરા હૃદયથી સુધારવામાં આવે તો એક ક્ષણમાં આ ભૂલને લોકો વીસરી જશે."

૪ વાગ્યે બાપુજીને માટી આપીને હું બાપુજી માટે તથા ખાનસાહેબ માટે સાંજનુ ખાવાનું, અને આવતી કાલ માટે ખાખરા કરવા ચાલી ગઈ.

બાપુજી જે પ્રવચનો પ્રાર્થના પછી કરે છે તે સંદેશાઓ ગામડાંમાં પહોંચાડવા માટે વિહાર સમાચાર નામનું એક-પત્ર નીકળશે. અને દરરોજ એરોપ્લેન દ્વારા સરકાર તરફથી ગામડાંઓમાં ચોપાનિયા રૂપે ફેંકવામાં આવશે તેમ શ્રીબાબુએ નક્કી કર્યું. આવતી

કાલથી આનો અમલ થશે. અને અમારો પ્રવાસ પણ આવતી કાલથી શરૂ થશે. એટલે આસપાસનાં ગામડાંમાં પ્રાર્થના થશે અને રાત તો પાછું ઘેરે જ ગાળવાની. આગળ ઉપર પછી દૂર દૂરનાં ગામડાંમાં પણ રહેવા ખાતર જવાનું થશે.

સાંજની પ્રાર્થનાસભા આજે તો નિયમ મુજબ ખાંડીપુર મેદાનમાં જ થઈ. પ્રાર્થના પહેલાં બાપુજીએ કશું જ ખાવાનું ન લીધું. આવીને એક સફરજન (બાફેલું) અને ૮ ઔંસ દૂધ લીધું.

આજના પ્રવચનમાં બાપુજીએ કહ્યું : "આજે અહીં મારી આ છેલ્લી પ્રાર્થના છે. કેમ કે આવતી કાલથી હું અંદરનાં ગામડાંઓના પ્રવાસે જવાનો છું. હું રાતવાસો અહીં જ રાખીને ગામડાંમાં ફરીશ. છતાં પણ તમે જે એક ખૂબસૂરત કામ કરી રહ્યા છો અને જે લાગણીથી કાલે મુસલમાન રાહત ફંડ આપવામાં તમે મદદ કરી છે તે ચાલુ જ રાખશો એવી આશા હું રાખું છું. કાલનો ફાળો લગભગ એ હજાર જેટલો થયો. અને બહેનોએ દાગીનાઓ પણ આપ્યા. બહેનોને ઘરેણાં કેટલાં વહાલાં હોય છે તે હું સારી પેરે જાણું છું. એટલે જ એક ભવ્ય મદદ તમે મને આપી રહ્યા છો. જોકે સ્ત્રીઓનો સાચો શણગાર તો ચોખ્ખું અને પવિત્ર હૃદય જ છે. અને તેનું સ્થાન તો શરીર પર કોઈ પણ કીમતી ઘરેણા કરતાં અનેક ગણું વધારે કીમતી છે.

"હમણાં એક ચિઠ્ઠી મળી છે તેનો જવાબ આપું કે, કોઈ માણસ મને ગાળ દે તો મારાથી તે સામે ગાળ ન દેવાય. તેમ કરવાથી તો ઊલટું વાતાવરણ બગડે છે. <u>હિંસા તો અહિંસાથી જ શમે છે.</u> જોકે અપ્રતિકારની ભાવનાના સાચા અર્થને વિશે ઘણી ગેરસમજ છે. પણ સાચો અર્થ એ છે કે, હિંસાના જવાબમાં સામી હિંસા ન આચરવા છતાં તે તેની ગેરવાજબી અથવા અન્યાયની માગણી સામે કદીય તાબે નહીં થાય. મરણનું જોખમ ખેડીને પણ તેને નમતું નહીં આપે. દા. ત. કોઈ માણસ મને બળજબરીથી કહે કે, પાકિસ્તાનના મા[illegible] દાવાનો સ્વીકાર કર. તો તે ધમકીની સામે હું સીધું હિંસાત્મક નહીં બનતાં નમ્રતાથી, વિવેકથી પૂછું કે તમારા દાવાનો શો અર્થ છે

જો મારું સમાધાન થાય તો હું તેને સ્વીકારું અને મને લાગે કે એ કેવળ જબરદસ્તી જ છે તો હું તેની સામે અપ્રતિકારની ભાવના રાખું. ભલે તે મને મારી પણ નાખે. અહિંસાના વ્રતવાળો માણસ હિંસાનો જવાબ હિંસાથી ન વાળે. પણ પોતાનો હાથ રોકી લઈ સાથે સાથે સામાની માગણીને તાબે ન થતાં તેની હિંસાને શમાવી દે, અને તેને નકામી કરી મૂકે. જગતનો વહેવાર આગળ ચલાવવાનો આ જ એક સુમાર્ગ છે. ઍટમ બૉમ્બ જેવાં મહા સંહારક સાધનોના ઉપયોગથી કોનું ભલું થવાનું છે? એટલે હિંસાની સામે હિંસા જ કરશો તો આપોઆપ આ ભયંકર શસ્ત્રનો ઉપયોગ થશે, અને જગતનો વિનાશ થશે.

"હિંસક લડાઈમાં જે જાતની બહાદુરી અને શૂરાતનની જરૂર પડે છે તેના કરતાં મેં અહીં કહેલા અહિંસક પ્રતિકારમાં વધારે ચડિયાતા શૂરાતનની જરૂર પડે છે. સંસ્કૃત સૂત્ર છે કે क्षमा वीरस्य भूषणम् । ક્ષમા એ સાચે જ વીરનું ભૂષણ છે, નામર્દનું નહીં.

"અહિંસાનો ઉપદેશ દરેક ધર્મમાં કરવામાં આવ્યો છે. પણ હિંદની ભૂમિ પર અનેકાનેક ઋષિમુનિઓ અને સાધુસંતોએ અહિંસાનું શાસ્ત્ર રચી, કઠોર તપ કરી પોતાનું જીવન અર્પણ કરી દીધાના દાખલાઓ આપણને જોવા મળે છે. તેથી કવિઓએ હિમાલય વિષે કહ્યું છે કે, હિમાલય પણ પોતાના ત્યાગથી પોતાની અશુદ્ધિઓને ધોઈને હિમના શ્વેત આચ્છાદનથી શોભાયમાન બન્યો છે. પણ આજે તો અહિંસાના આ બધા આચારનું કેવળ નામ જ રહી ગયું છે. એટલે દ્વેષનો પ્રેમથી, અને હિંસાનો અહિંસાથી જવાબ વાળવાના સનાતન નિયમનો પુનરુદ્ધાર કરવાની આવશ્યકતા અત્યારે ઊભી થઈ છે. અને એ સનાતન નિયમની પુનઃસ્થાપના જનકવિદેહી અને સિયાવર રામચંદ્રજીની આ પુણ્યભૂમિમાં નહીં થાય તો બીજે ક્યાં થવાની હતી?"

આજે પ્રવચન કરતાં પૂરો એક કલાક થયો. પણ હિંસા-અહિંસાનો જે તાત્ત્વિક ભેદ બાપુજીએ સમજાવ્યો તે અદ્‌ભુત હતો. પ્રાર્થના પછી ગઈ કાલની જેમ ઉઘરાણું કર્યું. પછી દૂધ અને સફરજન લીધું. બાપુજીએ પ્રવચન તપાસ્યું, અને પ્રધાનોને મળ્યા. દરમિયાન મેં ખાનસાહેબને જમાડ્યા. અત્યારે શાક, રોટલી, થોડીક દાળ અને દહીં

લીધુ અને બે સતરા તેવામા ૮ાા થઈ ગયા બાપુજીની પથારી . અને થોડુક પરચૂરણ કામકાજ પતાવ્યુ ત્યા નવ થયા બાપુજી ફરવા ઊપડ્યા ૨૦ મિનિટ ફર્યા ફરીને પગ ધોઈ ૯ાા વાગ્યે પથારીમા ગયા મે તેલ ઘસી પગ દબાવીને ફડ ગણવાનુ આદર્યું આજે ૧૦ વાગ્યે ફડ ગણવા બેઠી એટલે કોઈ મદદગાર ન હતુ

આજનુ ફડ તો સાવ ગરીબ પ્રજાનુ હોય તેમ લાગે છે કારણ કે રૂપિયાની નોટ ફક્ત ૫૦ જ હતી બાકી પાઈ, પૈસા, આના, બે આના, ૪ આના વધુ હતા એક પણ ૧૦૦ની નોટ ન હતી, પાચ ૧૦ની નોટ, અને પાચ પાચની ૨૦ નોટ હતી કુલ ફડ પૂરું ૧૦૦૦ રૂ થયુ અને દાગીનાઓમા પગમા પહેરવાના ચાદીના સાબ્બા અને વળિયા હતા લોકવર્ણ હાથે પહેરે તેવા ચાદીના પાચ મરડા હતા, ત્રણ સોનાની ચૂક હતી, એક જોડ મીનાકારી એરિગ અને બે વીટી ફડ ગણતા એકનો ટકોરો ઘડિયાળમા વાગે છે અને મારુ બધુ કામ પૂરુ કરી સૂવા જાઉ છુ

અહીની સેન્ટ્રલ બૅંકમા રૂ ૩,૩૫૭–૧૧–૬ આજે દેવભાઈ જમા કરાવી આવ્યા હતા

૧૨–૩–'૪૭, બુધવાર
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના પ્રાર્થના પછી હુ ક્યારે સૂતી તે વિષે બાપુજીએ પૂછ્યુ મે કહ્યુ, લગભગ એક વાગ્યો હતો બાપુજી કહે, ' તારી ઉપર હવે કદાચ જુલમ કરી રહ્યો છુ બાર વાગ્યે હુ 'યુરિનલ' લેવા પથારીમાથી ઊઠ્યો, ત્યારે તારી મચ્છરદાની ખોલીને જોયુ તો તુ ન હતી મને તારી ઉપર ગુસ્સોય આવ્યો કે હવે આ છોકરીનુ શુ કરવુ ? આસપાસ જોયુ કોઈ ન હતું, એટલે ફરી સૂતો ઊઘ ન આવતા હાથમા માળા લીધી પછી ક્યારે ઊઘી ગયો તેની ખબર ન પડી ફરી તને ૩ાા વાગ્યે ઉઠાડવાનુ મન નહોતુ થતુ, પણ પ્રાર્થના છોડાવવી બરાબર ન લાગતા ઉઠાડી પણ હવે આ ઊઘ તું બપોરના પૂરી કરીશ ત્યારે જ મને સતોષ થશે તે ધ્યાનમા રાખજે"

ગઈ રાતનું ફંડ ૧૦૦૦ રૂ. થયું. આમાં મુખ્યત્વે પરચૂરણ જ હતું. નોટો ઘણી જ ઓછી હતી તે ગણવામાં હું એકલી જ હતી. જોકે પ્રેસના પ્રતિનિધિઓએ ૦।। કલાક ગણાવ્યું હતું. પણ ભૂલ પડતાં ફરી વાર ગણવું પડ્યું.

૬ા બાપુજીએ મારો ગીતાપાઠ તપાસ્યો. તારાબહેનનો ખૂબ લાંબો કાગળ આવેલો એટલે ફરવા સુધીના સમયમાં તે કાગળ વાંચ્યો. ૬–૨૦ કલકત્તાથી ફુલરંજનબાબુ આવ્યા. તેઓને અઝીઝ સાહેબ, જેઓ લકવાથી પીડાઈ રહેલા છે તેમની સારવાર માટે, ખાસ બાપુજીએ તાર કરીને તેડાવ્યા હતા. તેમની સાથે વાતોમાં ઠીક ઠીક વખત ગયો. મને પણ તપાસવાનું કહ્યું.

બહાર ધુમ્મસ હોવાને કારણે માલિશ અંદર કર્યું. ખાનસાહેબ સાથે નિરાશ્રિતો વિષે વાતો કરી. સરહદમાં પણ આગ ફેલાવાનો ડર છે.

માલિશમાં ખાનસાહેબ માટે બાપુજી મને કહે, "તેં જોયુંને કે મેં વાત કરી કે હારવવા જઈશું તો અહીંનું બગડશે, પણ જો આપણું ઘર કે જ્યાંથી આ ચિનગારી શરૂ થઈ છે તેને જ ઠારશું તો આગળ બળવા નહીં પામે પણ બૂઝેલું ઠરશે. એમણે આની સામે જરા પણ દલીલ જ ન કરી. એમનો તો હંમેશાં આવો જ સૂર રહેલો છે કે, 'હુકમ આપો'. હુકમના તાબેદાર છે. પાંચ જ મિનિટમાં પતી ગયું."

માલિશમાં બાપુજી ૦।। કલાક ઊંઘી ગયા. ભોજનમાં બે ખાખરા, શાક, દૂધ, બે ગ્રેઇપ ફ્રૂટ તથા બે લીચી લીધાં. શૈલનભાઈ જમતી વેળાએ છાપાં સંભળાવવા આવ્યા. બાપુજી ડૉન છાપું ખાસ વંચાવે છે. મેં કહ્યું, વિરોધી છાપું શું વાંચવું? એકલી આપને અને કૉંગ્રેસને ગાળો જ આપે છે, તે સિવાય બીજું કશું જ આ છાપામાં નથી.

બાપુજી કહે, "ત્યાં જ આપણે ભૂલીએ છીએ. કેટલીક વાર આપણા વિરોધી થકી જ આપણે ઉપર ચડીએ છીએ. આપણા ગુણગાન ગાતાં છાપાં વાંચવાથી આપણી પ્રગતિ થાય જ નહીં. વિરોધી છાપાં વાંચી તેમાં કશુંય તથ્ય હોય તો આપણે સુધરવું. અને જો સાવ જુઠ્ઠાણું હોય તો તેનો રદિયો આપવો, જાહેર નિવેદન કરવું. રામાયણનાં પાત્રોમાં જો કૈકેયીનું પાત્ર ન હોત તો એ ગ્રંથની બહુ કિંમત ન ર... પણ

લીધું અને બે સંતરાં. તેવામાં ૮।। થઈ ગયા. બાપુજીની પથારી કરી અને થોડુંક પરચૂરણ કામકાજ પતાવ્યું ત્યાં નવ થયા. બાપુજી ફરવા ઊઠ્યા. ૨૦ મિનિટ ફર્યા. ફરીને પગ ધોઈ ૯।। વાગ્યે પથારીમાં ગયા મેં તેલ ઘસી પગ દબાવીને ફંડ ગણવાનું આદર્યું. આજે ૧૦। વાગ્યે ફંડ ગણવા બેઠી એટલે કોઈ મદદગાર ન હતું.

આજનું ફંડ તો સાવ ગરીબ પ્રજાનું હોય તેમ લાગે છે. કારણ કે રૂપિયાની નોટ ફક્ત ૫૦ જ હતી. બાકી પાઈ, પૈસા, આના, બે આના, ૪ આના વધુ હતા. એક પણ ૧૦૦ ની નોટ ન હતી, પાંચ ૧૦ ની નોટ, અને પાંચ પાંચની ૨૦ નોટ હતી. કુલ ફંડ પૂરું ૧૦૦૦ રૂ. થયું. અને દાગીનાઓમાં પગમાં પહેરવાનાં ચાંદીનાં સાંકળાં અને વળિયાં હતાં. લોકવર્ણ હાથે પહેરે તેવા ચાંદીના પાંચ કરડા હતા, ત્રણ સોનાની ચૂંક હતી, એક જોડ મીનાકારી એરિંગ અને બે વીંટી. ફંડ ગણતાં એકનો ટકોરો ઘડિયાળમાં વાગે છે અને મારું બધું કામ પૂરું કરી સૂવા જાઉં છું.

અહીંની સેન્ટ્રલ બૅંકમાં રૂ. ૩,૩૫૭–૧૧–૬ આજે દેવભાઈ જમા કરાવી આવ્યા હતા.

૧૨–૩–’૪૭, બુધવાર
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થના પછી હું ક્યારે સૂતી તે વિષે બાપુજીએ પૂછ્યું. મેં કહ્યું, લગભગ એક વાગ્યો હતો. બાપુજી કહે, "તારી ઉપર હવે કદાચ જુલમ કરી રહ્યો છું. બાર વાગ્યે હું 'યુરિનલ' લેવા પથારીમાંથી ઊઠ્યો, ત્યારે તારી મચ્છરદાની ખોલીને જોયું તો તું ન હતી. મને તારી ઉપર ગુસ્સોય આવ્યો કે હવે આ છોકરીનું શું કરવું ? આસપાસ જોયું કોઈ ન હતું, એટલે ફરી સૂતો. ઊંઘ ન આવતા હાથમાં માળા લીધી. પછી ક્યારે ઊંઘી ગયો તેની ખબર ન પડી ફરી તને ૩।। વાગ્યે ઉઠાડવાનું મન નહોતું થતું, પણ પ્રાર્થના છોડવી બરાબર ન લાગતાં ઉઠાડી. પણ હવે આ ઊંઘ તું બપોરના પૂરી કરીશ ત્યારે જ મને સંતોષ થશે તે ધ્યાનમાં રાખજે."

ગઈ રાતનું ફંડ ૧૦૦૦ રૂ. થયું. આમાં મુખ્યત્વે પરચૂરણ જ હતું. નોટો ઘણી જ ઓછી હતી તે ગણવામાં હું એકલી જ હતી. જોકે પ્રેસના પ્રતિનિધિઓએ ૦॥ કલાક ગણાવ્યું હતું. પણ ભૂલ પડતાં ફરી વાર ગણવું પડ્યું.

૬। બાપુજીએ મારો ગીતાપાઠ તપાસ્યો. તારાબહેનનો ખૂબ લાંબો કાગળ આવેલો એટલે ફરવા સુધીના સમયમાં તે કાગળ વાંચ્યો. ૬–૨૦ કલકત્તાથી ફુલરંજનબાબુ આવ્યા. તેઓને અઝીઝ સાહેબ, જેઓ લકવાથી પીડાઈ રહેલા છે તેમની સારવાર માટે, ખાસ બાપુજીએ તાર કરીને તેડાવ્યા હતા. તેમની સાથે વાતોમાં ઠીક ઠીક વખત ગયો. મને પણ તપાસવાનું કહ્યું.

બહાર ધુમ્મસ હોવાને કારણે માલિશ અંદર કર્યું. ખાનસાહેબ સાથે નિરાશ્રિતો વિષે વાતો કરી. સરહદમાં પણ આગ ફેલાવાનો ડર છે.

માલિશમાં ખાનસાહેબ માટે બાપુજી મને કહે, "તેં જોયુંને કે મેં વાત કરી કે ઠારવવા જઈશું તો અહીંનું બગડશે, પણ જો આપણું ઘર કે જ્યાંથી આ ચિનગારી શરૂ થઈ છે તેને જ ઠારશું તો આગળ બળવા નહીં પામે પણ બળેલું ઠરશે. એમણે આની સામે જરા પણ દલીલ જ ન કરી. એમનો તો હંમેશાં આવો જ સૂર રહેલો છે કે, 'હુકમ આપો'. હુકમના તાબેદાર છે. પાંચ જ મિનિટમાં પતી ગયું."

માલિશમાં બાપુજી ૦॥ કલાક ઊંઘી ગયા. ભોજનમાં બે ખાખરા, શાક, દૂધ, બે ગ્રેપ ફ્રૂટ તથા બે લીચી લીધાં. શૈલનભાઈ જમતી વેળાએ છાપાં સંભળાવવા આવ્યા. બાપુજી ડૉન છાપું ખાસ વંચાવે છે. મેં કહ્યું, વિરોધી છાપું શું વાંચવું ? એકલી આપને અને કોંગ્રેસને ગાળો જ આપે છે, તે સિવાય બીજું કશું જ આ છાપામાં નથી.

બાપુજી કહે, "ત્યાં જ આપણે ભૂલીએ છીએ. કેટલીક વાર આપણા વિરોધી થકી જ આપણે ઉપર ચડીએ છીએ. આપણા ગુણગાન ગાતાં છાપાં વાંચવાથી આપણી પ્રગતિ થાય જ નહીં. વિરોધી છાપાં વાંચી તેમાં કશુંય તથ્ય હોય તો આપણે સુધરવું. અને જો સાવ જુઠ્ઠાણું હોય તો તેનો રદિયો આપવો, જાહેર નિવેદન કરવું. રામાયણનાં પાત્રોમાં જો કૈકેયીનું પાત્ર ન હોત તો એ ગ્રંથની બહુ કિંમત ન રહેત. પણ

લીધું અને બે સંતરાં. તેવામાં ૮।। થઈ ગયા. બાપુજીની પથારી કરી અને થોડુંક પરચૂરણ કામકાજ પતાવ્યું ત્યાં નવ થયા. બાપુજી ફરવા ઊઠ્યા. ૨૦ મિનિટ ફર્યા. ફરીને પગ ધોઈ ૯।।। વાગ્યે પથારીમાં ગયા મેં તેલ ઘસી પગ દબાવીને ફંડ ગણવાનું આદર્યું. આજે ૧૦ વાગ્યે ફંડ ગણવા બેઠી એટલે કોઈ મદદગાર ન હતુ.

આજનું ફંડ તો સાવ ગરીબ પ્રજાનુ હોય તેમ લાગે છે. કારણ કે રૂપિયાની નોટ ફક્ત ૫૦ જ હતી. બાકી પાઈ, પૈસા, આના, બે આના, ૪ આના વધુ હતા. એક પણ ૧૦૦ની નોટ ન હતી, પાંચ ૧૦ ની નોટ, અને પાંચ પાંચની ૨૦ નોટ હતી. કુલ ફંડ પૂરું ૧૦૦૦ રૂ. થયું. અને દાગીનાઓમાં પગમાં પહેરવાનાં ચાંદીનાં સાંકળાં અને વળિયાં હતાં. લોકવર્ણ હાથે પહેરે તેવા ચાંદીના પાંચ કરડા હતા, ત્રણ સોનાની ચૂંક હતી, એક જોડ મીનાકારી એરિંગ અને બે વીંટી. ફંડ ગણતાં એકનો ટકોરો ઘડિયાળમાં વાગે છે અને મારું બધુ કામ પૂરું કરી સૂવા જાઉં છું.

અહીંની સેન્ટ્રલ બૅંકમાં રૂ. ૩,૩૫૭–૧૧–૬ આજે દેવભાઈ જમા કરાવી આવ્યા હતા.

૧૨-૩-'૪૭, બુધવાર
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થના પછી હું ક્યારે સૂતી તે વિષે બાપુજીએ પૂછ્યું. મેં કહ્યુ, લગભગ એક વાગ્યો હતો. બાપુજી કહે, "તારી ઉપર હવે કદાચ જુલમ કરી રહ્યો છું. બાર વાગ્યે હું 'યુરિનલ' લેવા પથારીમાંથી ઊઠ્યો, ત્યારે તારી મચ્છરદાની ખોલીને જોયું તો તું ન હતી. મને તારી ઉપર ગુસ્સોય આવ્યો કે હવે આ છોકરીનુ શું કરવું? આસપાસ જોયુ કોઈ ન હતું, એટલે ફરી સૂતો. ઊંઘ ન આવતા હાથમાં માળા લીધી. પછી ક્યારે ઊંઘી ગયો તેની ખબર ન પડી ફરી તને ૩।। વાગ્યે ઉઠાડવાનું મન નહોતુ થતું, પણ પ્રાર્થના છોડાવવી બરાબર ન લાગતાં ઉઠાડી. પણ હવે આ ઊંઘ તું બપોરના પૂરી કરીશ ત્યારે જ મને સંતોષ થશે તે ધ્યાનમાં રાખજે."

પહેલાં એક ગ્રેઈપ ફ્રૂટ લીધું. આજે પ્રાર્થનામાં કુમુરાહટમાં મંગલેશના તળાવ પર જવાનું છે અને આજથી બિહારનો પ્રવાસ શરૂ થાય છે.

.૪–૨૦ ઊપડ્યા. અમારી સાથે પ્રધાનોમાંથી અનુગ્રહબાબુ હતા. અને મૃદુલાબહેન, ખાનસાહેબ, હું અને બાપુજી પાછળની સીટ પર હતાં. બાપુજી ૧૫ મિનિટ મોટરમાં મારા ખોળામાં માથું રાખીને સૂતા. રસ્તામાં મૃદુલાબહેને કહ્યું, "૧૯૩૦ની ૧૨મી માર્ચની દાંડીકૂચ યાદ આવે છે." ખાનસાહેબ ખૂબ પ્રેમથી બાપુજીના પગ ચાંપતા હતા. ખાનસાહેબની નમ્રતા તો અદ્ભુત છે અને ભાષા પણ ઘણી જ મીઠી લાગે. જાણે સાંભળ્યા જ કરીએ. અતિ સાદાઈ છે. આમ બે મહાત્માઓની વચ્ચે વસવાની મને અનોખી જ લહાણ મળી છે.

રસ્તામાં મહમદ મુસ્તફાખાનનું ઘર જોયું. બધું પાડેલું હતું. બારીબારણાં લઈ ગયા હતા. મસ્જિદ ભસ્મીભૂત થયેલી પણ જોઈ.

પ્રાર્થનામાં પુષ્કળ ભીડ હતી. મુસલમાન બહેનો પણ ઘણી હતી. પહેલાં તો રામધૂન શરૂ કરી ત્યારે જ કાંઈક શાંતિ રહી. પછી આખી પ્રાર્થના અને પ્રવચનમાં કુમુરાહટમાં જોયું હતું તેનું વર્ણન બહુ દ્રવિત હૃદયે આપતાં બાપુજીએ કહ્યું,

"એક આબાદ કુટુંબની ઘરવખરી અને સરસામાન ખતમ થઈ ગયો. કુટુંબ આખું તારાજ થઈ ગયું. તમે સો જાણો છો તેમ હવે અંગ્રેજો તો જવાની તૈયારીમાં છે. તે વખતે આપણી શી ફરજ હોઈ શકે તે વિચારવું જોઈએ. ફટકાના બદલામાં બીજો ફટકો મારવાની નીતિને અપનાવીને શું આપણે કાયમી ગુલામી વહોરવા માગીએ છીએ? અને તેમ કરી હિંદુસ્તાન, પાકિસ્તાન, બ્રાહ્મણિસ્તાન, અછૂતિસ્તાન વગેરે પાડી આપણે આપણી માતાના કટકા કરીશું તો આપણી ઉપર દુનિયા થૂંકશે. ધારો કે કોઈ એકાદ માણસે મંદિરમાં જઈ પાગલપણું કરી મૂર્તિને ભાંગવાનું કામ કર્યું, તો શું આપણે મસ્જિદ તોડવી? તેથી કોઈ રીતે હિંદુ ધર્મનું રક્ષણ થતું જ નથી તમે કબૂલ કરો કે ન કરો, પણ એટલું ચોક્કસ છે કે, આપણે સહુ એક યા બીજી રીતે મૂર્તિપૂજક જ છીએ. મારી તો હિંદુમુસ્લિમ બધી કોમને સલાહ છે કે, જ્યાં કોઈ સ્થળે જબરદસ્તી જુઓ ત્યાં બિલકુલ તાબે ન થતાં નમ્રતાથી તેનો

રોમજી કેવા એકવચની' અને ત્યાગી હતા તે બતાવવા તેની એ માતાને કરી. આવા તો ઘણાય દાખલા પડ્યા છે. એટલે ટૂંકમાં હું તને એ કહેવા માગું છું કે, ગુણગાન ગવાતાં હોય તે ઓછું સાંભળવું. અને સંભળાયું હોય તો આ મારાથી થયું છે તેથી ફુલાઈ ન જવું, પણ ઈશ્વરની કૃપા માનવી અને વિરોધી વાતો સાંભળી, તેમાં તથ્ય હોય તો સુધરવું. ગુસ્સો તો થાય જ નહીં. આથી માણસ ખૂબ ઊંચે ચઢે છે."

પૂ. બાપુજી આવી નાની વાતોમાંથી પણ તેના સિદ્ધાંત સમજાવે છે. એટલું જ નહીં, પણ પ્રત્યક્ષ કાર્યમાં—આચરણમાં મૂકી બતાવે છે. ત્યારે ગીતાના કર્મયોગનો જાણે કે સાક્ષાત્કાર થાય છે. મને મારા પ્રશ્ન પર ખરેખર આજે તો ખૂબ શરમ આવી. પણ સાથે જ જીવન ઊજળું કરવાના અમૂલ્ય સિદ્ધાંતના પાઠો અકસ્માત્ મળી જતાં સાચા બાપુનાં દર્શન થતાં ખૂબ સંતોષ અને આનંદ થાય છે.

દોલતભાઈ છાપાં સંભળાવવા લાગ્યા એટલે બાપુજીએ મને નાહી કપડાં ધોઈ પરવારી જવા કહ્યું. હું પરવારીને આવી ત્યારે બાપુજીએ જમવાનું પૂરું કર્યું. એટલે હું ઘી ઘસવા લાગી. એક પગ ઘસ્યો ત્યારે બાપુજીએ મને પૂછ્યું, "તું જમી આવી?" મેં કહ્યું, ના. હું ઘી ઘસીને જઈશ. બાપુજીએ ઘી ઘસવાનું બંધ કરાવ્યું, અને "બીજો પગ આવીને ઘસજે; પહેલાં જમી આવ" એમ કહ્યું માટે બીજો પગ મૂકીને જમવા જવું જ પડ્યું. દરેક વાતમાં તેમની આટલી બધી કાળજી છે.

જમીને આવી ત્યારે બાપુજી તો ઊંઘી ગયા હતા. પણ ધીમેથી પગ લઈને ઘસ્યો. પગ ઘસીને ખાનસાહેબને જમવાનુ આપ્યું. તેમની પાસે બેસીને મારી ડાયરી લખી. ખાનસાહેબને જમાડીને આવી ત્યાં બાપુજી ઊઠ્યા. ગરમ પાણી આપી રેંટિયો તૈયાર કરી બાપુજીનાં વાસણ માંજ્યાં અને ૦ા કલાક હું પણ સૂતી. ૨ા વાગે ઊઠી. બાપુજીને માટી મૂકી થોડીક ગોળપાપડી બનાવી. બાપુજી માટી લેતાં લેતાં ૧૫ મિનિટ સૂઈ ગયા ઊઠ્યા ત્યારે રામાનંદ મિશ્ર આવ્યા હતા. ૩–૪૦ મહમૂદીન, સરદાર જ્ઞાનસિંહજી ૪ રામમૃકરજી, શ્રીમતી સુંદરીદેવી, એસ. એમ. શેર અને તેમની મંડળી, પછી અનુગ્રહબાબુ હતા. પ્રાર્થનામાં જતાં

પહેલાં એક ગ્રેપ ફ્રૂટ લીધું. આજે પ્રાર્થનામાં કુમુરાહટમાં મંગલેશના તળાવ પર જવાનું છે અને આજથી બિહારનો પ્રવાસ શરૂ થાય છે.

. ૪-૨૦ ઊપડ્યા. અમારી સાથે પ્રધાનોમાંથી અનુગ્રહબાબુ હતા. અને મૃદુલાબહેન, ખાનસાહેબ, હું અને બાપુજી પાછળની સીટ પર હતાં. બાપુજી ૧૫ મિનિટ મોટરમાં મારા ખોળામાં માથું રાખીને સૂતા. રસ્તામાં મૃદુલાબહેને કહ્યું, "૧૯૩૦ની ૧૨મી માર્ચની દાંડીકૂચ યાદ આવે છે." ખાનસાહેબ ખૂબ પ્રેમથી બાપુજીના પગ ચાંપતા હતા. ખાનસાહેબની નમ્રતા તો અદ્ભુત છે અને ભાષા પણ ઘણી જ મીઠી લાગે. જાણે સાંભળ્યા જ કરીએ. અતિ સાદાઈ છે. આમ બે મહાત્માઓની વચ્ચે વસવાની મને અનોખી જ લહાણ મળી છે.

રસ્તામાં મહમદ મુસ્તફાખાનનું ઘર જોયું. બધું પાડેલું હતું. બારીબારણાં લઈ ગયા હતા. મસ્જિદ ભસ્મીભૂત થયેલી પણ જોઈ.

પ્રાર્થનામાં પુષ્કળ ભીડ હતી. મુસલમાન બહેનો પણ ઘણી હતી. પહેલાં તો રામધૂન શરૂ કરી ત્યારે જ કાંઈક શાંતિ રહી. પછી આખી પ્રાર્થના અને પ્રવચનમાં કુમુરાહટમાં જોયું હતું તેનું વર્ણન બહુ ખિન્ન હૃદયે આપતાં બાપુજીએ કહ્યું,

"એક આબાદ કુટુંબની ઘરવખરી અને સરસામાન ખતમ થઈ ગયો. કુટુંબ આખું તારાજ થઈ ગયું. તમે સૌ જાણો છો તેમ હવે અંગ્રેજો તો જવાની તૈયારીમાં છે. તે વખતે આપણી શી ફરજ હોઈ શકે તે વિચારવું જોઈએ. ફટકાના બદલામાં બીજો ફટકો મારવાની નીતિને અપનાવીને શું આપણે કાયમી ગુલામી વહોરવા માગીએ છીએ? અને તેમ કરી હિંદુસ્તાન, પાકિસ્તાન, બ્રાહ્મણિસ્તાન, અછૂતિસ્તાન વગેરે પાડી આપણે આપણી માતાના કટકા કરીશું તો આપણી ઉપર દુનિયા થૂંકશે. ધારો કે કોઈ એકાદ માણસે મંદિરમાં જઈ પાગલપણું કરી મૂર્તિને ભાંગવાનું કામ કર્યું, તો શું આપણે મસ્જિદ તોડવી? તેથી કોઈ રીતે હિંદુ ધર્મનું રક્ષણ થતું જ નથી તમે કબૂલ કરો કે ન કરો, પણ એટલું ચોક્કસ છે કે, આપણે સહુ એક યા બીજી રીતે મૂર્તિપૂજક જ છીએ. મારી તો હિંદુમુસ્લિમ બધી કોમને સલાહ છે કે, જ્યાં કોઈ સ્થળે જબરદસ્તી જુઓ ત્યાં બિલકુલ તાબે ન થતાં નમ્રતાથી તેનો

સામનો કરજો હું પોતે જે મારી ઈશ્વરને પૂજવાની રીત — ભલે આડીઘેની હોય તોપણ કોઈ તેના પર અકુશ મૂકવા આવે તો મારી મૂર્તિના રક્ષણ કાજે મારા પ્રાણ આપવાનુ બહેતર માનુ તો જ આપણે ખરા ભક્ત છીએ

"અહી ખાનસાહેબ છે, તેમની જ વાત કહુ કે તેઓ હિસાન રસ્તાથી કટાળી કઈ રીતે અહિસક રસ્તે વળ્યા તેમનો જન્મ એવા કુટુમ્બમા થયો છે કે ફટકાની સામે ફટકાથી જ વાત કરાય તેવુ ઝનૂની એમનુ કુટુમ્બ હતું અને બાપે દીકરાને માર્યાના દાખના હતા આ વેર મટતુ જ ન હતુ આથી બાદશાહ ખાનસાહેબને થયુ કે, આ હિસાથી તો વેર લબાય છે, એથી તેમણે અહિસાનો રાહ લીધો અને પઠાણોમા એવુ પરિવર્તન આવ્યુ કે તે આશ્ચર્ય પમાડે છે અને તેઓ પ્રેમથી, સેવાથી સહુ કોઈના દિલને વશ કરે છે તેથી તેમને સહુ કોઈ ફકીર ફકીરને બોલાવે છે તેઓ તો દિનપ્રતિદિન સત્ય અહિસાની વધુ ને વધુ નજીક પહોચી ગયા છે કેમ કે અહિસા, સત્યનો મર્મ તેઓ સમજી ગયા છે અહી એકત્ર થયેના સહુ કોઈ આના બહાદુરીભરેલા રસ્તે ચાલો અને દુનિયાને તેનુ અનુકરણ કરાવો

"અહી આવતા જે તારાજ થયેલું બધુ જોયુ અને બગાળમા પણ કરુણ ઘટનાઓ જોઈ તેથી મારુ હૃદય ચિરાઈ રહ્યુ છે આઝાદી આપણા પગ આગળ આળોટી રહી છે ત્યારે આપણે શુ કરી રહ્યા છીએ તેનો જરાક તો વિચાર કરીએ"

બાપુજીનુ પ્રવચન પૂરુ થયા બાદ બહેનોમા જઈને મે ઉઘરાણું શરૂ કર્યું બહેનો મને પકડી પકડીને ફડ માટે પૈસા આપતી હતી કેટલીય ગરીબ બહેનોના દાગીનાઓ ચાદીના આવ્યા અવ્યવસ્થા બહુ થઈ ગઈ હતી છતા ફડ ઠીક ઠીક પ્રમાણમા ભેગુ થયુ

ઘેરે પહોચતા બરાબર ૮–૩૦ થયા દેરમાઈને શીળસ જેવુ નીકળ્યુ હોવાથી પ્રાર્થનામા નહોતા આવ્યા એટલે ઘેરે આવીને તુરત જ મે મારી નોધપોથીમા પ્રવચન લખ્યુ હતું તેને સારા અક્ષરમા લખીને બાપુજીને આપ્યુ અને તે પરથી અંગ્રેજી કર્યું, એટલે તેમા જ ૧૦ વાગી ગયા પછી બાપુજી થોડુક ફર્યા અને ૧૦॥ વાગે પથારીમાં

સૂતા. સાંજે કશુ જ ખાવાનુ નહોતુ લીધુ શાહનવાઝ સાહેબ પણ આવ્યા તેઓ પણ હવે અમારી સાથે રહેશે. તેઓએ રાતે મને ફંડ ગણવામાં થોડીક મદદ આપતા નેતાજીની વાતો કરી. ૧૮૩૪ રૂ ૧૫ આ. સેન્ટ્રલ બૅંકમા જમા કરાવ્યા.

બાપુજીના સૂતરના તાર ૧૦૫ થયા હુ પણ ૧૧ાા વાગ્યે વહેલી જ સૂવા હવે જાઉ છુ. એમ નક્કી થયુ છે કે, ત્રણ દહાડા આજુબાજુનાં ગામડાંમાં પ્રાર્થના યોજાય અને એક દહાડો બાકીપુરના અહીના મેદાનમાં. બાપુજી ખૂબ થાકેલા છે. ગરમી પણ અત્યારથી સખત પડવા લાગી છે રસ્તામા ઠીક ઠીક હડદોલા લાગતા હતા બહુ સારો રસ્તો તો ન હતો જ ખાનસાહેબે સાજે ફક્ત દહી જ લીધુ એ પણ થાકયા છે.

૧૩-૩-'૪૭, ગુરુવાર
પટણા

અમે રોજ પ્રમાણે ગગાના ઘાટ પર સૂતા હતાં પણ રાતે એટલો તો સખત પવન આવ્યો કે અમારી મચ્છરદાની હાથ જ ન રહી અને ઓઢવાના પણ ઊડવા લાગ્યાં. છેવટે અસહ્ય પવનથી હું અને બાપુજી એક વાગ્યે અદર આવી ગયા ત્રણ વાગ્યે દેવભાઈએ ફરીથી પ્રાર્થનાનો વખત થવાનુ સમજી ઉઠાડ્યા બાપુજીએ ઘડિયાળમાં જોયુ તો હજુ ત્રણ જ વાગ્યા હતા. એટલે ફરી બધા સૂઈ ગયાં આમ રાતે બાપુજીની ઊઘ બગડી હોવાથી દિવસમા સહેજ થાક જેવુ જણાતુ હતુ.

પ્રાર્થના પછી ગરમ પાણી પીતા નિયમ મુજબ મને ગીતાનો પાઠ કરાવ્યો અને મે લખેના શ્લોકોમા સહી કરી પરમ દહાડે એટલે તા. ૧૫મીએ સવારે બાપુજી મને શ્લોકો મોઢે લખવાનુ કહેશે ( શ્લોકોની પરીક્ષા લેશે ) એટલે તેની તૈયારી કરવામા ૧૫ મિનિટ મને આપી

પછી મારી ડાયરી તપાસી બાપુજીએ કહ્યુ કે, "હવે તને શું લખવું અને કઈ રીતે લખવુ તે ઠીક ઠીક આવડી ગયુ છે તેથી તેનો વખત બચાવીને શ્લોકોના ઉચ્ચારમાં અને ખાસ કરીને અર્થો સમજાવવામાં વખત આપવો છે."

બીજી દસ મિનિટમા બાપુજીએ પોતાનો બગાળી પાઠ કર્યો પછી ફળનો રસ લીધો કુંવરજનબાબુએ બાપુજીને તપાસ્યા આરામ લેવાનુ ખાસ કહ્યુ ખાનસાહેબને પણ તપાસ્યા છેલ્લો મારો વારો આવ્યો મને બાપુજીએ પોતાની દેખરેખ નીચે તપાસાવી, પછી ફરવા ગયા

ફરતા ખાનસાહેબ સાથે તેમની તબિયત અગે વાતો કરી ફરીને આવીને પગ ધોઈ મીધા માલિશમા ગયા મ લિશમા બાપુજીએ મને જ્યારે કુંવરજનબાબુ તપાસતા હતા, ત્યારે પોતે શા માટે હાજર રહ્યા તેનો ઉલ્લેખ કરતા કહ્યુ,

'જ્યારે કુંવરજનબાબુ તને તપાસતા હતા ત્યારે તે તો મને ના કહી, કારણ કે હુ મારુ કઈક વધુ કામ કરી શકુ એમ તારા મનમા હશે પણ જેટલુ મહત્ત્વનુ મારુ બીજુ કામ છે, તેટલુ જ મહત્ત્વનુ તારી દેખરેખ રાખવાનુ મારુ કામ છે હુ તો એક મા તરીકેની ફરજ પર અત્યારે છું એટલે મે સુશીલાને કે કોઈને તારો કેસ ન સોપ્યો તારા નાકમાથી વગર ગરમીએ અસાધારણ લોહી પડે છે અને એથી તને જે નુકસાન થઈ રહ્યુ છે તે તુ વગર સકોચે તેને કહી શકે એવી મને હજુ ખાતરી નથી તારે તારુ શરમાળપણુ અને સકોચ છોડવા જ જોઈએ મારાથી તો કશુ છુપાવવાપણુ હોય જ નહી ને?

બાપુજી હજુ આ વાતો કહેતા હતા તેવામા જ મારા નાકમાથી એકદમ લોહીની સેર ફૂટી બાપુજીએ તુરત જ મને ત્યા બેસાડી દીધી પ્રેમથી વાસો થાબડ્યો બાપુજીની સેવા મારે લેવી પડે એથી મને ખૂબ જ દુ ખ થયુ મારી આખમા પાણી આવી ગયા બાપુજીએ મને ખૂબ જ વાત્સલ્યથી સાત્વન આપ્યુ કે,

'હુ કઈ કહુ તેની પણ મગજ ઉપર તુ અસર કરી રહી હોય એમ લાગે છે તુ ખૂબ જ સેન્સિટિવ છે અને એથી મગજના દબાણને અગે પગ લોટી વહે આ મારો નિયમ તને કહુ છુ શારીરિક રોગમાત્ર માનસિક સ્થિતિના આધાર પર છે એટલુ સૂત્ર સમજીશ, ગોખીશ અને મગજમા ઉતારીશ તો આ નસકોરી ફૂટવાનો રોગ આપો આપ જતો રહેશે એમા મને જરાયે શકા નથી પણ તને હુ જે કહુ છુ તેથી તુ ગભીરતાપૂર્વક અને કઈક બોજારૂપે મગજને થકાવતી હોય એમ તારા ચહેરા પરથી લાગે છે કેમ કે હુ તને કઈ પણ કહુ છુ

ત્યારે તું ગંભીર બની જાય છે. અલબત્ત, ગંભીરતાથી પીઢપણું આવશે. ગભીરતા કયારે હોવી જોઈએ અને કયારે નહીં તેનો વિચાર કરતી થઈ જા. કયારેક તને એટલી ગભીર જોઉં છું કે તું ૧૭ વર્ષની હોવા છતા ૭૦ વર્ષની લાગે છે. એ દૃશ્ય મને જરાયે જોવુ ન ગમે. આ ઉમરે તો હસવું, કૂદવું, ખેલવું, ખાઈ-પીને કમર કસીને કામ કરવું. આમે કામ તો તું ખૂબ કરે છે. બીજાના કામમાં આળસુ નથી. પણ તારા પોતાના પ્રત્યે આળસ સેવે છે, એ જરાયે સારુ નથી. ગાંભીર્યની મર્યાદા ઓળખતી થઈ જા. વિવેકપૂર્વકનું વ્યવહારુ ગાભીર્ય આવશે ત્યારે ગમે તેવા જટિલ પ્રશ્નો હોય તોય ચહેરો અને મન સ્મિતપૂર્વક એનો જવાબ આપી જ દે. આવા સ્મિતના બે અર્થો થાય છે. એક તો નફટાઈનુ સ્મિત, અને બીજું પોતે પોતાની ભૂલ સમજી જવાથી અને ફરી એવી ભૂલ નહીં કરવાના આનંદનું હાસ્ય." પછી મને પ્રેમથી ચાંપીને કહે, "હવે તું જો તારા મનને મક્કમ કરશે તો આ નસકોરીની લોહીની ધાર આ છેલ્લી જ થઈ જશે. અને સાથે રામરટણ હૃદયપૂર્વકનું હોવું જોઈએ. આ મુખ્ય શરત મનની પ્રફુલ્લિતતાની સાથે હોવી જ જોઈએ."

પાંચેક મિનિટના આરામ બાદ બાપુજીની અધૂરી રહેલી મસાજ પૂરી કરી. પીઠ અને માથું ચોળવાનાં હતાં તે ઝડપથી બાપુજીએ ચોળાવ્યાં. બાથમાં બાપુજીનાં આજનાં કપડાં હુનરભાઈને ધોવા આપવાનું બાપુજીએ કહ્યું. એમણે તો સહર્ષ એ કામને વધાવી લીધું.

ભોજન રોજ પ્રમાણે. ભોજન સમયે દોલતભાઈએ છાપાં સંભળાવ્યાં. જમ્યા પછી મુનશી અને બીજાઓને પત્રો લખ્યા. ૧૨ા ખાનસાહેબને જમાડીને બાપુજીના પગે ઘી ઘસ્યું. ૨-૩૦ વાગ્યાથી મુલાકાતો શરૂ થઈ. ૨-૩૦ દ્વારકાનાથ તિવારી, પછી શીખ પાર્ટી, પછી ૨-૪૦ શાહનવાઝ સાહેબ, એસ. એમ. મઝમુદાર, મહામાયાપ્રસાદજી, અનુગ્રહબાબુ, ભાલચંદ્ર શર્મા વગેરે આવ્યા. પ્રાર્થનામાં જતા પહેલાં બે ગ્રેઈપ ફ્રૂટ લીધાં. પછી પ્રાર્થનામાં જવા ઊપડયા. રસ્તામાં સિપારા ગામના માણસે અમારી મોટર રોકીને રૂપિયાની થેલી આપી. આ થેલી મેં રસ્તામાં જ ખોલી, તો તેમાંથી એક કાગળ મળ્યો, જેમાં લખ્યું હતુ કે.

"અમે કરેલા અપરાધની હવે ક્ષમા આપશો અને અમારા હાથે જે મુસ્લિમોના જાનમાલની હાનિ થઈ છે તેની અમને ભારે શરમ છે, અને તેના બદલામા યત્કિંચિત્ આ રૂપિયાની થેલી અમે આપને અર્પણ કરીએ છીએ, જેનો ઉપયોગ પીડિત ભાઈબહેનો માટે છે. અમે માફી માગીએ છીએ. અને હવે પછી આવુ કદીય નહી કરીએ"

પારસા ગામમાં બાળેલાં મકાનો જોયા પાકાં મકાનો ખંડિયેર કરી નાખ્યા હતા

પ્રાર્થનામાં બાપુજીએ કહ્યુ "બિહારીઓ મોટે ભાગે શાંત પ્રકૃતિના છે. પરતુ થોડા વખતને માટે ફેલાયેલી અરાજકતાને પરિણામે આજે મે રસ્તામા મુસ્લિમોના તારાજ થઈ ગયેલા ઘરો જોયા મને આશ્ચર્ય થાય છે કે, આવા શાંત પ્રકૃતિના ગણાતા લોકોમા આવું પાગલપણુ શી રીતે આવ્યુ હશે? જો કોઈ એમ માનતા હોય કે, બિહારે નોઆખાલીનુ વેર લીધુ છે, તો તે સહુને હુ કહું છુ કે વેર લેવાનો પણ એ સાચો રસ્તો નથી હિંદુસ્તાનના જ એક ભાગના લોકોએ પોતાના જ દેશના બીજા ભાગના લોકો કે જેઓ ભાઈઓ સમાન છે તેઓને દુશ્મન ગણવા એ વૃત્તિ આત્મઘાતક છે અને એ વૃત્તિને પરિણામે હિંદુસ્તાનની ગુલામી દશાની મુદત લબાશે અને બીજુ કશુય નહી થાય તોય આખરે એ વૃત્તિ માણસને એવી તો સાકડી મનોવૃત્તિ તરફ ઘસડી જશે કે પોતાના જિલ્લા કરતાય પોતાના ગામની આઝાદીને તે વધુ કીમતી ગણશે પણ એમ કોઈ એક ગામ થોડુ જ સ્વતંત્ર થઈ શકે? હુ તો એ માગુ છુ કે, દરેક હિંદી—હિંદવાસી એવી લાગણી કેળવે કે તેને એવુ ભાન હોય કે હિંદુસ્તાનના કોઈ પણ ભાગમા—કોઈ પણ ખૂણે—જો કઈ ખોટુ કામ થાય તો તેની સાથે મારો સબંધ છે અને તેની જવાબદારી બીજાના જેટલી જ મારી છે અને તેથી અન્યાય દૂર કરવામા દરેકે શકય તેટલી સેવા કરી છૂટવી જ જોઈએ બિહારના મામલાને પ્રજાના આગેવાનોને સોંપી મારે પંજાબ જવુ એવા સંદેશાઓ મારા પર આવ્યા કરે છે પણ બધેય સ્થળે સેવા આપવાને હુ સમર્થ છુ, એવુ માની બેસવા જેટલો ફૂલણજી નથી મને પોતાને હું કેવળ ઈશ્વરના હાથનું એક સાધન સમજુ છુ બિહાર—બંગાળની

સગી બહેનો જેવી બે કોમો વચ્ચે સુલેહશાંતિ થાય અને તેમ કરવામાં કાં તો હું કરું અથવા મરું. એ સિવાય મારાથી બીજે ન દોડાય. એટલે મને બીજે મોકલવો હોય તો આ સ્નેહ સંબંધ ફરીથી સ્થપાય તે માટે સહુ મહેનત કરો. અને મને ખાતરી થાય કે, હવે અહીં મારી કંઈ જ જરૂર નથી, તો હું આજે જ પંજાબ દોડી જાઉં.

"ગ્રામવાસીઓને હું વિનંતી કરું છું કે, તેઓ મુસ્લિમોના ઘરમાંથી જે માલમિલકત લાવ્યા હોય તે મને કે સરકારને સુપરત કરે. ઉપરાંત જે દુષ્કૃત્યને પરિણામે કચરાનો અને કાટમાળનો જે ઢગ પડ્યો છે તે સાફ કરી તમારા બાંધવો ફરીથી તેઓને ઘેર આવી શકે તેવું વાતાવરણ ફેલાવો. સહુ ગ્રામવાસીઓ સ્વેચ્છાથી સ્વયંસેવકો બની જાઓ. તમારા રસ્તાઓ સીધા અને સરખા કરો. ખાડાઓ પૂરી કાઢો અને તેમને ઠેકાણે ગામના રહેવાસીઓના મનોરંજન માટે બગીચા બનાવો. ટૂંકમાં તમારા ઉકરડા જેવા ગામને સુલેહશાંતિનું ને સુખનું ધામ બનાવો. મારી તો તમને સલાહ છે કે, કંઈ નહીં તો તમારા આંધળા અને બેવકૂફીભરેલા રોષમાં જે ગામોને તમે ખેદાનમેદાન કરી મૂક્યાં છે, ત્યાંથી જ મેં બતાવેલા તમારા કામની શરૂઆત કરો."

પ્રાર્થના પછી આવીને અંગૂર, દૂધ અને એક ખાખરો સાંજે લીધો. પ્રાર્થના ગામડે કરવા જઈએ છીએ અને પાછાં આવીએ છીએ તેમાં પાંચ છ કલાક તો સહેજે નીકળી જાય છે. હા પછી પ્રવચન તપાસ્યું. બાપુજી બહુ થાકી ગયા છે. પછી આંખ બંધ કરીને આંકડા માર્યા. ૧૦ા પછી બાપુજી સૂતા. સૂતા પહેલાં બાપુજીની ફાઈલમાંથી એક કાગળ ગેરે ચડ્યો તે શોધતાં વાર લાગી અને તે કાગળ . . .ભાઈએ લીધો હતો. પણ બાપુજી મને કહે,

"એ કાગળ આ ફાઈલમાંથી આડોઅવળો ગયો તે ભલે. . . .એ લીધો, પણ તે ભૂલ તો હું તારી જ ગણવાનો છું. જેટલી ભૂલ હું તારી જોઈશ એટલી કોઈનીય નથી જોવાનો. ઑફિસ કામમાં, અંગત કામમાં કે ઘરગથ્થુ કામમા, અથવા વ્યાવહારિક કાર્યોમાં કોઈનીય ભૂલ હશે, તો તારી જ ગણીશ. તારે તો એમ જ માનવાનું છે કે, હુ નોઆખાલીની જેમ અહીં પણ એકલી જ છું. ત્યાં કોઈ દિવસ આવી ભૂલ થતી, કારણ કે તારે એકલીએ જ સંભાળવાનું હતુ. પણ

કરોડી થાય તેના કરતાં સમુદ્રમાં વધુ આકરી કરોડી થાય છે. એ
સમુદ્રમાં નહેવામાં ઘણી વખત ખૂબ જ અમૂલ્ય લાભ મળે છે. જ્ય
સમુદ્રમાં રહેતા છતાં જો તું મક્કમ અને જાગ્રત હશે તો પાવર
થઈ જઈશ."

સૂતા સૂતા બાપુજીએ મને મારી જવાબદારીનું ભાન કરાવ્યું
આજનું ફંડ બાપુજી ઉઘરાવવા રોકાયા ન હતા, છતાં
રૂ. ૩૪૬-૧૫-૬ થયું.

નાથજી અને સ્વામી આનંદ આવવાના ખબર આવ્યા. હું
પરવારી. ૧૧।। હવે થયા. સૂવા જાઉં છું.

૧૪-૩-'૪૭, શુક્રવા
પટણ

પ્રાર્થના પછી રોજ પ્રમાણે ગરમ પાણી પીતાં બંગાળી પા
અને મને ગીતાપાઠ કરાવ્યો. કાલે તો બાપુજી પરીક્ષા લેવાના છે
થાય તે ખરું. દિવસના વાંચવાનો વખત નથી રહેતો. બાપુજી કહે
"તારામાં બુદ્ધિ છે. અને હું શીખવું છું એ પછી પણ જો એ પાઠે
વાંચવા પાછળ કલાકો ગુમાવવા પડે તો હું તો મને શિક્ષક તરીકે
નાલાયક સમજું. એટલે કાલે તારી પરીક્ષા નથી થવાની, પણ મારી
થવાની છે. કાં તો હું તને એટલું સારું નથી શીખવતો કે તને
અત્યારે જ સમજમાં એવું ઊતરી જાય કે ક્યારેય ભૂલ થાય જ નહીં.
અને જો શિક્ષક તરીકેની શીખવવાની મારામાં કળા હોય તો પાછળથી
વાંચવાની જરૂર જ શાની પડે ? એટલે મારી આવડતનું કાલે પ્રદર્શન
છે ના ?" એમ કહી ખૂબ હસ્યા.

રસ પીને નોઆખાલીમાં સતીશબાબુ, પ્યારેલાલજી, અમતુસ્સલામ-
બહેન, સુશીલાબહેન પેને કાગળો લખ્યા. પછી રાજાજી અને પેરીનબહેન
કૅપ્ટનને કાગળ લખ્યા. ફરવાનું, માલિશ, સ્નાન નિયમ મુજબ ચાલ્યું.
સ્નાન બાદ જમ્યા. ત્યાં સુધી ખાનગીમાં .... ની સાથે વાતો ચાલી.
તે લોકોની ભોજનની વ્યવસ્થા કરવાનું બાપુજીએ મને સોંપ્યું મેં
કહ્યું ... ને હું કદીય મળી નથી અને... મને જાણે છે, પણ સામુંય

જોતા નથી, જાણે કે મેં જ બધું બગાડયું ન હોય? મારી ...
... નો પૂર્વગ્રહ હોય એમ મને લાગ્યું. છતાં આપ કહો છો તો હું બધું જોઈશ. પણ તે કામ નિર્મળદા કે દેવભાઈને સોંપો તો સારું. બાપુજીને મારી વાત ગળે ઊતરી અને તે કામ દેવભાઈને સોંપતાં છતાં મને કહે, "જેણે સેવા કરવી છે તેણે કોઈનું મોઢું કોના પ્રત્યે કેમ છે તે જોવાની જિજ્ઞાસા જ ન રાખવી જોઈએ."

બાપુજી થોડીક વાર આંખ બંધ કરી પડયા રહ્યા. ઊંઘ્યા નહીં. સવા વાગ્યે ઊઠયા. કાંતતી વખતે એક મુસ્લિમ બહેન આવ્યાં. પછી કે. કે. રામલક્ષ્મણ શર્મા, પછી લીગના બસહુરુદ્દીન અહમદ આવ્યા. એમણે બહુ ડાહી ડાહી વાતો કરી હતી. ૩ થી ૩ા માટી લેતાં છાપાં સાંભળ્યાં. ૪ વાગ્યે પ્રાર્થનાસભામાં ગામડે જવા રવાના થયા. મોટરમાં બાપુજીએ . . .ના વિષે વાતો કરતાં કહ્યું કે,

> " . . . એ તો . . . ના પંથના છે. અને એ પંથનાં માણસો કોઈ સ્ત્રીને સ્પર્શ સુધ્ધાં ન કરી શકે. સ્ત્રીએ જો એ દીક્ષા લીધી હોય તો પોતાના સગા પાંચ વર્ષના પુત્રને તો શું, પણ પૌત્રનેય ન અડી શકે. પણ મારો બ્રહ્મચર્યનો સિદ્ધાંત જુદો છે કે, મનમાં કામ ક્રોધ ભર્યા હોય તો એ દીક્ષા લીધા છતાં તે વ્યભિચારી છે, અને એમાં મહાપાપ જોઉં છું."

આજ તો સવારના ૪ વાગ્યાથી બાપુજી કામે ચડયા છે. સાંજના ચાર સુધીમાં જરાયે આરામ નહોતો લીધો. રસ્તામાં મોટરમાં મારા ખોળામાં માથું રાખ્યું અને ખાનસાહેબના ખોળામાં પગ રાખ્યા. ખાનસાહેબ બહુ પ્રેમથી બાપુજીના પગ ચાંપતા હતા. ખુશરૂપુર (પ્રાર્થના સ્થાને) જતાં રસ્તામાં જટલી અને શરીપુર રોકાયા હતા. શરીપુરમાં દરોગા જોયું અને એ બાળેલાં મકાનો જોયાં. અહીંના કૂવામાં બહેનોનાં કપડાં તરતાં હતાં. ખૂનના ડાઘાઓ પડયા હતા. આ દૃશ્ય ઘણું જ કરુણ હતું. બાપુજી અત્યંત ગંભીર બની ગયા. ખુશરૂપુર એક નાનો કસબો છે. પ્રાર્થનાપ્રવચનમાં બાપુજીએ કહ્યું,

> "મારી ઇચ્છા બિહારી હિંદુઓ અને મુસલમાનો વચ્ચે પહેલાં જે લાગણીનો સંબંધ હતો તે લાગણી ફરી પેદા કરવાની છે. આજે અહીં જે દુ:ખદ દૃશ્ય મેં જોયું તેનું વર્ણન આપવાનુ મને મુશ્કેલી ભરેલું લાગે

મારી પાસે હવે એટલુ જ માગુ છુ કે, બનેની બીનાઓ ભૂલી જાએ ને હવે પછી તમારી શી ફરજ છે તે જ જાણીને તે પ્રમાણે ચાલો

"દેશની આગળ બે જ રસ્તા પડેલા છે એક જે હાલમા પનાએ લીધેલો છે તે—ફટકાના બદલામા સામો ફટકો મારવો બીજો તે અહિંસાનો રસ્તો હિસાને રસ્તે કદાચ બળજબરીથી અમુક પ્રકારની શાતિ સ્થાપી શકાય ૧૮૫૭નુ પુનરાવર્તન ફરી નહી થાય તેની ખાતરી આજે તો નથી આવી જ ઘટના સિપાઈ યુદ્ધને વખતે થઈ હતી તેને વધારે ચડિયાતા શસ્ત્રોથી દાબી દેવામા આવી હતી જોકે બહારથી બધુ ટાઢુ પડી ગયેલુ દેખાતુ હતુ પણ અદરથી બળજબરીથી લાદવામા આવેલા રાજ્યઅમલ વિષેનો તિરસ્કાર ઊડો રહી ગયો અને એ વખતના વવાયેલા બીજના માઠા ફળ આજેય આપણે ચાખીએ છીએ હિસાથી—ક્યારેય પ્રતિહિસા કરવાથી—અત નથીજ આવવાનો તેની મને ઘણા અનુભવો પછી ખાતરી થઈ છે તેથી એ અનુભવના દાવે હુ આ કહુ છુ અને તેની ખાતરી પહેલી જ આ જ બિહારમા ચપારણની લડત સમયે થઈ તમારે નિખાલસ દિલે હવે વિચારીને કહેવાનુ છે કે હિસાને રસ્તે જવુ છે કે અહિંસાને? સાચી વાત સાભળવાથી મારુ દિલ નથી દુભાવાન પણ અહિસા આ રીતે પરાજય પામે તે દિવસ જોવાને હું જીવતો રહેવા નથી માગતો મારા હૃદયમા રહેલી મારી ઉમેદને પાર પાડવામા આ દેહ કચા પડશે તેની મને પરવા નથી કેમ કે હિંદુસ્તાનના ગમે તે ભાગમા મારા હાડકા પડશે તોય મારે મન તો મારુ હિંદુસ્તાન જ હશે આમ છતા હુ હજીય એવી આશાને વળગી રહ્યો છુ કે આખરે ચોક્કસપણે અહિસાનો જ વિજય થશે

ખુસરૂપુરથી આજે છેક સવા આઠ વાગ્યે અમે આવ્યા મે આવીને બાપુજી માટે દૂધ ગરમ કર્યુ અને બાપુજી પોતાના કામે લાગ્યા બાપુજીએ દૂધ ૮ ઔસ અને ૮ પેશી ખજૂરની લીધી દૂધ પીતા ખાનસાહેબ અને મૃદુલાબહેન સાથે વાતો કરી

ડૉક્ટર સાહેબના દીકરા મહેબૂબભાઈના લગ્ન આવતી કાલે થવાના છે રાતે જાન જવાની છે બાપુજીને પ્રણામ કરવા આવ્યા મે એમને બહેન તરીકે તિલક કર્યુ એમણે મને ૧૦૦ રૂ ની નોટ ભાઈ તરીકે પરાણે આપી બાપુજીના હાથના સૂતરની વરકન્યા માટે બે આટીઓ આપી એ તો વરરાજાને બાપુજીએ જ પહેરાવી મે

૧૦૦ રૂની નોટ મુસ્લિમ રાહત ફંડમાં આ
"હા, પગીનો પાડીને કમાતી તો નથી, પણ
કેમ ?"

હસતાં હસતાં ગોટર સાહેબને કહે, "એક કહેવત ... ભાઈને વા પાણી એ આનું નામ. અને છોકરીને તમે મફતનું પુણ્ય કરાવ્યું ના ?"

થોડી વાર આમ વિનોદ ચાલ્યો. આજનું ફંડ ૩૦૫ રૂ. થયું. ૧૦૦૦નો એક ચેક જુદો આવ્યો છે.

બાપુજી લગભગ ૧૦॥ વાગ્યે સૂતા ગયા. હું પણ ૧૧ા વાગ્યે સૂતા ગઈ.

૧૫-૩-'૪૭, શનિવાર
પટણા

પ્રાર્થના પછી રોજ પ્રમાણે ક્રમ ચાલ્યો. આજે મારી પરીક્ષા લીધી. ૧થી ૩ અધ્યાયમાંથી કોઈ પણ શ્લોકમાંથી લખવાનું હતું. અને ૧થી ૫ અધ્યાયમાંના શ્લોકમાંથી મૌખિક પરીક્ષા થવાની હતી. મૌખિક પરીક્ષા ૧૦ મિનિટ ચાલી. अकारान्त, ईकारान्तના રૂપો પૂછ્યાં. ત્રીજા અધ્યાયમાંથી ૧થી ૧૦ સુધીના શ્લોકો મોઢે બોલાવ્યા અને તેમાંથી અર્થો પૂછ્યા તથા બીજા અધ્યાયમાંથી ૧ થી ૧૦ શ્લોકો લખવા આપ્યા. લખવા માટે પણ દસ જ મિનિટનો વખત આપેલો. મૌખિકમાં તો ખાસ ભૂલો નહોતી પડી, પણ લેખનમાં ત્રીજા શ્લોક પછી "अर्जुन उवाच" તથા આઠમા શ્લોક પછી "संजय उवाच" એ નહોતું લખ્યું. એટલે એ બે ભૂલો પૂ. બાપુજીએ સુધારી અને સહી કરી આપી. પણ એકંદરે બધું ખરું પડ્યું એટલે એવો તો જોરથી ધબ્બો માર્યો કે વાંસો ચમચમી ગયો અને હુ પાસ થઈ તેના ઇનામ તરીકે ગોરખપુરની અર્થોવાળી મોટી ગીતાજી ભેટ આપી અને ગીતાજીના પહેલા પાના પર લખી આપ્યું:

ચિ. મનુને
તા. ૧૫-૩-'૪૭, પટના, બાપુના આશીર્વાદ

બાપુજીની સવારની પ્રાર્થનામાં ગીતાપાઠનો ક્રમ આ પ્રમાણે હતો —

શુક્રવાર અ૦ ૧–૨, શનિવાર અ૦ ૩–૪–૫, રવિવાર અ૦ ૬–૭–૮, સોમવાર અ૦ ૯–૧૦–૧૧–૧૨, મંગળવાર અ૦ ૧૩–૧૪–૧૫, બુધવાર અ૦ ૧૬–૧૭ ગુરુવાર અ૦ ૧૮ આ રીતે દર અઠવાડિયે ગીતાપારાયણ પૂરું થતું

બાપુજી કહે · "તારા કરતાં તો મને સંતોષ થયો કે હું સફળ થયો"

મે કહ્યું "વાચવાની મહેનત મે કરી અને અંતે યશ આપ લો છો"

બાપુજી હસતા હસતા કહે "પણ મારી તૈયારી 'અપજશ' લેવાની પણ હતી ના? તારી એ તૈયારી નહોતી ને?"

આમ આજનો પ્રાતઃકાળ ખૂબ આનંદ-વિનોદમાં ગયો. બાપુજી પણ જ્યારે ભણાવવા બેસે છે ત્યારે બરાબર શાળાના શિક્ષકની જેમ ભણાવવા લાગી જાય છે અને ઘડીભર ભૂલી જવાય છે કે બાપુજી 'બાપુ' છે મારુ પતાવીને તુરત જ બંગાળી પાઠ લખવા બેસી ગયા અને પાઠ લખીને નિર્મળદાને બતાવ્યો ઘડીક પહેલાના બાપુજી 'પરીક્ષક' હતા અને ઘડીક પછી પોતે વિદ્યાર્થી બની ગયા! આવું આજનું વાતાવરણ સવારનું હતું

ફરવા જતા પહેલા બાપુજીએ પોતાની વિચારમાળા લખી રાતે ની સાથે વાતો કરી હતી તેનો ઉલ્લેખ હતો કે,

"...ની સાથે એક કલાક વાતો કરી ...નો કાગળ બહુ પ્રેમાળ છતાં મને હલાવી કેમ ન શક્યો એ સમજાવવામાં સમય લીધો તેથી ૧૧ વાગ્યે સૂઈ શક્યો. ૨॥ વાગ્યે પેશાબ કરવા ઊઠ્યો. તેમને કેમ મારી વાત સમજાવું એના વિચારમાં પછીનો વખત ગયો. એમ છતાં થાક નથી લાગતો."

આ લખીને નિર્મળા સાથે વાતો. પછી ...ની સાથે ૭॥ સુધી વાતો. ફરતી વખતે શાહનવાઝ સાહેબ અને ખાનસાહેબ હતા. તેમને આજે તો મારી જ વાતો કરી અને હું બાપુજીને શું સગપણમાં થાઉં તથા મારા દાદાથી માંડીને છેક અત્યાર સુધીનો કૌટુંબિક ઇતિહાસ, અને અત્યારે ચાલી રહેલ વાતાવરણથી પૂરી રીતે માહિનગાર કર્યા.

માલિશમાં મને બાપુજીએ કહ્યું કે, "ખાનસાહેબ અને શાહનવાઝને દરેક બાબતથી માહિતગાર કરવા તે મારો ધર્મ છે. પણ તેં જોયું ના, કે એ તો મહાશ્રદ્ધાળુ માણસ છે. મારી એબ જ જોવા નથી માગતા. પણ તુ એમની સાથે વખતોવખત વાતો કરતી રહેજે. તને પણ ઘણું ઘણું જાણવાનું મળશે. અત્યંત શ્રદ્ધાળુ માણસ હોય, તેના કરતાં મારી એબ જોનાર માણસો મને વધુ ગમે છે. કેમ કે એમાં મારી રક્ષા રહે છે કે, હું કોઈ ભૂલેલા પંથ પર તો નથીને?"

બાપુજીની નમ્રતાની તો હદ છે. ક્યાંય 'હું'પદ જ નહીં અને એક નાના બાળકની વાત પણ સમજવા જેવી હોય તે પૂરતા ધ્યાનથી સાંભળે.

મેં કહ્યું, "આપ રાતના ૨॥ વાગ્યાના જાગો છો એટલે હમણાં સૂઈ જાઓ તો સારું ને? મેં તો આજના આપના લખાણ પરથી જ જાણ્યું કે આપ ૨॥ વાગ્યાના જાગો છો અને પાછું બધું જ મને સમજાવવાની તકલીફ લો છો. આ બધું પાપ મારી ઉપર છે. એટલે આપ થોડી વાર સૂઈ જાઓ તો મને સંતોષ વળે."

બાપુજી માની ગયા અને ૨૦ મિનિટ સૂતા. ઊઠીને કહે, "જો તારી સલાહ માની તો હું ખરેખર તાજો થઈ ગયો. (વિનોદમાં) હું કેવો કહ્યાગરો છું, બોલ!"

બાથમાં બાપુજીએ ...ની સાથેની વાતો કહેતાં કહેતાં પોતાના મનમાં ચાલી રહેલા સૈદ્ધાંતિક વિચારો કહ્યા. અને મેં જે

કહ્યુ હતુ કે મને સમજાવવામા આપને આ બધી પડતી તકલીફની નિમિત્ત હુ બનું છુ તે પરથી વાતો કહેતા બોલ્યા કે,

"તારા મનમા દુખ છે તે સાવ ખોટુ છે તુ 'મનુ' છે, પણ એ બીસી કોઈ પણ નિમિત્ત તો બને જ છે એટલે તારે 'તને' ભૂલવી જોઈએ આ યજ્ઞમા, મારા બધા જ આદર્શો અને એકાદશ વ્રતો છે તેના તાદશ દર્શન મારે કરવા જ જોઈએ એમા તુ નિમિત્ત થઈ. મે તને એટલે જ આ મહાયજ્ઞની ભાગીદાર બનાવી તારે તો એમા જરાયે દુખ લગાડવાપણુ હોઈ જ ન શકે પરતુ એમાથી જો ઈશ્વરને કરવુ હશે તો કઈક નવો ફણગો ફૂટશે મને છોડવા તૈયાર થયા છે . એ તો મારો ત્યાગ કર્યો છતાય મારુ મન જરાયે હિચકિચાહટ નથી પામતુ એમા જરૂર કઈક ઈશ્વરી સકેત છે નવી નવી શક્તિઓ, હિમત અતકરણમાથી મળતી જ જાય છે અને મારી સામે જેમ જેમ પ્રહારો થાય છે તેમ તેમ મારુ મન દૃઢ થતુ જાય છે કે ના, આ બધામા હુ સાચો છુ અને આ લોકો જોડે વાતો કરવામા મારુ મન હળવુ ફૂલ જેવુ થતુ જાય છે જેમ લડાઈમા લોઢાના બખ્તરો હોય અને બચાય છે તેમ જાણે કે રામજી (ઈશ્વર) મને આ લોકોના પ્રહારો સામે બખ્તર ન આપતા હોય એમ અનુભવુ છુ હુ નહોતો જાણતો કે મારામા આટલી શક્તિ છે અને આ લોકો સામે હુ ટકી શકીશ કે મને છોડશે તો મારાથી આમ આનદપૂર્વક નભાશે એ બધો પ્રતાપ રામનામનો બાકી આશ્વાસન મળે છે ગુરુદેવના 'એકલા ચલો'ના ભજનમા અને પેલા 'થાકે ન થાકે છતા રે હો માનવી ન લેજે વિસામો ' તેમા એક કડી તો બહુ ભારે છે કે

ઝાખા જગતમા એકનો પ્રકાશજે,<br>
આવે અધાર તેને એકલો વિદારજે,<br>
ઊને આ આયખુ હણાયે,<br>
હો માનવી ન લેજે વિસામો।"

---

* બાપુજીનુ એ પ્રિય ગીત શ્રી વેણીભાઈ પુરોહિતનુ લખેલુ છે આખુ ગીત નીચે આપ્યુ છે

થાકે ન થાકે છતાયે, હો માનવી,<br>
ન લેજે વિસામો,<br>
ને ઝૂઝજે એકલ બાયે<br>
હો માનવી ન લેજે વિસામો

એટલે તારે તો ચિંતા કરવાની જ નહીં. કારણ કે આ યજ્ઞમાં હું સાક્ષાત્ સત્ય, અહિંસાનાં દર્શન કરવા માગું છું. અને તે દર્શન આ એકાદશ વ્રતના પાલનથી જ થાય."

બાથમાંથી નીકળ્યા બાદ ભોજન. ભોજનમાં આજે ખાખરા નહોતા લીધા. દૂધ, શાક, ગોળપાપડીનું એક નાનું ચોસલું, ત્રણ બદામ અને ત્રણ કાજુ.

જમતાં નિર્મળદાએ ટપાલ સંભળાવી. ૧૨ાા બાપુજી આરામ કરવા જરા વાર સૂતા. ૨૦ મિનિટ ઊંઘ્યા. ઊઠીને સંતરાનો રસ લીધો. ૧–૫૫ થી મુલાકાતો શરૂ થઈ. પંચાયનલાલ દાસ, સુનિલ મુકરજી, મસૂડીના મુસલમાન ભાઈઓ, જગતનારાયણસિંહ, રામલક્ષ્મણ શર્મા અને સરસ્વતીદેવી. ૪–૨૫ મુસલમાન ભાઈઓ, સ્ટુડન્ટ્સ ફેડરેશન, સૈયદ અઝીઝ સાહેબ અને તેની મંડળી

---

તારે ઉલ્લંઘવાના મારગ ભુલામણા,
તારે ઉદ્ધારવાનાં જીવન દયામણાં.
હિંમત મ હારજે તું ક્યાંયે,
હો માનવી, ન લેજે વિસામો!

જીવનને પંથ જતા તાપ થાક લાગશે,
વધતી વિટંબણા સહતા તું થાકશે.
સહતા સંકટ એ બધાયે,
હો માનવી, ન લેજે વિસામો!

જાજે વટાવી તુજ આફતનો ટેકરો,
આગે આગે હશે વણખેડયાં ખેતરો.
ખતે ખેડે એ બધાયે
હો માનવી, ન લેજે વિસામો!

આખા જગતમાં એકલો પ્રકાશજે,
આવે અંધાર તેને એકલો વિદારજે.
છોને આ આયખું હણાયે,
હો માનવી, ન લેજે વિસામો!

લેજે વિસામો ન ક્યાંયે, હો માનવી, દેજે વિસામો,
તારી હૈયા-વરખડીને છાંયે, હો માનવી, દેજે વિસામો.

મુસ્લિમ લીગ રિલીફ કમિટીએ થોડાક સવાલો પૂછ્યા :

સવાલ — આજની આવી પરિસ્થિતિમાં આપ મુસલમાનોને શું એ સલાહ આપશો કે તેઓ પોતાના ગામમાં પાછા જાય?

બાપુજી — હા, જો તમારામાં એટલી હિંમત હોય અને ખુદા ઉપર ભરોસો હોય તો જરૂર સચવીશ કે સહુ પોતપોતાના સ્થળે પાછા જાઓ.

સવાલ — બહુમતીનું દિલ ન બદલાય તો લઘુમતી શું કરે? કંઈક કોલકરાર કરે કે હંમેશાને માટે પ્રાંતની બહાર ચાલ્યા જવું?

બાપુજી — જો તમે પાછાં ન જાઓ તો, અહીં ભૂલ હિંદુઓએ કરી છે તો સરકારે તમને રક્ષણ તો આપવું જ પડશે. પણ જો તમે એમ કહો કે સરકાર ક્યાંય બીજે જમીન આપે તો એ વાતને હું સમજી નથી શકતો. હા, આપસ આપસમાં હળીમળીને જમીનની અદલાબદલી કરો તો તમને કોણ રોકી શકે તેમ છે? પણ સરકાર એમ ન કરી શકે. જે ગામોમાં મુસલમાન વસ્તી વધારે છે તે લોકો તમને નિભાવવા બોલાવે, તો ત્યાં જવામાં તમને કોણ રોકી શકે? હું તો મારા તરફથી તમને મિત્ર તરીકે બને તેટલી સેવા આપું. પછી પણ તમે જવા માગો તો તમને કોઈ રોકી ન શકે. હા, અમેરિકામાં એવો રિવાજ છે કે, પોતાના દેશમાંથી કોઈને બહાર વસવાટ કરવો હોય, તો સરકારની રજા લેવી પડે છે. પરંતુ હુ તે વિચારને મળતો નથી.

સવાલ — જે ગુનેગારો છે, જેમણે ખૂન કર્યાં છે અને ઘણાં ખરાબ કામ કર્યાં છે તેઓને સજા કરવી ઘટે કે નહીં? તેઓને કેદ કરીને યોગ્ય સજા કરવી જોઈએ કે નહીં? અને જો આપ તેમ સમજો તો બિહાર સરકારને શી સલાહ આપો?

બાપુજી — અલબત્ત, જેઓએ હેવાનિયતનું કામ કર્યું છે, તેઓને સજા તો થશે જ. બિહાર સરકાર કોઈ એવી સરકાર તો નથી જ કે સજામાં વિશ્વાસ ન કરતી હોય. એવી હકૂમત તો આજે દુનિયામાં ક્યાંય નથી. અને જ્યારે એવું હશે ત્યારે જરૂર એ વાતો સાંભળવા

તૈયાર રહીશ. પરંતુ જે સરકાર અપરાધ અને સજામાં વિશ્વાસ કરે છે અને છતાંય ગુનેગારને જો સજા ન કરે તો સરકાર હકૂમત કહેવાને લાયક જ નહીં હોય.

સવાલ — શું બિહાર સરકારે નિર્વાસિતોનો યોગ્ય બંદોબસ્ત કરવો જોઈએ ? અને કોઈ પાર્ટી જો નિર્વાસિતોને મદદ કરે તો આપ બિહાર સરકારને શી સલાહ આપશો ?

બાપુજી — નિર્વાસિતોની જવાબદારી તો હકૂમત પર આવે છે. પણ કોઈ પાર્ટી પોતાની રીતે કામ કરવા માગે અને તોપણ સરકારની મદદની આશા રાખે, તે તો ઠીક નથી જ. આ કામ તો સરકારની તરફથી અથવા હકૂમતની રીતે જ બની શકે. કોઈ પાર્ટી ફાવે તે રીતે કરે અને સરકારી મદદ માગે તે ન બની શકે.

સવાલ — બહુમતીના પાગલપણાથી સાંસ્કૃતિક, સામાજિક અને ધાર્મિક નુકસાન થયું છે તે કઈ રીતે ભરપાઈ થશે ?

બાપુજી — આ એક બહુ જ કરુણ ઘટના બની છે. આવી ક્રાંતિ દુનિયામાં પહેલાં પણ બની છે અને બનશે જ — જ્યાં સુધી આપણે માણસાઈમાં નહીં આવીએ, જ્યાં સુધી આપણે એટલું પણ નથી સમજવા કોશિશ કરતા કે, ધર્મનો સંબંધ તો એક જ ઈશ્વર કે ખુદાની સાથે છે. ફક્ત માનવીઓ તેને જુદાં જુદાં નામોથી ભજે છે. જો આવી સાદી સીધી વાત સમજી જઈશું તો તો દુનિયા આજે જ બદલી જશે. અને જ્યાં સુધી દુનિયામાં આવી હેવાનિયત થશે તો એથી થતું નુકસાન પણ એટલું જ થશે. એવાં નુકસાનો ભરપાઈ નથી થઈ શકતાં.

સવાલ — જે ઑફિસરોએ આ દંગામાં ખુલ્લો ભાગ ભજવી એકતરફી વર્તાવ રાખ્યો છે તેઓને માટે શું ?

બાપુજી — જેઓને માટે એવું સાબિત થાય તેઓને માટે સરકારમાં સ્થાન નથી.

સવાલ — જ્યાં હુલ્લડથી મુસલમાનોને નુકસાન થયું છે, ત્યાં ફરીથી એ પુનરાવર્તન ન થાય, તે માટે તમે શું કરવા ઇચ્છો છો ?

બાપુજી — એવું ફરીથી ન થાય તે માટે હું પૂરો પ્રયત્નશીલ છું જ. જ્યાં સુધી એ પ્રયત્નમાં સફળ નહીં થાઉં ત્યાં સુધી અહીં જ પડ્યો રહીશ. અને મે તો એ કહી દીધું છે કે કરીશ અથવા મરીશ. કાં તો ઈશ્વર મને સફળતા આપશે અથવા ઉઠાવી લેશે. મારા વિચાર પ્રમાણે આ કાર્ય માટે હૃદયની સફાઈ જ હોવી જોઈએ. ફોજ કે પોલીસની મદદથી એ નથી થઈ શકવાનું. તમે બહાદુર બની જાઓ અને એક ખુદાનો ભરોસો કરો.

સવાલ — અમારી ઉપર અહીં જબરદસ્તી થઈ છે એટલે આપનું અહીં રહેવું ઘણું જ જરૂરી છે. ક્યાં સુધી આપ અહીં રહી શકશો?

બાપુજી — એની તમે ફિકર ન કરો. મને જ્યાં સુધી અહીંના હિંદુ મુસ્લિમ ભાઈઓ મળીને એમ નહીં કહે કે, હવે અમે અહીં ભાઈ ભાઈની જેમ જ રહીશું, તમે જાઓ, ત્યાં સુધી હું અહીં જ છું.

સવાલ — જેઓ કોંગ્રેસી હોવાનું કહે છે અને તેઓએ જ આ હુલ્લડમાં ભાગ ભજવ્યો છે, તેઓને આપ કોંગ્રેસી ગણશો? અને નહીં તો તેની વિરુદ્ધ શો પ્રચાર કરશો?

બાપુજી — જેઓએ બિનગુનેગારો, નિર્દોષોને મારવામાં સહાય કરી છે તેઓને કોંગ્રેસી તો કેમ જ કહેવાય? અને તેઓની વિરુદ્ધ કંઈ કહેતા પહેલાં મારે તેઓની વાતો પણ સાંભળવી સમજવી જોઈએ, કેમ કે હું તો સત્યનો પૂજારી છું. તેને મારે મરીશ એકપક્ષી વાતો સાંભળીને તો કંઈ પરિણામ ન જ બતાવી શકું.

આ મીટિંગ પૂરી થઈ કે તુરત જ બાપુજી પાંચ વાગ્યે ગવર્નમેંટ હાઉસમાં ગવર્નરને મળવા ગયા. નિર્મળદા સાથે ગયા. હું નહોતી ગઈ. કારણ કે પ્રાર્થનાનો સમય થઈ જાય તો પ્રાર્થના કરવા જવું પડે.

બાપુજી પ્રાર્થનાનો વખત થઈ ગયો ત્યાં સુધીમાં નહોતા આવી શક્યા, એટલે હું પ્રાર્થના સ્થળે ગઈ. આજે તો પ્રાર્થના અગ્નિ બાંકીપુર મેદાનમાં જ હતી. ઈશાવાસ્ય નો શ્લોક ઉપાડ્યો ત્યારે બાપુજી પહોંચી ગયા. પાંચ મિનિટ જ મોડા પડ્યા. પ્રાર્થનામાં પુષ્કળ ભીડ હતી.

પ્રવચનમાં બાપુજીએ કહ્યું,

"અત્યારે અહીં આવતા પહેલાં હું અહીંના ગવર્નરની મુલાકાતે જઈ આવ્યો. અને ત્યાંથી સીધો જ અહીં આવ્યો. પાંચ મિનિટ મને મોડું થયું છે તો માફી માગું છું.

"હું ગવર્નર પાસે શા માટે ગયો હોઈશ તે જાણવાની સહુની ઇચ્છા હશે. આ મુલાકાત વિવેક પૂરતી હતી. હવે કંઈ પહેલાંની જેમ આપણે તેમની મહેરબાની માગવા કે સેવાની અપેક્ષા રાખવાની તો રહી જ નથી. હવે તો જવાબદાર સરકારનો વહીવટ ચાલે છે અને પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવનારા એ સરકારના પ્રધાનો પાસે જ મહેરબાની માગવાની રહે છે. ગવર્નર પાસે લઘુમતી કોમના હિતના રક્ષણને લગતી સત્તા હજુ છે જ. પરંતુ તે હવે મર્યાદિત છે.

"જે લોકો રાજ્યવહીવટ ચલાવવાને માટે પ્રજાને જવાબદાર છે, તેમણે પ્રજાની પાસે જે કંઈ કરાવવું હોય તેમાં પોતે પહેલ કરવી જોઈએ. પોતપોતાના અંગત જીવનમાં આ પ્રકારે પહેલ ન કરે અને પ્રમાણમાં પોતાનો જીવનવ્યવહાર સંપૂર્ણ ન બનાવે તો એ લોકો, એટલે કે પ્રધાનો, સાચા સુધારકો અથવા પોતાની પ્રજાના સાચા સેવકો નહીં બની શકે.

"વળી આપણા લોકોએ અંગ્રેજો પાસેથી કોઈ સત્તા પડાવી લીધી છે, એમ આપણે ન માનીએ. અહિંસક અસહકારમાં એવી રીતે વિચારવાનું કે માનવાનું ન હોય. આપણે કેવળ આપણી ફરજ અદા કરી છે. તેનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે, તે લોકોએ સ્વેચ્છાથી પોતાની સત્તા છોડી છે. એટલે આપણે હવે પ્રજાના હિતને માટે પ્રજાની સત્તાને સ્થાપવા માગતા હોઈએ, તો આપણે માથે આવતી ફરજ અહિંસાને રસ્તે અદા કરવાની રહે છે.

"મુસ્લિમ ભાઈઓને રાહત આપવાને મેં શરૂ કરેલ ફંડમાં ગામડાંની પ્રજાએ અપૂર્વ હોંશ બતાવી છે. અને બે આના, ચાર આના, વગેરે પરચૂરણ એટલું એકઠું થાય છે કે તે ગણતાં આ છોકરીને રાતના એક કે દોઢ વાગે છે. બાંકીપુરના રહેવાસીઓએ ફાળામાં ભરેલી રકમ કરતાં આ ગ્રામપ્રજાની રકમ નાની હશે. પરંતુ તે રકમના આંકડાની ખામી, ફાળો આપતી વખતે તેમના હૃદયમાં રહેલી ભાવનાના ગુણથી તેમણે ભરી કાઢી છે.

"તોફાનો દરમિયાન જેઓને વેઠવું પડ્યું હતું તે મુસ્લિમ ભાઈઓ આજે મારી પાસે આવ્યા હતા. તમારી વતી તેમને મેં જે વચન

આપ્યુ છે તે તમને કહી દઉ. તમારી વતી મે તે બધાને ખાતરી આપી છે કે, બિહારમા તાજેતરમા બની ગયેલ કરુણ બનાવ ફરી બનવા અશકય છે અને બિહારી હિંદુઓ પોતાનો કોલ પાળ્યા વગર નથી રહેવાના એવો મને વિશ્વાસ છે '

પ્રાર્થનાસભામા આજે ઠીક ફડ જમા થયુ પ્રાર્થનામાથી આવીને બાપુજીએ અગૂર લીધી સાથેની વાતો આજે ૧૦ાા સુધી ચાલી વાતો પૂરી કરીને ૫છી બાપુજી ફર્યા અને પછી સૂતા

આજનુ ફડ રૂ ૯૨૨–૧૧–૦ થયુ ૧ સોનાની બગડી ૪ ચાદીની બગડી, ૧ વીંટી, એક નાકની ચૂક, એક બટન સેટ (સોનાનો)

૧૧ાા પછી બાપુજી સૂતા હુ પણ તુરત જ બાપુજીને તેલ ઘસી પગ દબાવીને સૂતી ગગાને કિનારે જ ફરી સૂઈએ છીએ

૧૬-૩-'૪૭, રવિવાર

પટણા

આજે રાતે મને થયુ કે પ્રાર્થનાને મોડુ થઈ ગયુ કે કોણ જાણે, પણ કઈક સ્વપ્ન આવ્યુ અને પ્રાત સ્મરામિના શ્લોકો બોલવા લાગી બાપુજીએ મને જગાડીને કહ્યુ "હજુ તો બે જ વાગ્યા છે ફરી ઊઘી જા" એમ બાપુજીએ પ્રાર્થના સમયે આ બધી વાત કરી

રોજ પ્રમાણે પ્રાર્થના પછી બાપુજીએ ગરમ પાણી અને મધ લીધુ ગીતાપાઠમા બેડિયા શબ્દો પર થડક દેવાની સૂચના કરી બગાળી પાઠ પછી નિર્મળદાએ ની ઉપર લખેલ કાગળ બતાવ્યો

બાપુજીએ આજના પોતાના લખાણમા હુ બે વાગ્યે જાગી હતી તેનો ઉલ્લેખ કર્યો અને ની સાથેની વાતોનો સાર લખ્યો

> આજે મને ટકોરે સાવ જાગ્રત થઈ ગયો હતો ઊઘ આવે તેવુ ન હતુ એ જ વખતે ચિ મનુડીને પ્રાતસ્મરણના શ્લોકો બોલતા સાભળી હુ ચમક્યો બે સાદ દીધા એ ચૂપ થઈ ગઈ કઈ કહ્યુ નહી પણ ગભરાટમા હતી તેણે મારી મચ્છરદાની ઉઘાડી મારો હાથ પકડ્યો બે ત્રણ મિનિટ મે પપાળી ને તેને સ્વસ્થ થવા કહ્યુ તે જાગ્રત થઈ અને તે જ ક્ષણે પોતનો હાથ લઈ લીધો મે નિશ્ચિતપણે સૂઈ જવા કહ્યુ પ્રાર્થનાની ચિંતા ન કર હુ ઉઠાડીશ મે છોકરી કેટલી

બધી મારી ચિંતા રાખી રહી છે! અને તદ્દન નિર્દોષ બાળક જેવી છે. એ ગુણને લીધે જ એ મારી પાસે આવા યજ્ઞમાં ટકી રહી છે. એના ઉપર વિચારવા લાગ્યો. એની નાકોરી ફૂટયા કરે છે એ નથી ગમતું. પછવાડે ડોક પર માટી મૂકવા કહ્યું છે . . . ના વિષે વિચારવા લાગ્યો. . . ના પ્રશ્નોની રીત અને ચહેરા પરનું સ્મિત મને ન ગમ્યાં. મારો ધર્મ વિચારવા લાગ્યો અને તેમાં જ ૩-૩૦ થયા. પછી મેં દાતણનો આરંભ કર્યો. દાતણ પછી મનુડીને જગાડી, ૩-૫૫ પ્રાર્થના શરૂ કરાવી.

૬ાા ફરવા નીકળ્યાં. ૭ાા થી ૯ાા . . .ની સાથે વાતો કરી અને તે વિષે મારી પાસે નોંધ લખાવી કે,

૭ાા થી ૯ાા વાતો કરી. મારુ માનસ સમજાવ્યું. બ્રહ્મચર્યની મારી વ્યાખ્યા પ્રમાણે આજના એમના બ્રહ્મચર્યના વિચારો દૂષિત અથવા અધૂરા લાગ્યા. તેમાં મારે માર્ગે સુધરવાની અતિ આવશ્યકતા છે. મેં વિકારો પોષવા સારુ કદીય જાણી જોઈ સ્ત્રીસંગ સેવ્યો નથી. એક અપવાદ બતાવ્યો. મારા આચારથી હું આગળ વધ્યો છું ને હજુ વધારેની આશા સેવું છું. . . .ને વિષે હું કોઈ રીતે બંધાયો નથી. કાગળો લખ્યા કરે. હું જવાબ આપવાનો પ્રયત્ન કરીશ. એક જ ભાઈ લખે તો વધારે સારું.

આમ લખાણ લખાવીને માલિશમાં ગયા. ૯ાા થી ૧૦ની અંદર માલિશ અને સ્નાન બંને પતાવ્યું. માલિશમાં બાપુજી બિલકુલ સૂતા જ નહીં. પણ થાકને લીધે મૌન રાખ્યું અને સ્નાન સમયે આંખો બંધ કરી હતી.

બકરીના દૂધનો વધારો હોવાને કારણે ખાનસાહેબ માટે દૂધનો હલવો મેં કર્યો હતો તેમાંથી જરાક જ બાપુજીએ લીધો. બે ખાખરા અને ત્રણ સંતરાં—બાપુજીને ખાવાનું આપીને બાપુજીની સૂચનાથી તુરત જ ખાનસાહેબને પણ જમવાનું આપવા ગઈ. સાંજે એઓ વહેલા જમી શકે એ માટે સવારે આજથી ૧૦ાા વાગ્યે ભોજન કરશે. એમની થાળી બાપુજીને બતાવીને લઈ જવી પડે છે. આમ બાપુજી બધાંની દેખરેખ રાખે છે. ચાર ખાખરા, કાચું અને બાફેલું શાક અને મલાઈની અંદર ફ્રુટ સૅલેડ બનાવીને આપ્યું. જરા દૂધનો હલવો. માંસ મચ્છી તદ્દન બંધ કરાવ્યાં છે.

ખાનસાહેબ મને જમતાં જમતાં કહે: "मनु! तुझे इतनी जल्दी मुझको खाना देनेमें बडी दिक्कत रहती होगी न? तुम्हारा कुछ काम मुझको दे दो। तुम्हारी सेवा देखकर मुझे बड़ा संतोष होता है। तुम्हें कभी, कोई भी कुछ कहे मगर महात्माजीकी सेवा खुदाके हजारों गरीब और दीनदुखियोंके लिए भी तुम नहीं छोडना। क्योंकि मुझे पूरा यकीन है कि महात्माजी ही हम सबोंके और गरीबोंके नुमाइन्दा (प्रतिनिधि) हैं। तुम और महात्माजीको सरहद ले जाना है। देखे खुदा कब वह मौका देता है। बेटी! तुम हसती खेलती इतना काम करती हो यह देखकर मुझे अपनी लडकी याद आती है।"

ખાનસાહેબને બાપુજી પ્રત્યે આવી અસીમ ભક્તિ અને શ્રદ્ધા છે મારી સાથે જ વાત કરીને તેમને સંતોષ ન થયો. પણ જમીને બાપુજી પાસે આવ્યા, અને મારા સંબંધમાં કેટલીક વાતો કહેતાં બાપુજીને પણ ભલામણ કરી કે આ છોકરીને આપ હવે કદી ન છોડશો. બાપુજી કહે: "हां जब तक मैं जिन्दा हूं या वह जिंदी है तब तक तो मैंने उसे अभयदान दिया है। अगर वह चाहे तो मुझे कभी भी छोड सकती है। मैं बन्धनमें रहता हूं, उसे नहीं रखी है। क्या आपको भूखे तो नहीं रखती है न?"

ખાનસાહેબને આ વાત અને પૂ. બાપુજીએ મને પોતાની સાથે રહેવાનું આવું વચન આપ્યું છે જાણી પારાવાર સંતોષ થયો. મારી તરફ જોઈને કહે, "देखो मनु, महात्माजी क्या कह रह हैं।"

એમ કહેતા તેમના ચહેરા પર એક જાતનો આનંદ દેખાયો.

આજે પગે ઘી ઘસવાની ખાનસાહેબની ઇચ્છા હતી પણ બાપુજીએ કહ્યું, "તમે તો રાતે પગ દબાવો જ છો અત્યારે તમારે આરામ કરવો જ જોઈએ આ છોકરી હમણાં જમીને ઘસી લેશે."

આવો મીઠો સંબંધ બાપુજી અને ખાનસાહેબ વચ્ચે છે હું જમવા ગઈ તે દરમિયાન બાપુજીએ થોડુંક લખ્યું.

રાજકોટના એક વેપારીએ રૂ. ૫૦૦૧નો ચેક નોઆખાલી રાહત માટે મોકલ્યો છે. તે અને બીજા પત્રો નોઆખાલી મોકલ્યા.

બે વાગ્યાથી મુલાકાતો શરૂ થઈ. કાંતતાં કાંતતાં સૈયદસાહેબ, ૨ા વાગ્યે મુસ્લિમ લીગ કૅમ્પના આશ્રિતો, એની સાથે એસ. એન. મૌલવી, ડૉ. અઝદેર હુસેન અને હકીમ તસંદૂક હુસેન આવ્યા. બાપુજીએ કહ્યું કે,

"તમારા દુઃખમાં મને સહાનુભૂતિ છે. જે થયું તે નહોતું થવું જોઈતું. પરંતુ હું તો એમ જ માનું છું કે જો દિલ સાફ નહીં થાય તો બધું નકામું છે. હું તમને સૂચવીશ કે તમે નોઆખાલી જાઓ. ત્યાં જોઈ આવો કે હિંદુઓ પર જુલમ થયો છે કે નહી? જો તમને લાગે તો તમે ત્યા રાહતમા અને સેવામા લાગી જાઓ. અને લઘુમતીને કહો કે તમે અમારા ભાઈબહેનો છો. તમારાથી આ દેશ છોડીને નહીં જવાય. પહેલાં અમે મરશું પછી તમે જવું હોય તો જજો. અને જેઓ જુલમ કરે છે — મને કહેવા દો કે લીગના માણસો જ છે — તેઓને પણ કહો કે તમારી પાર્ટીનું ભલું આમાં નથી, નથી તમારી પાર્ટીનું રક્ષણ. અને છતાંય જો જુલમગારો જુલમ કરે તો તમે તમારા ભાઈઓના રક્ષણ કાજે જાન કુરબાન કરો. તમે હિંમતથી કહો કે પહેલાં અમને મારો પછી આ નિર્દોષને મારજો. આવો એકાદ માણસ પણ જો તમારામાંથી નીકળશે તો દુનિયામા તમારી કીર્તિ તો અજોડ થશે. અને ખુદા તમારી ઉપર પુષ્પો વરસાવશે. અને તેની સુવાસ આખા દેશ પર પડશે હું તો તમને તમારો ધર્મ બતાવું છું. તમે સલાહ માગવા આવ્યા છો તેથી અને તમને ઊંચે ચડેલા જોઈશ, પાકિસ્તાનને 'પાક' થતાં જોઈશ, તો સહુથી વધુ આનંદ મને થશે. અને આમ કરશો તો આ અહિંસા અને પ્રેમના પાઠ પઢવા માટે લોકો તમારી પાસે આવશે."

આ લોકોને બાપુજીએ ખૂબ સરસ કહ્યું. પહેલાં તો બિચારા સાંભળી જ રહ્યા. શું બોલે? પણ બાપુજીને મન તો બધાં જ સરખાં છે, એટલે સહુને સીધો રસ્તો જ બતાવે.

એ ગયા પછી મુસ્લિમ સ્ત્રીઓ આવી. પહેલાં તો ઓઝલમાં હતી. પરંતુ એક પીઢ ડોશીમાના કહેવાથી અને બાપુજીએ કહ્યું કે, "મારી પાસે વળી પડદો શું રાખવાનો હોય? બહેનો મારી પાસે પડદો રાખતી જ નથી સાચો પડદો હૃદયમાં રાખો." એટલે તુરત જ બધી સ્ત્રીઓએ બુરખો ઊંચો કર્યો. બહેનો તો દર્શન માટે આવી હતી. અને તેઓનું બધું લૂંટાયું છે, તેની દર્દભરી કહાણી કહેતી હતી.

બાપુજીએ કહ્યું, "ખુદા ઉપર વિશ્વાસ રાખો. સહુને પાળનારો એ જ છે. હું તો મહેનત કરી રહ્યો છું." અને જે થોડી વાર પહેલાં મહોબત વધારવાનો રસ્તો ભાઈઓને કહ્યો હતો તે જ વાત બહેનોને કહી કે,

"તમે હિંદુ બહેનો સાથે હળોમળો. તમારા કુટુંબમાં તમે મહોબ્બત કેમ વધે તેવી વાતો બાળકો આગળ કરો. તમે જેટલું કરી શકશો તેટલું ભાઈઓ નહીં કરી શકે. તમે તમારા પતિ, પુત્ર કે પિતા જે હોય તેને કહો કે, દેશમાં જ્યાં ક્યાંય હિંદુ પર જો મુસલમાનો થકી જુલમ થતો હોય તો ત્યાં બચાવવા દોડો. તમે હિંદુ સ્ત્રીઓને બચાવો અને તેઓનો વિશ્વાસ મેળવો કે આપણે સગી બહેનો જ છીએ. બહેનોને મેં અહિંસાની સાક્ષાત્ મૂર્તિ કહી છે. બહેનોમાં પ્રભુએ એક એવું પ્રેમાળ હૃદય મૂક્યું છે જે પુરુષોમાં નથી. એનો તમે સદુપયોગ કરો બહેનો જ્યાં સુધી સંસ્કારી અને પોતાની ફરજ શી છે તે નહીં સમજે ત્યાં સુધી દેશની ઉન્નતિ નથી, તેમ મને તો સ્પષ્ટ દીવા જેવું ચોખ્ખું ભાસે છે. મારી પાસે તો એવાં કેટલાંય મુસ્લિમ ખાનદાનોની બહેનો આવી છે. કેટલીય દીકરીઓ છે. નોઆખાલીમા જ એક તો પડી છે. અમતુસ્સલામ મૂઠી હાડકાંની છે, પણ ઝઝૂમે છે. કેટલાય ઉપવાસો કર્યા. અબ્બાસ સાહેબ તૈયબજીના કુટુંબની રેહાના પણ આવી જ બહાદુર છોકરી છે. કૃષ્ણની ભક્ત છે. ગીતા અને કુરાન સાથે વાંચે છે. ગીતાના અર્થો સમજે છે — જેટલા કુરાનશરીફના. તેના મિત્રો પણ હું માનું છું કે મુસ્લિમ કરતાં હિંદુઓ વધારે હશે. એવી કેટલીય છોકરીઓ છે જે પોતે નાતજાતનો ભેદ ભૂલી ગઈ છે. હું તમને કહું છું કે, તમારે સુખી થવું હોય તો નાતજાતનો ભેદ કે કોમનો ભેદ ભૂલો. એક ખુદાએ આપણને મનુષ્ય અવતાર આપ્યો છે, આપણે સહુ માનવી છીએ, દેશભાઈઓ કે દેશબહેનો છીએ અને આપણો માનવધર્મ આપણે સાર્થક કરીએ."

૪ વાગ્યે માટી લીધી. માટી લેતાં પાંચેક મિનિટ બાપુજી ઊંઘી ગયા. ખૂબ બોલવું પડ્યું અને ઉપરાઉપરી બે વખત બોલવું પડ્યું એટલે થાકેલા છે.

સ્વામી આનંદ અને નાથજી મુંબઈ ગયા. જતાં પહેલાં પાંચેક મિનિટ બાપુજીની રજા લેવા આવી ગયા. ૫-૩૦ પ્રધાનો આવ્યા.

री કૃષ્ણસિંહ, અનુગ્રહબાબુ, કૃષ્ણવલ્લભ સહાય, બારી સાહેબ, આચાર્ય બદીનાથ, રામચરિત સિંહ, અને ડૉ. સૈયદ મહમૂદ સાહેબ.

પ્રાર્થના પહેલાં આજે મૌન શરૂ કર્યું. પ્રાર્થનામાં ખાનસાહેબે ભાષણ કર્યું. બાપુજી આજે ખૂબ જ કામમાં રહ્યા. થાકેલા હતા એથી પ્રવચન લખી ન શકયા અને મૌન શરૂ થઈ જવાનો વખત થઈ ગયો. ખાનસાહેબે બહુ જ દર્દભર્યા અવાજે જે કહ્યું એ એમના જ શબ્દોમાં આપું છું.

"महात्माजी चाहते हैं मैं आपसे कुछ कहू। पर मेरी समझमें नहीं आता कि क्या कहू? मेरे इर्दगिर्द अंधेरा छाया हुआ है! मैं हिन्दुस्तानके बारेमें जितना ही सोचता हू अंधेरा बढता ही मालूम होता है। बहुत कोशिश करने पर भी, मुझे रोशनी नहीं मिलती। आज तमाम हिन्दुस्तान जल रहा है। हिन्दुस्तानमें रहनेवाले हिन्दू, मुसलमान, सीख, ईसाई सबको सोचना चाहिये कि अगर हिन्दुस्तान जलेगा तो नुकसान किसका होगा?

"मैं खुदाई खिदमतगार हू। मेरा काम सेवा करना है। मैंने कई धर्मोंके बारेमें पढा है और अपना मजहब भी अच्छी तरह जानता हू। मेरे मजहब और पैगम्बर साहबने कहा है कि अच्छा इनसान वही है जो खुदाके बन्देको फायदा पहुचावे। फिर यह कैसे हो सकता है कि खुदाई खिदमतगार, और एक मुसलमान होते हुए भी मैं दूसरोंकी सेवा करनेके लिए न रहू? लेकिन फिर भी मैं अपनेको कमजोर समझता हू और सोचता हू कि मैं नोआखाली जाकर कुछ नही कर सकता था।

"मुझे आपसे दूसरी यह बात कहनी है कि अंग्रेजोंने कह दिया है कि वे १५ महिनोंके बाद हिन्दुस्तान छोडकर चले जायेंगे। अब तो हमारे फर्ज और भी ज्यादा बढ जाते हैं। इस थोडी-सी मुद्दतमें हमें अपना मुल्क समालनेकी कोशिश करनी चाहिये। नहो तो हमारा बहुत बडा नुकसान होगा।

"आपको एक बात और समझनी है। वह यह है कि जो काम मुहब्बतसे हो सकता है वह नफरत और जबर्दस्तीसे नहीं हो सकता। मुहब्बतसे जो काम होते हैं वे पायेदार होते हैं और नफरतसे होनेवाले काम पायेदार नहीं होते। मुहब्बतके कामसे हम मुल्कको फायदा पहुचाते हैं, नफरतके कामसे नुकसान। महात्माजी भी यही बात कहते आ रहे हैं। अहिंसा मुहब्बत है, और हिंसा नफरत। अगर जोर जबर्दस्तीसे कोई चीज हासिल भी कर ले तो इससे हिन्दुस्तानको फायदा न होगा। युरोपकी मिसाल हमारे सामने है। वहा १९१४ में पहली लडाई और १९३९ में दूसरी लडाई हुई। अब तीसरी लडाई हुई तो दुनिया बरबाद हो जायगी।

"आप लोगोको यह बात समझनी चाहिये। यह बात महात्माजी या मेरे फायदेकी नहीं, बल्कि आप सभी लोगोंके फायदेकी है। *पाकिस्तान भी अगर बनता है, तो भी मुहब्बतसे ही बन सकता है* जोरजबर्दस्तीसे बना हुआ पाकिस्तान कायम न रह सकेगा।

"मैं हिन्दू, मुसलमान, सीख, सबसे अपील करता हू कि वे अपना फर्ज समझें। आज हिन्दुस्तान जल रहा है। बगालसे जो आग बिहार पहुची वह अब पजाब और सरहदमें भी पहुच गई है। हमें इस आगको बुझानेकी कोशिश करनी चाहिये। हमें तमाम हिन्दुस्तान और यहाके सभी लोगोकी भलाईके लिअे सोचना चाहिये।"

खानसाहेबनुं भाषण लगभग शब्देशब्द लखी शकातु हतुं. खूब धीमे धीमे बोलता हता. शांति अपार हती. मेदान भरचक हतु. प्रार्थनामांथी आवीने बापुजीने दूध खजूर आपीने में खानसाहेबनुं भाषण प्रेसमां आपवा सारु तैयार करवा एक वार बापुजीने अने खानसाहेबने मारुं लखेलुं संभळाव्युं. अक्षरो वांची शकाता हता एथी फरीथी हिंदीमां लखवानी महेनत करवापणुं न हतुं. ते परथी बापुजीए अंग्रेजी घडयुं अने प्रेसमां आप्युं

मृदुलाबहेन आगळनी ग्रामविस्तारनी मुसाफरी अंगे वातो करी गयां. बापुजी तो शक्य होय तो नोआखालीनी जेम पगपाळा यात्रा करवा ज इच्छे छे.

સાંજ પછી તો બાપુજીનું મૌન હતું. અને દર રવિવારે રાતે અઠવાડિયામાં એક દહાડો સહુની સાથે હું 'ટેબલ' પર જમવા આવું તો સારું એમ ડૉક્ટર સાહેબની ઇચ્છા છે. એટલે આજે ટેબલ પર જમવા ગઈ. ડૉક્ટર સાહેબ ખૂબ રાજી થયા. અને પ્રેમથી આગ્રહ કરી કરીને મને જમાડી.

૯-૨૦ બાપુજી ફરવા નીકળ્યા. બેગમસાહિબા પણ ફરવા આવ્યાં. થોડાંક ચાર પાંચ ચક્કર લગાવીને બાપુજીના પગ ધોયા. લગભગ ૯ાા થયા. બાપુજીને તેલ ઘસી પગ દબાવી સૂતર ઉતાર્યું. બાપુજીના ૮૦ તાર થયા. ડાયરી લખી. બાપુજીની બૅગ ઠીક કરી, કાગળો ઠીક કર્યાં અને હવે લગભગ ૧૦ાા થયા છે. હજુ ફંડ ગણવું બાકી છે. પરચૂરણનો ખાસ્સો ઢગલો પડ્યો છે. પણ આજે ન ગણું તો કાલે બહુ મહેનત પડે, એટલે હવે ગણવા જાઉં છું.

૧૭-૩-'૪૭, સોમવાર

પટણા

રાતે ખૂબ જ પવન ફૂંકાતો હતો. બાપુજીની તો મચ્છરદાની ક્યાંય ઊડી ગઈ હતી. પણ અર્ધોએક કલાકમાં ફરી બધું શાંત પડી જતાં સૂવાની જગ્યા બદલવી ન પડી.

રોજ પ્રમાણે પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી મને લેખિત હુકમ મળ્યો કે, "રાતે બહુ મોડી સૂતી છો, તેથી હવે સૂઈ જવાનું, ફરતી વખતે ઉઠાડીશ." આથી બાપુજીને ગરમ પાણી આપી, ગીતાપાઠ કરીને બાપુજી પાસે જ સૂતી. દરમિયાન બાપુજીએ બંગાળી પાઠ લખ્યો. આજે બાપુજીએ લગભગ બધા જ શબ્દો યુક્તાક્ષરના જ લખ્યા હતા. સુંદર અક્ષરો કાઢ્યા અને એક . . . ને લખ્યું કે,

> તમે માનતા લાગો છો કે, હજારો વર્ષ પછી હું એક પેદા થયો છું (અવતારી પુરુષ તરીકે) એ હું પોતે નથી માનતો. મારો દાવો છે કે, હું જે કરું છું તે તેટલી જ ખંતથી જે કરે તે સહુ મારા જેટલું જ કરી શકે. સતત પ્રયત્ન કરવો, જાગ્રત રહેવું, એ તો બધાને શક્ય હોવું જોઈએ. પણ જો તમારું માનવું બરાબર હોય તો મારામાં રહેલા સ્થૂળ વિકારો પણ હું નહીં જોઈ શકું?

આપની બ્રહ્મચર્યની વ્યાખ્યા અધૂરી છે, તેને પૂર્ણ કરવા મથુ છુ . ની તીક્ષ્ણ બુદ્ધિ પણ બ્રહ્મચર્યને અસમર્થ છે જે સવાલ અમારી વચ્ચે અહીં થયો તે પરથી લાગ્યુ કે . પણ બ્રહ્મચર્યને નથી ઓળખતા આ વાક્ય લખતા મને જે દુ ખ થાય છે તે દેખાડી નથી શકતો હૃદય લોઢુ કરીને લખુ છું . એક અવસર સિવાય વિકાર સેવ્યા નથી, એમ દાવો કરનાર છું અને ઉપરનુ કઠોર વાક્ય લખુ છુ

ફરવા જતી વખતે બાપુજીએ મને ઉઠાડી માલિશમા બાપુજી ૨૦ મિનિટ સૂતા પછી સ્નાન ભોજન વગેરે રોજ પ્રમાણે ચાલ્યુ

મૌનવાર હોવાથી રજા જેવુ લાગે છે અમારો અને મારો ઓરડો સાફ કર્યો ગામડે લઈ જવાનો સામાન તૈયાર કર્યો ૨–૩ વાગ્યે મહેબૂબભાઈ ( ડૉ સૈયદ મહમૂદ સાહેબના દીકરા ) જેઓ પરણીને આવ્યા તે વરવોડિયાને આશીર્વાદ આપવા બાપુજી ઉપર આવ્યા મહેબૂબભાઈની વહુએ પગે લાગીને રૂ ૧૦૦ બાપુજીના હાથમા આપ્યા મે વિનોદ કર્યો કે બાપુજી, તમારે ભાભીને આપવુ જોઈએ ! રિવાજ તો એવો હોય કે પરણીને આવતી વહુ બધા વડીલોને પ્રણામ કરે અને તેને સહુ આપે પણ આ તો તેનાથી ઊલટુ ! એ બિચારી તમને આપે છે અને તમને રૂ ૧૦૦ ઓછા પડે છે

બાપુજી કહે, "આપણા રિવાજો રેઢિયાળ છે ખરી રીતે દીકરાને અત્યાર સુધી માબાપે મોટો કર્યો, ભણાવ્યો, પરણાવ્યો, હવે તેણે જ માબાપને આપવુ જોઈએને ?" આખો ઓરડો હાસ્યથી ગાજી ઊઠ્યો ત્યાથી આવીને બાપુજી હાથ મો ધોવા ગયા મે સામાન ખટારામા ભરાવ્યો અને ઠીક ૩–૨૫ વાગ્યે અમે ટ્રેઇનમા મસૂડી જવા નીકળ્યા

રસ્તામા બાપુજીએ ટપાલ લખી, અગૂર ખાધી અને ૨૦ મિનિટ આરામ કર્યો દૃ પણ ઊઘી ગઈ હતી ખાનસાહેબે બાપુજીના પગ દબાવ્યા ૫ ૫૦ વાગ્યે અમે મસૂડી પહોચ્યા અહી એક નિશાળમા અમારો ઉતારો છે સ્ટેશન પર પારાવાર ભીડ હતી માડ માડ બાપુજી મૃદુલાબહેન અને હુ મોટર સુધી પહોચી શક્યા

મેં આવતાં જ બધો સામાન મેળવ્યો. એક ઓરડામાં ગાદી તકિયો પાથર્યાં હતાં. ગરમ પાણી પણ તૈયાર રાખ્યુ હતુ. બકરીનુ દૂધ પણ તૈયાર હતુ. ખજૂર પલાળ્યુ ન હતુ, તેથી દૂધમાં ખારેકનો ભૂકો નાંખ્યો

બાપુજી તો પોતાના કામમાં લાગ્યા હતા. મૃદુલાબહેન માણસોને મળવામાં પડ્યાં હતાં. અનેક માણસોથી અને પ્રવૃત્તિથી નિશાળ અને ગામ ધમધમી રહ્યાં હતાં.

૬॥ વાગ્યે અમે પ્રાર્થનાસભામાં ગયાં. સભા નજીદીકમાં જ હતી. પટણા કરતાં ઘણી વિશાળ મેદની હતી. આસપાસનાં ગામડાંઓમાંથી લોકો આવ્યાં હતાં. પ્રાર્થનામાં સાત્ત્વિક વાતાવરણ લાગતુ હતુ. પટણામા તો શહેરની શિક્ષિત પ્રજા હોવા છતાં રામધૂન શરૂ થતાં તાલ દેવડાવવાની તાલીમ આપવી પડતી હતી. ત્યારે અહીં ગામડિયાઓએ તાલબદ્ધ રામધૂન એકીઅવાજે ઝીલી અને મને પણ રામધૂન કરાવવાનુ તાન ચડ્યુ કે ગમે તેમ પણ રામધૂનમા થોડીક મિનિટ વધુ થઈ ગઈ.

પ્રાર્થનાસભામાં બાપુજીએ કહ્યું કે, "તમને હુ ધન્યવાદ આપું છુ કે તમે તાલ ખૂબ સારી રીતે આપ્યો અને બધાં જ ભાઈબહેનોએ આમા ભાગ લીધો. મારો આ પ્રવાસ મજા કરવા અને આનંદ કરવાને સારુ નથી, પણ ગમગીનીભરેલો છે અને મારે માટે તો પ્રાયશ્ચિત્તરૂપ છે. જ્યાં ત્યાં નુકસાની જ જોવા મળે છે અને તે ગુનો મે જ કર્યો હોય એવુ મને લાગે છે. કારણ કે મારા ભાઈઓએ ગુનો કર્યો છે. અને એવા સમયે તમે જયઘોષ કરો કે મને ફૂલહાર આપો તે ઠીક નથી લાગતુ. ઊલટું મને દુઃખ થાય છે. જે લોકોએ ગુનો કર્યો હોય તેઓ મારી પાસે આવીને પણ કબૂલી જશે તો તેઓ ઊચે ચડશે. અને જો હૃદયથી કબૂલ કરી જશે અને તેનું પ્રાયશ્ચિત્ત કરશે તો હકૂમત એને હેરાન ન કરે તેની કોશિશ હુ કરીશ. ખરી વાત તો એ જ છે કે, માણસથી ભૂલ તો થઈ જાય, પણ તે કબૂલી ફરી એવી ભૂલો ન કરે અને આખું જીવન ફેરવે, તો તેને જેલની અંદર મોકલવાની કે પોલીસને હવાલે કરવાની જરૂર જ નથી

રહેતી. બલકે એવું આદર્શ અહિંસક રાજ્ય થાય તો દેશને વેઠવો પડતો આટલો બધો પોલીસોનો ખર્ચ જ ન વેઠવો પડે. અને મારું ચાલે તો તેઓના હાથમાં બંદૂકને બદલે પાવડો અને કોદાળી તથા હળ વગેરે આપી દઉં, કે તેઓ ગામડાંઓ સુધારે અને ખેતી કરે."

પછી ઉઘરાણું પણ ખૂબ એકઠું થયું. દોઢ કલાક ઉપરાંત થઈ ગયો. છેવટ વધારાનું ઉઘરાણું ખાનસાહેબના હાથમાં આપવાનું કહી બાપુજી અને હું ઉતારે ગયાં.

પ્રાર્થના બાદ અમે ઘેરે આવ્યાં. બાપુજી ખૂબ જ થાકી ગયા હતા, એટલે લાંબા થયા. ત્યાં મને . . . ભાઈએ કહ્યું, મારે ગાંધીજીને મળવું છે અને મારા ગુનાનો એકરાર કરવો છે. બાપુજીને મેં વાત કરી. બાપુજીએ એ ભાઈને પોતાની પાસે બોલાવ્યા અને બાપુજીને જોતાં જ તે બિચારા અત્યંત ગળગળા થઈ ગયા. શું પવિત્ર આ દૃશ્ય હતું! કે પ્રાર્થનામાં બાપુજીએ જે વાત જાહેર કરી તેનો જવાબ પ્રાર્થના સ્થળેથી ઘેરે આવ્યા તેટલી જ વારમાં મળ્યો. કેવી અદ્‌ભુત સ્નેહ!

એ ભાઈને બાપુજીએ પ્રેમથી શાંત કર્યા. મને પાણી લઈ આવવા કહ્યું. એ ભાઈને બાપુજીએ પાણી આપ્યુ. જે ગુનેગારો માટે બિહાર સરકારે ઇનામો કાઢ્યાં અને તેમને પકડવા માટે સરકારે અસંખ્ય, પોલીસો તથા સી. આઈ. ડી. નાં માણસો રોક્યાં છતાં નથી પકડાતા તેને આમ પ્રેમથી બાપુજી વશ કરે છે. આજે પ્રાર્થનામાં મેં આ ભજન ગાયું હતુ તેનો આ સાક્ષાત્કાર હોય તેવું મને તો લાગતું હતુ:

સબસે ઊંચી પ્રેમ-સગાઈ.
દુર્યોધનકો મેવા ત્યાગો સાગ વિદુર ઘર પાઈ.
જૂઠે ફલ સબરીકે ખાયે બહુવિધિ પ્રેમ લગાઈ;
પ્રેમકે બસ નૃપ સેવા કીન્હીં આપ બને હરિ નાઈ.
રાજસૂ યજ્ઞ યુધિષ્ઠિર કીન્હો તામેં જૂઠ ઉઠાઈ;
પ્રેમકે બસ અર્જુન રથ હાંકયો ભૂલ ગયે ઠકુરાઈ.
ઐસી પ્રીતિ બઢી વૃન્દાવન ગોપિન નાચ નચાઈ;
સૂર કૂર ઇસ લાયક નાહીં કૈંહ લગી કરૌં બડાઈ!

અને બાપુજીને મન એની જરાય નવાઈ ન હતી કે ન હતું અભિમાન. બાપુજી માટે તો આ સહજ જેવું છે. એથી એ ભાઈ સાથે વાર્તાલાપ પૂરો થયા પછી કંઈ પણ વધુ ઉલ્લેખ કર્યા સિવાય. મને કહે, "હું તો દક્ષિણ આફ્રિકાથી આ કામ કરતો આવ્યો છું, અને મારા જીવનમાં આવું બનતું જ આવ્યું છે. ઈશ્વરી મદદ સિવાય આવાં કાર્યો નથી થતાં. હું તો રામજીનો નચાવ્યો નાચું છું." એમ કહી પોતાને કામે વળ્યા.

આજે સવારે જ પાંચમા અધ્યાયના ૧૩મા શ્લોકના અર્થો બાપુજી પાસે કરતી હતી.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥

સંયમી પુરુષ મનથી તો બધાં કાર્યોનો ત્યાગ કરી નવદ્વારવાળા શરીરમાં રહેવા છતાંય પોતે કંઈ નથી કરતો, નથી કરાવતો. છતાં સુખમાં – આનંદમાં રહે છે. તેમ બાપુજીના પ્રેમ થકી આ ભાઈ માની ગયા. પણ બાપુજીએ કશું કર્યું છે કે પોતે એમાં ભાગીદાર છે એવો લેશમાત્ર પણ ભાવ ન તો એમની વાણીમાં હતો કે ન ચહેરા પર હતો. તેથી તો બાપુજી આવી અસહ્ય મૂંઝવણોમાંય સુખ માણી રહ્યા છે. અને સ્મિત જ કરી સઘળી ચિંતા ભગવાનને અર્પણ કરી પોતે, પોતાના ફાળે આવેલું કામ કર્યે જાય છે. બાપુ નિષ્કામ કર્મયોગી છે.

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥

બાપુજીએ ૯ાા વાગ્યે થોડાક આંટા માર્યા. બહાર વરંડામાં પથારી કરી. ૧૦ વાગ્યે પગ ધોયા. સૂતા. તેલ ઘસી પગ દબાવી પ્રણામ કરી હું જમવા ગઈ. જમીને આ ડાયરી લખી. ૧૧ થયા છે. હજુ ફંડ ગણવું છે. પછી સૂઈશ. શરદી સખત છે. કદાચ તાવ આવશે.

૧૯-૩-'૪૭
ભસૂડી

ગઈ કાલે રાતે હું ફંડ ગણીને ૧૨-૩૦ વાગ્યે સૂતી. ફંડ ગણાવનારાં ઘણાં હતાં એટલે જલદી પતી ગયું. શાળાના માસ્તરોએ પણ

બાપુજીએ ના કનાક મારા ખોળામા માથુ રાખ્યુ અને ખાનસાહેબના ખોળામા પગ રાખ્યા અને ઊઘી ગયા ખાનસાહેબ ધીમે ધીમે પગ ચપી કરતા હતા મોટર ઊભી રખાવવા રસ્તામા માણસો આડા સૂઈ જતા હતા અને જયનાદોના પોકારથી કાન ફૂટી જતા હતા જ્યારે મોટર ઊભી રહે બાપુજીને રૂપિયાની થેલી આપે, અને આમ પ્રજા દર્શન કરે, ત્યાર પછી જ મોટર આગળ જઈ શકતી ૫-૧૦ અમે બાર પહોચ્યા જરા વાર વિસામો લઈને પ્રાર્થનામા જવા ઊપડ્યા શ્રી કૃષ્ણમાણુ આવેના હતા લગભગ ૧૫ હજારથી વધુ લોકોની મેદની હતી બીર હાઈસ્કૂલની પાસેના મેદાનમા પ્રાર્થના થઈ

પ્રાર્થના પછી બાપુજીએ કહ્યુ "હુ શા માટે અહી આવ્યો છુ તે તો તમે સહુ જાણો જ છો જ્યારે કોઈ સાધુ કે ફકીર ખુદા કે ઈશ્વરની વાતો કરે છે ત્યારે લોકોને તેઓની વાત પર પૂરો વિશ્વાસ નથી બેસતો, કારણ કે તે ખુદાને કે ઈશ્વરને બતાવી નથી શકતો લોકોને સ્વાભાવિક થાય છે કે ઈશ્વર કેવો હશે? એવી જ રીતે જ્યારે મસૂડી જિલ્લાનો રિપોર્ટ મુસ્લિમ લીગ તરફથી મારી પાસે આવ્યો ત્યારે મને વિચાર થયો કે હુ નજરે જોઉ તો ખરો કેમ કે તેઓના રિપોર્ટ પરથી મને પૂરો વિશ્વાસ નહોતો બેઠો કેમ કે હુ એ માની જ નહોતો શકતો કે, મનુષ્ય આટલી હેવાનિયત કરી શકે છે, અને તેમાય બિહારીઓ! આજે સવારનુ મે જે દૃશ્ય જોયુ અને તે જોયા પછી મારા જે હાલ થયા છે તે તમને બતાવુ જો આ ચિતારને પૂરેપૂરો હુ શબ્દમા દોરીશ તો કદાચ મારુ હૈયુ હાથ નહી રહે હુ રડવા લાગી જઈશ પણ મે મારુ હૃદય પથ્થર જેવુ કઠણ કરી નાખ્યુ છે એથી તમને થોડુક વર્ણન સભળાવી શકીશ અને બાકીનુ હુ વિચારી, સહન કરી પ્રાયશ્ચિત્ત કરીશ હુ તો ઈશ્વરનો સેવક છુ એટલે સહુની સેવા કરવાનુ મારુ કર્તવ્ય સમજુ છુ એક માણસ ગાડો બને તો બીજાએ પણ ગાડા બનવુ? હુ માનુ છુ કે, કલકત્તામા અને નોઆખાલીમા મુસલમાનોએ ઘણુ જ બૂરુ કામ કર્યુ છે પણ તેનો બદલો બિહારમા શા માટે લેવાય? અહી 'નોઆખાલી દિવસ' મનાવવાનો બહુ જ ખરાબ નિશ્ચય કર્યો છે અને મને પારાવાર દુ ખ થાય છે

કે, જે વાતને હું ધિક્કારું છું તે બદલો લેવાની વાતમાં ખોટેખોટું મારું નામ સંડોવ્યું અને મને બદનામ કર્યો જ્યારે નવી દિલ્હીમાં મધ્યસ્થ સરકાર સ્થપાઈ ત્યારે લોકો આખા દેશમાં ઉત્સાહ ઊજવવા માગતા હતા અને તેમાં પંડિતજીના સાથીઓ—સરદાર, રાજેન્દ્રબાબુ, મૌલાના સાહેબ, આસફઅલી વગેરે સામેલ થયા પણ લીગવાળા એમાં સામેલ ન થયા અને જ્યારે મેં સાંભળ્યું કે, લોકો દિવાળીની જેમ ઉત્સવ ઊજવવા માગે છે ત્યારે મેં કહેલું કે કયા મોઢે તમે ઉત્સવ ઊજવવા માગો છો? અને નોઆખાલીમાં અત્યારે જે દુઃખદ ઘટના બની રહી છે, તે જોતાં પણ આ ખુશાલી મનાવવાનો પ્રસંગ નથી જે લોકો પ્રધાનમંડળમાં આવ્યા છે તે લોકોએ તો આજથી કાંટાનો મુગટ પહેર્યો છે પણ કહેવત છે ના કે, 'આપ ભલા તો જગ ભલા, આપ બૂરા તો જગ બૂરા' એ પ્રમાણે મારા કહેવાનો અનર્થ કરી જાહેર કર્યું કે, ગાંધી કહે છે કે 'નોઆખાલી દિવસ' મનાવો હું તો સ્વપ્નમાં પણ આ કલ્પી નથી શકતો પણ જેને ઊંધું જ દેખવું છે તેને શું કહીએ? હવે તો ૨૭ના રોજ 'પંજાબ દિન' મનાવવાની અફવા વહેતી થઈ છે હું આશા તો રાખું છું કે, આ વાત ખોટી હોય અને એમ કરશો તો તેનું પરિણામ ભયંકર હશે અને આપણા દેશની આઝાદી એક સ્વપ્નવત્ બની જશે હું ઈશ્વરને પ્રાર્થું છું કે, આવા ભયંકર દિવસો આવે તે પહેલાં મને ઉપાડી લેજે હું તમારી દ્વારા આખા બિહારને જાગ્રત કરવા માગું છું ઘણા મુસલમાનભાઈઓ મારા મિત્ર છે તેઓ મારી વાતો સાંભળે તો છે માનતા હશે કે નહીં તેનો દાવો આજે હું નથી કરી શકતો એક દહાડો એ દાવો કરતો હતો માણસના નસીબમાં સારું નરસું બધું જ જોવાનું હોય જ છે મનુષ્ય અમૃત પી શકે છે તો ઝેર પણ પી શકે છે મારા નસીબમાં અત્યારે તો ઝેર પીવાનું છે હું તો એ લોકોની સાચા ભાવથી સેવા કરી રહ્યો છું અને છતાંય એક દિવસ તો બધાને મરવાનું છે જ અને જો મારા ભાઈઓના હાથે જ હું માર્યો જાઉં તો એનાથી બીજું રૂડું શું છે? હું તો અંગ્રેજોને પણ મારા દુશ્મન નથી માનતો તો મુસલમાનો મારા દેશવાસી ભાઈઓને તો કેમ જ દુશ્મન ગણું?

"અત્યારે જ હું મસુડીથી અહીં આવી રહ્યો હતો તો રસ્તામા ગ્રામવાસીઓએ મને રોકીને બે કાગળો તથા ૫૫ રૂપિયા મુસ્લિમ પીડિત ભાઈઓ માટે આપ્યા છે પહેલો કાગળ હિંદુ મુસલમાન ભાઈઓએ મળીને મને આપેલ છે એમા લખ્યુ છે કે,

'અમો સાઈના રહેવાસીઓ આપને જણાવીએ છીએ કે, આપ અમારા માટે અત્યારે જે કષ્ટ ભોગવી રહ્યા છો તેથી અમે દુખી છીએ અમો અહી ભાઈ ભાઈની જેમ રહ્યા છીએ, અને તે જ પ્રમાણે રહીશુ આજુબાજુમા અશાંતિ હોવા છતાય અમારે ત્યા પૂરી શાંતિ જળવાઈ હતી આપ અમને આશિષ આપો કે, અમો આવી જ રીતે પ્રેમથી રહી શકીએ"

બીજા પત્રમા

'જ્યારે અમારા ગામની આજુબાજુમા હુલ્લડ મચી રહ્યુ હતુ ત્યારે અમો લોકોએ ભેગા થઈને ગ્રામશાંતિ સમિતિ બનાવી હતી અને હજુ પણ અમો કામ કરી રહ્યા છીએ અને અમો જેવી રીતે આજ સુધી હળીમળીને રહેતા આવ્યા છીએ તેવી જ રીતે હમેશા રહ્યા કરીશુ'

"મને ખુશી છે કે આ બંને ગામડામા જોકે સપ જળવાઈ રહ્યો છે, છતાય તેઓની આસપાસના ગામડામા જે દુખદ ઘટના બની છે, તેથી તેઓ અફસોસ કરી રહ્યા છે અને ૫૫ રૂા ના દાન દ્વારા પોતાના હૃદયનો ભાવ વ્યક્ત કર્યો છે

"હવે તમે મુસ્લિમ રાહત ફડ માટે આ સ્વયસેવકોને પૈસા આપજો મને પોતાને જ આ પૈસા ઉઘરાવવા ગમે છે, પણ હુ રાતે બહુ થાકી જાઉ છુ અને આજે તો ઘણો થાકેલો છુ વળી રાત કામ પણ કરવુ છે આપ અધિમધિક પૈસા આપજો અને પુરવાર કરજો કે, ભલે ખૂન તો થઈ ગયાં છે, પણ પ્રાયશ્ચિત્ત પણ કરી જાણીએ છીએ"

પ્રાર્થનામાથી આવીને બાપુજીએ શ્રીમાણુ સાથે ખાનગીમા વાતો કરી દરમિયાન મે વધુ ખાખરા બનાવ્યા પછી બાપુજીને હિંદી પ્રવચન સાફ અક્ષરે લખીને આપ્યુ તે ઉપરથી બાપુજીએ અંગ્રેજી પ્રવચન ઘડયુ આ કામ રોજ નિર્મળદા કરતા હતા એટલે બાપુજીને જરા પણ જોવુ નહોતુ પડતુ અત્યારે અમને સૌને નિર્મળદા યાદ આવ્યા એ અત્યારે ગાડીમા બેઠા હશે ક્યારે આવશે તે ચોક્કસ નથી,

બાપુજીએ તો કહ્યું છે કે, "હું ઇચ્છીશ કે, તમે જલદીમાં જલદી પાછા ફરજો"

હા પછી થોડાક આંટા માર્યા અને સૂવાનું બહારના ભાગમાં છે. ઘોંઘાટ ઘણો છે મચ્છર પણ પાર વગરના છે.

૧૦ વાગ્યે બાપુજી સૂવા ગયા ફંડ ગણવાનું કાલ પર રાખ્યું છે આજે ઘણું ફંડ એકઠું થયું છે. ૧૦॥ થયા છે. હું પણ સૂવા જ જાઉં છું

આખો દિવસ મને તાવ જ હતો. કંઈક ઝેરી શરદી થઈ ગઈ છે. મારો ચેપ બાપુજીને ન લાગે તો સારું. દૂર ને દૂર તો રહું જ છું. પણ કામકાજના પ્રસગે તો બાપુજી પાસે જવું જ પડે છે. અને બાપુજીને ખબર પડે કે આટલા ખાતર હું દૂર રહું છું તોપણ તેમને ન ગમે. એટલે કંઈક લેવ મૂકવાનું પણ કોઈની મારફત ન કરાવાય.

૧૯-૪-'૪૭
બીર

રોજ પ્રમાણે પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી મદનભાઈ (સ્વયંસેવક કાર્યકર્તા) આટલી બધી બાપુજીની સગવડો સાચવવા ધમાલ કરે છે તેથી તેમને તેમ ન કરવા કહ્યું. અને બાપુજીએ એમ પણ કહ્યું કે, "જે વસ્તુ મળે તેનાથી જ ચલાવવાનું છે મારી બેઠક માટે ક્યાંય ગાદી તકિયો વગેરે નહીં ફેરવવાના. હું જ્યાં જેવી બેઠક હશે ત્યાં બેસવાનું પસંદ કરીશ." પછી મને પણ આ જ સૂચના આપી, અને તદ્દન જમીન ઉપર (કઠણ જગ્યા ઉપર) કલાકો સુધી બાપુજી ન બેસી શકે એથી એક ઓસીકું સાથે લેવાનું કહ્યું બાકી કશુંય નહીં.

પછી બાપુજી લખવામાં પડ્યા, અને મેં ફંડ ગણ્યું. બાપુજીએ નિર્મળદાને અને બાળાઓને પત્રો લખ્યા નિર્મળદાની ગેરહાજરી ખૂબ જ સાલે છે ખાનસાહેબ પેશાવર જવા ઇચ્છે છે. પણ બાપુજીએ હમણાં રોક્યા છે કે, "જો અહીં કંઇક થઈ શકશે તો તેનો પડઘો દેશભરમાં પડશે. અને જો અહીં કંઈ નહીં થઈ શકે તો ક્યાંય દોડાદોડ કરવાથી નથી વળવાનું"

દર્શનાર્થીઓની ભીડ સતત રહે છે. ૧૦ મિનિટ માંડ ફરી શક્યા. માલિશ પછી બાપુજીને એકાએક પાંસળીમાં દુખવા આવ્યું. શ્વાસ લેવો મુશ્કેલ થઈ પડ્યો. બાપુજી કંઈ બોલી નહોતા શકતા, ઇશારે પાંસળી દબાવવાનું કહ્યું. મેં તુરત સુવડાવીને 'લિનિમેન્ટ' મારી પાસે હતું તે ચોળ્યું. દસેક મિનિટ સુધી આંખો બંધ કરીને પડ્યા રહ્યા. કટોકટીની આ પળો હતી. આવું કોઈ વખત થયું નથી. બાથરૂમમાં એકલા મૂકીને જવાય તેમ પણ ન હતું. અને અમારી સાથે ખાસ કોઈ હતું પણ નહીં. મૃદુલાબહેન તેમના કામને અંગે કાર્યકર્તાઓ જોડે ગયાં હતાં. હું તો મનમાં 'રામરામ' બોલવા લાગી અને ચોળવા તથા દબાવવા લાગી. દસેક મિનિટે જરા ઠીક થયું અને શ્વાસ સરખો લઈ શક્યા. પીવાનું પાણી માગ્યું ત્યારે મને નિરાંત વળી. બેએક ઘૂંટડા પાણી પીધા પછી બોલ્યા, "વિલાયતમાં એક વખત આમ જ બન્યું હતું. પણ આજે તો હું રામનામ લઈ રહ્યો હતો, જાણે રામજીનાં દર્શન કરી રહ્યો હતો. તું પણ રામનામ મનમાં લેતી હતી એ હું જાણતો હતો. એથી ખૂબ રાજી થયો કે, ના હવે તને સૂઝ પડવા લાગી છે ખરી. કદાચ આજે થાકને લીધે બ્લડપ્રેસર હોય તો કહેવાય નહીં. રામનામ લેતાં તારા ખોળામાં ચાલ્યો જાઉં તો કેવી મજા?" એમ કહીને મારી આંખમાં આવી ગયેલ આંસુ જોઈને ધબ્બો મારીને જરા હસ્યા. "મૃત્યુ તો એક સિક્કાની બીજી બાજુ છે. સાચો મિત્ર મૃત્યુ જ છે, તેનાથી ડરીએ શાના? અને તું શું એમ માને છે કે, હું મરી જઈશ એટલે તને મેં છોડી દીધી? તો તો તને ગીતાના પાઠો આપું છું તે વ્યર્થ જ જાયને? મારો આત્મા તો તું જ્યાં હોઈશ ત્યાં સદાયે સાથે જ હશે અને તારી ચોકી ભરશે કે ક્યાંય તું ખોટે રસ્તે નથીને?"

બાપુજીને ચોળતી હતી ત્યારે પૂરી હિંમત તો રાખી હતી, પણ જરા ઠીક થયું અને આવી રીતે મારા ખોળામાં મરવાની વાત કરી એથી આંખમાં આંસુ આવી ગયાં. હું એ કલ્પનાય નથી કરી શક્તી કે બાપુજી મારી સામે જાય. પણ આજનો આ કરુણ પ્રસંગ આખો દહાડો નજર સામે તર્યાં જ કર્યો અને મન ખૂબ જ ઉદ્વિગ્ન રહ્યું.

અને છતાં બાપુજી ફરી સાજાસારા જોવાથી ઈશ્વરની મહાન કૃપા ગણી નહીંતર હું અને બાપુજી બે જ જણાં હતાં. અને કંઈક થઈ ગયું હોત તો શું થાત?*

૧૧ વાગ્યે બાપુજી નાહીને બહાર આવ્યા. કોંગ્રેસ કાર્યકરો સાથે વાતો કરી. બાપુજીએ તેમને ઝીણવટથી અત્યારની પરિસ્થિતિ વિષે સમજાવ્યું. અને અણીશુદ્ધ રહેવા સૂચવ્યું. અને એ પણ કહ્યું કે, "મારી ઇચ્છા નોઆખાલીની જેમ પગપાળા યાત્રા કરવાની છે."

સભાન વાવાઝોડું હોતાં ૧૨-૩૦ વાગ્યે બીર છોડવાનું હતું તેને બદલે ૧-૩૦ વાગ્યે છોડ્યું. અને ખડેર ગુરુપાંખડી જોવા ઊપડ્યાં. બહુ ભયંકર દેખાવ હતો.

પ્રાર્થના—૪-૩૦ વાગ્યે પહોંચ્યા. સમય કરતાં વહેલા પહોંચ્યા એટલે ફંડ એકઠું કરવાનું શરૂ કર્યું. આ વિભાગ ગરિયાધારી છે. અંધારમાં પ્રાર્થના થઈ. (ફતુવા થાણાનું ગામ છે.) ખૂબ પરચૂરણનું ઉઘરાણું થયું. એક વખત તો પરચૂરણથી મારી ઓઢણી ફાટી ગઈ અને પૈસા બધા નીચે પડી ગયા. મહા મહેનતે પારાવાર ભીડમાંથી એ પૈસા લઈ શકાયા અને બીજી તરફના છેડામાં બાંધ્યા. બહેનો પકડી પકડીને પૈસા આપતી હતી. હું બહેનોમાં પૈસા ભેગા કરવા ગઈ હતી.

પ્રાર્થનામાંથી સીધાં બીર આવ્યાં. આવીને પ્રવચન લખ્યું. સાંજે ફક્ત ગરમ પાણી અને મધ જ લીધું. અનુગ્રહબાબુ સાથે વાતો કરી. અહીંના સરકારી વહીવટમાં પણ ભારે ગોટાળાઓ ચાલી રહ્યાની લોક અફવાની ફરિયાદ બાપુજીની પાસે આવી હતી. એટલે એ બધી વાતો-થી પણ માહિતગાર કર્યાં. બાપુજી ખૂબ જ થાકેલા હતા. ૧૦॥ વાગ્યે સૂઈ ગયા.

આજે પણ ફંડ ગણતાં એક વાગી ગયો. આજે બધા ખબર-પત્રીઓનો મુકામ દૂર છે અને નિર્મળદા પણ નથી, એટલે ખૂબ જ વાર લાગી. એએક વખત તો ઝોલાં આવી જતાં આંખો

* આજે હું આ વાત લખું છું અને એ ગોઝારી ગોળી નજરે તરે છે! કેવી કરુણતા!

બધ થવા લાગી ખૂબ પાણી છાટયુ ત્યારે ઊંઘ ઊડી મૃદુલાબહેન બત્તી જોઈને એક વખત મારી પાસે આવી ગયા એ પણ ફક ગણવા બેસતા હતા, પણ મે આગ્રહપૂર્વક ના પાડી કેમ કે એમને બીજુ કામ ખૂબ જ રહે છે કુલ ઉઘરાણુ ૧૦૦૦નુ થયુ આજના આ ઉઘરાણામા એક પણ રૂપિયો આખો ન હતો, તેમ એક પણ રૂપિયાની નોટ ન હતી આઠ આના, બે આના અને એક આના તથા પૈસા જ વધુ હતા ત્યાર પછી બાપુજીએ ગીતાજીના લખવા આપેલા શ્લોકો લખી શકી ન હતી, તે લખ્યા અને સવારે વહેલુ મસૂરી જવાનુ હોઈ સામાન બાધ્યો બરાબર સવા બે વાગ્યા ત્યારે પથારીમા પડી બાપુજીએ 'દોઢ વાગ્યે તારી પથારીમા જોયુ ત્યારે તુ ન હતી ચુ પણ ત્રણ વાગ્યે ફરી જાગ્યા ત્યારે પણ તુ જાગતી જ હતી ઊંઘ ઊડી ગઈ હતી એટલે મે પૂછ્યુ, "પ્રાર્થનાનો સમય થઈ ગયો?' બાપુજીએ પ્રેમથી થાબડીને કહ્યુ 'કેમ હજુ પૈસા ગણતી હતી?' મે કહ્યુ 'લગભગ દોઢ વાગ્યે બધુ સમેટ્યુ ત્યાર બાદ શ્લોકો લખ્યા અને સામાન બાધ્યો આ બધામા સવા બે થઈ ગયા

બાપુજી કહે, મને આ બધુ ગમ્યુ નથી પણ હવે વધુ વાતો કરીને તારી ઊંઘ નથી બગાડવી માટે એક કલાક ઊંઘ લઈ લે

૨૦-૩-'૪૭
મસૂરી

૪-૩૦ પ્રાર્થના માટે જાગ્યા દાતણપાણી પછી પ્રાર્થના પ્રાર્થના પછી મને સૂઈ જવા કહ્યુ બાપુજીએ પોતાની વિચારમાળા લખી

રાતના પૈસા ગણતા ચિ મનુડીને એક વાગ્યો ઉઘરાણુ કરીને તુરત જ સૂઈ જવુ જોઈતુ હતુ શ્લોકો બીજે વખતે લખવા જોઈતા હતા અથવા મારા કોઈ કામમાથી તેને મુક્ત કરવી જોઈએ તેને ઊંઘ પૂરી નથી મળતી તે બહુ કઠે છે હુ વિચારુ છુ કે શુ કરવુ? એને કઈ સૂઝે તો મ્હે એ ધારે તો આ બાબતમા ઘણી મદદ કરી શકે. પણ એકેય કામમાથી મુક્ત થવા નથી ઇચ્છતી ઉઘરાણુ એક હજારનુ થયુ

મને ૫-૩૦ વાગ્યા પછી બાપુજીએ ઉઠાડી અને આજે પોતે લખેલી વાત મને વાચી જવાનુ સૂચવ્યુ ઠીક છ વાગ્યે બીરથી નીકળ્યા અમારી મોટરમા બાપુજી, ડી એસ પી, મૃદુલાબહેન,

ખાનસાહેબ અને હુ હતા રસ્તામા ગામડાઓ મોટર રોકયા કરતા હતા. મસુડી ૯–૩૦ વાગે પહોચ્યા આવીને નાહવાની, માલિશની તૈયારી કરતા દશ વાગ્યા બાપુજી નાહીને બહાર નીકળ્યા ત્યારે પૂરા બાર વાગ્યા

દક્ષિણ આફ્રિકાથી ડૉ દાદુ અને ડૉ નાયર આવ્યા હતા. તેમની સાથે વાતોમા જ બાપુજીનો ઘણોખરો સમય ગયો

ખાનસાહેબ આજે અમારા બધાની સાથે જમ્યા. એમની ટેવ પ્રમાણેનુ ખાવાનુ તૈયાર તો કર્યુ જ હતુ, પણ શિક્ષક ભાઈઓના આગ્રહને વશ થઈને તેઓની સાથે જમ્યા

આજે સાજે હરલા ગામે ગયા હતા પ્રાર્થના મસુડીમા થઈ હતી પ્રાર્થનામા બાપુજીએ હરલા ગામનુ વર્ણન આપતા કહ્યુ, “હુ આજે બેએક દહાડાથી અહી આવ્યો છુ આજે પણ એક ગામડુ જોઈને આવ્યો હુ એનુ વર્ણન કરી નથી શકતો એનુ વર્ણન કરતા કપારી છૂટે છે હમણા જ તમે ભજન સાભળ્યુ કે, સુખદુ ખ બેઉ સમાન ગણવુ કોઈ વખાણ કરે તેને ભૂલવુ, કોઈ નિદા કરે તેનેય ભૂલવુ, એક ઈશ્વરને યાદ રાખવો, કારણ કે તે જ સાચો તારણહાર છે આપણી આઝાદી આપણા પગમા પડી રહી છે તે સમયે આપણે માણસ મટીને હેવાન બની રહ્યા છીએ તે કેવી કરુણ દશા આપણી છે, તેનો તો કોઈ વિચાર કરો !

“આજે મને ખબર મળ્યા છે કે, પૂર્વ બગાળમા પાકિસ્તાનદિન મનાવવાના છે જો મારો અવાજ સુહરાવર્દી સાહેબના કાન સુધી પહોચી શકે તો હુ તેમને વિનતીપૂર્વક કહુ છુ કે તમે ખોટે રસ્તે છો. એવી રીતે પાકિસ્તાન નહી નભી શકે. અને હુ તો ઇસ્લામ ધર્મનો પણ સાચો અભ્યાસી છુ તેવો મારો દાવો છે કુરાન શરીફને સારી રીતે સમજવા મે પ્રયત્ન કર્યો છે એમા કયાય એમ નથી લખ્યુ કે, બેગુના આદમી, નિર્દોષ બાળકોને મારવા અને એમ કોઈનુય ભલુ નથી થવાનુ જબરદસ્તીથી તમે કોઈ ચીજ નહી લઈ શકો તમારે પાકિસ્તાન કરવુ હોય તો ભલે શાતિથી કરો ‘પાક’ કરો, પ્રેમથી કરો પણ આમ મારફાડ કરાવીને કરશો તો તમારો ઇસ્લામ દફનાઈ જશે.

લઘુમતીમાં ગભરાટ હોય, લઘુમતી ફફડે, એમાં તમારાથી પાકિસ્તાન-દિન ન મનાવાય. આટલી આટલી ખુનામરકી થઈ છે તેનાથી તમે ચેતો.

"હવે ત્રીજી વાત એ કહેવાની છે કે, મારી પાસે ઘણા હિંદુ ભાઈઓના પત્રો આવ્યા છે. અને તેઓએ માફી માગી છે. એવી જ રીતે મુસલમાન ભાઈઓના પણ કાગળો આવ્યા છે કે ...ના તેમને હિંદુઓએ બચાવ્યા છે. કાલે એક હજારનું ઉઘરાણું ફક્ત પરચ...મવારૂણમાં જ થયું. અને તે ગણતાં આ છોકરીને કોઈક દહાડો એક ...કેલું વાગી જાય છે. એ સારુ તમને સહુને ધન્યવાદ ઘટે છે. હું

"પણ હું તો ત્યારે જ રાજી થાઉં કે જેમ પૈસા આપવા તું લોકો તલપાપડ થાય છે, તેમ કોદાળી અને પાવડા લઈને ગ જ જે કાટમાળ પડ્યો હોય તે ખસેડે અને સફાઈ કરી રહેવા થઈ ઝૂંપડાં બનાવવા સહકારી ધોરણે મહેનત કરે. અને તારાજ તી કો કુટુંબોને ફરી વસાવે."

પ્રાર્થનામાંથી આવીને સુહરાવર્દી સાહેબને લાંબો તાર કર્યો. પાકિસ્તાનદિન ન મનાવવા માટે. સતીશબાબુને પણ તાર કર્યો. કદાચ બે ચાર દહાડમાં બિસેનભાઈ આવશે.

પ્રધાનો સાથે વાતો કરતાં બાપુજીએ સાફ સંભળાવ્યું કે, "જ્યાં સુધી મૂળ જ સડેલું રહેશે તો એ ઝાડ ઊગવાનું જ નથી. અને કદાચ ઊગશે તો એનાં ડાળી અને પાંદડાં સડેલાં જ હશે. એમાં ફળોની આશા તો ક્યાંથી જ રખાય? એટલે સ્વતંત્રતામાં જેટલાં જવાબદાર માણસો છે તેઓ જો શુદ્ધ હશે તો જ એ આઝાદીનાં ફળ ચાખવા મળશે. નહીંતર આવેલી આઝાદી પેલાં સડેલાં ઝાડની માફક ફળ વગરની રહીને કદાચ કરમાઈ પણ જશે. એટલે સહુ પોતપોતાના અંતઃકરણને તપાસે અને આવતી આઝાદીને મજબૂત કરવા પ્રયત્ન કરે."

બાપુજી છેક ૧૦ll પછી સૂતા. કામનો પાર નથી. ટપાલના થોકડા આવે છે અને પહોંચી નથી શકાતું.

અને ગામડાંઓના રસ્તા એટલા બધા ખરાબ છે કે મોટરમાં આવતાં જતાં હડદોલા લાગતાં થાકી જવાય છે.

રાત મસૂડીમાં ગાળી, રોજ પ્રમાણે પ્રાર્થના અને કાર્યક્રમ રહ્યો. પ્રાર્થના પછી બાપુજી પોતાના લખવાના કામકાજમાં રોકાયા.

સવારના પા વાગ્યામાં ખબર મળ્યા કે, જે માણસોએ ગુનો કર્યો હતો, તેને પોલીસ શોધતી હતી, પણ ૫૦ જેટલાં માણસો પોતાની મેળે પોલીસ થાણામાં હાજર થઈ ગયાં છે. બાપુજીની આ અહિંસક સફળતા કંઈ જેવી તેવી ગણાય?

૬ વાગ્યે હાંસોટી આવવા રવાના થયાં. બાપુજી પોણો કલાક ચાલ્યા પછી મોટરમાં બેઠા. રસ્તામાં ડૉ. અબ્દુલ હક્કે પોતાના ગામમાં પરાણે ઉતાર્યા. ત્યાં બળી ગયેલાં ઘરો જોયાં. પોતે એક જમીનદાર છે, તેથી પોતાની અમુક જમીન આપવાની વાતો કરે છે. આ ભાઈના ગામનું નામ મહીઉદ્દીનપુર છે.

અહીં (હાંસોટી) લગભગ નવ વાગ્યે પહોંચ્યાં. આ જગ્યા રમણીય છે. શાળાનું મકાન છે, અંદર બગીચા જેવું છે. બાપુજી અને ખાનસાહેબે થોડી વાર વાતો કરી. તેનો સાર આ હતો: ખાનસાહેબે કહ્યું, "મને આપનામાં પૂરો વિશ્વાસ છે. આપ એક યોગીની કક્ષાએ છો. હું તો આપના અહીંના આ રાતદિવસના સમાગમથી એ જ જાતનું દર્શન અનુભવી રહ્યો છું. પણ એથી ઊલટું મને તો ...નું કેટલું કમનસીબ છે કે આપને સમજી નથી શકતાં અને વાહિયાત દલીલ કરે છે ...ને લોકો આટલા સમજદાર હોવા છતાંય આપને કેમ નથી સમજી શકતા એ જ હું તો વિચારી રહ્યો છું. આપે તો એવી જાગૃતિ પેદા કરી છે કે આજ સુધી દેશમાં કોઈએ એવું નવું કાર્ય કર્યું નથી. દા. ત. અસ્પૃશ્યતામાં, અહિંસામાં, અર્થકારણમાં, એવી અનેક પ્રવૃત્તિઓમાં આપ જેવી કોઈએ સફળતા હજુ સુધી મેળવી નથી. પણ જો કોઈ એમ કહે કે, અમે નથી કરી શકતા એટલે આપે પણ ન કરવું એમાં હું મૂર્ખાઈ માનું છું. અને તેઓ આપને સમજી નથી શકવાના. ભલે તે ગમે તેટલું ભણ્યાગણ્યા હોય. મને તો એ ખબર ન હતી કે, પટણામાં ...આ બંને ભાઈઓ આપની વાતો

સમજવા આવ્યા હતા, નહીંતર હું પણ જો તમા ઇચ્છત તો કરત, સમજાવત, અથવા સમજત અને બેધડક કહેત."

ખાનસાહેબની ભાષા તો ઘણી મીઠી છે તેઓ ઉર્દૂમય શબ્દોમાં સંસ્કૃત શબ્દો પણ વાપરવા પ્રયત્ન કરે છે. અને ઘણ મીઠી હિંદુસ્તાની બનાવીને બોલે છે અને તેમાં વળી આવી પૂ બ પ્રત્યે અનહદ ભક્તિ છે. એટલે ભક્તિમય હિંદુસ્તાની સાંભળવાની મજા આવે છે.

બાકી ભોજન આદિ નિયમ મુજબ રહ્યું.

૩ વાગ્યે અમે ગૌરીહા અને થાલપુર ગામડાં જોવા ગૌરહામાં કાંતી લીધું. થાલપુરમાં પ્રાર્થના થઈ. પ્રાર્થનામાં ઉપ અને ગામોમા જે હેવાનિયત થઈ છે તેમાં ગમગીની દર્શાવતા થોડી મિનિટ શાન્તિમાં સહુએ ઊભા થઈને ગાળી. પછી બાપુ કહ્યું, "નિર્દોષ સ્ત્રીઓ અને બાળકોની કતલમાં કયા ધર્મની સમાયેલી છે તેનો સહુ ઊંડો વિચાર તો કરો! પોતાના પાડોશી વિના વાંકે મારવાનું કોઈ ધર્મમાં હોઈ જ ન શકે.

"જે ઘરોમાં થોડાક વખત પહેલાં કુટુંબ કિલ્લોલ કરતુ હતું તે ઘરો આજે ખડિયેર પડ્યાં છે. એ કેવી કરુણતા! પણ હવે આપણે શું કરવું? એક માન્યતા છે કે ગંગાજીમાં સ્નાન કરવાથી કાયા પવિત્ર થઈ જાય છે, અને જન્મોજન્મના પાપનો નાશ થાય છે, તો હવે આ પાપમાંથી આપણો ઉદ્ધાર કઈ રીતે થાય તે વિચારવું જોઈએ."

સવારના જે ૫૦ ભાઈઓ સ્વેચ્છાએ પોલીસ થાણામાં ગયા હતા તેમને પણ બાપુજીએ ધન્યવાદ આપ્યા. અને સાથે સાથે તેમને નિર્ભય કરવા માટે એમ પણ કહ્યું કે, "જેઓને અમલદારો આગળ હાજર થવાની બીતિ લાગતી હોય તેઓ મારી પાસે, ખાનસાહેબ પાસે, કે જનરલ શાહનવાઝ સાહેબ પાસે, ગમે ત્યારે આવીને વાતો કરી જઈ શકે છે"

પ્રાર્થના પછી બાપુજીએ ભોજનમાં કશું જ ન લીધું. ખૂબ થાકેલા છે, એથી ૮-૩૦ એ જ સૂવાને તૈયાર થયા.

હાસોડીમા ગઈ કાલે સાંજે બાપુજીની તબિયત સહેજ નરમ ગરમ થઈ ગઈ હતી પેટ પર રાતે ૧૦ા વાગ્યે માટી મુકાવી

આજે પણ રાતે ફક્ત ગણુનામા મને એક વાગ્યો હતો બરાબર ૯ાા વાગ્યે હાસોડીથી અમે ચાલવાનુ શરૂ કર્યું પાછળ આખુ મોટુ ટોળુ ચાલતુ હતુ સીમ સુધી સહુ ચાલ્યા અને પછી મોટરમા બેઠા. બરાટગામ જોઈને પીપલના ગયા આ ગામમા જંગી સભા હતી બાપુજીએ થોડીક મિનિટ ઐક્યનો અનુરોધ કરતુ ભાષણ કર્યું બાકી બાદશાહ સાહેબે કર્યું પછી સીધા પટણા આવવા ઊપડ્યા પટણા ખરાટગામથી ૨૨ માઈલ જ દૂર છે અનુગ્રહબાબુ અમારી સાથે જ હતા અહીં પહોંચતા ૧૦ વાગી ગયા આવતા જ માલિશની તૈયારી જોઈ કરી ફૂકર મૂક્યુ વચ્ચે સમય મળતા બે ખાખરા બાપુજી પૂરતા કરી લીધા છેલ્લા થોડાક દહાડાથી અમો બહાર હતા, એટલે અમારા ઓરડામા ધૂળનો તો હિસાબ જ ન હતો

બાર વાગ્યા પછી બાપુજી ભોજન કરવા બેઠા અને હુ ૩ વાગ્યે કપડા વગેરે ધોઈને પરવારી નોઆખાલી કરતા આ મુસાફરી – મોટરમા છે, પણ – આકરી લાગે છે કપડા, બિસ્તરો ખૂબ ગદા થઈ જાય છે

૩ા વાગ્યે મારા ઓરડામા કંઈક આચરકૂચર જેવુ પડ્યુ હતુ તે હુ ખાતી હતી ટોપરુ અને લીચી હતા બીજુ કંઈ જ ખાવાનું ન હતુ પણ જલદી જલદી ખાઈ રહી છુ તે બાપુજી બાથરૂમમાથી જોઈ ગયા મને તો કંઈ જ ખબર ન હતી પણ એ દમ બાપુજી બોલ્યા, "જડભરતની જેમ ખાય છે સવારથી કંઈ જ ખાધુ નથી, અને આ ટોપરુ ઝટપટ ખાઈ રહી છે, આમ તું ક્યા સુધી નભાવાની હતી ?'

હુ તો ડઘાઈ જ ગઈ વાત હતો એને શુ બોલુ ? "એ સાથે આટલા બધા કપડા ધોવાની શી જરૂર હતી ? મને લાગે છે કે તુ હવે મારી સેવા બહુ સમય નહી કરી શકે" હુ માડ માડ એટલુ બોલી શકી કે, "હવે આરામ લઈ સ્વસ્થતા મેળવી લઈશ" પણ

બાપુજી મારી સાથે સાંજ સુધી ન બોલ્યા મને આંખમાં આંસુ પણ આવી ગયાં

સાંજે માફીપુર મેદાનમાં પ્રાર્થના થઈ પ્રાર્થનાસભામાં બાપુજીએ ગામડામાં ફર્યા તેની વિગત આપી બાપુજીએ કહ્યુ કે

' ગ્રામપ્રજાના સત્કારથી તો મને સંતોષ જ થયો છે પણ આ મુસાફરી શોખને માટે ન હતી પણ ગામડાના લોકોમાંથી એક વાત જાણી શકાય છે કે બની ગયેલા બનાવને વિષે તેઓને સાચે જ પશ્ચાત્તાપ થાય છે લોકોએ મારી મોટર અટકાવીને મને પૈસાની થેલીઓ આપી છે, માફીપત્રો મળ્યા છે બહેનોની નિરાધાર સ્થિતિ જોઈને મારુ મન ભરાઈ ગયું મેં શક્ય તેટલું સાન્ત્વન આપ્યું છે

" ૨૩મી માર્ચને દહાડે પંજાબ દિન કે પાકિસ્તાન દિન પાળવાની બિહાર સરકારે મનાઈ કરેલી છે અને આ મનાઈહુકમનો પ્રાંતભરમાં કડક અમલ કરવામાં આવશે દેશમાં આજે એવી હવા ફેલાઈ છે કે, કોઈ પણ જાતના સરઘસોથી કંઈક ને કંઈક બખેડા થાય જ છે, એટલે આ મનાઈહુકમ મને તો વાજબી લાગે છે ઘણી વાર કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ હોય છે એટલે હિંદુ તેમ જ મુસ્લિમ ભાઈઓને — બંનેને આ દિવસો પાળવાની પ્રવૃત્તિ ન કરવાનો આગ્રહ કરું છુ

' લોકો પોતાના ગુનાનો સ્વેચ્છાએ એકરાર કરવા આવે છે એ ખૂબ સારું ચિહ્ન છે એથી બીજા પણ ઘણા લોકોની હિંમત વધશે અને તે હિંમતને માટે લોકોમાં તેઓને માટે જરૂર આદર પેદા થશે અને આથી આખા પ્રાંતની આબરૂ તો વધશે જ, એટલું જ નહીં પણ દેશમાં પણ એના છાંટા ઊડશે

હું તો પ્રાર્થનામાંથી આવીને તુરત જ બાપુજીને દૂધ અને હિંદી પ્રવચન આપીને ઊંઘી ગઈ હતી ખૂબ થાકી હતી

હા બાપુજીએ ઉઠાડી અને મને ઊંઘેલી જોઈને પોતે ખૂબ ખુશ થઈ ગયા 'અબોલા' છૂટી ગયા !

પછી પથારી કરી અને નિયમ મુજબ ૧૦ વાગ્યે સહુ સૂતાં

બાપુજીની પેન્સિલ ખૂબ ટૂંકી થઈ ગઈ હોવાથી ગઈ કાલે રાતે મેં તે લઈ લીધી હતી. તે મેં બાપુજીના હાથમાંથી લઈને મૂકી દીધી અને નવી પેન્સિલ મૂકી. રાતે ૧૨॥ વાગ્યે બાપુજીએ મને ઉઠાડી અને કહે, "મારી પેલી પેન્સિલનો ટુકડો લઈ આવ તો!" હું તો આ પેન્સિલના ટુકડાના નામથી જ ભર ઊંઘમાં હોવા છતાં જરા ગભરાઈ ગઈ. વિચાર કર્યો કે અત્યારે શું કરવી હશે? પણ બાપુજીએ ખૂબ જ ઠંડકથી ટુકડો લઈ આવવાનું કહ્યું છે, એટલે જરૂર કંઈક લાગે છે, એમ સમજીને હું તો બાપુજીના ઓરડામાં ગઈ. (અમે ગંગાના ઘાટ પર સૂઈએ, ત્યાંથી રહેઠાણનો ઓરડો થોડોક દૂર હતો.) અંદર જઈ બત્તી કરી, ટુકડો શોધવા લાગી. યાદ રાખીને સંભાળીને તો એ ટુકડો મૂક્યો જ ન હતો. ફક્ત ૨ ઇંચની આ પેન્સિલ માંડ છે. એટલે ગમે તેમ આવડું અમથું શોધ્યે ઘડીકમાં ક્યાંથી પત્તો લાગે? એમ કરતાં ૧॥ વાગ્યો. બાપુજી પોતે અંદર જોવા આવ્યા, "કેમ નથી મળતી?" મેં કહ્યું, "બાપુજી ક્યાંક મુકાઈ ગઈ છે." બાપુજી કહે, "ઠીક સવારે શોધજે, હવે સૂઈ જા."

હું ચૂપચાપ સૂવા ચાલી ગઈ પણ ઊંઘ તો નહોતી આવતી. બાપુજી તો તુરત જ ઊંઘી ગયા. નિયમ મુજબ ૩॥ વાગ્યે પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી ફરી બાપુજીએ પેન્સિલની યાદ આપી. પૂછવાની હિંમત ન હતી કે, "અત્યારે આ ટુકડાને શું કરવો છે," એટલે પાછી શોધવા લાગી. બાપુજીનો બગલથેલો જ રાતે નહોતો જોયો. આમ તો દરેક ગાજ, પેટી, ચોપડીઓ બધું જ તપાસ્યું હતું. એ બગલથેલો ઉઘાડ્યો, તો અંદરના એક નાનકડા ખીસામાંથી પેન્સિલ ટપકી પડી. અને તે મળતાં જ પ્રભુનો અનહદ ઉપકાર માન્યો. તુરત જ બાપુજીને આપી. પણ બાપુજીએ કંઈ જ કહ્યા વગર કે એ પેન્સિલ મળ્યા બદલ આનંદ કે શોક દેખાડ્યા વગર, એટલી જ નરમાશથી કહ્યું, "ઠીક, મળી ગઈ તો હવે મૂકી દે, હમણાં જરૂર નથી."

મને તો આ વાક્યો સાંભળીને બાપુજી ઉપર એવો તો ગુસ્સો ચડ્યો કે, આટલી નાનકડી પેન્સિલ માટે આખી રાત પોતે હેરાન થયા અને મળી તો હવે નથી જોઈતી! આનો શો અર્થ? પણ મેં આ વખતે ખૂબ સંભાળથી મૂકી કે, રખેને ફરીથી ઓચિંતી માગણી કરે.*

---

* આ વાત તો સાવ વીસરાઈ ગઈ હતી. પણ આના અનુસંધાનરૂપે આમળની વિગત આ સાથે જ આપી દઉં છું. તા. ૬-૪-'૪૭ના રોજ અમે નવી દિલ્હીમાં હતાં અને અમારો ઉતારો ભંગીનિવાસમાં હતો; તે સમયે લૉર્ડ માઉન્ટ બૅટનની સાથે દેશના ભાવિના વિકટ પ્રશ્નો ચર્ચાઈ રહ્યા હતા. એટલે એક મિનિટની બાપુજીને ફુરસદ ક્યાંથી જ હોય? એ તો સહજ કલ્પી શકાય છે. આવી અસહ્ય વિકટ પ્રશ્નોની કામગીરી હોવા છતા બાપુજીનું મગજ કેવું કામ કરતુ હતું? મને તે દહાડે ફરી રાતે ૧૨ વાગ્યે ઉઠાડીને કહ્યુ, "પટણામાં મે તને જે પેલી કાળી પેન્સિલનો ટુકડો આપ્યો હતો. તે લાવ તો" હું તરત દોડી, અને પાચ જ મિનિટમાં બગલથેલામાંની ડબ્બીમાંથી પેન્સિલ લઈ આવી.

બાપુજી કહે, "હા, હવે તું મારી પરીક્ષામાં સફળ થઈ. તું જાણે છે ના કે આપણો દેશ કેટલો ગરીબ છે? હજારો ગરીબ બાળકોને પેન્સિલનો આટલો ટુકડોય લખવા માટે નથી મળતો, ત્યારે આપણને શો અધિકાર છે કે આમ જ્યા ત્યાં પેન્સિલનો ટુકડો મૂકી દેવો અથવા નકામો ગણી ફેંકી દેવો? હજુ તો તે ઘણુય કામ આપી શકે છે આપણા દેશમાં આટલો પેન્સિલનો ટુકડો એક સોનાના ટુકડા બરાબર છે, એમ જાણીને તારે પહેલે જ દિવસે એ સાચવીને મૂકવો જોઈતો હતો. પણ તેં બેદરકારીથી એ મૂકી દીધિ. કારણ કે તને હશે કે બાપુને ઘણીય પેન્સિલ આવે છે ને? આજે તુ તરત લઈ આવી એટલે હવે તું પાસ થઈ ખરી અને મને વિશ્વાસ બેઠો કે, તને હવે ચીજો સોંપી શકાય તેવી જવાબદારીભરી કાળજી રાખશે."

અને આજે પણ આ પેન્સિલનો ટુકડો મારા અનેક પાઠોમાંના ખજાનામાં એક પ્રત્યક્ષ પાઠ તરીકે પ્રસાદીરૂપે મોજૂદ છે. આ વાત પરથી પૂ. બાપુજીની ઝીણવટ માટે શું કહેવું એ ભાષામાં લખી જ નથી શકાતું. પણ આ પેન્સિલની ચીવટભરી કાળજીના આદર્શની વાત મારાં તો અનેક ભવ્ય સંસ્મરણોમાં અજોડ છે. એમણે દેશની ગરીબાઈનો કેટલી હદ સુધી ખ્યાલ રાખ્યો?

પ્રાર્થના પછી ગરમ પાણી પીતાં મને શ્લોકો શીખવ્યા. લખાવ્યા. રાતે શ્રી બિસેનભાઈ પણ આવી ગયા છે.

ફરતી વખતે ગ્લેડીસ અને ખાનસાહેબ હતા. અને ડૉ સૈયદ મહમૂદ સાથે પણ પ્રવાસ વિષેની ચર્ચાઓ કરી હતી. કદાચ દિલ્હી જવાનું આ મહિનાની આખરમાં થાય તેમ લાગે છે. નવા વાઇસરૉય લૉર્ડ માઉન્ટ બૅટનનો ખૂબ આગ્રહ છે. ૪ વાગ્યે કસ્તૂરબા સ્મારક ફંડની બહેનોની સભા હતી. બહેનોએ કેટલાક પ્રશ્નો પૂછ્યા.

પ્રશ્ન — કસ્તૂરબા સ્મારક ફંડમાં કામ કરતી બહેનો રાજદ્વારી વાતોમાં ભાગ લઈ શકે ખરી?

બાપુજી — આ પ્રશ્નના બે જવાબ છેઃ ભાગ લઈ પણ શકે અને ન પણ લઈ શકે. જો સેવા કરવી હોય તો રાજદ્વારી બાબતોમાં ભાગ ન લેવો જોઈએ. પણ ધારો કે, આજે કૉંગ્રેસનું રાજ્ય છે, (કદાચ સમાજવાદ કે સામ્યવાદ આવે) પણ ગામડામાં પ્રચારાર્થે રેંટિયો કે ખાદી વેચવી પડશે. તો આવા કામમાં ભાગ લઈ શકાય. પણ ધારો કે કૉંગ્રેસનું દિલ બગડે અને ખાદીને બદલે ગામડામાં શરાબ વેચે તો આવા કામમાં સેવિકાઓ નહીં જ જાય. પણ જો જરૂર પડશે તો તેની સામે સત્યાગ્રહ કરશે. દેશને ફાયદો હોય તેવા કાર્યમાં તો ગમે તે 'વાદ'નું રાજ્ય હોય તોપણ તેમાં જઈ શકાય.

પ્રશ્ન — ગામડામાં જયનાદ કરીએ છીએ તો મુસલમાનો આવતા નથી તો શું કરવું?

બાપુજી — ખામોશ રહેવું અને સમજાવવું. તેમ છતાંય ન આવે તો જયનાદો છોડવા. મારી પાસે જયનાદોની બહુ કિંમત હવે રહી નથી. 'ભારતમાતાકી જય', 'ગાંધીકી જય' કહીને લોકો ઉપર છરા ભોંક્યા છે. એટલે જયનાદ અકારો થઈ પડ્યો છે. તે સહેજેય સમજી શકાય તેવું છે.

પ્રશ્ન — પડદો અને છૂઆછૂત બહેનોમાંથી નથી જતાં તો શું કરવું?

જવાબ — એ ન જાય તો સમજણ પાડવી. કામ કર્યે જવું. પરિણામવાદી ન બનાય. જેને સેવા જ કરવી છે તેણે ઉત્તરોત્તર કામ કર્યા કરવું. અને જે સાચી વાત છે તેને મજબૂતાઈથી પકડી રાખવી.

એક હરિજન બહેન—મારી પાસે કોઈ બેસતું નથી તો શું કરવું ?

બાપુજી—(હસીને) આટલી બધી બહેનો તો બેઠી છે. તમારે તમારા મનમાંથી કાઢી નાંખવું જોઈએ કે હું હરિજન છું. તો આપોઆપ બધું સીધું થઈ જશે.

બાકી બધું નિયમ મુજબ ચાલ્યું. પ્રાર્થનામાં બાપુજીએ મૌન હોવાથી પ્રવચન લખ્યું, તેમાં લખ્યું કે,

"જીવનનો હેતુ શો છે તે જો આપણે સમજીએ તો જીવ્યું સાર્થક છે. જીવનનું સાચું ધ્યેય જીવનની સાર્થકતા છે. જેણે આપણને પેદા કર્યા છે, અને જે શક્તિની દયાથી આપણે શ્વાસોચ્છ્વાસ લઈ શકીએ છીએ, એ જ સૃષ્ટિની સાચા દિલથી સેવા દ્વારા તે સાક્ષાત્ શક્તિની સેવા રહેલી છે. માણસમાત્ર જ નહીં, પણ જીવમાત્રની આપણે સેવા કરવી જોઈએ, પ્રેમ રાખવો જોઈએ. આજે તો આ ધ્યેયને આપણે વીસરી ગયા છીએ. એથી પરસ્પર લડાઈમાં પડી ગયા છીએ. અંગ્રેજો આપણા દેશમાંથી ચાલ્યા જશે એથી આપણને સ્વરાજ મળી જશે એમ જો માની બેસીએ, તો આપણે મોટી ભૂલમાં છીએ. આપણે આમ અંદરોઅંદર લડશું તો કોઈ એક સત્તા અથવા બીજી બેચાર સત્તા મળીને આપણને ચૂંથી નાંખશે. અહિંસાનો રસ્તો લેવાથી જે સાચી હિંમત પ્રાપ્ત થાય છે તે હિંમત નહીં બતાવે ત્યાં સુધી સાચી શાંતિ કદીય સ્થપાવાની નથી."

સભામાંથી આવીને બાપુજીએ દૂધ, ખારેક અને અંગૂર લીધાં.

બિસેનભાઈ આવી જતાં તેમણે ખૂબ મદદ આપવા માંડી છે. ફંડ તો આજે એમણે જ ગણ્યું. એથી હું પણ બાપુજીની સાથે જ લગભગ સૂવા તૈયાર થઈ શકી ૧૦ વાગ્યા હતા.

૨૪-૩-'૪૭
પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી બાપુજીએ ટપાલ આદિનું કામ કર્યું અને નિયમ મુજબ જ ક્રમ ચાલ્યો. મૌન હોવાથી લખવાનું કામ બાપુજીએ વધુ પ્રમાણમાં કર્યું. સાંજે ડૉ. પ્રકાશબહેન આવ્યાં. મને તપાસી. સાંજે ૪ વાગ્યે અમે બરહાવન પ્રાર્થના કરવા ગયાં.

અહીં હિંદુઓની ઉપર જુલમ થયો છે. આ કેમ થયું હશે તે સહેજ આશ્ચર્ય થાય છે. ત્યાંથી રાજઘાટ પર પ્રાર્થના કરવા ગયાં.

અતિશય ઘોંઘાટ હતો એટલે બાપુજીએ બહુ જ ટૂંકું ભાષણ કર્યું. ઐક્યનો અનુરોધ કર્યો.

વળતાં શાહનવાઝ સાહેબ વિષે બાપુજીએ વાતો કરી. "એને છોડાય નહીં, એક દિવસ એ જ માણસ I. N. A. માં રહીને લશ્કરમાં ભરતી થયા હતા. તે આજે માનવસેવા કરવા એણે આટલી સાદાઈ ગ્રહણ કરી. એના જીવનમાં પલટો આવ્યો, તે જેવી તેવી વાત તો ન જ કહેવાય. એને પૂર્ણ સ્વતંત્રતાથી કામ કરવા દેવું જોઈએ. તો જ એ વધારે ખીલશે."

સાત વાગ્યે આવ્યાં. આવીને ટપાલ લખી. બારી સાહેબ (પ્રો. અબ્દુલ બારી બિહાર પ્રાંતીય કૉંગ્રેસના પ્રમુખ)ની દીકરીઓ આવી હતી. બાપુજીને મળીને મારી પાસે આવી. હું ૦ાા કલાક તેમની સાથે રહી એથી બારી સાહેબ મારા ઉપર નારાજ થયા, કારણ કે બાપુજી દૂધ પીતા હતા અને હું આ બહેનો સાથે વાતો કરતી હતી. એટલે કહે, "મારી છોકરીઓ સાથે વાતો કરવાથી તારો વખત બગડે છે. એ તો નવરી છે. મારી છોકરીઓ તો શું પણ તારી સગી બહેન આવે તોપણ બાપુજીનું કામ હોય તે સમયે ન રોકાવું જોઈએ."

મેં કહ્યું, "પણ આ હું બાપુજીનું જ કામ કરું છું ને? બાપુજીએ મુસ્લિમ બહેનોમાં ભમવાનું કહ્યું છે, એટલે એક રીતે એકતાનું કામ કરું છું." એ હસી પડ્યા. પણ બાપુજી પ્રત્યે તેમની અખૂટ ભક્તિ દેખાતી હતી.

૯ાા પછી સૂત્રની તૈયારી. બાપુજીએ આજે કોકટી રૂની પૂણી કાંતી, અને ૦ાા કલાકમાં ૧૬૦ તાર કાંત્યા. પૂણી ખૂબ સારી હતી. આજના એક કાગળમાં બાપુજીએ લખ્યું,

> તમે ...ને કાગળ લખ્યો છે, એ તો મેં નથી વાંચ્યો, પણ જે જવાબ મોકલ્યો છે એ વાંચ્યો છે. મને તો એ ઠીક લાગે છે. અને જ્યાં સુધી મારા પર વિશ્વાસ રાખે છે ત્યાં સુધી બીજું લખાય પણ શું? વળી અત્યારે તો આચારનો સવાલ નથી રહ્યો. પણ જ્યાં દંભ નથી ત્યાં મુખ્ય વસ્તુ જ વિચાર છે ના? અને તમારે બધાએ અત્યારે વિચારવાની વસ્તુ તો એ રહી છે કે, વિચાર અજાણપણે ભ્રષ્ટ હોય તો મારો સંગ

કરી શકાય કે? જો મારા વિચારો ભ્રષ્ટ હોય તો તમે બધાએ, જેઓએ મને ભારપૂર્વક સાથ આપ્યો છે, તેઓએ એ સાથ પાછો ખેંચી લેવો ઘટે હુ સમજ્યો છુ ત્યા લગી એ વાત કબૂલ રાખે છે મે આશા તો સેવી છે જે કાગળો ને લખ્યા છે તેની નકલ તમને બધાને મોકલી હશે નહી તો માગજો મને નિસકોચપણે જે લખવુ હોય તે લખજો ભારે ધમસકટમા આવી પડ્યો છે મે કાગળ તો લખ્યો છે એ બીડવાને સારુ ને આપ્યો છે બહુ કોચવાય છે એને પણ તમે મળો અને ચર્ચા કરો એ ઇચ્છવાજોગ છે પ્રશ્ન એવો થઈ પડ્યો છે કે કોઈથી તટસ્થપણે રહેવાય એવુ નથી જ્યા ધર્માધર્મનો નિર્ણય કરવાનો હોય ત્યા વચલી સ્થિતિને ભાગ્યે જ અવકાશ હોઈ શકે

૨૫-૩-'૪૭
પટણા

નિયમ મુજબ પ્રાર્થના, પ્રાર્થના પછી દેવભાઈ સાથે વાતો કરી ને વિષે કહેવાય છે કે, તેઓ લીગમા પણ કઈક ભાગ ભજવે છે એમની સાથે બાપુજીએ ફરતાં ફરતા વાતો કરી "તમારે આ કોમી એકતામા બહુ મહત્ત્વનો સાથ આપવો જોઈએ બધાની સાથે ચોખ્ખી વાતો કરવી જોઈએ પછી પણ જો લીગને અન્યાય થતો હોય તો કોગ્રેસ સમિતિ આગળ મૂકતા અચકાવુ ન જોઈએ અને જો અદરખાનેથી લીગવાળા કઈક ઊંધો પ્રચાર કરતા હોય તો તમારે એક મુસ્લિમ તરીકે તમારા ભાઈઓને સાચો મજહબ શો હોય, કોને કહેવાય, કયા ભૂલ છે, તે સ્પષ્ટ કહી દેવુ જોઈએ"

આજે માલિશમા ૧૫ મિનિટ બાપુજી સૂતા ભોજનમા નિયમ મુજબ ત્રણ ખાખરા, શાક, દૂધ, ગ્રેઇપ ફ્રૂટ લીધા ૨ વાગ્યાથી બાપુજીની મુલાકાતે આવનારાઓનો ધસારો શરૂ થયો

પ્રાર્થના બાકીપુર મેદાનમા થઈ આજની પ્રાર્થનામા સારી પેઠે શાતિ હતી પ્રાર્થનામા બાપુજીએ કહ્યુ કે, "મારા સાભળવામા એમ આવ્યુ છે કે, હિંદુઓ મુસલમાનોનો બહિષ્કાર કરે છે આ વાત સાચી હોય તો બહુ દુ ખદ છે આજે લીગવાળા કેટલાક મિત્રો મને મળવા આવી ગયા જે મૈત્રીનો આધાર લશ્કરના સિપાઈની સગીન નથી પણ પરસ્પરની ભલી લાગણી છે, તેવી મૈત્રી મુસ્લિમ લીગવાળા મિત્રોના સહકાર

વિના બિહારમાં કદી સ્થાપી નહીં શકાય. આજે નોઆખાલીથી આવેલા એક મિત્ર મળવા આવ્યા હતા અને તેમણે ખબર આપ્યા કે, ત્યાંની સ્થિતિ ખરાબ થતી જાય છે. પણ મેં જવાબ આપ્યો કે, અહીં હું જે કામ કરું છું તેની અસર નોઆખાલીમાં પડ્યા વગર રહેવાની નથી, અને અહીં જો અસફળ થઈશ તો ત્યાં મારા આવવાથી પણ કશોય ફાયદો થવાનો નથી. બાકી સહુના સાચા મદદગાર તો માત્ર એક પ્રભુ જ છે. તેના ઉપર જ ભરોસો રાખવાનો છે.

"અહીંના ડોમ ભાઈઓની હાલત પણ ખરાબ છે. એ જાતિના ભાઈઓને આપણા ભાઈઓ ગણીને તેમની સાથે વર્તવું જોઈએ. જો હિંદુ ધર્મનો નાશ ન થવા દેવો હોય તો આ નામોશીનો વહેલામાં વહેલી તકે હિંદુઓએ અંત લાવવો જ જોઈએ."

૨૬-૩-'૪૭

જહનાબાદ

રોજ પ્રમાણે પ્રાર્થના. પછી હુનરભાઈ સાથે વાતો કરી. કેટલાક પત્રો લખ્યા બાદ મને ગીતાજીના અર્થો સમજાવ્યા. ૬ાા વાગ્યે ફરવા નીકળ્યા. ફરતી વખતે મારા નાકમાંથી ઓચિંતી લોહીની ધાર છૂટી. બાપુજીએ તુરત જ પકડી રાખી અને પાણી મંગાવી પોતે જ માથા પર રેડ્યું. થોડી વાર અંદર જઈને સૂઈ જવાનું કહ્યું. બાપુજી એકલા ફર્યા. માલિશમાં મને કહે, "તારું નાક (નસકોરી ફૂટવાનું) ઠેકાણે નથી આવતું એથી મને બહુ ચિંતા રહે છે. આજે પ્રકાશની સૂચના પ્રમાણે કોટેરાઇઝ કરાવવાનું છે. જોઈએ હવે એનાથી શો ફાયદો થાય છે."

૧૦ા વાગ્યે હું દવાખાને ગઈ હતી. આવીને બાપુજીને ને ખાન-સાહેબને જમાડ્યા અને સામાન તૈયાર કર્યો. ૧-૪૫ અહીં આવવા માટે પટણા સ્ટેશને ગયાં. બે વાગ્યે અમારી ગાડી ઊપડી. બાપુજીએ ગાડીમાં કાંત્યું. હું તો ઊંઘી ગઈ હતી. સવાત્રણ વાગ્યે અહીં પહોંચ્યા. અહીંથી ૧૦ માઈલ દૂર કાકો નામના ગામડામાં ગયાં. આજની પ્રાર્થનામાં જતાં પહેલાં કેટલાક નિરાશ્રિત મુસલમાન ભાઈઓ સાથે થોડી વાતો કરી. "આટલી બધી શક્તિ નેહરુ હદ સુધી તો નોઆખાલીની ચર્ચા હું કરતો જ નથી. અને જ્યારે કોઈક વખત બોલવું પડ્યું છે

સભામાં અને સરકારમાં છે તે કોમનો તેમના પર વિશ્વાસ છે ત્યાં સુધી તેમને કોઈ હઠાવી ન જ શકે. એ જ રીતે તમે અહીંના મુસલમાનો, આ પ્રાંતના હિંદુ મતદારમંડળોએ ચૂંટેલા પ્રધાનોને કેવી રીતે રજા આપી શકશો? આવી કમનસીબ અને બેહૂદી દશા અલગ કોમી મતદારમંડળોની પ્રથામાંથી પેદા થઈ છે. આ પ્રથાને હું પહેલેથી જ વખોડતો આવ્યો છું. ધારો કે, આ સરકારને કાઢી મૂકીએ, તો પછી શું? પછી ફરી પાછો નોકરશાહીનો પહેલાંના જેવો રાજ્યવહીવટ શરૂ થશે. અને એ વહીવટમાં પ્રજાને કોઈ પણ જાતની દાદ નહીં મળે. એ વાત બાજુએ રાખો. પણ આજે આ પ્રધાનો સાથે મારો અત્યંત મૈત્રીનો સંબંધ હોવાથી હું તેમની પાસેથી જે કામ લઈ શકું છું તે ગવર્નરોના નીમેલા ઍડવાઇઝરો એટલે કે સલાહકારો પાસેથી મારાથી શી રીતે લઈ શકાશે?"

પ્રશ્ન — જે નવાં પોલીસથાણાં ખોલવામાં આવે તેમાંના પોલીસ સિપાઈમાં અરધોઅરધ મુસ્લિમ કોમના રાખવા.

બાપુજી — નોઆખાલીના હિંદુઓની પણ આ જ માગણી હતી. મેં તેમાં સંમતિ આપી નહોતી. તમારી માગણી અને નોઆખાલીના હિંદુઓની માગણી બન્ને મારા સુલેહ-સ્થાપનાના કાર્યને મૂળમાંથી છેદી નાખે છે. આ માગણી કબૂલ કરવાનો અર્થ એટલો જ થાય કે, બિહારના કકડા પાડી તેમાં નાનાં નાનાં પાકિસ્તાનો સ્થાપવાં. તમે જ્યાં રહેશો અથવા જશો ત્યાં તમારા પડોશી હશે. તેમની સાથે પરસ્પર પ્રીતિ અને ભાઈ ભાઈની લાગણી રાખીને જ તમારે રહેવાનું છે. ઝીણાસાહેબે પોતે પણ એમ જ કહ્યું છે કે, પાકિસ્તાની વિસ્તારમાં લઘુમતી કોમનાં માણસોએ એવી રીતે વર્તવું કે જેથી વધુમતી કોમના માણસોને તેમાં ભરોસો બેસે. એ જ રીતે તમારા સહુનો વિશ્વાસ સંપાદન કરવાને હું અહીંના હિંદુઓને આગ્રહ કરી રહ્યો છું. હિંદુસ્તાન થાય કે પાકિસ્તાન થાય, બંને રાજ્યનો પાયો તો આખરે પ્રજાજનો પ્રત્યે સરખા ન્યાયનો અને વર્તનનો હશે.

પ્રશ્ન — બિહારનો થોડોક ભાગ જુદો કાઢી તેમાં એકલા મુસલમાનને વસાવવા.

બાપુજી — થોડોક ભાગ જુદો કાઢી તમને (મુસલમાનોને) જુદા વસાવવાની સરકારને ફરજ ન પાડી શકાય નોઆખાલીના હિંદુઓને એ જ રીતે બગાળમા જુદા વસાવવાને મારાથી બગાળના વડા પ્રધાન સુહરાવર્દી સાહેબને કહી શકાશે? નોઆખાલીના હિંદુઓને આવી હિલચાલ કરવાની બાબતમા મે કદીય પ્રોત્સાહન નથી આપ્યુ નોઆખાલીના હિંદુઓને મે કહેલુ કે, તમને બગાળમા રહેવાનો જો ડર લાગતો હોય તો તમે છોડી દો, અને માલમિલકતનુ તમને વળતર મળતુ હોય તો તમારે ગમે ત્યા જઈને વસવુ અને સરકારને મિલકત મળતી હોય તો વળતર શા માટે ન આપે? એ જ હુ તમને પણ કહુ છુ કે, તમને જો તમારી મિલકતનુ પૂરુ વળતર મળતુ હોય તો તમે છોડીને ગમે ત્યા જઈ શકો છો પણ મારે એ પણ એકરાર કરવો જોઈએ કે, મને આ વાત જરાયે ગમતી જ નથી આ રીતે પોતપોતાના વતન અને ઘરબાર છોડવામા સાફ નામરદાઈ છે એમ હુ તો માનુ છુ અને સરકાર જો વળતર આપવા તૈયાર ન હોય તો સરકારને માટે પણ આ વાજબી વાત ન કહેવાય, એમ પણ મારે કહેવુ જોઈએ, અને તેમનાથી આ વ્યાવહારિક વાતમા ના ન જ કહેવાય વળી હિંદુ કોમના મતથી ચૂટાયેલા પ્રધાનો કહે કે, અહીંના હિંદુઓ હવે કાબૂ બહાર ગયા છે તો તેમને માટે પોતાના પ્રધાનપદા પર ચાલુ રહેવા કરતા હિંદુઓના આવા ગુસ્સાના તાપમા બળી જવુ વધુ સારુ છે સરકારનો ધર્મ પોતાની પ્રજાના બધા જ લોકોને ન્યાય આપવાનો છે કોઈનેય અન્યાય કરવો તેને ન પાલવે

પ્રશ્ન — બિહારના તોફાન પચમા ન્યાયાધીશ રૂબેનની નિમણૂક કરવામા આવી છે તે સામે અમારો (મુસલમાનોનો) વાધો છે

બાપુજી — મુસ્લિમ ભાઈઓને રૂબેન પર વિશ્વાસ નથી, તો હવે તમારે જે માણસની પસદગી કરવી હોય તેને પસદ કરી શકો છો, જે તમે ક્યારેય કહ્યુ નથી આપણે ન્યાયાધીશ રૂબેન જેવા કોઈ બિન મુસ્લિમનો ભરોસો તો રાખવો જ પડશે અને એક માણસના પચથી કશુય નુકસાન નથી થવાનુ તોપણ તમે જે ઇચ્છો તેવા નામોની યાદી આપો, તો હુ યોગ્ય થાય તે માટે પ્રયત્ન કરી જોઈશ

પ્રશ્ન — જેઓનાં અપહરણ થયાં છે તે બહેનોને પાછી લાવવી જોઈએ.

બાપુજી — હું બિહાર આવ્યો ત્યારથી જ આ વાત મને કહેવામાં આવી છે, અને મેં કહ્યું પણ છે કે, એવી બહેનોનાં તેમનાં સગાંવહાલાંઓનાં નામો મને આપો કે જેથી જો તે જીવતી હશે તો હું જરૂર શોધી કઢાવવા માટે પ્રયત્ન કરીશ જ.

આ સભામાં ધારાસભાના એક સભ્ય શ્રી . . . હાજર હતા. તેમની સામે પણ આરોપ મૂકતાં મુસ્લિમ ભાઈઓએ કહ્યું કે તોફાનો દરમિયાન હિંદુઓને આપના તરફથી પ્રોત્સાહન અપાયું હતુ. આ સાંભળીને તે ધારાસભ્ય તુરત જ ઊભા થયા અને બોલ્યા કે, "હું તદ્દન નિર્દોષ છું. છતાંય મને જો એક પણ સાબિતી આને અંગે બતાવશો તો હું આ સહુ ભાઈઓનો આભાર માનીશ. મુસ્લિમ ભાઈઓ પોતાનું જ તપાસપંચ બનાવે, અને જો હું દોષિત ઠરું તો કોઈ પણ સજા ખમવા તૈયાર છું. તેની પ્રતિજ્ઞા ગાંધીજી સામે જ કરું છું."

આજની આ સભામાં ઠીક ઠીક જાણવા જેવા પ્રશ્નોત્તરો થયા.

ત્યાંથી પ્રાર્થનામાં ગયા. પ્રાર્થનાસભામાં બાપુજીએ કહ્યું કે, "મનુષ્યમાં એક ખામી જોવામાં આવે છે કે, માણસો મોટે ભાગે પોતાના વિરોધીઓ માટે ઘણી જ ગેરસમજ પોતાની મેળે જ કલ્પીને ઊભી કરે છે અને તેઓના ઉપર સાબિત ન થઈ શકે એવા આક્ષેપો મૂકે છે. અને આ જાતના વર્તનથી ઘણી વખત ભયંકર પરિણામ આવી શકે છે. કોંગ્રેસ અને લીગ વચ્ચેના મતભેદો આવા વર્તનને આભારી છે."

આજે અહીંની નિરાશ્રિતોની છાવણીની મુલાકાત લીધી અને સ્ત્રીઓ તથા પુરુષો વાતો કરતાં રડી પડ્યાં. બાપુજીએ કહ્યું, "લાગણીના આવેશમાં, આમ લાગણીમાં ન આવી જવું જોઈએ. દરેક ધર્મ શીખવે છે કે, માણસમાત્રે દુઃખ અને શોકનો બહાદુરીથી સામનો કરવો જોઈએ. અહીં આવતાં રસ્તામાં મારી મોટર ઊભી રખાવીને જોરથી મહાત્મા ગાંધીની જય કરતાં હતાં, ત્યારે મને સહેજ કલ્પના

આવી કે, આવી જ રીતે જેમ મારી મોટર ઊભી રખાવવા ટોળાંનાં ટોળાં આવતાં હતાં તેવી જ રીતે મુસલમાનોને મારવા થયું હશે ને? હિંદુઓએ ખરેખર શરમાવું જોઈએ. અને હવે આવું ગાંડપણ ન કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ. બિહારમાં જો હિંદુઓ ફરીથી પાગલ થશે તો સહુથી પ્રથમ હું મારો નાશ કરીશ. હું તો ઈશ્વરને પ્રાર્થના કરું છું કે, હે પ્રભો! સાચી હિંમત કેવી હોય તે મારા પોતાના પંડના દાખલાથી આ લોકોને બતાવી આપવાની તું મને શક્તિ આપજે કે, કદાચ કોઈ મારી કતલ કરવા આવે તોપણ હું પ્રભુનું નામ લેતો પ્રાર્થના કરું કે મારી કતલ કરનાર કતલીઓને માફ કરવાની મને શક્તિ આપજે અને તેમને સદ્‌બુદ્ધિ આપજે, સન્માર્ગે દોરજે."

આજે તો બાપુજીના ચહેરા પર માનસિક અને શારીરિક થાક ઘણો જ દેખાતો હતો, છતાંય પળવારનો આરામ લીધા વગર કામ કર્યે જતા હતા:-

ખાનસાહેબ બધાંની સાથે જ જમ્યા. થાકને લીધે બાપુજીએ ફરવાનું મુલતવી રાખ્યું. વાઈસરોય અને સરદારદાદાનો તાર હતો. કદાચ દિલ્હી જવું જ પડશે. બાપુજીએ કહ્યું કે, પોતે એકલા જ દિલ્હી જવા ઇચ્છે એટલે ખાનસાહેબ કદાચ પેશાવર જશે. હું અને બાપુજી દિલ્હી જઈશું. મૃદુલાબહેન, દેવભાઈ, હુનરભાઈ અહીં જ બાપુજીના પ્રતિનિધિ તરીકે કામ કરશે, મુખ્ય સંચાલન મૃદુલાબહેન કરશે. પણ બિહારનો મોટો પ્રશ્ન છે. 'આ વખતે તો મારું દિલ કહે છે કે જવું જોઈએ. જ્યારે જ્યારે મારા મને ના પાડી છે ત્યારે મેં આવાં નિમંત્રણો નથી સ્વીકાર્યાં. લૉર્ડ વેવેલના મંત્રી મારી પાસે એ વખત આવી ગયા હતા, છતાંય મેં તેમનું નિમંત્રણ નહોતું સ્વીકાર્યું.'

મોટરના હડદોલાથી બાપુજીની કમ્મર ખૂબ દુખતી હતી. નોઆખાલી કરતાં અહીંની મુસાફરી એ રીતે ખૂબ આકરી પડે છે. અને મોટાં મોટાં ટોળાં એક મિનિટની શાંતિ નથી લેવા દેતાં. એટલી અહીં ભીડ રહે છે. ૧૧ વાગ્યા પછી બાપુજી સૂતા.

૨૭-૩-'૪૭
જહાનાબાદ

રોજ રાતે ફંડ ગણવામાં મને સૂવાનું ઘણું મોડું થવાથી તે કામ દેવભાઈ સંભાળે તે વિષે બાપુજીએ ઊઠીને દાતણ કરતાં કહ્યું. પણ તેમને માટે એ કામ મુશ્કેલ હોવાથી છેવટ એમ નક્કી થયું કે, હુનરભાઈ અને હું, એમ અમારે બંનેએ સંભાળવું. પ્રાર્થના પછી ગીતાપાઠ કરીને મેં સામાન પૅક કર્યો. આજે તો સવારના સામાન પૅક કરતાં ખૂબ ઝોકાં આવતાં હતાં.

૬-૦ અમે મોટર રસ્તે ગામડામાં ફરવા નીકળ્યાં. બાપુજીએ રસ્તામાં ૧૦ મિનિટ ઊંઘ કરી લીધી. મારા ખોળામાં માથું અને ખાનસાહેબના ખોળામાં પગ રાખવાનો રિવાજ પડી ગયો છે. મેં આજે કહ્યું, મારા ખોળામાં આપ પગ રાખો અને ખાનસાહેબના ખોળામાં માથું રાખો. પણ ખાનસાહેબે તેમ કરવાની ના કહી. ખાનસાહેબ મને કહે, "મારા ખોળામાં બાપુજીના પગ રહે છે અને એથી પગ ચાંપવાનું મને સૌભાગ્ય સાંપડે છે. તું તો ઘણી સેવા કરે છે. અને મને આવા સમયે ફક્ત પગ દબાવવાની તક સાંપડે છે. એ મારા માટે અનેરો લહાવો છે. એને જતો કરવાની મારી ઇચ્છા નથી. મારાં એવાં અહોભાગ્ય ક્યાંથી કે, મહાત્માજીના પગ મારી ગોદમાં હોય અને પગચંપી કરવાની અનેરી તક મને મળે!!"

ખરેખર, ખાનસાહેબના હૃદયના આવા ભક્તિમય શબ્દોથી વધુ કંઈ પણ કહેવાની મારી તો હિંમત જ ન ચાલી. પણ આ બંને મહાપુરુષોની વચ્ચે આવું પવિત્ર દર્શન કરી કૃતાર્થ થવાય છે.

૮॥ વાગ્યે અમો ઘોસી પહોંચ્યાં. રસ્તામાં આમાયૂઆ અને બેલ્ડી પણ થોડી થોડી વાર રોકાયાં. અહીં પહોંચીને બાપુજીએ થોડી વાર ટપાલ જોઈ. મેં સામાન ખોલી નાહવાધોવાની તૈયારી કરી.

માલિશમાં બાપુજીએ મને ખાનસાહેબની પૂરતી કાળજી રાખવાનું કહ્યું. "તારાં બીજાં કાર્યોના વ્યવસાયમાં એમના ખાવાપીવામાં કશી અડચણ ન પડવી જોઈએ. બીજું કામ જો કાંઈ વધુપડતું હોય તો તે છોડતાં સંકોચ ન રાખીશ. પણ તું પોતે જ ખાનસાહેબને રાંધીને

જમાડે છે તે એમને ખૂબ ગમે છે કારણ કે એમનુ વજન ખૂબ ઘટી ગયુ હતુ તે દર અઠવાડિયે એક એક રતલ મેળવે છે પૌષ્ટિક અને રુચિકારક વાનગી બનાવી નિયમસર બને વખત ભાવથી જમાડવાનુ આ પરિણામ છે, એટલે એમના માટે રાધવાનુ અને જમાડવાનુ તારે જ કરવાનુ છે એ કામ બીજા કોઈને ન સોપીશ મારુ કોઈ પણ ચધારાનુ કામ બીજાને સોપી શકે છે"

થોડી વાર પહેલાના પૂ ખાનસાહેબે પગ ચાપતા કહેલા બાપુજી માટેના શબ્દો અને માલિશ સમયે બાપુજીએ એમની તબિયતની કાળજીભરી મને સૂચના આપતા આ શબ્દોથી સહજ મારા મનમા થયુ કોણ કોનુ ભક્ત?

ભોજન આદિનો ક્રમ નિયમ મુજબ રહ્યો ભોજન સમયે બાપુજીએ છાપા સાભળ્યા દોઢ વાગ્યે આરામ કર્યો બે વાગ્યે ઊઠીને સતરાનો રસ લીધો અને કાતતા મુલાકાતો ચાલુ થઈ ત્રણ વાગ્યે ફરી પ્રવાસે નીકળ્યા અમર નાયક, સુરીપુર, અમદલ્લાપુર, અને ઓખરી જોયા. ઓખરીમા પ્રાર્થના થઈ

પ્રવચનમા બાપુજીએ જણાવ્યુ "હિંદુઓએ પાગલ બની જે ખાનાખરાબી કરી છે મુસલમાનોએ પણ તેવી જ કરી છે, એથી પૂર્ણ સ્વરાજ્યનુ મીઠુ ફળ તેઓ ચાખવા નહી પામે આ હુ તમને ચેતવણી આપુ છુ નવા વાઈસરોય સાહેબે જે જાહેરાત કરી છે તે તમે સહુએ જોઈ હશે તેમણે જણાવ્યુ છે કે, 'હુ તો હવે છેલ્લા જ વાઈસરોય તરીકે આવ્યો છુ' જોકે બ્રિટિશો તરફથી આવી જાહેરાતમા આપણને વહેમ આવે છે ખરો તેના કારણો પણ છે છતા હુ સહુને વિનતી કરુ છુ કે, આ જાહેરાત માટે કોઈ પૂર્વગ્રહ ન બાધી લેતા સીધો જ અર્થ કરજો અને તેમા વિશ્વાસ રાખજો મારો અનુભવ છે કે, દગો કોઈનો સગો નથી થતો એટલે જો આમા દગો હશે તોપણ આપણે કશુય ગુમાવવાના નથી જ પણ મને તો મોટો ડર એ છે કે આજે દેશમા જે બની ગયુ છે, તેથી મહામહેનતે જે ફળ આપણે મેળવી શક્યા છીએ તેને મજબૂત હાથથી પકડી રાખી શકીશુ ખરા? મારી મતિ મને કહે છે કે, વાઈસરોયે આવા કરોડોના

ગંભીર પ્રસંગે એક ગંભીર જાહેરાત કરી છે, તે વચનને પાછું ગળી જવાને આપણે પોતે જ તેને લાલચમાં નાખીશું. પ્રભુ કરે અને આવો માઠો પ્રસંગ આપણને ન સાંપડે. પણ ધારો કે આવો પ્રસંગ આવશે તોય આખા દેશમાં હું એકલો જ હોઇશ, અને મારી વાત કોઈ સાંભળવા તૈયાર પણ નહીં થાય તોપણ પોકારી પોકારીને કહીશ કે, વાઇસરૉયે દૃઢતાથી અને સત્યતાથી પોતાનું વચન પાળવું અને બ્રિટિશ હકૂમતને સંકેલી લેવી.

"હમણાં પોલીસનાં માણસોએ હડતાલ પાડી છે. હું કહું છું કે પોલીસથી અને ભંગી કામદારોથી હડતાલ પર ન જ ઉતરાય. તેઓ બંને સમાજજીવનને માટે પાયાની કામગીરી બજાવે છે. તેથી આ બંનેએ પગારના ઝઘડા ખાતર કદી પોતાનુ કામ ન છોડવું જોઈએ. એ લોકોને પોતપોતાની ફરિયાદની દાદ મેળવવા માટે અનેક ઇલાજો પડેલા છે. હું જો પ્રધાન હોઉં તો હડતાલની ધમકીને વશ થઈ હડતાલિયાઓ આગળ કશીય દરખાસ્ત ન મૂકું. કેમ કે આ જાતની હડતાલની ધમકીમાં જબરદસ્તી રહેલી છે. અને તેને તાબે હું કદીય ન થાઉં. હું એકમાત્ર નિષ્પક્ષ તપાસપંચની દરખાસ્ત કોઈ પણ જાતની શરતો મૂક્યા વિના રજૂ કરું.

"એટલે પોલીસભાઈઓને મારી વિનંતી છે કે, તમારું અત્યારનું અજુગતું વર્તન છોડો અને હડતાલ પાછી ખેંચી તપાસપંચથી ન્યાય માગો. પોલીસદળનો એકેએક માણસ પ્રજાનો સેવક છે. અને તેમણે સહુએ સરહદ પ્રાંતના ખુદાઈ ખિદમતદારોના જેવું વર્તન કેળવવું જોઈએ. પ્રજાનું એકેએક બાળક, સ્ત્રી, પુરુષ પોતપોતાની ફરજ સમજવાની કોશિશ કરે. સમાજમાં ચોરી ન થાય, ધાડ ન પડે, તો પોલીસની જરૂર જ ન પડે. અને દરેક માણસ પોતપોતાનો પોલીસ બની એકબીજાને સહાય કરશે.

"આ હડતાલિયા સાથે કામ લેવાને બિહારની સરકારે બ્રિટિશ લશ્કરી સિપાઈઓનો ઉપયોગ કર્યો એથી મને સાચે જ દિલગીરી થાય છે. *ગમે તે કારણ હોય, અને ગમે તે ભાગમાં જરૂર પડે તોયે* હિન્દુસ્તાનમાં વહીવટ કરતી સરકારોએ આવી બાબતમાં બખેડાને શાંત

જમાડે છે તે એમને ખૂબ ગમે છે કારણ કે એમનુ વજન ખૂબ ઘટી ગયુ હતુ તે દર અઠવાડિયે એક એક રતલ મેળવે છે પૌષ્ટિક અને રુચિકારક વાનગી બનાવી નિયમસર બને વખત ભાવથી જમાડવાનુ આ પરિણામ છે, એટલે એમના માટે રાંધવાનુ અને જમાડવાન તારે જ કરવાનુ છે એ કામ બીજા કોઈને ન સોંપીશ મારુ કોઈ પણ વધારાનુ કામ બીજાને સોંપી શકે છે"

થોડી વાર પહેલાના પૂ ખાનસાહેબે પગ આપતા કહેલા બાપુજી માટેના શબ્દો, અને માલિશ સમયે બાપુજીએ એમની તબિયતની કાળજીભરી મને સૂચના આપતા આ શબ્દોથી સહજ મારા મનમા થયુ કોણ કોનુ ભક્ત ?

ભોજન આદિનો ક્રમ નિયમ મુજબ રહ્યો ભોજન સમયે બાપુજીએ છાપા સાંભળ્યા દોઢ વાગ્યે આરામ કર્યો બે વાગ્યે ઊઠીને સતરાનો રસ લીધો અને કાંતતા મુલાકાતો ચાલુ થઈ ત્રણ વાગ્યે ફરી પ્રવાસે નીકળ્યા અમદ નાયક, ગુન્દીપુર, અમદલ્લાપુર, અને ઓખરી જોયા ઓખરીમા પ્રાર્થના થઈ

પ્રવચનમા બાપુજીએ જણાવ્યુ "હિંદુઓએ પાગલ બની જે ખાનાખરાબી કરી છે, મુસલમાનોએ પણ તેવી જ કરી છે, એથી પૂર્ણ સ્વરાજ્યનુ મીઠુ ફળ તેઓ ચાખવા નહી પામે આ હુ તમને ચેતવણી આપુ છુ નવા વાઈસરોય સાહેબે જે જાહેરાત કરી છે તે તમે સહુએ જોઈ હશે તેમણે જણાવ્યુ છે કે, 'હુ તો હવે છેલ્લા જ વાઈસરોય તરીકે આવ્યો છુ ' જોકે બ્રિટિશો તરફથી આવી જાહેરાતમા આપણને વહેમ આવે છે ખરો તેના કારણો પણ છે છતા હુ સહુને વિનતી કરુ છુ કે, આ જાહેરાત માટે કોઈ પૂર્વગ્રહ ન બાંધી લેતા સીધો જ અર્થ કરજો અને તેમા વિશ્વાસ રાખજો મારો અનુભવ છે કે, દગો કોઈનો સગો નથી થતો એટલે જો આમા દગો હશે તોપણ આપણે કશુય ગુમાવવાના નથી જ પણ મને તો મોટો ડર એ છે કે આજે દેશમા જે બની ગયુ છે, તેથી મહામહેનતે જે ફળ આપણે મેળવી શક્યા છીએ તેને મજબૂત હાથથી પકડી રાખી શકીશુ ખરા ? મારી મતિ મને કહે છે કે, વાઈસરોયે આવા કરોડોના

ગંભીર પ્રસંગે એક ગંભીર જાહેરાત કરી છે, તે વચનને પાછું ગળી જવાને આપણે પોતે જ તેને લાલચમાં નાખીશું. પ્રભુ કરે અને આવો માઠો પ્રસંગ આપણને ન સાંપડે. પણ ધારો કે આવો પ્રસંગ આવશે તોય આખા દેશમાં હું એકલો જ હોઇશ, અને મારી વાત કોઈ સાંભળવા તૈયાર પણ નહીં થાય તોપણ પોકારી પોકારીને કહીશ કે, વાઇસરૉયે દૃઢતાથી અને સત્યનાથી પોતાનું વચન પાળવું અને બ્રિટિશ હકૂમતને સંકેલી લેવી.

"હમણાં પોલીસનાં માણુમોએ હડતાલ પાડી છે. હું કહું છું કે પોલીસથી અને ભંગી કામદારોથી હડતાલ પર ન જ ઉતરાય. તેઓ બંને સમાજજીવનને માટે પાયાની કામગીરી બજાવે છે. તેથી આ બંનેએ પગારના ઝઘડા ખાતર કદી પોતાનું કામ ન છોડવું જોઈએ. એ લોકોને પોતપોતાની ફરિયાદની દાદ મેળવવા માટે અનેક ઉપાયો પડેલા છે. હું જો પ્રધાન હોઉં તો હડતાલની ધમકીને વશ થઈ હડતાલિયાઓ આગળ કશીય દરખાસ્ત ન મૂકું. કેમ કે આ જાતની હડતાલની ધમકીમાં જબરદસ્તી રહેલી છે. અને તેને તાબે હું કદીય ન થાઉં. હું એકમાત્ર નિષ્પક્ષ તપાસપંચની દરખાસ્ત કોઈ પણ જાતની શરતો મૂક્યા વિના રજૂ કરું.

"એટલે પોલીસભાઈઓને મારી વિનંતી છે કે, તમારું અત્યારનું અજુગતું વર્તન છોડો અને હડતાલ પાછી ખેંચી તપાસપંચથી ન્યાય માગો. પોલીસદળનો એકેએક માણસ પ્રજાનો સેવક છે. અને તેમણે સહુએ સરહદ પ્રાંતના ખુદાઈ ખિદમતગારોના જેવું વર્તન કેળવવું જોઈએ. પ્રજાનું એકેએક બાળક, સ્ત્રી, પુરુષ પોતપોતાની ફરજ સમજવાની કોશિશ કરે. સમાજમાં ચોરી ન થાય, ધાડ ન પડે, તો પોલીસની જરૂર જ ન પડે. અને દરેક માણસ પોતપોતાનો પોલીસ બની એકબીજાને સહાય કરશે.

"આ હડતાલિયા સાથે કામ લેવાને બિહારની સરકારે બ્રિટિશ લશ્કરી સિપાઈઓનો ઉપયોગ કર્યો એથી મને સાચે જ દિલગીરી થાય છે. જો તે પ્રત્યક્ષ હોય, અને જો તે આગમાં જરૂર પડે તોયે હિન્દુસ્તાનમાં વહીવટ કરતી સરકારોએ આવી બાબતમાં બખેડાને શાંત

જમાડે છે તે એમને ખૂબ ગમે છે. કારણ કે એમનુ વજન ખૂબ ઘટી ગયુ હતુ તે દર અઠવાડિયે એક એક રતલ મેળવે છે પૌષ્ટિક અને રુચિકારક વાનગી બનાવી નિયમસર અને વખત ભાવથી જમાડવાનુ આ પરિણામ છે, એટલે એમના માટે રાધવાનુ અને જમાડવાનુ તારે જ કરવાનુ છે એ કામ બીજા કોઈને ન સોપીશ મારુ કોઈ પણ વધારાનુ કામ બીજાને સોપી શકે છે"

થોડી વાર પહેલાના પૂ ખાનસાહેબે પગ ચાપતા કહેલા બાપુજી માટેના શબ્દો, અને માલિશ સમયે બાપુજીએ એમની તબિયતની કાળજીભરી મને સૂચના આપતા આ શબ્દોથી સહજ મારા મનમાં થયુ કોણ કોનુ ભક્ત?

ભોજન આદિનો ક્રમ નિયમ મુજબ રહ્યો ભોજન સમયે બાપુજીએ છાપા સાભળ્યા દોઢ વાગ્યે આરામ કર્યો બે વાગ્યે ઊઠીને સંતરાનો રસ લીધો અને કાતતા મુલાકાતો ચાલુ થઈ. ત્રણ વાગ્યે ફરી પ્રવાસે નીકળ્યા. અમદ્‌નાયક, સુન્દીપુર, અમદલ્લાપુર, અને ઓખરી જોયા. ઓખરીમા પ્રાર્થના થઈ

પ્રવચનમા બાપુજીએ જણાવ્યુ "હિંદુઓએ પાગલ બની જે ખાનાખરાબી કરી છે, મુસલમાનોએ પણ તેવી જ કરી છે, એથી પૂર્ણ સ્વરાજ્યનુ મીઠુ ફળ તેઓ ચાખવા નહી પામે આ હું તમને ચેતવણી આપુ છુ નવા વાઈસરૉય સાહેબે જે જાહેરાત કરી છે તે તમે સહુએ જોઈ હશે તેમણે જણાવ્યુ છે કે, 'હુ તો હવે છેલ્લા જ વાઈસરૉય તરીકે આવ્યો છુ ' જોકે બ્રિટિશો તરફથી આવી જાહેરાતમા આપણને વહેમ આવે છે ખરો. તેના કારણો પણ છે છતા હું સહુને વિનંતી કરુ છુ કે, આ જાહેરાત માટે કોઈ પૂર્વગ્રહ ન બાધી લેતા. સીધો જ અર્થ કરજો અને તેમા વિશ્વાસ રાખજો મારો અનુભવ છે કે, દગો કોઈનો સગો નથી થતો. એટલે જો આમા દગો હશે તોપણ આપણે કશુય ગુમાવવાના નથી જ. પણ મને તો મોટો ડર એ છે કે આજે દેશમા જે બની ગયુ છે, તેથી મહામહેનતે જે ફળ આપણે મેળવી શકયા છીએ તેને મજબૂત હાથથી પકડી રાખી શકીશુ ખરા? મારી મતિ મને કહે છે કે, વાઈસરૉયે આવા કરોડોના

ગંભીર પ્રસંગે એક ગંભીર જાહેરાત કરી છે, તે વચનને પાછું ગળી જવાને આપણે પોતે જ તેને લાલચમાં નાખીશું. પ્રભુ કરે અને આવો માઠો પ્રસંગ આપણને ન સાંપડે. પણ ધારો કે આવો પ્રસંગ આવશે તોય આખા દેશમાં હું એકલો જ હોઈશ, અને મારી વાત કોઈ સાંભળવા તૈયાર પણ નહીં થાય તોપણ પોકારી પોકારીને કહીશ કે, વાઈસરૉયે દૃઢતાથી અને સભ્યતાથી પોતાનું વચન પાળવું અને બ્રિટિશ હકૂમતને સંકેલી લેવી.

"હમણાં પોલીસનાં માણસોએ હડતાલ પાડી છે. હું કહું છું કે પોલીસથી અને ભંગી કામદારોથી હડતાલ પર ન જ ઉતરાય. તેઓ બંને સમાજજીવનને માટે પાયાની કામગીરી બજાવે છે. તેથી આ બંનેએ પગારના ઝઘડા ખાતર કદી પોતાનું કામ ન છોડવું જોઈએ. એ લોકોને પોતપોતાની ફરિયાદની દાદ મેળવવા માટે અનેક ઇલાજો પડેલા છે. હું જો પ્રધાન હોઉં તો હડતાલની ધમકીને વશ થઈ હડતાલિયાઓ આગળ કશીય દરખાસ્ત ન મૂકું. કેમ કે આ જાતની હડતાલની ધમકીમાં જબરદસ્તી રહેલી છે. અને તેને તાબે હું કદીય ન થાઉં. હું એકમાત્ર નિષ્પક્ષ તપાસપંચની દરખાસ્ત કોઈ પણ જાતની શરતો મૂક્યા વિના રજૂ કરું.

"એટલે પોલીસભાઈઓને મારી વિનંતી છે કે, તમારું અત્યારનું અજુગતું વર્તન છોડો અને હડતાલ પાછી ખેંચી તપાસપંચથી ન્યાય માગો. પોલીસદળનો એકેએક માણસ પ્રજાનો સેવક છે. અને તેમણે સહુએ સરહદ પ્રાંતના ખુદાઈ ખિદમતદારોના જેવું વર્તન કેળવવું જોઈએ. પ્રજાનું એકેએક બાળક, સ્ત્રી, પુરુષ પોતપોતાની ફરજ સમજવાની કોશિશ કરે. સમાજમાં ચોરી ન થાય, ધાડ ન પડે, તો પોલીસની જરૂર જ ન પડે. અને દરેક માણસ પોતપોતાનો પોલીસ બની એકબીજાને સહાય કરશે.

"આ હડતાલિયા સાથે કામ લેવાને બિહારની સરકારે બ્રિટિશ લશ્કરી સિપાઈઓનો ઉપયોગ કર્યો એથી મને સાચે જ દિલગીરી થાય છે. ગમે તે કારણ હોય, અને ગમે તે ભાગમાં જરૂર પડે તોયે હિન્દુસ્તાનમાં વહીવટ કરતી સરકારોએ આવી બાબતમાં બખેડાને શાંત

કરના માટે પણ બ્રિટિશ લશ્કરી માણસોની સેવાની માગણી હરગિજ ન કરવી જોઈએ કેમ કે નહીતર એવો અર્થ થશે કે, બ્રિટિશ લોકોની શસ્ત્રસજ્જ તાકાત વિના હિંદમા વહીવટ કરતી સરકારો અસહાય થઈને લાચાર બની જાય છે પોલીસની સાથે લશ્કરના માણસોના હાથમા હિન્દુસ્તાનનુ રાજ્ય ચાલ્યુ જશે તે દિવસ હિન્દુસ્તાનને માટે સારો નહી હોય ”

ત્રણ ગામડાઓમા ઠીક પ્રમાણમા ફંડ એકઠું થયુ ૮–૩૦ વાગ્યે અહી (જહનાબાદ) આ યા આવીને બાપુજીએ ફક્ત ગરમ પાણી અને મધ જ લીધુ પછી બાપુજીએ ભાષણનો અંગ્રેજી તરજુમો મારી નોધ પરથી કર્યો હું તો થાકી ગઈ હતી તેથી બધુ કામકાજ કરીને ૧૦॥ વાગ્યામા આજે સૂઈ ગઈ

૨૮–૩–’૪૭
પટણા

(જહનાબાદમા) રોજ પ્રમાણે પ્રાર્થના વગેરેનો કાર્યક્રમ રહ્યો રસ પીતા મને બાપુજીએ ગીતાપાઠ કરાવ્યો ૬–૪૫ ગામમા જોવા ગયા ચાલતા જ આખુ ગામ જોયુ સ્થાનિક મુસ્લિમ લીગના મત્રી સાથે બાપુજીએ એક કલાક વાતોમા ગાળ્યો એમને બાપુજીએ સત્ય હકીકતથી ઠીક ઠીક વાકેફ કર્યા અને સાથે સાથે નોઆખાલીનો હત્યા કાંડ એક વખત ત્યા જઈ ને જોઈ આવવાની સૂચના કરી અને એમ પણ કહ્યુ કે ‘ લીગની દોરવણી વગર ત્યાની પ્રજાની આ હિંમત વધે જ નહી એ મારો દાવો છે પણ લીગવાળા તો એ જ સિદ્ધાંતને વર્યા છે કે ‘એક નનૈયો છત્રીસ રોગને હરે ’ કોઈ વાતમા કબૂલ શાના થાય?’ પણ બાપુજી પાસે તેમની યુક્તિ ફાવી નહી અને તેમને જે કહેવાનુ હોય તે લેખિત આપવા મહામહેનતે કબૂલ થયા

૧૦–૩૦ નાહી ધોઈ પરવાર્યા ભોજનમા ફક્ત એક ખાખરો અને જરા શાક લીધુ દૂધ ન લીધુ ૧૨–૩૫ થી ૧ આરામ કર્યો ઊઠીને ગરમ પાણી પીને મને સૂઈ જવાનું આગ્રહપૂર્વક કહ્યુ ૧૧ વાગ્યે પોલીસ પાર્ટી જે હડતાળ પર ઊતરી છે તે મળવા આવી પણ હું સૂતી હતી એટલે બાપુજી બીજા ઓરડામાં ગયા અને ત્યાં સભા

રાખી. હું તો ઊઠી ત્યારે જોયું તો બાપુજી તેમની ગાદી પર ન હતા. પણ બીજા ઓરડામાં શેતરંજી પર બેઠા હતા. પાછળ*નાનકડો તકિયો જ હતો. ખાલી શેતરંજી પર ૦ાા કલાક બેસવું એ બાપુજીને માટે વસમું છે. છતાંય હું જાગી ન જાઉં તે ખાતર આ બધું કર્યું. મને પણ બહુ દુ:ખ થયું. પણ બાપુજી પાસે કોણ જાણે કયા જન્મનું મારું લેણું હશે તે બાપુજીને આવી અગવડો વેઠાવીને પણ તે લેણુ લઈ રહી છું.

૩-૩૦ વાગ્યે બાપુજી હિંદુ મુસલમાનોની સભામાં ગયા. મૃદુલાબહેને કોંગ્રેસ કાર્યકરોની સભા બોલાવી હતી. બાપુજીએ અહીં સારી પેઠે વરાળ કાઢવી. કહેવાય છે કે કોંગ્રેસીઓએ આ હુલ્લડમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. અને હવે ઠીક ઠીક પ્રમાણમાં કાર્યકરોમાં લાંચ લેવાની વૃત્તિ આવી ગઈ છે. બાપુજી કહે, "નથી જાણતો હું કોના ઉપર ભાર મૂકીશ. પણ એથી મારી ઈશ્વર પ્રત્યેની શ્રદ્ધા જરાયે ડગતી નથી, ઊલટાની કદાચ વધે છે. એ પણ મને દેખાડી આપ્યું કે, જેના ઉપર તુ નજી રહ્યો છે એ સાચા સિક્કા છે કે ખોટા? ખોટા હોય તોયે મારે તો કશુંય ગુમાવવાપણું નથી. એની મેળે જ જે દુકાને જશે ત્યાંથી પાછો ફરશે. હું કોઈનો સરદાર નથી. હું તો એક નાનકડો સેવક છું. જ્યારે આપણો અરુણોદય થઈ રહ્યો છે ત્યારે આ ગાંડપણ સૂઝયું છે."

મસાઢી અને ગંગાસાગર જઈને ૫-૩૦ અલ્લાહગંજમાં પ્રાર્થના કરવા ઊપડ્યા. આજની પ્રાર્થનામાં ખૂબ અવાજ થતો હતો. બાપુજીએ ટૂંકમાં પ્રવચન કર્યું. ગુનેગારોને ગુના કબૂલ કરવાની અપીલ કરી અને આજના સમયે ઐકય ઉપર ભાર મૂકયો.

શાહનવાઝ સાહેબ પટણા જતાં ટ્રેનમાં મળ્યા. પટણા સ્ટેશન પર ડૉ. સૈયદ મહંમદ સાહેબ લેવા આવ્યા હતા. તેમણે માઠી ખબર આપી કે, બારીસાહેબનુ કોઈએ ખૂન કર્યું છે. અને તેઓ તુરત જ મરણ પામ્યા છે. (અબ્દુલ બારીસાહેબ બાપુજીના પરમ ભક્ત. અને દેશ માટે એમણે ફકીરી જીવન ગાળ્યું હતું. બિહાર કોંગ્રેસ પ્રાંતીય સમિતિના વર્ષોથી પ્રમુખ હતા.)

આવા અચાનક સમાચારથી સહુ એકદમ કંપી ગયાં. ઘેરે ૧૦ વાગ્યે પહોંચ્યાં. ત્યાં વાત સાંભળી કે, કોઈ ગુરખા પોલીસે એમની મોટર જતી હતી તે રોકી. તે ફરજ પર હતો. પણ બારીસાહેબે મોટર ન રોકતાં, ગુરખા પોલીસને શંકા આવી એથી એણે ગોળી છોડી. જતાંય બારીસાહેબે બહાર નીકળી પિસ્તોલ ઝૂંટવી, પણ બીજા પોલીસના માણસોને સીટીની નિશાની આપી બોલાવ્યા, એટલે તેઓ આવી પહોંચ્યા અને છાતીમાં ગોળી વાગી ત્યાં જ મરણ પામ્યા.

આ બધી હકીકતની તપાસ કરાવવા અને 'પોસ્ટમૉર્ટમ' કરાવવા બાપુજીએ શ્રીબાબુને (વડા પ્રધાન) કાગળ લખ્યો.

છેક ૧૨ા વાગ્યે બાપુજી સૂવા ગયા. બાપુજીએ તેમને માટે કહ્યું કે, "એ એટલા બધા ભલા હતા, અને એટલા જ જિદ્દી હતા. જો ઉપરની હકીકત સાચી હોય તો ફરજ પરના પોલીસને શંકા આવી અને તેને મોટરમાં કોણ જાય છે તે જોવું હતું તો બારીસાહેબની ફરજ હતી કે, તેમણે મોટર ઊભી રાખવી જ જોઈએ. એ માણસ ફકીર હતો. એનાં બાળબચ્ચાં માટે રાતી પાઈ પણ કમાયો નથી. અને કોંગ્રેસની અદ્‌ભુત મૂંગી સેવા એણે પ્રેમપૂર્વક બજાવી છે. કોંગ્રેસે એના કુટુંબના નિર્વાહ માટે વિચારવું જ જોઈએ."

૨૯-૩-'૪૭

પટણા

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થનામાં બાપુજીએ આજે બારીસાહેબના આત્માની શાંતિ માટે જ પ્રાર્થના કરવાનું સૂચવ્યું અને ભજન *મગલ મદિર ખોલો* એ ગાવાનું કહ્યું. ગીતાનો ૧૨ મો અધ્યાય પણ ખાસ એમને માટે કરાવ્યો.

પ્રાર્થના પછી તિવારીજીએ એમના મૃત્યુની હકીકતો કહી. ફરતી વેળાએ શાહનવાઝ સાહેબ તથા બારીસાહેબના દીકરા આવ્યા. એ બહુ અસ્વસ્થ હતા. એમને બાપુજીએ ખૂબ આશ્વાસન આપી કંઈક શાંત કર્યા.

૧૧ વાગ્યે બારીસાહેબનો મૃતદેહ પોલીસ લાઈનમાં આવ્યો ત્યારે બાપુજી, મૃદુલાબહેન, ખાનસાહેબ અને હું ત્યાં ગયાં. એમના દીકરા બેફામ રડતા હતા. બીજાઓ કુરાનની આયતો પઢતા હતા.

ત્યાંથી પૂ બાપુજી, ખાનસાહેબ, અને હું બારીસાહેબને ઘેર ગયા ત્યાં કાળો કકળાટ ચાલતો હતો એમની દીકરીઓ જોર જોરથી પુમરતી હતી કે, "બાપુજી ! હમારે અમાજાન કહાં ચલે ગયે?" એટલું કરુણ વાતાવરણ હતુ કે પ્રભુ આવો સમય કોઈને ન દેખાડે !! એમનુ રુદન મારાથી તો જોવાતુ જ ન હતુ એમની દીકરીઓને આશ્વાસન આપવાને બદલે મારાથી જ રડી પડાયુ આથી વળતા બાપુજીએ મને કહ્યુ, "તારામાં હજુ હિંમત ન આવી ગીતાજીના પાઠો ફક્ત વાચવાની ખાતર નથી વાચવાના મૃત્યુ તો એક સિક્કાની બીજી બાજુ છે તને હું એટલા માટે બેગમસાહેબ અને છોકરીઓ પાસે લઈ ગયો હતો કે તેઓ બધા તને કૌટુંબિક ગણે છે છોકરીઓ તારી દોસ્ત છે એટલે તુ તેમને આશ્વાસન આપી શકીશ પણ તેને બદલે મારે એ છોકરીઓની સાથે તને પણ સમજાવવી પડી ગીતાજીના પાઠોની આવા સમયે જ ખરી પરીક્ષા થાય છે"

ત્યાંથી લગભગ ૧૨–૩૦ વાગ્યે અમે પાછા ફર્યા આવીને બાપુજીના પગે ઘી ઘસ્યુ બાપુજી સૂતા હતા, દરમિયાન મે સામાન પૅક કરવાની તૈયારી કરી કાલે દિલ્હી જવાનુ છે

બાપુજી એક વાગ્યે ઊઠ્યા હું બપોરના સૂતી નહી તેથી નારાજ થયા અને મને રેંટિયો તૈયાર કરી સૂઈ જવાનુ કહ્યુ એટલે હું સૂઈ ગઈ કારણ કે જો તે પ્રમાણે ન કરુ તો છેલ્લી ઘડીએ દિલ્હી ન લઈ જાય તો? એટલે જવાની આટલી ધમાલ હતી છતાય ચુપચાપ સૂઈ ગઈ

સવા ત્રણ વાગ્યે અનુગ્રહબાબુ અને કૃષ્ણવલ્લભ સહાય આવ્યા જ્યૉર્જ કેટલીને અને એશિયન કૉન્ફરન્સમા તાર કર્યો જયપ્રકાશજી તિવારીજી આવ્યા હતા કાતતા કાતતા તેમની સાથે વાતો કરી પાચ વાગ્યે પ્રાર્થનામા જવા નીકળ્યા પ્રાર્થનામા જતા બાપુજીએ કર્નલ શાહનવાઝ સાહેબની વાત કરતા કહ્યુ "જે રીતે પશ્ચિમ આજે અણુ બૉમ પાછળ ગાંડુ બન્યુ છે અને તેની છે નામા છેલ્લી શોધ કરવા કરોડો રૂપિયાનુ પાણી થઈ રહ્યુ છે તેનાથી તદ્દન ઊલટી રીતે કે એક પણ પાઈ તો ખર્ચવાની વાત જ નહી, પરંતુ જીવના જોખમે પ્રેમથી લોકોને જીતી સાચુ સુખ, સાચી શાંતિ ધ્વતા હિંમત શામાં વધારે

છે, તે દુનિયા પાસે આપણે મૂકવું છે. અને જેમ તેઓ I. N. A. ના કૅપ્ટન હતા તેમ આ એક જુદી જાતની આપણી શાંતિ સેનાનો અહીં મોરચો છે. અને સત્ય અહિંસાના તેઓ આજે કૅપ્ટન છે તેઓની ઉપર મારી ઘણી આશા છે. ઘણા એમ પણ કહે છે કે, શાહનવાઝ રખેને દગો દેશે, પણ દગો કોઈનોય સગો નથી. અને મને દગો દઈને નુકસાન કોને થવાનું છે? મને તો જરાયે નથી થવાનું. મૃદુલાબહેન પણ તેઓની ઉપર ખુશ છે."

પ્રાર્થનામાં બાપુજીએ બારીસાહેબને ભવ્ય અંજલિ આપી. "પ્રોફેસર અબ્દુલ બારીસાહેબ રાજેન્દ્રબાબુના વર્ષોથી સહકાર્યકર હતા. તેઓએ જમશેદપુર અને બીજા વિભાગોના કામદાર મજૂરોની સેવા પોતાના ત્યાગ દ્વારા અદ્ભુત કરી છે. અને તેથી તેમને પ્રાંતિક સમિતિના પ્રમુખનું માનભર્યું સ્થાન લોકોએ આપ્યું. તેઓ શૂરવીર, અહિંસક લડવૈયા હતા. સ્વાતંત્ર્યની અનેક લડતોમાં જુદા જુદા રંગો આવ્યા છતાં તેઓ કોંગ્રેસની સાથે જ રહ્યા.

"આજે તેમનાં બાળકોને, અને તેમનાં પત્નીને, કુટુંબને દિલાસો આપવા માટે હું તેમને ઘેર ગયો હતો. બાળકો હજુ કાચી ઉંમરનાં છે. તેમના ઘરમાં પગ મૂકતાં જ ઘરની સાદાઈ અને બારીસાહેબ એક પ્રોફેસર દરજ્જાના માણસ છતાંય કેવું સાદું જીવન ગાળતા હતા તે ઘર ઉપરથી જોઈ શકાતું હતુ. ઘર શહેરની એક અત્યંત સાંકડી ગલીમાં આવેલું છે. તેમને તો પૈસો કમાવાની અનેક તકો સાંપડી હતી, છતાં તે તક જતી કરી છે. જાહેર નાણાને તેઓ પ્રામાણિકપણે, ચીવટથી સાચવતા હતા. કરોડો રૂપિયાનો વહીવટ તેમના હાથમાં હોવા છતાં તેઓ કેટલા પ્રામાણિક હતા તે એમની રહેણી જોઈને જણાયા વગર ન જ રહે. અધ્યાપક બારીસાહેબ જેવા પ્રામાણિક પુરુષ બહુ ઓછા છે.

"હું આજે પટણા આવવા નીકળ્યો ત્યારે જ મેં મનમાં વિચાર્યું હતું કે, પટણા જઈ બારીસાહેબને સલાહ આપીશ કે તમારા આવા માનનીય હોદ્દા સાથે અને અનેક ઉમદા ગુણો સાથે તમારામાં જરા જરા વાતમાં ગુસ્સે થવાનો જે સ્વભાવ છે તેને કાબૂમાં રાખવા પ્રયત્ન કરો. મને વિશ્વાસ હતો કે તેઓ મારી સલાહ સ્વીકારત. પણ પટણા

પહોંચતાં જુદું જ સાંભળવા મળ્યું કે તેઓ આ દુનિયા કાયમને માટે છોડી ચાલતા થયા! ઈશ્વરે ધાર્યું તે સાચું. પણ આવા બહાદુર પુરુષ કદી મરતા નથી. તેઓ અમર છે. અને તેઓએ જે વારસો આપણને સોંપ્યો છે તેને ચાલુ રાખીએ.

"બારીસાહેબના ખૂનની પાછળ કોઈ રાજદ્વારી કારણ નથી એ હું તમને જણાવી દઉં છું. મોટરમાં બેસીને બારીસાહેબ પટણા આવતા હતા. અને હમણાં દાણચોરી બહુ થતી હોવાથી તે અટકાવવા માટે સરકારે ગુરખા પોલીસ રાખી છે. તેમની અને બારીસાહેબ વચ્ચે મોટર ન ઊભી રહી તેથી તકરાર થઈ અને આ બોલાચાલીમાં પેલા સિપાઈએ બારીસાહેબને ગોળીથી વીંધી નાખ્યા."

પ્રાર્થનામાંથી આવ્યા બાદ પ્રધાનો સાથે વાતો કરી. કાલે સવારના દિલ્હી જવાનું હોઈ બાપુજી માટે ત્રીજા વર્ગના ડબ્બાની સગવડ રખાવી. અને બે નાનકડા ખાનાવાળો ડબ્બો રાખવાનું મેં શ્રીબાબુને (વડા પ્રધાન) કહ્યું. તે ફિનાઈલથી સાફ કરાવી તૈયાર રખાવે.

૧૦ વાગ્યા પછી બાપુજીએ અંગ્રેજી અનુવાદ કર્યો અને સૂતા. મેં બધો સામાન તૈયાર કર્યો. રસ્તા પૂરતા ખાખરા બનાવ્યા. હવે ૧૨ાા વાગ્યા છે. સવારના બાપુજીનો એક બિસ્તરો જ બાંધવાનો રહેશે. બાકી બધું તૈયાર થઈ ગયું. ખાનસાહેબનો પણ સામાન તૈયાર કરી આપ્યો. જોકે એમનું તો ખાસ કંઈ તૈયાર કરવાપણું છે જ નહીં.

**૩૦-૩-'૪૭, રવિવાર**
**(ગાડીમાં) પટણા**

રોજ પ્રમાણે પ્રાર્થના માટે ઊઠ્યા. પ્રાર્થના પછી બંગાળી પાઠ કરી મને ગીતાના શ્લોકો લખાવ્યા. મૃદુલાબહેન સાથે ૬ વાગ્યા સુધી વાતો કરી. ૭ વાગ્યે જયપ્રકાશજી અને પ્રભાવતીબહેન આવ્યાં. બાપુજી ફરવા ગયા ત્યારે છેલ્લા કાગળો વગેરે સમેટવાનું હતું તે સમેટ્યું, એટલે હું ફરવા ન જઈ શકી. ૯ા વાગ્યે અમે સ્ટેશને જવા નીકળ્યાં. સ્ટેશન પર પારાવાર ભીડ હતી ૯ાા વાગ્યે અમારી ટ્રેન ઊપડી.

એક સુતાર બાપુજી માટે લાકડાનો ચમચો, ચાખડી અને પથ્થરનો કાંટો આપી ગયો હતો. ચમચાથી બાપુજી જમ્યા.

આજે અનેક પાઠોમા એક અકલ્પિત પાઠ મળ્યો સાડા નવે ટ્રેન ઊપડયા પછી મે બાપુજીને ખાવાનુ આપ્યુ શાક, દૂધ, ખાખરા બધો સામાન બાજુના નાનકડા ખાનામા મૂકયો હતો હુ બાપુજી માટે ભોજન તૈયાર કરવા ગઈ ત્યારે બાપુજી બારીમાથી જોતા હતા હુ ખાવાનુ લઈને આવી ત્યારે બાપુજીએ મને કહ્યુ, "તુ કયા હતી?" મે કહ્યુ "હુ આપના માટે દૂધ ગરમ કરતી હતી" બાપુજીએ બહાર જોવાનુ કહ્યુ પણ હુ સમજી નહી મને બાપુજીએ પૂછ્યુ, "આ બીજા ખાના માટે તે કોઈને કઈ કહ્યુ હતુ?" મે કહ્યુ "હા બાપુજી, આપણે અહી બધુ રાખીએ તો આપને ગરબડ થશે આથી મે શ્રીબાબુને કહ્યુ હતુ કે બે ખાના હોય તો વધુ સારુ" આથી બાપુજી વધુ નારાજ થયા "કેવો લૂનો બચાવ? આધળો પ્રેમ તે આનુ નામ તને ખબર છે ને કે વાઈસરોયે મને એરોપ્લેનમા આવવાનુ આગ્રહ પૂર્વક કહ્યુ અને તેની મે ના પાડી એથી બિચારી મૃદુલાએ સ્પેશિયલ જોડાવવાની હુ હા પાડુ એના માટે પોતાની અનેક યુક્તિઓ અજમાવી, આજીજી કરી પણ મે સમજાવ્યુ કે, એમા કેટલી બધી ગાડીઓને મારી ગાડી માટે થોભવુ પડે અને ખર્ચના ખાડામા ઊતરવુ પડે। હિન્દુસ્તાનના હજારો ગરીબો જો એરોપ્લેનમા ન બેસે તો મારાથી કેમ બેસાય?

"આથી સ્પેશિયલની તો ના જ પાડી તે આજે જેમ એક ખાનુ વધારે માગ્યુ છે તેમ જો મારા માટે સલૂન માગ્યુ હોત તો તે પણ મળત પણ એ તને અને મને શોભત? હુ જાણુ છુ કે તુ મારા પર પ્રેમને વશ થઈને મારી કાળજી રાખી રહી છે પણ મારે તો તને ઊચે ચડાવવી છે નીચે નથી પાડવી'

બાપુજી ખૂબ દુખથી—વ્યથાથી એકશ્વાસે બોલતા હતા મારી આખમાથી આસુની ધાર ચાલી મે મન ખૂબ મક્કમ રાખવા પ્રયત્ન કર્યો, પણ ન રહી શકયુ

બાપુજી કહે "જો તુ સમજી ગઈ હોત તો રડવુ ન આવત"

મને ભય તો એ હતો કે, મારી ભૂલને માટે બાપુજી રખેને કઈક આકરુ પગલુ ભરે ઉપવાસ કરશે તો? કારણ કે બાપુજી હમેશા

બીજાની કરેલી ભૂલને પોતે જ ભૂલ કરી છે એમ માનતા અને એનું પ્રાયશ્ચિત્ત પોતે કરતા.

આમ કરતાં મિરજાપુર સ્ટેશન આવ્યું. માસ્તરને બોલાવ્યા. મારી બધી વાત કહી, "મારી પૌત્રી છે, બિચારી ભોળીભલી છે. મારા ઉપર પ્રેમ અને ભક્તિ રાખે છે, એટલે મને કેમ ઓછી તકલીફ થાય તે માટે પોતાની અક્કલ દોડાવ્યા કરે છે. પણ એને ખબર નથી કે આમાં મને વધુ તકલીફ છે. હવે આ સામાન લઈ આ ખાનાનો ઉપયોગ બીજા પૅસેંજરો માટે કરો."

પરંતુ સ્ટેશન માસ્તરે આજીજી કરી કે, "આપ કહો તો હું બીજો ડબો જોડી આપું"

બાપુજી કહે, "બીજો ડબો તો જોડો જ, પણ જરૂરિયાત કરતાં વધુ ચીજો વાપરવી એ પણ હિંસા છે, ચોરી છે, પરિગ્રહ છે. અને મળતી ચીજોનો દુરુપયોગ કરાવી આ છોકરીને બગાડવા માગો છો?" અંતે સ્ટેશન માસ્તર બિચારા શરમાઈ ગયા અને મેં તો ચુપચાપ સામાન ફેરવી નાખ્યો. અમારા ડબ્બામાં ભીડ તો થઈ છે, પણ તે બાપુજીને ગમ્યું. મને કહે, "મેં તને કેટલો મોટો પાઠ આપ્યો? તું એને સમજપૂર્વક લેવાને બદલે રડી પડી એ મને ન ગમ્યું."

મેં કહ્યું, "મને બીક એ લાગી કે, મારા વાંકને આપ પોતે માથે ઓઢી લઈ ઉપવાસ કે કંઈક એવી જાતનું પગલું ભરો તો?"

મને પ્રેમથી થાબડીને કહે, "એવો હું ગાંડો છું?"

મિરજાપુરમાં શ્યામકુમારીબહેન નેહરુએ ફળો આપ્યાં. બાપુજીએ મૃદુલાબહેન માટે એક કાગળ મોકલ્યો. ૩II વાગ્યે બાપુજીએ માટી મૂકી. ૪II સુધી બાપુજીએ કાંત્યું. માલિશ અને સ્નાન સિવાય બાકી બધું નિયમાનુસાર ચાલ્યું. બપોરના ખાનસાહેબ બાપુજીને પંખો નાખતા હતા અને પગ દબાવતા હતા.

અલ્લાહાબાદમાં તો એટલી બધી ભીડ હતી કે એ કાબૂમાં રાખવા રામધૂન શરૂ કરાવી. ફંડ પણ ઘણું થયું. ત્રણ સોનાની વીંટી હરિજન ફંડ માટે આવી. છાપાંઓ અહીં મળ્યાં. આનંદ હિંગોરાણી અને ગંગીબહેન આવ્યાં હતાં.

. . .એ કાનની સારવાર કરવા અમેરિકા જવાની ઇચ્છા દર્શાવી. બાપુજી પાસેથી રજા માગી.

બાપુજીએ લખ્યું, "જો કરોડો બહેરા અમેરિકાની સારવાર પામી નથી શકતા તો તેમાંના આપણે એક (તમે એક છો) તે કેમ પરદેશ જઈ શકીએ? રામનામના આધારે જે કાંઈ શક્ય હોય તે અહીં (દેશમાં) ઉપચાર કરવા. ત્યાં જઈને સારું જ થશે તેની થોડી જ ખાતરી છે?"

સાંજે પ્રાર્થના થઈ. ચાલતી ગાડીમાં પ્રાર્થના કરવાની બહુ મજા આવી. પછી દૂધ વગેરે લીધું. ૮ા વાગ્યે બાપુજી સૂતા. મેં માથામાં તેલ ઘસ્યું. ખાનસાહેબે પગ દબાવ્યા.

૧૦ વાગ્યે કાનપુર સ્ટેશન આવ્યું. ખાનસાહેબ તથા અમારે માટે જમવાનું શ્રી ગુપ્તાજી તરફથી આવ્યું. ગુપ્તાજી પોતે પણ હતા. બહુ ભલા છે. બાપુજીના અનહદ ભક્ત છે.

રાતે જોકે પ્રમાણમાં શાંતિ રહી. સ્ટેશને સ્ટેશને માણસો બાપુજીનાં દર્શન કરવા તો આવતાં હતાં. પણ શાંતિ રાખતાં હતાં. છતાં ઉજાગરો તો થાય જ.

હું તો સાડા ત્રણ પછી દાતણ કરાવી, પ્રાર્થના કરી રસ આપીને પછી સૂતી. સવા ચાર વાગ્યે ઊઠી, સામાન તૈયાર કર્યો. બાપુજીએ બંગાળી લખ્યું હું આ ડાયરી પૂરી કરું છું. હવે દિલ્હી પહોંચવાને ૨૦ મિનિટની જ વાર છે.

૩૧-૩-'૪૭

ભંગી કૉલોની, નવી દિલ્હી

૫-૨૦ સારદા સ્ટેશન પર અમારે ઉતરવાનું હતુ. સ્ટેશન પર ભાઈસાહેબ, (બ્રજકિસનજી ચાંદીવાલા), સરદારદાદા, દેવદાસકાકા, અરુણાબહેન (અરુણાબહેન અસફઅલી), કૃપાલાનીજી, સુચેતાબહેન વગેરે આવ્યાં હતાં. હું તો જોઈતો સામાન લઈને (બીજો વધારાનો સામાન દિલ્હી સ્ટેશન પર ઉતારવાની ગોઠવણ કરી હતી તેથી) ઉતરી ગઈ. અને પહેલી જ મોટરમાં ભંગી કૉલોની ચાલી ગઈ. બાપુજી આ બધાંની સાથે થોડુંક ચાલવા માટે બાલાકોરાબાગમાં ગયા. ૬ાા વાગ્યે બાપુજી આવ્યા. તે દરમિયાન મેં બધી તૈયારી કરી લીધી

નાહીને પરવારતાં ૧૦ થઈ ગયા. અહીં તો એક મિનિટની ફુરસદ નથી રહેતી. બાપુજી નાહીને આવ્યા અને પંડિતજી તથા ઇન્દિરાબહેન મળવા આવ્યાં. હું બાપુજી માટે ભોજનની થાળી લાવી, તેમાંથી બે ખાખરા ઇન્દિરાબહેનને બાપુજીએ આપ્યા. એટલામાં જ લક્ષ્મીકાકી, દેવદાસભાઈ ગાંધીનાં બાળકો – ગોપુ, તારા આવ્યાં. ગોપુને બાપુજીએ ગોળપાપડીનું ચોસલું આપ્યું. કેટલીય વાર દાદાજીને પ્રણામ કર્યા. ખૂબ રમતિયાળ છોકરો છે.

બાપુજી નોઆખાલી ગયા પછી પહેલી જ વાર દિલ્હી આવ્યા છે. નોઆખાલીથી બાપુજી સાજાતાજા પાછા ફરશે કે નહીં તેની સહુને શંકા હતી. એક વાગ્યે બાપુજી આરામ કરવા સૂતા. પણ રાજાજી, સુચેતાબહેન, જી. ડી. બિરલા, રામેશ્વરજી બિરલા, સરદારદાદા, મણિબહેન વગેરે એક પછી એક આવતાં જ હતાં. ભંગી કૉલોની ગાજતું હતું.

૪–૩૦ વાગ્યે પંડિતજી ચીનથી બે નાનકડી છોકરીઓ એશિયન કૉન્ફરન્સ માટે આવેલી છે તેને લાવ્યા અને ૫–૪૫ વાગ્યે વાઇસરૉયને મળવા જવાનો સમય નક્કી થયો હોવાથી ત્યાં ગયા. પ્રાર્થનાના સમયે બાપુજી ન પહોંચી શક્યા એટલે સમયસર હું, પ્રભુદાસભાઈ વગેરે જઈને પ્રાર્થના કરી આવ્યાં. હરિજન ફંડનું ઉઘરાણું પણ કર્યું. ૧૬૩ રૂપિયા થયું. બાપુજી ૭–૩૦ વાગ્યે પાછા ફર્યા. મેં પ્રાર્થના કરાવી લીધી, એ જાણીને પોતે બહુ રાજી થયા.

પછી પોતે સીધા ફરવા ગયા. ફરીને પગ ધોતાં મેં નવા વાઇસરૉય લૉર્ડ માઉન્ટબૅટનની બાપુજી પર કેવી છાપ પડી તે વિષે પૂછ્યું.

બાપુજી કહે "આ વાઇસરૉયે, તેમની પત્નીએ, અને દીકરીએ મારી ઉપર સારી છાપ પાડી એમ મારે કહેવું જોઈએ. બધાં મારે માટે ઓછાં ઓછાં થતાં હતાં. ખાનદાન કુટુંબનાં છે અને સંસ્કાર વારસામાં મળેલા તે કંઈ થોડા જ છુપાય? આજે તો હું ક્યાં ભણ્યો? મારી સાથે કોણ કોણ છે? તેમ જ તારા વિષે તેની દીકરી સાથે વાતો થઈ. આવતી કાલે સવારે તારે મારું ખાવાનું લઈને ત્યાં આવવાનું છે. એટલે ઓળખાણ કરાવીશ."

રાતે મિસિસ નાયડુ અને જુગલકિશોરજી બિરલાને તેઓ માંદા હોવાથી મળવા ગયા. મિસિસ નાયડુએ (આગાખાન મહેલમાંથી જ અમ્માજાન કહેતાં) એમના સ્વભાવ મુજબ રમૂજ ઉપાડી અને મેં પ્રણામ કર્યા એટલે કહે "बेटी बाकी सच्ची सेवा तुमने की है इसलिये ही मुझे लगता है कि ऐसे वक्त तुम बापूकी सेवा करनेको भाग्यशाली बनी हो। बेटी! मेरा आशीर्वाद है कि तुम जहांतक जिन्दी हो, और बापू तो १२५ साल तक जीनेवाले हैं, वहा तक खूब अच्छी तरह बापूकी सेवा करो।"

૧૨૫ વર્ષની વાત સાંભળીને બાપુજી ખડખડાટ હસી પડ્યા. ઘેર આવતાં ૯-૩૦ થયા. રાજકુમારીબહેન આવ્યાં હતાં. તેમની સાથે વાતો કરી. ખાનસાહેબ આજે એમના મિત્રને ત્યાં જમ્યા.

શાંતિકુમારભાઈ પણ આવ્યા છે.

બાપુજી ૧૧ વાગ્યે પગ ધોઈને પથારીમાં પડ્યા. ખાનસાહેબે બાપુજીના પગ દબાવ્યા. મેં તેલ ઘસ્યું. ૧૧-૩૦ વાગ્યે હું પણ છેલ્લું કામકાજ પતાવીને સૂતી.

૧-૪-'૪૭

**ભંગી કૉલોની, નવી દિલ્હી**

રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થના પછી બાપુજીએ ગરમ પાણી બહાર જ પીધું. રાજકુમારીબહેન પાંચ વાગ્યામાં આવી ગયાં. છતાંય મને દસ મિનિટ ગીતાપાઠ તો કરાવ્યો જ.

૬-૩૦ વાગ્યે મૌલાના સાહેબ આવ્યા. રાતે રાંચીમાં હુલ્લડ થયાના ખબરનો ટેલિફોન મૃદુલાબહેને કર્યો. બાપુજીએ તેમને રાંચી જવાનું કહેરાવ્યું. મૃદુલાબહેન માટે બાપુજી કહે, "એ છોકરી એવી છે કે પોતાના જીવને જોખમે પણ ત્યાં જશે જ. એટલે હું ના પાડત તોપણ તેનો કંઈ અર્થ ન હતો અને મારે ના પાડવી પણ ન હતી. એના જેવી એકાદ પણ છોકરી આ તોફાનમાં બહાદુરીપૂર્વક ખપી જાય તો મને જરા પણ દુઃખ નથી થવાનું, પણ ઊલટાનું હું એમ માનું છું કે તો શાંતિ જલદી થશે."

૭-૩૦ બાપુજી ફરવા નીકળ્યા. ખાનસાહેબને સોનામુખીનાં પાંદડાં રોજ પલાળીને તેનો ઉકાળો બંને વખત આપવાનું બાપુજીએ

કહ્યું. આજથી ઉકાળો શરૂ કરી દીધો છે. બાપુજી ફર્યાં તે દરમિયાન મેં ખાખરા કર્યાં, માલિશ, નાહવા ધોવા વગેરેની તૈયારી કરી.

માલિશ વખતે જવાહરલાલજી આવ્યા. માલિશ કરાવતાં કરાવતાં વાતો કરી. ૧૫ મિનિટમાં આજે માલિશ પૂરું કરાવ્યું. મૌલાના સાહેબ સાથેની વાતોમાં બાપુજીને માલિશનું મોડું થયું હતું એટલે મને કહ્યું, "મારો દરેક વખત તારે સાચવવો જ રહ્યો. નહીંતર અહીં હું ભાંગી પડીશ. તું તો મારી નર્સ છો ના? એટલે મને તુરત ટકોર કરી જ દેવી જોઈએ."

બાપુજી બાથમાં હતા તેવામાં રાજાજી આવ્યા. આજે તો બાપુજીને એક પળની પણ નિરાંત નહોતી રહી. એક પછી એક આવતાં જ ગયાં. બાથરૂમમાં રાજાજી માટે ખુરશી નંખાવી. બાપુજી ગરમ પાણીના ટબમાં સૂતા હતા. રાજાજી સાથે વાતો કરવી હતી એટલે મને બાપુજીએ પોતાની હજામત કરવાનું કહ્યું. મેં કહ્યું, "આજે તો રાજાજી બેઠા છે, અને મારો હાથ ધ્રૂજે અને રેઝર વાગી જાય તો? કાલથી કરીશ."

બાપુજીએ રાજાજીને વિનોદમાં કહ્યું, "તમે બેઠા છો એટલે આ છોકરી મારી હજામત કરતાં શરમાય છે."

રાજાજી કહે, "મૂર્ખી છેને? આજકાલ તો હજામ પાંચ પાંચ રૂપિયા કમાય છે. સરસમાં સરસ ધંધો હજામતનો છે. અને બાપુજી જો વગર ફીએ શિખવાડતા હોય તો શીખી લેવા જેવો ધંધો છે. તને કાંઈ કામધંધો ન આવડે તો હેર કટિંગ સલૂન માંડવી અને ઉપર લખવું કે 'Certified by Mahatma Gandhi' એટલે તારો ધંધો ધમધોકાર ચાલશે અને ભૂખે મરવાનો સમય નહીં આવે. બાપુજીની 'હજામડી' બનવું એ પણ એક લહાવો છે, સમજી!!"

બાપુજી અને રાજાજી ખડખડાટ હસી પડ્યા. અંતે મેં ધ્રૂજતા હાથે બાપુજીની હજામત કરી આપી. સદ્ભાગ્યે ક્યાંય વાગ્યું નહીં, અને પહેલે જ દહાડે 'શાબાશી'નું સર્ટિફિકેટ રાજાજીએ વાંસો થાબડીને આપ્યું!

નાહીને બહાર નીકળ્યા કે રાજેન્દ્રબાબુ બહાર બેઠા જ હતા એમની સાથે વાતો કરતા દૂધ અને સફરજન લીધુ બીજુ કાંઈ ખાવામા ન લીધુ

૯ વાગ્યે બાપુજી વાઈસરૉયને ત્યા મળવા જવા રવાના થયા મે બાપુજીનો ઓરડો સાફ કર્યો ટપાલ જુદી તારવી, અને કપડા ધોયા પછી બાપુજી માટે શાક અને એક ખાખરાનો ભૂકો કરી તે વાઈસરૉય હાઉસમા લઈ જવાનુ હતુ, એટલે ૧૦ વાગ્યે ભાઈસાહેબ અને હુ ત્યા ગયા

અમારી મોટર પોર્ચમા ઊભી એટલે પટ્ટાવાળાએ વાઈસરૉયના મત્રીને ખબર આપ્યા અને તે અમને મેડના ઓરડામા લઈ ગયા ત્યાથી એક પછી એક આલેશાન ઓરડા વટાવતા વટાવતા મેદાનમા આવ્યા નીલા રગની નેતરની ખુરશી ઉપર બગીચામા માઉન્ટ બૅટન સાહેબ અને બાપુજી બને જણા બેઠા હતા વાદળિયો તડકો હતો મદ મદ હવા ચાલી રહી હતી સામે લીલુ ઘાસ જાણે સુદર ગાલીચો પાથર્યો હોય તેવુ હરિયાળુ લાગતુ હતુ અદર આકર્ષક રગબેરગી ફૂલ મઘમઘતા હતા એક ઝાડ ઉપર કોયલ ટહુકા કરતી હતી બીજા પક્ષીઓ પણ કુદરતની વચ્ચે બેઠેલા હતા અને દેશના ભાવિ પ્રશ્નો વિષે જાણે પોતાના મધુર અવાજથી શુકનના સૂર પુરાવતા ન હોય, એમ કલ્લોલ કરતા હતા માળીએ પોતાની કળા મેદીના છોડના આકર્ષક મોરલા ટેબ વગેરે બનાવીને ઠાલવી હતી ચોતરફ ફુવારા ઊડી રહ્યા હતા

અદરના સુદર ખુરશી, સોફા પખા ઇત્યાદિ મૂકીને આ બને જણા કુદરતના ખોળે બેઠા હતા સૂર્યદેવ પણ ક્યારેક બહાર નીકળીને પોતાના સોનેરી કિરણો ફેંકતા, તો ક્યારેક વાદળમા છુપાઈ જતા દૃશ્ય ઘણુ અદ્ભુત હતુ મને થયુ કે કૅમેરા લાવ્યાં હોત તો કેટલું સારુ થાત?

અમે પહોચ્યા કે તુરત જ લૉર્ડ માઉન્ટ બૅટન ઊભા થયા ભાઈ સાહેબની અને મારી સાથે હાથ મિલાવ્યા ભાઈસાહેબની ઓળખાણ આપ્યા પછી બાપુજીએ મારી ઓળખાણ કરાવી

માઉન્ટ બૅટન સાહેબ મને કહે, "નોઆખાલીના અને ગાંધીજી સાથેના તમારા અનેક ફોટાઓ પેપરમાં જોઈને મારી દીકરી એમ કહેતી કે, આ કેટલી ભાગ્યશાળી છોકરી છે! તમને મળીને હું આનંદ પામુ છું. મારી દીકરીને તમારી પ્રાર્થના સાંભળવા મોકલવાનો છું."

બાપુજીએ વાઈસરૉય સાહેબને પૂછ્યું કે, "આપને હરકત ન હોય તો આ બગીચામાં હુ ખાઈ લઉં તેટલી વાર એ ફરે! જેથી આ વાસણો લઈને પછી જશે. અને આપણે વાતો કરીએ."

માઉન્ટ બૅટન સાહેબ મારી સામું જોઈને કહે, "જરૂર, જરૂર, મને શી હરકત હોય? આ બધુ હવે તમારું જ છે. હુ તો માત્ર હવે એનો ટ્રસ્ટી છુ. અમે તો હવે આ બધુ સોંપવા માટે જ આવ્યા છીએ."

એટલામાં માઉન્ટ બૅટન સાહેબ માટે ચા અને બિસ્કિટ આવ્યાં. એ ચા પીતા હતા અને બાપુજી જમતા હતા. દરમિયાન વાઈસરૉય સાહેબના એ. ડી. સી.એ એક ફોટો ખેંચ્યો.

બાપુજીએ હસતાં હસતાં કહ્યું, "આપને જોવું હોય તો જોઈ લેજો કે આ છોકરી પાસે કંઈ હથિયાર છે કે નહીં?"

વાઈસરૉય સાહેબ કહે, "તમારી સેવિકા પાસે એવું કશુંય હોઈ જ ન શકે એની મને સંપૂર્ણ ખાતરી છે." માઉન્ટ બૅટન સાહેબ ખરેખર અત્યંત વિવેકી, સંસ્કારી અને સરસ માણસ છે, એમ બાપુજીએ કાલે કહ્યું હતુ તે સાવ સાચું છે.

બાપુજીએ જમી લીધુ એટલે અમે ઘેરે આવ્યાં. બાપુજી ૧૧-૪૦ વાગ્યે આવ્યા. આવીને બાપુજીએ માટી લીધી.

૧ વાગ્યે મુનશીજી આવ્યા. ૧-૩૦ વાગ્યે સિંધના કાર્યકર્તાઓ અને ચોઈથરામજી આવ્યા. ભાગલા ન પાડવા ઇચ્છા બતાવી. મીરાબહેને પોતાનો રેંટિયો બાપુજીને કાંતવા આપ્યો. એનાથી કાંત્યું.

૪ વાગ્યે પંડિતજી આવ્યા. એશિયાઈ કૉન્ફરન્સ ચાલે છે તેમાં બાપુજીને આગ્રહપૂર્વક લઈ ગયા. ખાનસાહેબ સાથે જ ગયા. મને બીજી વખત લઈ જવાનુ કહ્યુ. પ્રાર્થના પહેલાં બાપુજી ત્યાંથી આવી ગયા. પ્રાર્થનામાં મેં જેવું 'ઔજઅબિલ્લા' – ઉર્દૂ પ્રાર્થના (કુરાન

શરીફમાંની આપત) બોલવાની શરૂઆત કરી કે હિંદુ મહાસભાના છોકરાઓએ તોફાન મચાવ્યું કે, અહીં હિંદુનું મંદિર છે અને અમે એ નહીં ગાવા દઈએ. કેટલાકે તેઓને કાઢી મૂકવા માટે ધક્કા માર્યા. પણ બાપુજીને આ ન ગમ્યું. એમણે કહ્યું કે, "જ્યાં સુધી એક પણ માણસનો વિરોધ પ્રાર્થનાની સામે હશે ત્યાં સુધી હું પ્રાર્થના નહીં કરું. કારણ કે હું લઘુમતીની પૂર્ણ રક્ષા કરવા ઇચ્છું છું."

પેલા ભાઈ જેની ઉંમર ૨૫-૨૬ વર્ષની હશે તે બાપુજી પાસે આવવા લાગ્યા. બાપુજી પોતાની જગ્યાએથી ઊઠી બિલકુલ મંચને કિનારે પહોંચ્યા. મને બીક લાગતી હતી કે, કોઈ હુમલો તો નહીં કરે? એક બહેન બાપુજીને પાછળથી પકડી રાખવા લાગ્યાં તે બાપુજીને ન ગમ્યું. અને કહ્યું કે મારી અને આ ભાઈની વચ્ચે કોઈ ન પડે. પણ અંતે એટલો બધો કોલાહલ મચ્યો કે બાપુજી થાકી ગયા. છેવટ લોકોએ બળજબરીથી પેલા ભાઈને કાઢી મૂકયા. બાપુજીએ પોતાના કરુણ સ્વરમાં દુઃખ ઠાલવતાં જે કહ્યું તે અક્ષરશઃ એમના જ શબ્દોમાં આપું છું:—

"यह आपने ठीक नही किया। इस लडकेको आपने जबरदस्तीसे निकाल दिया ऐसा नही करना चाहिये था। अब वह यही कहेगा कि मेंने विजय पायी है। वह गुस्सेमें था। प्रार्थना नही सुनना चाहता था। पर मैं जानता हू कि आप सब तो प्रार्थना सुनना चाहते हैं। मैं किसीका विरोध करके प्रार्थना नही करना चाहता। अब आगेकी प्रार्थना मैं छोड देना चाहता हू। जो प्रार्थना मैं करता हू वह आप सब जानते हैं। नोआखाली आनेके पहले भी आपने प्रार्थना सूनी है। उसमें अिस मुसलमानकी प्रार्थनाके बाद पारसी प्रार्थना है। फिर यह लडकी आपको मधुर भजन सुनाती और फिर रामधून होती। मैं अब रामधून भी छोड़ता हू। औजअबिल्ला अरबी भाषामें कुरानके एक मत्रका पहला शब्द है। इसे कहनेसे आप यह समझते हैं कि हिन्दू धर्मका अपमान होता है, पर मैं अेक सच्चा सनातनी हिन्दू हू। मेरा हिन्दूधर्म बताता है कि मैं हिन्दू प्रार्थनाके साथ साथ मुसलमान प्रार्थना भी करू तथा ईसाई प्रार्थना भी करू। सभी प्रार्थना

करनेमें मेरा हिन्दूपन है। क्योकि वही अच्छा हिन्दू है जो अच्छा मुसलमान भी है और अच्छा पारसी भी है। वह लडका जो कह रहा था कि यह हिन्दू मदिर है, यहा ऐसी प्रार्थना नही की जा सकती, सो यह वह शियाना वात है। यह मदिर तो भगियोका मंदिर है। अगर चाहे तो एक अकेला भगी मुझे यहासे उठाकर फेंक दे सकता है। लेकिन वे मुझसे प्रेम करते है। वे जानते है कि मैं हिन्दू ही हू। उधर जुगलकिशोर विरला मेरा भाई है। पैसेमें वह वडा है पर वह मुझे अपना वडा मानता है। उसने मुझे एक अच्छा हिन्दू समझकर यहा टिकाया है। उसने जो बडा भारी मदिर वनवाया है उसमे भी मुझे ले जाता है। इतने पर भी वह लडका कहता है कि तुम यहासे चले जाओ, तुम यहा प्रार्थना नही कर सकते, तो वह घमण्ड है। लेकिन आप लोगोको उसे प्रेमसे जीतना चाहिये था। आपने तो उसे जवरदस्ती निकाल दिया। ऐसी जवरदस्तीसे प्रार्थना करनेमे क्या फायदा? वह लडका तो गुस्सेमे था। यह गुस्सा ही दीवानेपनका आरभ है।

"अभी इस लडकीने जो श्लोक सुनाये उनमें यह वात कही गई है कि, जब आदमी विषयोका ध्यान करता है — विषय माने एक ही वात नही पर पाचो इन्द्रियोंके स्वादोका ध्यान धरता है — तो वह काममें फसता है। फिर वह क्रोध करता है, और तब उसे सम्मोह यानी दीवानापन घेर लेता है। ऐसे ही दीवानेपनसे देहातियोने विहारमें ऐसी वात कर डाली कि मेरा शिर झुक गया। . . .'

આટલુ પેલા ભાઈના વર્તાવના દુ ખથી કહ્યુ.

પછી પંજાબ જવાનુ બાપુજીને કહેવામા આવ્યુ બાપુજીએ કહ્યુ, "મને મારો અંતરઆત્મા કહેશે ત્યારે તુરત ચાલ્યો જઈશ. નોઆખાલી ગયો તે કઈ કોઈના કહેવાથી નહોતો ગયો. એટલે મને એમ લાગશે કે મારે પંજાબ જવું જોઈએ કે હુ તુરત જઈશ

"અગ્રેજો તો હવે જઈ રહ્યા છે વાઈસરોય સાહેબે મને કહ્યુ કે, આજ સુધી તો અમે અહીથી નથી હટ્યા, પણ હવે અહિંસાએ જય મેળવ્યો છે, અમે તમારી અહિંસક લડાઈથી જઈએ છીએ. તમે કહેશો

કે એ બનાવટી વાત કરે છે, પણ હું કહું છું કે આપણે હંમેશા સીધો અર્થ લેવો જોઈએ. અને જ્યાં સુધી કડવો અનુભવ ન થયો હોય ત્યાં સુધી ખોટા પૂર્વગ્રહો નહીં બાંધવા જોઈએ."

જવાહરલાલજી વિષે બાપુજી કહે,

"ये लोग जो एशियाके सभी मुल्कोंसे यहा बात करने आये है जवाहरलालसे कितने प्रेमसे बातें करते हैं? सब उस पर फिदा हैं। ईश्वरकी कृपासे हमारे पास जवाहर पडा है जो सारी दुनियाको अपनाना चाहता है। क्या उसको शोभानेके लिये भी हमें शान्तिसे नही रहना चाहिये?"

વાઈસરૉય વિષે વાત કરતાં બાપુજીએ કહ્યુઃ

*"अब मैं थोडी वाईसरॉयकी बात भी बता दू। कल मैं उनके* पास दो घटेसे ज्यादा रहा। और आपकी प्रार्थनामें न आ सका। यह अच्छा हुआ जो इस लडकीने प्रार्थना शुरु करा दी, क्योंकि मैं कह गया था। आज दो घंटे तक वाईसरॉयने बातें की। उन्होंने कहा कि मैं सचमुच कोशिश कर रहा हू। उन्होंने यकीन दिलाया कि 'मैं आखिरी वाईसरॉय हू। मैं हिन्दुस्तान आना नही चाहता था, समुद्रमें ही रहना चाहता हू। पर मजबूर कर दिया तब आया हू।' वह काफी कोशिश कर रहा है कि हम शात हो जाय। वह शराफतसे चलते हैं। यदि हम भी शराफतसे चलेंगे तो दुनियामें जो कभी नही हुआ वह होनेवाला है।"

આજના આ બનાવ પર બાપુજી ખૂબ વિચારમાં છે. મને કહે, "મારી અહિંસાની ખરી કસોટી અહીં થવાની છે. પણ તું પ્રાર્થના કરાવનારી છો. જેટલી શુદ્ધતાથી, તુ હૃદયપૂર્વક પ્રાર્થના કરાવશે, તેટલી અસર બહેર પ્રજામાં જરૂર પડશે અને એથી પ્રજા એક નવો પાઠ શીખશે. આમાં તારી જવાબદારી ઓછી નથી. અને હૃદયપૂર્વકનુ રામનામ હશે તો રામજી એની મેળે જ સહુને સદ્બુદ્ધિ આપશે. એમાં મને લવલેશ પણ શંકા છે જ નહીં"

૭-૩૦ વાગ્યે વર્કિંગ કમિટીની મીટિંગ થઈ. બહુ ગરમાગરમ ચર્ચા ચાલી. બાપુજી પાકિસ્તાન કરવાની તદ્દન વિરુદ્ધમાં છે. પણ

મુસ૦

ઝીણાસાહેબ પોતાની જીદ છોડે તેમ નથી. વળી, હજુ હુલ્લડો ક્યાંય જોઈએ તેવાં શમ્યાં નથી. જ્યાં શાંતિ છે ત્યાં કાયદાથી એટલે કે મિલિટરી પડી છે એથી શાંતિ થઈ છે. હૃદયથી નહીં. પ્રજાનું મન ઊંચક થઈ ગયું છે. સિંધીઓનો પ્રશ્ન ઘણો મુશ્કેલ છે. પાકિસ્તાન થતાં વાતાવરણ વધુ ઉગ્ર બનશે એમ બાપુજી માને છે. વચગાળાની સરકારમાં પણ મનભેદ ચાલે છે. લિયાકતઅલી સાહેબ જોઈએ તેવો સહકાર નથી આપતા. જોઈએ શું થાય છે.

ગરમી અત્યારથી જ સખત પડવા લાગી છે. કુદરતી ગરમી છે, અને દેશના ભાવિમાં પણ ઉકળાટ ભર્યો છે. પ્રભુ તેમાં શીતળતા આપે અને આ મહા યજ્ઞને સફળ બનાવે એ જ હાર્દિક પ્રાર્થના કરું છું.

૯–૩૦ વાગ્યે ફરતાં મીરાબહેન સાથે વાતો કરી. . . . ની સાથે વાતો કરી અને તેણે આખી હકીકત જાણ્યા પછી કબૂલ્યું કે, "મારી જે છાપ હતી તે ખોટી છે. અને તમે જે કાંઈ કરો છો તેમાં હું સમજી ન હતી. મને કશુંય અજુગતું નથી લાગતું." પગ ધોતી વખતે બાપુજીએ મને કહ્યું, "તેં જોયું ને? એ એવાં સરળ છે કે પોતાનું બધું જ પાછું ખેંચી લીધું. અંગ્રેજોમાં આવી સરળતા બહુ જોવામાં આવે છે. અને તેઓ દરેક વસ્તુનો બહુ જ ઝીણવટપૂર્વક અભ્યાસ કરે છે. આ પ્રજાની એ મોટામાં મોટી ખૂબી છે."

બરોબર ૧૦ વાગ્યે બાપુજી પથારીમાં પડ્યા. મારી અને બાપુજીની પથારી ચોકમાં કરી. ખાનસાહેબ પણ ચોકમાં બહાર સૂતા.

મેં બાપુજીના માથામાં તેલ ઘસ્યું. ખાનસાહેબે પગ ચાંપ્યા. રાતે બફારો બહુ હતો. બાપુજીને થોડી વાર પંખો નાંખ્યો. બાપુજી ઊંઘી ગયા પછી મારું બાકીનું કામકાજ આટોપ્યું.

આજના બાપુજીના ૧૩૮ તાર થયા. અહીં ભાઈસાહેબ (બ્રજકિશનજી ચાંદીવાલા) છે એટલે ખૂબ રાહત રહે છે. બાપુજીના અનન્ય ભક્ત છે અને ખૂબ સાત્ત્વિક છે. એટલા જ પ્રેમાળ સ્વભાવના મૂંગા સેવક છે. બધાં લગભગ ૧૧ વાગ્યે સૂતાં.

२-४-'४७,
ભંગીનિવાસ, નવી દિલ્હી

૩।। વાગ્યે રોજ પ્રમાણે પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી ગરમ પાણી અને ફળનો રસ આપીને હું અંદર થોડી વાર ઊંઘી ગઈ.

બાપુજીએ મને કહ્યું કે, "તને રાતે તાવ હતો. લગભગ સાડા બાર વાગ્યે હું ઊઠ્યો ત્યારે તું ઊંઘમાં કણસતી હતી શરીર પર હાથ લગાડ્યો તો ધગતી હતી. પણ ઘસઘસાટ મુડદા માફક ઊંઘી પડી હતી. મેં તને હલાવી અને સીધી સુવડાવી, પેટ પરની માટી ગરમ બની જતાં કાઢી નાખી પણ પ્રાર્થના સમયે તાવ ઊતરી ગયો હતો, એટલે તને ઉઠાડી મન તો ન હતુ, પણ પ્રાર્થનામા વિક્ષેપ પાડવાની ઇચ્છાય ન હતી"

આ બધી વાતની મને તો કંઈ જ ખબર નથી પણ સવારે ઊઠી ત્યારે સહેજ નબળાઈ લાગતી હતી પણ તે થાકને અંગે હશે એમ મે માનેલુ. પણ બાપુજીએ કહ્યુ એટલે સંભવ છે કે રાતે તાવ હોય મારા માટે બાપુજીની કાળજી તો છેક છેલ્લી ટોચે પહોંચી છે.

બાપુજીએ . ને લાંબો કાગળ લખાવ્યો. તેમાં સરદારદાદાને અત્યારે કામનો કેવો અસહ્ય બોજો રહે છે, તેમને વખતની કેટલી તાણ રહે છે, તથા બાપુજી પણ તેમનો સમય કેવો કાળજીભર્યો સાચવે છે, તે દેખાય છે. બાપુજીએ લખાવ્યુ :

> અહીયાં આવ્યો છુ પણ સરદારને બેચાર મિનિટ સારુ મળી- લઉ છુ એમનો કામનો વિસ્તાર એટલો બધો મોટો થઈ પડ્યો છે કે એમને વાત કરવામાય રોકવા એ મને નથી ગમતુ. મારે વિષે અને હરિજન વિષેના એમના વિચારો જાણવા પૂરતો તો એમનો વખત રોકવો એ મને ગમતુ નથી એ બધા મંડળનો વ્યવસાય જોઉ છુ ત્યારે મને લાગે છે કે, વખત તો મારી પાસે જ છે, એઓની પાસે નથી આ વાત વિચિત્ર છે છતા સાચી છે.

સાડા છએ રાજેન્દ્રબાબુજી આવ્યા બાપુજીને બ્લડ પ્રેશરને લીધે થાક જેવુ હતુ માલિશમા ૨૦ મિનિટ ઊંઘ્યા એશિયન કૉન્ફરન્સ ચાલે છે એટલે બહારના માણસો પણ બહુ પ્રમાણમા મળવા આવ્યા જ કરે છે ૧૧-૩૦ એ કપૂરથલાના મહારાજા મળવા આવ્યા તેમણે

બાપુજી પાસે કંઈક સંદેશો માંગ્યો. બાપુજીએ કહ્યું, "તમે રાજા મટી જઈ પ્રજાના સેવક બનો એ જ મારી પાસેથી સાંભળશો. બીજું કંઈ નહીં કહી શકું."

૧૨–૩૦. આરામ કરવા સૂતા. ઘી ઘસાવતાં મને કહે, "હમણાં કામનો પાર નથી. માટે તારે સંભાળવાનું છે. કેટલીક ટપાલના ઉત્તર આપી દેવાનું સૂચવ્યું. કેટલાંક ભાઈબહેનોએ નવાં કાર્યોમાં બાપુજીના આશીર્વાદ માગ્યા હતા. બાપુજીએ લખાવ્યું :

દરેક શુભ કાર્યમાં મારા આશીર્વાદ જ છે.

૨–૩૦ વાગ્યે બાપુજી વાઈસરૉય સાહેબને મળવા ગયા. અને ૪–૩૦ પાછા ફર્યા.

આવીને બાપુજીએ કાંત્યું. પ્રાર્થનાસભામાં બાપુજીએ પ્રાર્થના પહેલાં જ કહ્યું કે, "જો કોઈને કંઈ વિરોધ હોય તો હમણાં જ કહી દે."

બે નવજુવાનોએ કહ્યું કે, "પ્રાર્થના કરવી હોય તો બહાર જઈને કરો, અહીં નહીં."

બાપુજી — આ મંદિર તો ભંગીઓનું છે. અને હું પણ ભંગી જ છું. ટ્રસ્ટીઓ આવીને મને ના પાડશે ત્યારે જુદી વાત છે. તમે મને નથી રોકી શકતા. પણ જો કરવા દો તો મારે પ્રાર્થના અહીં જ કરવી છે.

નવજુવાન — આ મંદિર જાહેરનું છે. અને અમે અહીં પ્રાર્થના હરગિજ નહીં કરવા દઈએ.

બાપુજી — હું દલીલ કરવા નથી માગતો. પણ બહુ જ નમ્રતાપૂર્વક કહું છું કે, તમે લોકો ભંગીઓ વતી – તમને બોલવાનો હક નથી આપ્યો તો – ન બોલી શકો. હું ભંગી છું. મેં પાયખાના–સફાઈ કરી છે. અને હજુ પણ અત્યારે ગંદકી ઉઠાવવા તૈયાર જ છું. જો હું તમને કહું કે, તમે પણ આ કામ કરો તો કોઈ કરવાના નથી. તોપણ તમે મને પ્રાર્થના કરતો અટકાવશો તો અટકી જઈશ."

એટલામાં બીજા લોકો એકદમ બોલી ઊઠ્યા કે, "અમારે પ્રાર્થના કરવી છે. એકને ખાતર આપ અમારું બધાનું શા માટે બગાડો છો?"

બાપુજીએ બધાને શાંત પાડતા પેલા યુવકને સંબોધીને કહ્યુ કે, "આ હજારો માણસો પ્રાર્થના ઇચ્છે છે પ્રભુનુ સ્મરણ કરવાની તેઓને ધગશ છે ત્યારે તમે એક જ એમા વિઘ્ન નાખી રહ્યા છો, એ શોભાસ્પદ નથી"

બેમાથી એક યુવાન ભાઈ બેસી ગયા પણ બીજા ભાઈએ જોરથી આવેશમા આવીને કહ્યુ, "તમે મસ્જિદમા જઈને ગીતાના શ્લોકો બોલોને?"

બાપુજી—આવેશમા આવવાની જરૂર નથી આ રીતે તમે હિંદુ ધર્મની રક્ષા નથી કરતા, પણ તેને મારવાની તજવીજ કરો છો હુ કોઈનાથીય ડરીને પ્રાર્થના નથી છોડી રહ્યો તમે મારી કતલ પણ કેમ કરવા ન આવો, તો તેનાથી ડરીને તો હુ પ્રાર્થના નથી જ છોડવાનો તમે મારી કતલ કરી રહ્યા હો તોપણ મારી ખાતરી છે કે, તે સમયે આખરી શ્વાસ લેતા લેતા તમે મારા મોઢામાથી રામ, રહીમ, કૃષ્ણ, કરીમનો જાપ સાભળશો મે તો કહી જ દીધુ છે કે મારી પાસે બધા ધર્મોનો નિચોડ છે એથી જ હુ મને પોતાને હિંદુ, પારસી, શીખ, યહૂદી, મુસલમાન તરીકે ઓળખાવુ છુ મારી સાથે અહી જ બાદશાહ ખાન જેવા મહાપુરુષ બેઠા છે તમે એમની સાધુતાના દર્શન તો કરો! પણ મને એક નાનકડુ બાળક પણ કહેશે કે પ્રાર્થના ન કરો, તો નથી કરવાનો"

યુવાન ભાઈ—તમે પંજાબ જાઓ

બાપુજી—ત્યા જઈને શુ કરુ? જેટલી મારામા તાકાત છે તે પંજાબ, બિહાર, નોઆખાલી માટે અહી બેઠા બેઠા હુ ખરચી રહ્યો જ છુ

એટલામા વળી એ યુવાન ભાઈને ધક્કા દઈને બહાર કોઈનાદ(?) મચ્યો કે, "તુમ યહાંસે હટો, હમે પ્રાર્થના સુનને દો"

બાપુજી—એને ધક્કા ન મારો શાતિથી કામ લો

યુવાન—મને હજુ બે ચાર મિનિટ આપો મારે વાતો કરવી છે

બાપુજી—મારી પાસે અહી સમય નથી મને હા અથવા ના કહી દો

યુવાન ભાઈ—હું આપને પ્રાર્થના નહીં કરવા દઉં.

બાપુજી—બધાં શાંતિથી બેસી રહે. હું જઈ રહ્યો છું. આ ભાઈને કોઈ ન છેડે, કે કોઈ ન મહેરબાની કરીને હેરાન કરે. એટલી હું આપ સહુને નમ્ર વિનંતી કરું છું. એ ભાઈ ભલે પોતાનો વિજય માને, અને એથી રાજી થાય. પણ હું કહું છું કે આ હિંદુ ધર્મની કતલ કરી રહ્યા છીએ. તમે બધાં સમજો અને વિચારજો. કાલે પણ હું આ જ સ્થળે અને આ જ સમયે આ જ પ્રશ્ન પૂછીશ, અને જો એક નાની છોકરી પણ ના પાડશે તો હું ચાલ્યો જઈશ."

અંદર જઈને ઓરડામાં પ્રાર્થના કરાવી. પ્રાર્થના ચાલતી હતી ત્યારે જ પંડિતજી આવ્યા. એઓ પણ ચૂપચાપ પ્રાર્થનામાં બેસી ગયા હતા.

કાલે એશિયન કૉન્ફરન્સમાં આવેલ જુદા જુદા દેશના પ્રતિનિધિઓએ પ્રશ્નો કર્યા તેના જવાબો આપ્યા.

પ્રશ્ન—આપ આખી દુનિયા એક થાય એવું ઇચ્છો છો ખરા ? અને એ પ્રયોગ સફળ થાય ખરો ?

બાપુજી—તમે સહુ જુદા જુદા દેશના પ્રતિનિધિઓ અહીં આવ્યા છો. તેઓ જો વિચારે કે, સત્ય અને અહિંસા શી ચીજ છે અને તેનાથી શું પરિણામ આવી શકે અને હિંસા શી ચીજ છે અને તેનાથી શું પરિણામ આવી શકે છે, એ બેની સરખામણી કરીને જો તમને સત્ય અને અહિંસા ગળે ઊતરી જાય અને તે માટે તમે નિશ્ચય કરી પ્રયત્ન કરો તો મારી ખાતરી છે કે, દુનિયામાં વસતો માનવસમાજ એક થઈ જશે. અને મારું તો સ્વપ્ન છે જ કે દુનિયા એક બને. કદાચ આપણા પ્રયત્નો ધીમી ગતિએ હોય તો એ સ્વપ્ન મારા જીવતાં હું નરી આંખે ન જોઈ શકું એ સંભવ છે ખરો. પણ જો પ્રયત્ન પૂરેપૂરો કરવામાં આવે તો દુનિયાની એક્તાનાં દર્શન આપણે સહુ આપણી જ આંખે કરી શકીએ.

ચીનના એક પ્રતિનિધિ ભાઈએ પૂછ્યું કે, "આખા એશિયાની એક સંસ્થા સ્થાપવાની અમારી ઇચ્છા છે, તે બાબતમાં આપનો શો અભિપ્રાય છે?"

બાપુજી—આ પ્રશ્ન વિષે મને વધુ માહિતી નથી, તે માટે હું માફી માગું છું, પણ આ પ્રશ્ન મને ગમ્યો છે. આ પરિષદ સમયે હું હાજરી આપી શકીશ કે નહીં તે પણ હું જાણતો ન હતો. જ્યારે પંડિતજીએ મને આમંત્રણ આપ્યું હતું ત્યારે મેં ના જ પાડી હતી. પરંતુ અમારા નવા વાઈસરૉય સાહેબે મને મળવા માટે બોલાવ્યો, એટલે આવવાની મારી ફરજ થઈ પડી. એમણે મને વિનોદમાં કહ્યું કે, 'અહીં એશિયાઈ પરિષદના સમયે જ તમને અહીં અમે આણી શક્યા તેનો યશ મને છે.' મેં કહ્યું કે, 'હું તો તમારો તેમ જ પંડિત નેહરુનો કેદી છું.'

"હવે મૂળ વાત પર આવું. પત્રવ્યવહારથી તો દુનિયાના દરેક ભાગ સાથે મારો સંબંધ છે, એટલે એશિયા સાથે પણ હોય જ. પણ અંગત પરિચયમાં હું બહુ ઓછો આવ્યો હોઈશ. ઇતિહાસમાં પહેલી જ વખત આવી સુંદર કૌટુમ્બિકતાથી આ પરિષદ હિંદુસ્તાનમાં અત્યારે મળી રહી છે. પણ મને દુઃખ છે કે, અત્યારે જ અહીં અંદરોઅંદર અમે લડી રહ્યા છીએ તેનો ઉલ્લેખ કરવો પડે છે. પણ સાચી વાત હોય તે કબૂલ કરી જ લેવી પડે છે. ખોટો આડંબર બતાવ્યાથી શો ફાયદો? એટલે અમારી આ નબળાઈને તમારા દેશમાં નહીં લઈ જતા. અમારા દોષ સામુ ન જોતા; ગુણ સામુ જોજો.

"હિંદુસ્તાન એક પણ લોહીનું ટીપુ પાડચા વગર પોતાની જાતનું સ્વેચ્છાએ બલિદાન આપીને સ્વતંત્રતા પ્રાપ્ત કરવાની અણી પર આવીને ઊભું છે. અને અમારે એક ધણી જાય તો બીજા ધણીનુ કામ નથી. પરંતુ અમારી ભૂમિ ઉપર અમારે જ માલિક થઈને રહેવું છે. એમ કહેવાય છે કે મનુષ્ય પોતાનુ ભાવિ ઘડવાને સમર્થ છે. આ વાત-થોડીક સાચી છે, પૂરી નહીં. આપણી મહત્ત્વાકાંક્ષાને પૂરેપૂરી સફળ કરાવનાર સર્વસમર્થ સત્તા જ જો તે શક્તિ આપે તો જ શક્ય છે. આ સર્વસમર્થ સત્તા તે 'સત્ય' છે. સત્ય એ જ પરમેશ્વર છે, અલ્લાહ છે, કે 'ગૉડ' છે. આ વાત મને બાળપણથી જ સમજાવવામાં આવી છે

"તમે સહુ જુદા જુદા દેશથી અહીં ઉત્સાહપૂર્વક મળ્યા છો, અને આવી પરિષદ તમારે દર વર્ષે કે બે-પાંચ વર્ષે ભરવાનું નક્કી કરવું જ

કહેવુ જોઈએ '

બાપુજી જ્યારે આપણા દેશની નબળાઈની બાજુ બતાવતા હતા ત્યારે તેમનો ચહેરો એટલો બધો ગભીર અને કરુણ હતો કે, કોઈ ગુનેગાર પોતાનો ગુનો કબૂલ કરે ત્યારે કેવો હોય? કોઈને જરાયે અધારામા રાખવા નથી માગતા આ બાપુજીની સત્ય અહિંસાની જીવનમા વણેલી રીત છે

આજે રાતે એશિયન કોન્ફરન્સની પૂર્ણાહુતિ હોવાથી ત્યા જતા પહેલા પડિતજી લેવા આવ્યા મને પણ પડિતજીએ કહ્યુ "આજ તુમ્હે ભી લે જાના હૈ '

બાપુજી કહે પાસ વગર ન લઈ જવાય

પડિતજી વિનોદ કરતા કહે, "બાપુકી લડકીકો તો સબ જગહ જાનેકી ઇજાજત હૈ હી " પછી મારી ઓઢણી પર પોતે જ બિલ્લો ચોડતા કહે, 'ફિર ભી 'ડિસિપ્લિન' કે લિયે પાસ રખના જરૂરી હૈ '

આખી કોન્ફરન્સ ખૂબ જ ઐતિહાસિક હતી દરેક દેશનો ધ્વજ, પ્રતીક અને ભૌગોલિક નકશાઓ રગબેરગી આકર્ષક રીતે ગોઠવ્યા હતા દેશ દેશના સ્ત્રીપુરુષો પોતપોતાના પહેરવેશમા હાજર હતા આ

માધાની વચ્ચે બાપુજી આવ્યા બાપુજી જ વચ્ચે બુઠ્ઠા હતા આ
હાકલો પણ ઐતિહાસિક છે મહાભારતનુ સ્મરણ જાણે ફરી તાજુ
જતુ ન હોય? હજારોની મેદની આ હસ્તિનાપુરના પુરાણા કિલ્લામા
એકઠી થઈ હતી તેમની વચ્ચે પુત્રને શરીરે પોતડીધારી બાપુજી જ્યારે
મચ પર આવ્યા, ત્યારે સહુએ ઊભા થઈ તાળીઓના નાદથી વધાવ્યા
ઘડીભર આ દશ્ય જોઈ રૂવાડા ખડા થાય એટલી તેજસ્વિતા બાપુજીના
કપાળ પર ચમકતી હતી અને તુરત જ અમ્માજાને (મિસિસ નાયડુએ)
પોતાના ઝુનઝુન જેવા મીઠા અવાજના રણકાથી જાહેર કર્યું કે,
"અમારા રાષ્ટ્રપિતા પધાર્યા"

રાજકુમારીબહેન તથા મીરાબહેન પણ અમારી સાથે જ હતા
પણ મને બાપુજીનુ અલૌકિક દર્શન કરાવવા માટે સામે પ્રેક્ષકોની
વચ્ચે લઈ ગયાં અને કહ્યુ બાપુજી પાસે બેસવા કરતા પ્રેક્ષકોની
વચ્ચેથી તુ બાપુજીને નિહાળ અમે ત્રણેય સામે બેઠા, એટલે જ આવુ
અદ્ભુત દશ્ય જોઈ શકાયુ

મિસિસ નાયડુને પૂતળીઓ ભેટ આપી હતી તે તેમણે બાપુજીને
ભેટ આપી અને હજારોની સખ્યામા આખો મડપ હાસ્યથી ગાજી ઊઠ્યો

બાપુજીએ હિંદીમા ભાષણ કરવાનુ શરૂ કર્યું પડિતજીનો
તરવરિયો સ્વભાવ તેઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ જતા હતા
અને કાનમા મહત્ત્વની વાતો કરી આવતા મચ ઉપર હિંદુસ્તાનના
તમામ નેતાઓ હતા ખાનસાહેબ પડિતજી, બાપુજી, સરદારદાદા
અને મિસિસ નાયડુ વગેરે અનેક નેતાઓથી આ ઐતિહાસિક મચ
શોભી રહ્યો હતો

બાપુજીએ હિંદીમા ભાષણ શરૂ કરતા કહ્યુ કે,

"પરદેશી ભાષામા તમારી સમક્ષ હુ બોલુ છુ ત્યારે મને એમ
કહેવાનુ મન હરગિજ નથી થતુ કે માફી માગુ એમ કહી તમારુ
અપમાન નથી કરતો તમે મારી રાષ્ટ્રભાષા સમજી નહી શકો, પણ
પ્રયત્ન કરજો અમારી રાષ્ટ્રભાષા હિન્દુસ્તાની છે દુનિયાના દેશ દેશના
વ્યવહારને ચલાવવા માટે આજે અંગ્રેજી ભાષાનુ સ્થાન પહેલુ છે એ
સાચી વાત છે, અને તેને દરજ્જે તેને પહોચતા વાર પણ લાગશે જોક

હુ નાનો હતો ત્યારે ફ્રેંચ ભાષાનો વધુ ફેલાવો છે એમ સાભળીને હુ એ ભાષા શીખેલો આજે ફ્રેંચ અને અગ્રેજી વચ્ચે હરીફાઈ ચાલી રહી છે પણ મુખ્યત્વે અગ્રેજી જ બોલાય છે

"તમારી આગળ શુ બોલવુ તે વિષે હુ વિચાર કરતો હતો પણ વખતના અભાવે વિચારો ગોઠવી નથી શક્યો હમણા જ તમને કહેવા માટે થોડીક વાત નોધવા માટે ખાનસાહેબ પાસે મે કાગળ પેન્સિલ માગ્યા કાગળ તો મળ્યો, પણ આ જમાનામા પેન્સિલ તો કોઈ ન જ રાખે એટલે ફાઉન્ટન પેન મળી પણ વખતના અભાવે તે પણ હુ ટપકાવી નથી શક્યો

"હવે મુખ્ય વાત પર આવુ તમે સહુ દૂર દૂરથી અહી ઉત્સાહ પૂર્વક આવ્યા છો અને અમારો દેશ કેવો છે તે નિહાળવા આવ્યા છો પણ મારે કબૂલ કરવુ જોઈએ કે, અમારા મોટા શહેરો, જેવા કે દિલ્હી, લાહોર, કલકત્તા, મુબઈ, મદ્રાસ ઇત્યાદિ, પશ્ચિમની અસરમા તણાયા છે, અને ત્યા તમને ન તો હિદુસ્તાની પહેરવેશની સમજ પડે કે નહી ત્યા સામાજિક રિવાજોની ખબર પડે, કે નહી ત્યા સાચી ગરીબીનો ખ્યાલ આવે કે નહી ત્યા અમારા વાર્તનવ્યવહાર, ધર્મ ઇત્યાદિનો ખ્યાલ આવે તમારે મૂળ હિન્દુસ્તાનના પ્રાણના દર્શન કરવા હોય, તો ગામડામા આવેલા ભગીઓના ઝૂપડામા જવુ પડશે હિન્દુસ્તાન સાત લાખ ગામડામા સમાયેલુ છે, અને તેમા જ અમારી સાડત્રીસ કરોડની વસ્તી વસે છે આ ગામડામા જો તમે સાચે જ જશો તો તે જોઈને તમે જરાયે આકર્ષાવાના નથી જ અને એની અદર જઈને જોશો તો જ સાચુ હિદ માલૂમ પડશે આ બધુ હુ ઇતિહાસના પાના વાચીને નથી કહેતો પરતુ અનેક વાર હુ હિન્દુસ્તાનના આવા ગામડાઓમા ગયો છુ મને એક તત્ત્વજ્ઞાનીએ ફ્રાન્સની એક વાત સભળાવી હતી તે અહી રજૂ કરુ છુ ફ્રાન્સના પ્રદેશમાથી સત્યની શોધ કરવા માટે ત્રણ વિજ્ઞાનીઓ નીકળી પડ્યા અને ત્રણેય એશિયાના જુદા જુદા ભાગોમા ગયા ઊચા વર્ણના લોકોને મળ્યા છતા તેમને જે જોઈતુ હતુ તે ન મળ્યુ છેવટે એક ગરીબ ભગીના ઝૂપડામા પહોચ્યા અને ત્યા તેમને જે સત્યની શોધ કરવી હતી તે મળી

"અંગ્રેજ ઇતિહાસકારોએ લખેલી ચોપડીઓ મે વાચી છે અમારો જ ઇતિહાસ અંગ્રેજોએ લખેલો અમારા કેળવણીખાતામા પાઠ્યપુસ્તક તરીકે અમારે ફરજિયાત ભણવો પડે છે પણ અમારી પોતાની માતૃભાષામા કે રાષ્ટ્રભાષામા અમે જ નથી લખતા, અને તે પાઠ્ય પુસ્તક તરીકે કદાચ લખાયુ હોય તો માન્ય નથી મૂળ અમારા જ સાધનોમાથી જ્ઞાન મેળવવાને બદલે પરદેશીઓએ પરભાષામા અમારો જે ઇતિહાસ લખ્યો છે તેમાથી અમારે જ્ઞાન મેળવવુ પડે છે સસ્કાર અને સસ્કૃતિને અગે અમારે આની અધોગતિ ભોગવવી પડી છે

"જ્ઞાન તો પૂર્વ પાસેથી પશ્ચિમને મળ્યુ છે, એ ઇતિહાસ પર ભાષામા લખાયેલ છતાય પુરવાર કરે છે દા ત પૂર્વમા અનેક જ્ઞાની પુરુષો થઈ ગયા, તેમા પહેલા જરથુષ્ટ્ર ભગવાન તે પૂર્વના દેશમા જન્મ્યા અને પોતાના જ્ઞાનનો પ્રચાર પૂર્વમાથી શરૂ કર્યો પછી બુદ્ધદેવ થયા તે તો પૂર્વમા અને આ હિદની ભૂમિમા જ જન્મ્યા ઈશુ ભગવાન તે પણ પૂર્વના જ ઈશુની પહેલા મૂસા તે મિસરમા જન્મ્યા મહમદ પેગમ્બર, રામ અને કૃષ્ણ આ બધા જ્ઞાની પુરુષો એશિયામા થયા અને આવા તો બીજા અનેક નામો છે, જેનો ઉલ્લેખ અહી નથી કરતો ગમે તેમ હો પણ એશિયાના આવા મહાત્માઓની સરખામણીમા બીજા કોઈ પુરુષ આવે તેવુ હું નથી જાણતો ખ્રિસ્તનો ઉપદેશ પશ્ચિમમા પહોચ્યો અને ત્યા વિકૃત બન્યો આ જણાવતા મને દિલગીરી થાય છે, પણ તે વાતમા આજે હુ નહી પડુ

"વળી મે તમને શાન્સની જે વાર્તા કહી તે એટલા માટે કે, હું તમને દસાવવા માગું છુ કે સાચુ હિંદુસ્તાન દિલ્હીમા નથી જોકે અહી અત્યારે ભાઈ ભાઈના ગળા કપાય છે તે અમારા માટે શરમ જનક બાબત છે, પણ અમારા અવગુણોને અહી જ દફનાવીને જજો

"એશિયાનો સદેશો સત્ય, અહિસાનો છે પશ્ચિમના ચશ્માં ઉતારીને જોશો તો જ તે સમજાશે

"અણુબૉમ્બની નકલ કરવાથી આ સદેશ તમે નહી સમજી શકો મારે તો તમારા હૃદયમાં પહોચવુ છે, બુદ્ધિ નથી ફેરવવી હૃદયને જીતીશ તો બુદ્ધિ આપોઆપ ફરી જશે આપણા સત્ય, પ્રેમ,

અહિંસાનો સંદેશ પશ્ચિમમાં ફેલાવો. આપણા મુલકને પશ્ચિમે ચૂસ્યા છે, લૂંટ્યા છે, તેટલા ખાતર તેનું વેર રાખી તેમના પ્રત્યે કટાક્ષથી ન જોતાં પ્રેમથી જોજો, અને તેઓને જ તેમની ભૂલ સમજવા દેજો. આથી તમે પશ્ચિમ પર પૂર્ણ વિજય મેળવ્યો ગણાશે. અમારા મુલકમાં પેદા થયેલા જ્ઞાની પુરુષોએ આપણને વારસામાં જે સંદેશો આપ્યો છે તેને શોભાવીએ. પશ્ચિમ આજે સાચા જ્ઞાનને માટે તલસી રહ્યું છે. અણુબૉમ્બ બનાવીને હારી ગયું છે, કારણ કે તેને સમજાયું છે કે અણુબૉમ્બ વિનાશને પંથે છે. અને અણુબૉમ્બ એકલા પશ્ચિમને જ નહીં પણ આખી દુનિયાને વિનાશને માર્ગે લઈ જશે. બાઇબલમાં ભવિષ્ય ભાખ્યું છે કે, દુનિયાનો પ્રલય થશે તે સાચું પડશે, જો આપણે જાગ્રત નહીં રહીએ તો. એટલે આજે પાપનો પરિચય કરાવો અને સત્ય, પ્રેમ, અહિંસા દ્વારા તેમાંથી ઊગરવાનો માર્ગ બતાવો. આપણા પૂર્વજોએ આપેલા આ વારસાને આપણે ચોતરફ ફેલાવીએ, અને પ્રભુ આપણને તે શક્તિ આપે એ જ પ્રાર્થના!"

બાપુજીનો શબ્દે શબ્દ સ્પષ્ટ સંભળાતો હતો. પરભાષા ન સમજી શકે તેઓ પણ સંપૂર્ણ શાંતિથી પોતાના ખંડના (એશિયાના) આ મહાપુરુષની વાણી સાંભળવા એકકાન થયા હતા, અને ભક્તિપૂર્વક સાંભળતા હતા. પૂરી શાંતિ હતી. બાપુજી વાક્યે વાક્ય તોળી તોળીને બોલતા હતાં. તેનો શબ્દે શબ્દ લખી શકાતો હતો.

બાપુજીનું ભાષણ પૂરું થયુ કે બાપુજી ઊઠ્યા, અને હું પણ બાપુજી સાથે જ ગઈ. બાપુજીએ તો મને જોવા માટે બેસવું હોય તો કહ્યું, પણ એમને મારે દૂધ આપવાનુ હતુ એટલે જોવાનો લોભ જતો જ કરવો જોઈએ.

બાપુજીએ મને પુરાણા કિલ્લામાંથી ઘેર આવતાં મોટરમાં એક વાત કહી, જે તરફ કદાચ બહુ જ ઓછા માણસોનું ધ્યાન ગયું હોય. મારું તો ધ્યાન પડયું જ ન હતું. મને પૂછ્યું, કેવું લાગ્યું? મેં આખું વર્ણન કર્યું. પછી બાપુજી કહે, "તારી આંખે જે નથી જોયું તે કરુણ દશ્ય મારી આંખે મેં જોયું. તેમાં કામ બજાવી રહેલી સ્વયંસેવિકાઓ જાત જાત અને ભાત ભાતનાં રેશમી, વિલાયતી કપડાંઓ પહેરી

પાણી વગેરે મહેમાનોને આપી રહી હતી. અને મેં જોયું કે, મોટા ભાગની છોકરીઓના હોઠ, ચહેરા, પફ પાઉડરથી લપરડાયેલા હતા. અને જ્યારે બીજી તરફ જેટલાં પ્રતિનિધિ સ્ત્રી, પુરુષો, છોકરાંઓ કે છોકરાઓ હતાં, તેઓ પોતાના જ પોશાકમાં સજ્જ હતાં. આની બહુ અસર પડી શકે છે. જો એ જ છોકરીઓ ખાદીના પોશાકમાં (યુનિફોર્મમાં) અને બિલકુલ સાદી રીતે સજ્જ થઈ હોત, તો એક ભવ્ય છાપ મહેમાનો ઉપર પડત. કૉંગ્રેસના અધિવેશનમાં જેવી સ્વયંસેવિકાઓ હોઈ શકે તેવી જ આમાં હોવી જોઈએ."

મને થયું કે બાપુજીની આંખ પણ ગજબ કામ કરે છે. આ રીતે દૂર બેઠાં બેઠાં પ્રેક્ષક વર્ગમાં ફરજ બજાવી રહેલી બહેનોની કરુણ વાત ધ્યાન પર લઈ મને કહી.

ત્યાંથી આવીને બાપુજી દૂધ વગેરે લઈ લખવા બેઠા. ૧૧ વાગ્યા સુધી કામ કર્યું. ૧૧ વાગ્યે પથારીમાં પડ્યા. ફરવાનું ૧૦ વાગ્યા પછી થયું. ખાનસાહેબ ૧૧ વાગ્યે બાપુજીના પગ દબાવી સૂતા.

૩-૪-'૪૭

**ભંગીનિવાસ, નવી દિલ્હી**

પ્રાર્થના પછી દાતણ કરતાં . . .ના આપણા એલચી સંબંધી વાતો થઈ. તેઓ ત્યાં અઢળક ખર્ચ કરે છે. દારૂ વગેરે પીવાનું પણ વધ્યું છે. આ સમાચારથી બાપુજી દુઃખી થયા. બાપુજી કહે,

"પરદેશ જઈને આપણે આપણી જ્યોત વધુ જ્વલંત કરવી જોઈએ. આપણી તરફ પરદેશીઓ અભ્યાસની દૃષ્ટિથી જુએ છે. તેને બદલે આપણે તેઓના રંગમાં રંગાઈ જઈએ છીએ. તેઓને આપણા રંગમાં રંગવા જોઈએ. દા. ત. ત્યાં ખાદી પહેરવાનો જ આગ્રહ રાખવો, નિયમિત કાંતવું, પ્રાર્થના કરવી, દારૂ, સિગારેટ, અને ચા વગેરે પીણાં ન પીવાં, શક્ય હોય તો શાકાહારી જ રહેવું. જેટલી સાદાઈથી રહેવાય તેટલી સાદાઈથી આપણી ઢબે રહેવું. આવું બધું જો આપણે કરીશું તો ત્યાંની પ્રજામાં એક પ્રકારની ભાત પાડી શકીશું અને દેશનું ગૌરવ વધારી શકીશું. ત્યાંના લોકોને આપણી આવી રહેણીના ફાયદાઓ બતાવવા, આપણા તરફના એલચી કે પ્રતિનિધિ ત્યાં નિમાય, કે ત્યાંના પ્રતિનિધિઓ અહીં

આવે, આ પ્રતિનિધિનો સાચો અર્થ શો છે? તે એ કે, એ પ્રતિનિધિ દ્વારા જ તેની રહેણીમા, તેના વર્તાવમા, તેના પોશાકમા, તેના ખાવા-પીવામાથી દેશની સસ્કૃતિ શી છે તેનુ દર્શન આખા દેશને થાય અને તે તેના લાભો ઉઠાવે આમ પરસ્પર લાભો ઉઠાવે એટલે મૈત્રી થાય, અને મૈત્રી દ્વારા વિશ્વશાતિ થાય અને તેથી માનવીમાત્ર સુખશાતિ અને પ્રગતિમા જીવન વિતાવે પ્રત્યેક દેશમા પ્રતિનિધિ સ્થાપવાનો મૂળ હેતુ મારી દૃષ્ટિએ આ છે બાકી તો પ્રતિનિધિ દ્વારા વેપારમા અને એ રીતે આર્થિક તથા આતરરાષ્ટ્રીય જે લાભ દેશને થાય તે તો થાય જ પણ તાત્પર્યની મુખ્ય વાત તો પહેની છે એટલે આપણા પ્રતિનિધિમા ક્યાય કોઈ જાતની મદી ન આવે તેનું ધ્યાન રાખવુ જ જોઈએ તો જ આપણે શોભીશુ અને આખી દુનિયામા આપણે પચાત ગણાઈએ છીએ તે સ્થાન મોખરે આવશે અગ્રેજીમા કહેવત છે કે, મિલકત ગુમાવીશુ તો પાછી મેળવી શકીશુ શરીર જેણે ગુમાવ્યુ તેણે કઈક ગુમાવ્યુ છે, પણ જેની આબરૂ ગઈ તેનુ સર્વસ્વ ગયુ સમજવુ ’

બાપુજીનો બાકીનો ક્રમ નિયમ મુજબ ચાલ્યો ફરવાના સમયે મૌનાના સાહેબ, રાજેન્દ્રબાબુ રાજકુમારીબહેન હતા એશિયન કોન્ફરન્સમા જવાહરલાલજીની અપૂર્વ – અજોડ સફળતા છે બધા જ પ્રતિનિધિઓ તેમના મુક્ત કઠે વખાણ કરે છે

સ્નાનાદિથી પરવાર્યા બાદ તિબેટના પ્રતિનિધિઓ બાપુજીને મળવા આવ્યા પ્રો મેટ્નીન પણ હતા થેઈજી શાકુએ સુદર ગાલીચા, બુદ્ધ દેવની મૂર્તિઓ અને રેશમ બાપુજીને અર્પણ કર્યું દલાઈ લામાના કાગળો પણ આપ્યા

જાપાનના માણસો પણ આવ્યા તેમા નાની નાની બાળાઓ પણ હતી એક બાળા ૧૩–૧૪ વર્ષની હશે તેને પણ બાપુજીને કઈક આપવાનુ મન થયુ પોતાના હાથરૂમાલની એક પર્સ બનાવી, અને તેના પર તે જ વખતે સુદર ભરતકામ ત્યા જ બેસીને (બાપુજીના ઓરડામા એક ખૂણે બેસીને) કર્યું અને બાપુજીને તે અર્પણ કરવા ગઈ પણ બાપુજીએ દુભાષિયા દ્વારા કહ્યું, “મારી પાસે તો આમા રાખવા એક રાતી પાઈયે નથી ” પેલી છોકરીએ મહેનત કરી હતી

તેથી જરા હતાશ થઈ, પણ તુરત જ કોઈક પાસેથી ૧૦૦ રૂ. મેળવી અંદર નાખીને બાપુજીને ધર્યા. બાપુજી ખડખડાટ હસી પડ્યા અને કહ્યું, "દોસ્ત! આ પૈસા અમારા દેશની તારા જેવડી નાની નાની ગરીબ છોકરીઓના ઉત્કર્ષમાં વાપરીશ. ઠીકને!" પેલી અત્યંત ખુશ ખુશ થઈ ગઈ.

અને જપાનનાં બાળકોએ બાપુજીના ધોતિયાના માપના હાથે કાંતેલ અને હાથે વણેલ શુદ્ધ ખાદી – રેશમના બે ટુકડા બાપુજીને અર્પણ કર્યા. બાપુજી સહુ સાથે હાથમાં હાથ મિલાવતા. પોતાનો રેંટિયો પણ આ બાળકોને બતાવવાનું મને કહ્યું.

બાળકોને બાપુજીએ ખાખરાના ટુકડા કરી અર્ધો અર્ધો ખાખરો પણ ખાવા આપ્યો. કાજુ દ્રાક્ષ પણ આપ્યાં. (બાપુજીનો જમવાનો સમય હોતાં હું થાળી લઈ આવી હતી તેમાંથી આ બધું આપ્યું.) બાળકો તો ખુશ ખુશ થઈ ગયાં. પ્રેમથી બાપુજીના હાથની પ્રસાદી તેમણે વંદન કરીને લીધી.

બર્માનાં બાળકોએ સુંદર પેટી આપી, અને એક નાનકડો બેસવાનો ગાલીચો આપ્યો. એક બાળકે રેંટિયાના પ્રતીકનું રમકડું બાપુજીના હાથમાં આપ્યું અને પછી કહે, "આ મહાત્મા ગાંધીજી હિંદુસ્તાનના રાષ્ટ્રપિતા કાંતે છે." ઓરડો હાસ્યથી ગાજી ઊઠ્યો. કાલીઘેલી ભાષામાં અને બાળકોએ પ્રેમથી અર્પેલી આ ઐતિહાસિક પ્રસાદીઓ હતી, જે મોટી મોટી પ્રસાદીઓથી ચડી જતી હતી. એટલે મોટા મોટા ગાલીચાઓ અને બીજું બધુ બાપુજીએ બિરલાજીને સોંપ્યું. પણ હું પણ બાપુજી પાસે બાળક હોવાથી, આવી ઐતિહાસિક ચીજોનો સંગ્રહ કરવાનો મને શોખ છે, તેમ જ આ બધાં પરદેશી બાળકોની સાથે મારી ઓળખાણ કરાવી ત્યારે જ બાપુજીએ કહી દીધું હતુ, એટલે આ બાળપ્રસાદી આજે મારી પાસે ચિરસ્મરણીય રૂપે રહી છે.

ભોજનમાં નિયમ મુજબ ચાલે છે. એક વાગ્યે આરામ કરી ફળનો રસ લીધો. ૨–૨૦ વાગ્યે અરુણાબહેન અસફઅલી સાથે વાઈસરૉયને મળવા ગયા. ગરમી તો ખૂબ જ વધતી જાય છે.

૪ વાગ્યે બાપુજી પહેલાં પાંચેક મિનિટ જવાહરલાલજી આવ્યા. બાપુજી હજુ આવ્યા ન હતા. પંડિતજીએ કૂદવાની દોરી ખૂણામાં જોઈ તે લઈ પોતે કૂદવા માંડ્યા. મને કહે, "તારે રોજ સવારમાં ૧૦૦ કૂદકા મારવા જોઈએ અને ઉપર દૂધ પી જવું. તો તુ પહેલવાન બની જઈશ. તાવ વળી કેમ આવે? અને આવી જુવાન છોકરીને શરદી પણ શાને થાય?" ત્યાં જ બાપુજીએ ઓરડામાં પગ મૂક્યો. અને જવાહરલાલજીના હાથમાં દોરી જોઈ બાપુ કહે, "કેમ બંને જણાં કૂદવાની હરીફાઈ કરો છો કે?" બધાં હસી પડ્યાં.

જવાહરલાલજી હસતા હસતા કહે, "આ છોકરીને દોરી કૂદવાના લાભનો ઉપદેશ આપતો હતો. જો એ પ્રમાણે કરે તો શરદી કે તાવ વારંવાર આવે છે તે ભાગી જ જાય. આસન પણ કરવાં જોઈએ."

બાપુજી કહે, "સાવ સાચી વાત છે." બાપુજી પોતાના ઈંગ્લંડના અનુભવની વાત કહેવા લાગ્યા કે, "ઘણી સખત ઠંડી હતી. મારી પાસે એટલાં ગરમ કપડાં પણ ન હતાં. નાહ્યા વગર તો ગમે નહીં. તેથી હું ખૂબ દોડતો, જેથી શરીરમાં ગરમી આવી જતી. જો હું મારી તબિયત ઈંગ્લંડમાં સરસ રાખી શક્યો હોઉં તો કસરતના પ્રતાપે. લોકોને એમ થતું કે, હું માંસાહારી નહીં થાઉં તો નભી જ નહીં શકું."

બે પાંચ મિનિટ આવી આનંદની વાતો ચાલી કે બાપુજી ગાદી પર જેવા બેઠા તેવા રાજદ્વારી કોયડા ચર્ચાવા શરૂ થયા. ઘડીક પહેલાં શરીરના આરોગ્યની વાતો ચાલતી હતી તે હવે દેશના આરોગ્યની વાત ચાલી.

પંડિતજી તો પ્રાર્થનાના સમય સુધી બેઠા. પ્રાર્થનામાં જતાં પહેલાં મહેતર યુનિયનના પ્રમુખનો પત્ર મળ્યો કે બાપુજીએ અહીં ન રહેવું. આ સંબંધી તપાસ કરાવી તો ખબર પડી કે, લખનાર ભાઈ તો કોઈક જુદી જ વ્યક્તિ છે અને 'પ્રમુખ' પણ કોઈ જુદા છે, જેને આ સબંધી ખબર પણ નથી.

બાપુજીએ જતાં જ શ્રોતાઓને સંબોધીને આ આવેલ પત્ર સંબંધી કહ્યું કે, "તમે જુઓ તો ખરા કે મારા જેવા બુઢ્ઢા આદમી ઉપર કેવી ગુજરી રહી છે!

"હવે મારે તમને થોડીક વાતો કહેવી છે, અને પછી તમે ના પાડશો તો હુ પ્રાર્થના નહી કરુ મને કહેવામા આવ્યુ છે કે, હુ પ્રાર્થના ભલે કરુ પણ કુરાનની આયત ન પઢુ પણ હુ એવી રીતે બન્યો નથી શુ હુ મારી જીભ કાપીને પ્રાર્થના કરવાનો હતો? ભલે મારુ માથુ ધડથી જુદુ થાય, પણ હુ પ્રાર્થના છોડવાનો નથી જેને પ્રાર્થના ન સાભળવી હોય તે અહી ન આવે

"મારા સાભળવામા એક વાત આવી છે હુ જાણતો નથી કે ખરી છે કે ખોટી આશા તો રાખુ કે ખોટી નીવડે, કે અહી જેઓ વિઘ્ન કરે છે તેઓ હિંદુ મહાસભાવાળા છે અહીં જેટલા યુવાન ભાઈઓ રહે છે તે સવારના વ્યાયામ કરે છે, મીઠી પ્રાર્થના કરે છે, મારી સાથે મહોબત રાખે છે અને આજે તેમના નેતા સાથે પણ વાતો થઈ તેમણે કહ્યુ કે, 'અમે તમારી અહિંસામા માનતા નથી, પરતુ કોઈની સાથે દુશ્મનાવટ કરવા આ સઘ નથી બનાવ્યો અમે તો કોગ્રેસના કેદી છીએ જ્યા સુધી કોગ્રેસ અહિંસાનો આદેશ કરશે ત્યા સુધી અમે અહિસક જ રહેવાના છીએ' આ વાતો સઘના નેતાએ મને કહી છે અને હુ રાજી થયો છુ છતાય તમારી સાથે ઝઘડો કરીને જો હુ અહી ઈશ્વરનુ નામ લઉ, તો ઈશ્વરનુ રટણ તો રટાશે પણ તે કામ શેતાનનુ થશે હા, તમારામાના બધા જ (બહુમતી) જો એમ કહેત કે પ્રાર્થના ન કરો, તો તો હુ જરૂર પ્રાર્થના કરત, અને કહેત કે મારુ ખૂન કરી શકો છો પણ હજારો માણસોની વચ્ચે કેવળ બે પાચ જ માણસો મને પ્રાર્થના કરવાની ના કહે છે, અને એને કદાચ તમે દબાવી દો અને હુ પ્રાર્થના કરું એ શેતાનીનું કામ થયુ ગણાય

"મારી પ્રાર્થના જગતના દેખાવને માટે નથી, મારી પ્રાર્થના શાતિને માટે છે મનમા ક્રોધ ભર્યો હોય અને મોઢેથી પ્રાર્થના કરીએ તો તેનાથી કાઈ નથી વળતુ"

બાપુજીએ આટલુ કહીને પૂછ્યુ કે, તમે બધા હર્ષથી કહેતા હો કે પ્રાર્થના કરો તો જ હુ કરીશ પણ એક નાનકડુ બચ્ચુ પણ ના પાડશે તો નહી કરુ પણ તમે બધા જ (બહુમતી) ના કહેશો તો કરીશ

લગભગ ત્રીસેક ભાઈઓએ ના પાડી. અમે ઊઠવા લાગ્યા ત્યાં શોરબકોર મચ્યો. "બાપૂ, હમેં પ્રાર્થના સુનની હૈ, પ્રાર્થના હોને દીજિયે સબ મુખાલિફ નહીં હૈં, આપ જરૂર પ્રાર્થના કીજિયે"

બાપુજી–"ના કહેવાવાળાં વધ્યાં છે, પણ આજે તો હું પ્રાર્થના નહીં કરુ, કેમ કે મારે હમણાં તમારા હાથે મરવુ નથી. કામ કરવું છે."

પણ અવાજ તો એટલો બધો વધ્યો કે બાપુજીને ત્યાંથી નીકળવુ મુશ્કેલ થઈ પડયું બાપુજીએ કહ્યું, "નોઆખાલીમા કોઈ દહાડો પ્રાર્થના તેમ જ રામધૂન બંધ નહોતી રહેતી. જેઓને પોસાતુ નહીં તેઓ ચાલ્યા જતાં હવે પોલીસ આ ભાઈઓને હેરાન ન કરે તેનું ધ્યાન રાખવાનું છે."

બાપુજીને બીજા લોકો કહે, "આપ પ્રાર્થના કરો, અમે આપની સાથે મરીશું, પણ અમારે પ્રાર્થના સાંભળવી છે"

બાપુજી કહે, "તમે મરવા તૈયાર થાઓ છો તો મારી શરત પ્રમાણે, તમારી શરતે નહીં. મરવાની રીત હુ શિખવાડતો આવ્યો છું, અને શીખી રહ્યો છુ. અત્યારે આ સમય નથી. ગુસ્સાંથી ન મરવું જોઈએ. સમજપૂર્વક મરવું જોઈએ. આ તો કેવળ ગેરસમજૂતી ચાલી રહી છે કે, હું બધુ બગાડી રહ્યો છુ, ધર્મનાશક છું. ત્યારે હું આટલા વર્ષના ધર્મના અભ્યાસ પછી કહુ છુ કે, મારા હિંદુ ધર્મમાં સર્વ ધર્મનો ઉપસંહાર ભર્યો છે. હુ જાણુ છુ કે, પંજાબના બનાવથી બધાનું દિલ ઊકળી રહ્યું છે, તો શુ મારુ દિલ નહીં ઊકળતુ હોય એમ માનો છો?"

કેટલાક પંજાબી ભાઈઓ કહે, "આપ આ થોડા લોકોની વાતો કેમ સાંભળો છો? ખરી વાત તો એ છે કે, એ લોકોને તોફાન જ કરવું છે. એ લોકોને પંજાબ સાથે કશી જ નિસબત નથી, તેમ નથી એ લોકો પંજાબી દુ:ખી તો અમે છીએ કે, અમારી ઉપર અસહ્ય દુ:ખ આવી પડયું છે. છતાં અમે આપના બે શબ્દો સાંભળી પવિત્ર થવા અને આશ્વાસન લેવા આવ્યા છીએ. અમે કહીએ છીએ કે, આપ અમારી ઉપર કૃપા કરીને પ્રાર્થના કરો, તો મોટી મહેરબાની."

બાપુજી — "તમારી વાત સાચી છે, પણ એ લોકોને સમજવાનો અવકાશ આપવો જ જોઈએ. સહુ શાંતિથી મનમાં ઈશ્વરનું સ્મરણ કરો કે, એ ભાઈઓને ઈશ્વર સુમાર્ગે દોરે, સન્મતિ આપે, ઈશ્વર સહુનું ભલું કરે."

અમે અંદર આવ્યાં. બાપુજી ખૂબ થાકયા છે. અત્યારે ખૂબ વિચારમાં છે. આજે જનહું બાપુજી પાસે રામાયણની ચોપાઈ વાંચતી હતી તે પરથી બાપુજીએ કહ્યું કે, હું તો રામાયણનો પૂજારી છું. એ મહાગ્રંથમાં ખૂબ જવાહિર પડયું છે, એમાંથી હું ઘણું શીખ્યો છું. અને ખાસ કરીને લડવાની રીત. તેના બળે જ હું આટલું ઝઝૂમી શકું છું રામ રાવણનું યુદ્ધ ચાલતું હતું ત્યારે વિભીષણે પૂછ્યું કે ભગવાન, તમારી પાસે તો કોઈ રથ નથી, અને કેમ લડાઈ જિતાશે?

रावण रथी विरथ रघुवीरा देख बिभीषण भयो अधीरा ।
अधिक प्रीति उरमा सदेहा, वदि चरण कह सहित सनेहा ।।
नाथ, न रथ नहिं तनु पद पाना, केहि विध जीतब रिपु बलवाना ।
सुनहु सखा कह कृपा निधाना, जेहि जय होय सो स्यदन आना ।।
शौरज धीर जाहि रथ चाका, सत्य शील दृढ ध्वजा पताका ।
बल विवेक दम परहित घोरे क्षमा दया समता रजु जोरे ।।
ईश भजन सारथि सुजाना, विरती चर्म संतोष कृपाना. ।
दान परशु बुधि शक्ति प्रचडा, वर विज्ञान कठिन कोदण्डा ।।
सयम नियम शिली मुख नाना, अमल अचल मन मोज समाना ।
कवच अभेद विप्रपद पूजा दुहि सम विजय उपाय न दूजा ।।
सखा धर्ममय अस रथ जा के, जीतन कहे न कतहु रिपु ताके ।।
महाघोर ससार रिपु, जीति शकै को वीर ।
जाके अस रथ होय दृढ, सुनहु सखा मती धीर ।।

આ ચોપાઈઓને બાપુજીએ જીવનમાં ઉતારીને જીવંત દાખલો બેસાડયો છે. અત્યારના વાતાવરણની સામે બાપુજીનું આવું વલણ છે.

રાતે બાપુજીએ થોડાક આંટા માર્યા. ૯-૩૦ પથારીમાં પડ્યા. ખૂબ થાકેલા છે. ખાનસાહેબે પગ દબાવ્યા. મેં તેલ ઘસ્યું. બાપુજીએ

ખાનસાહેબ સાથે થોડી વાતો કરી. "ઝીણાસાહેબનું વલણ અણનમ છે એમ લાગે છે. પંજાબની અસર સરહદ પ્રાંતમાં પણ પહોંચી છે."

હું પણ હવે ૧૦॥ થયા એટલે મારા કામકાજથી પરવારી સૂવા જાઉં છું. હમણાં જ ભાઈસાહેબે કહ્યું કે ત્રણેક જણાને ગિરફતાર કર્યા છે.

૪-૪-'૪૭
ભંગીનિવાસ, નવી દિલ્હી

૩-૩૦ બાપુજી ઊઠ્યા. ભાઈસાહેબે દાતણ કરાવી લીધા પછી બાપુજીએ મને ઉઠાડી (તાવની અશક્તિ હોવાથી). નિયમ મુજબ પ્રાર્થના વગેરે ચાલ્યું. દસ મિનિટ મારો લેખિત ગીતાપાઠ લે છે અને અંદર પોતે સહી કરી આપે છે. . . . માલિશ સમયે જ મૌલાના સાહેબ બાપુજી પાસે બેઠા હતા, એથી માલિશમાં બહુ મોડું થયું. બાપુજી માલિશમાં કહે, "મને લાગે છે કે ઈશ્વર મને ઝાઝો વખત જીવવા નથી દેવાનો!"

બાપુજી ખૂબ જ ગંભીર વિચારોમાં હતા. લગભગ પોણો કલાક માલિશમાં સૂતા. ઊઠીને કહે, "આ પ્રાર્થનામાં હમણાં હમણાં જે થઈ રહ્યું છે તેમાં મારી શુદ્ધિનો જેટલો આધાર છે અને જેટલી શુદ્ધિ હશે, તેટલો હું સફળ થઈશ, તેટલી જ જવાબદારી તારી પણ છે. મારા કાર્યનો તાળો તારે માથે છે. નોઆખાલી ભલે છોડયું, પણ 'યજ્ઞ' તો એ જ છે. મારી પરીક્ષા તો છે જ, પણ તું વધારે શળી ઉપર છો, કારણ કે પ્રાર્થના કરાવનારની પણ અસર પડે છે. એક અણુ જેટલી પણ બેદરકારી ન હોય તો તારી નાખોરી ફૂટ્યા કરે છે તે બંધ થવી જ જોઈએ. જેટલી કાળજી મારી રાખે છે, મારી ચીજવસ્તુની રાખે છે, તેટલી જ કાળજી તારે તારી પોતાની રાખવી જોઈએ. કારણ કે તું પણ એમાંની જ એક છે. તો જ તું સફળ થશે."

રાવળપિંડીના કેટલાક ભાઈઓ આવ્યા તેમણે કહ્યું, "એક હજાર માણસોમાંથી ૧૬ માણસો છૂપા રહ્યા તેથી તેઓ બચી ગયા. આપ બતાવો કે અમારે હવે કઈ રીતે જીવવું? હાથે કરીને મોતના મોંમાં જઈએ તેના કરતાં કંઈક કરીને મરીએ તે સારું

નહી ? આપ આવો તો કઈક શાતિ થાય આપ કહો છો કે હથિયાર ન વાપરવુ તો અમારે કઈ રીતે બચાવ કરવો ? એ લોકો તો બધા દેખે છે તેવા જ મારે છે હજુ ગામડામા પણ એ જ સ્થિતિ છે કે અમને દેખે તો માર્યા વગર ન રહે પ્રાર્થનામા જે લોકો રોકાય છે તેઓ તો તોફાન કરવાના ઇરાદાથી જ " પજાબ પ્રાતિક કોંગ્રેસના પ્રમુખ ડૉ લાનસિગજી, ડૉ કિચલુ સાથે ૧૫ ભાઈઓ હતા

બાપુજી — " પજાબ આખુ જો વગર સામનો કર્યે મરી જશે તો અમર થઈ જશે મરવુ તેમા મારવા કરતા વધુ બહાદુરી છે મારી શરત તો એ જ છે કે, મારી નાખે પણ આપણે હથિયાર ન ઉપાડવુ પણ તેને બદલે તમે તો હથિયારો ઉપાડો છો અને પછી મને કહો છો કે ચાલો પણ મારુ કોણ માને છે ? મારુ કહ્યુ માનો તો હુ બેઘો મ્હેગ તમને સહુને શાત કરી દઉ એક હજાર મર્યા, પણ બહાદુરીથી નહી. મોળ છૂપા રહી ગયા તેણે જો રણમેદાનમા પડીને એમ કહ્યુ હોત કે અમને પણ મારી નાખો, તો મને ગમત અહિસાના રણમેદાનમા જો તમે લડવા માંડો તો તમારી જીત જ થવાની છે પણ તમે કાયર બની જાઓ છો એ તો જરાયે ગમતુ નથી કાયર બનવા કરતા હિસાત્મક રીતે તમારો બચાવ કરો

" એક દિવસ એવો હતો કે મારો પડયો બોલ ઝિલાતો આજે એવુ નથી મરવાનુ તો માણસને છે જ જન્મ મૃત્યુ માટે જ છે મૃત્યુ એ જ માણસનો સાચો મિત્ર છે એક સિક્કાની બે બાજુ છે

" બિહારમા આપણે શુ કર્યું ? માણસ જો પોતાની ભૂલને પર્વત જેવી ગણી, બીજાની બનને અણુ જેટલી કરે, તો જ તેનુ નામ માણસાઈ

" તમારે જાણવુ જોઈએ કે, ૃ તો એવા ગામડાઓમા ગયો છુ કે જ્યા મરવા સિવાય બીજું કાંઈ જ ન હતુ અને તેમ જતા મારા મનમા પજાબ જવાનું હશે તો જાઉ પણ ખરો પણ આજે હું અહી બેઠો બેઠો એ કામ કરું છુ બિહારને મે કઈક ઠડુ પાડયું છે એમ ૃ માનું છુ ઈશ્વરકૃપાએ જ થયુ છે એની કૃપા વગર તો કઈ જ નથી બનવા પામતું મે તો માસ્તર તારાસિગને પણ કહ્યુ

કહ્યુ કે, ગુરુ ગોવિન્દસિંહનો સાચો વારસ હું છું, તમે નહીં . . . આ તમે શાંતિથી સમજો તો જ થાય."

અત્યારે બપોરના ૨ા વાગ્યા છે, બાપુજી વાઈસરૉયને મળવા રાજકુમારીબહેન સાથે ગયા છે. ભોજન, કાંતવાનુ વગેરે રોજની જેમ ચાલે છે.

સવારના બાપુજીએ મને કહ્યું કે, "પ્રાર્થના નથી થતી તેનું કારણુ આપણી ક્યાંક મલિનતા છે. પણુ આપણે તે જોઈ શકતા નથી." આજે સાંજે પ્રભુ કરે અને પ્રાર્થના થાય તો સારું. આખો વખત પ્રભુને એ જ સ્મરણુ કરી રહી છું કે, હે પ્રભુ! આ યજ્ઞમાં મેં તનથી અને મનથી જો બાપુની સેવા કરી હોય તો તુ લોકોને સન્મતિ આપ કે સાંજે પ્રાર્થના થાય.

૪ થી ૭ વચ્ચેનો ગાળો ભંગી કૉલોનીમાં 'અને અહીં વાલ્મિક મંદિરમાં ખૂબ જ રળિયામણો લાગે છે. અનેક લોકો પ્રાર્થના માટે આવે અને જાય. અનેક નવા નવા માણસોને મળવાનુ થાય છે. અને જેમ કોઈક તહેવારના પ્રસંગોએ આપણા ગામમાં અમુક જગ્યાએ મેળો ભરાય, તેવું વાતાવરણુ અહીં થઈ જાય છે. બાપુજી તો વાઈસરૉય સાહેબ પાસે ગયા હોય એટલે ભાવુક લોકો બિચ્ચારા એમના એકડના ઓરડાને જોઈને પાવન થાય છે. એટલુ જ નહીં પણુ મારા જેવું કોઈક ત્યાં દરવાજે ઊભું હોય તો એમ પણુ પૂછે કે, ગાદીતકિયાને અડી પ્રણામ કરી ચાલ્યા જાય. પણુ એવી રજા આપવામાં જોખમ રહે છે. કારણુ કે બાપુજીની એકડની આસપાસ અનેક ઉપયોગી કાગળો અને અનેક જાતનું બીજું સાહિત્ય પડેલું હોય છે. લોકોને ના પાડતાં મન પણુ દુભાય છે. ઘડીભર એમ પણુ થાય છે કે, જેઓને ચોવીસ કલાકનો સતત સમાગમ બાપુજીનો મળે છે તેઓને હસવું આવે કે ગાદીતકિયાને અડીને શું ચાળા કરતા હશે? પણુ "ખાખરાની ખિસકોલી સાકરનો સ્વાદ શું જાણે?" એના જેવી હાલત મારા જેવીની છે હમણાં જ થોડી વાર પહેલાં પંજાબની બે ઘરડી બહેનો અને બાળકો આવ્યાં. આ બાળકોમાં એકનો એક પૌત્ર અને પૌત્રી હતાં. દીકરા વહુનો પત્તો નથી. હુલ્લડ થયુ અને આ

બે ડોસીઓ ભાગી બે ડોસીઓમા પણ એક હિદુ પંજાબણ છે, અને એક મુસલમાન છે વર્ષોના પડોશીઓ હતા માઉન્ટગોમરીમા (ગુજરાનવાલા જિલ્લાના) એ કહેતા હતા કે, "જ્યારથી અમે પરણ્યા છીએ ત્યારથી અમે સાથે જ છીએ એ બને ડોસીઓના સસરાને સગા ભાઈઓ જેવો વ્યવહાર હતો એટલે ડોશીઓએ દેરાણી જેઠાણીનુ સગપણ બાધેલુ, પણ વ્યવહારમા સગી બહેનો જેવી છે આ બને ડોશીઓના ધણી ઘણા વખતથી ગુજરી ગયા. પેલી મુસલમાન ડોશીને તો કઈ જ બાળક ન હતુ આ હિંદુ ડોશીને એક જ દીકરો અને તેના એક દીકરી દીકરો એમ બે બાળકો આ લોકો નિરાશ્રિત કેમ્પમાથી બાપુજીના દર્શને આવ્યા કોઈ કે એને કહ્યુ કે, હુ મહાત્માજીની પૌત્રી છુ અને એમની સેવામા છુ 'દેવ કરતા પૂજારીનુ માતમ વધે' એ કહેવત મુજબ બિચારી બને ડોશીમાએ મને પ્રેમથી ચાપી અને બધી વાત કરી પેલી મુસલમાન ડોશી હિદુ થઈને હિદુના કેમ્પમા જ રહે છે પોતાના ઘરબાર છોડ્યા, દીકરા વહુનો પત્તો નહી આખમાથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો હતો હીબકા ભરતા પોતાની દુખી કહાણી સભળાવી અને મ્હ્યુ કે, કોઈક પાપ આડુ આવ્યુ કે જેથી અમારી ઉપર આ આપત્તિ પડી હવે બાપુજીના દર્શન કરી પાવન થવુ છે બીજી કાઈ ઇચ્છા નથી હુ તો આ વાત સાભળી ચકિત થઈ ગઈ વાહ બાપુના ભક્તો!! મે કહ્યુ, માજી! બાપુજી પ્રાર્થનામા આવશે ત્યારે તમે જોઈ શકશો

માજી — એમ નહી બેટા!! અમારે તેમના ચરણસ્પર્શ કરવા છે અને મારી આ દીકરી તથા દીકરા પર હાથ ફેરવે એટલે એનો બેડો પાર પણ ગાધીજી ક્યા બિરાજે છે?

મે પડદો ઉઘાડીને કહ્યુ, 'સામો ગાદી તકિયો છે ને, ત્યા બેસે છે'

"એમ નહી અમને ત્યા જવા દે અને ત્યા પગે લાગી આવીશુ"

મે કહ્યુ "માજી, તમને જવા દઉ તો મારાથી બીજા કોને ના પડાય?" એટલુ કહ્યુ અને બને ડોશીમાની આખો વળી ભરાઈ ગઈ મારાથી આ દશ્ય ન જોવાયુ એટલે અદર જવા દીધા એટલી

બધી ભક્તિ કે ખોળો પાથરીને પ્રણામ કરી પાવનતા અનુભવી તુરત જ તે લોકો બહાર નીકળ્યાં. અને મને અનેક આશીર્વાદ આપ્યા અને પ્રેમથી નવડાવી. મેં કહ્યું, "માજી મેં તો કશું જ કર્યું નથી." પણ જટાયુને જ્યારે રાવણે માર્યો ત્યારે પ્રભુનાં દર્શન માટે જ એ રામનામને જપતો જપતો પડ્યો. ભગવાન સીતાજીની શોધ માટે ત્યાં આગળથી નીકળ્યા અને જેમ જટાયુના મનની વેદના ટળી ગઈ, તેમ આ બન્ને ભક્ત ડોશીઓ ગાદીને પ્રણામ કરીને આનંદિત થઈ ગઈ.

બાપુજી વાઈસરૉય હાઉસથી પાછા ફર્યા. અર્ધી ડાયરી તો બપોરના લખી હતી. બાકીનો આ ભાગ રાતે બાપુજી સૂઈ ગયા પછી ૧૧ વાગ્યે લખું છું.

જે બે ડોશીમા આવ્યાં હતાં તેની વાત બાપુજીને સંભળાવી. અને પ્રાર્થનામાં જવા હાથ મેં ધોઈને બાપુજી બહાર નીકળ્યા ત્યારે તે બંને જણીને મળ્યા. માથે હાથ મૂક્યો અને ડોશીમાએ બાપુજીનો હાથ પકડી પોતાનાં બાળકો ઉપર વારંવાર ફેરવાવ્યો. છોકરો સાત વર્ષનો હતો, છોકરી પાંચ વર્ષની. શી ભક્તિ હતી!

રામાયણનો દોહરો બરાબર આજે નજરે નિહાળ્યો કે:—

कर सरोज शिरू परसेउ, कृपासिंधु रघुवीर;
निरखी राम छवि धाम मुख, विगत भजी सब पीर।

અને ડોશીમાના આશીર્વાદ મને તો એવા ફળ્યા કે, આજે ચાર દહાડે પ્રાર્થના થઈ. બાપુજીએ પ્રાર્થનાસ્થાન પર જતાં જ નિયમ મુજબ પૂછ્યું, તો એક છોકરાએ હાથ ઊંચો કર્યો. હું થરથર કાંપતી હતી. અને 'લજ્જા મોરી રાખો શ્યામ હરિ' એ રટણ ચાલતું હતું. તુરત જ મૂળચંદજી આર્ય—હિંદુ મહાસભાના ભાઈ ઊભા થયા અને તેમણે મજાનું હૃદયસ્પર્શી પ્રવચન કર્યું. તેમણે કહ્યું, "મહાત્માજીએ નિશ્ચય કર્યો છે કે, એક બચ્ચાનો વિરોધ થશે તોપણ તેઓશ્રી પ્રાર્થના નહીં કરે. પણ આ વસ્તુ આપણને શોભતી નથી. હું કહું છું કે મહાત્માજી મહાન પુરુષ છે. આપણા દેશમાં તો શું, દુનિયામાં આજે આવો પુરુષ કોઈ નથી. એ તો સહુ કોઈ એકી અવાજે કબૂલ કરશે જ. આપણું ધન્યભાગ્ય છે કે, મહાત્માજી જેવા

સંતપુરુષ આપણે આંગણે આવ્યા છે. તમને હું વિનંતી કરું છું કે આ વિરોધ અહીં ન કરો. આપણે લડવું હોય તો મહાત્માજી સાથે બીજે લડી લઈશું. ઈશ્વરપ્રાર્થનામાં દખલ ન કરો. આપણી શરમ છે કે, તેઓશ્રી ત્રણ ત્રણ દિવસ થયાં પ્રાર્થના નથી કરી શકતા."

આ પ્રવચન પૂરું થયા પછી પણ બાપુજીએ ફરી વાર પૂછ્યું, "હજુ કોઈ ને વિરોધ કરવાનો છે?" પેલા ભાઈ જેણે પહેલી વાર વિરોધ કર્યો હતો તે તો સમજીને બેસી ગયા. પણ બીજા એક ભાઈ ઊઠ્યા. બાપુજી કહે, "તો તમારી જીત અને મારી હાર. બાકીના પ્રેક્ષકોની હાર નથી. એની હાર તો તમને મારશે કે ગાળો દેશે તો જ થશે." ફરી શાસ્ત્રીજી ઊભા થયા અને સમજાવ્યુ. એ ભાઈએ કહી દીધુ, "અમને હરકત નથી, પ્રાર્થના કરો."

બસ આટલુ કહ્યુ અને મેં કોઈક અનેરા ઉત્સાહથી બાપુજી પ્રાર્થના કરવાનુ કહે તે પહેલાં જ "નમ્યો" શરૂ કરી દીધું અને આખી પ્રાર્થના નિર્વિઘ્ને સમાપ્ત કરી.

हरि तुम हरो जनकी भीर

द्रौपदीकी लाज राखी तुम बढायो चीर । हरि०

भक्त कारन रूप नरहरि धर्यो आप शरीर । हरि०

हरिनकश्यप मार लीन्हो धर्यो नाहिन धीर । हरि०

बूडते गजराज राख्यो कीयो बाहर नीर । हरि०

दास मीरा लाल गिरिधर दु ख जहा तहा पीर । हरि०

હરિએ ખરેખર આજે મારી તો ભીડ ભાંગી જ અને રામધૂન પણ ખૂબ સરસ ઝિલાઈ. બાપુજીએ પ્રવચનમાં કહ્યું, "આજે ઈશ્વરની કૃપાથી ચોથે દિવસે હુ પ્રાર્થના કરી શકયો છેલ્લા ત્રણ દિવસથી પ્રાર્થના નથી થઈ એમ કોઈ ન માને. તમે બધા ક્યાં ક્યાંથી અહીં પ્રાર્થનાના નિમિત્તે આવો છો? હુ પણ પ્રભુસ્મરણ કરવા જ અહીં આવું છું. તો દિલમાં તો પ્રાર્થના હતી જ. ભલે મોઢે ન થઈ અને જે ભાઈઓએ વિરોધ કર્યો હતો તેનો હુ હાર્દિક આભાર માનું છું, કેમ કે એથી મને મારું અંતરનિરીક્ષણ કરવાનું મળ્યુ મને કોઈ દિવસ પ્રાર્થના થશે

અંતરનિરીક્ષણ કરવાનો અનુભવ નક્કોતો પ્રાપ્ત થયો હું ત્રણ દિવસથી વિચારતો હતો કે હું કયાં છું ? મારા મનમાં અંદરથી જરાયે એ લોકો પર રોષ તો નથી થતો ? વગેરે અનેક વિચારો કરતો હતો. ભગવાન પોતાના ભક્તોની પરીક્ષા કરે છે અને અંતે હરિજનોની પીડા હરે છે, જે હમણાં તમે ભજન સાભળ્યુ. ભગવાનની અનહદ કૃપા કે આ પરીક્ષામાં હું ઉત્તીર્ણ થયો

"એક બીજી કસોટીમાથી પણ આજે બચી ગયો આ છોકરીએ પ્રાર્થના શરૂ કરી અને કોઈક જો અગમ્યે વિરોધ કરત તો હું કહેત કે, હવે તમે મારુ અને આ છોકરીનુ ગળુ કાપી શકો છો છોકરીને મે ધડી છે અને આશા છે કે, તે નોઆખાલી મારી પાસે મરવાની તૈયારીથી જ આવી છે એટલે મરી છૂટશે અને હું પણ રામ રહીમ રટતો રટતો અને હમણા ધૂન સાંભળી તેમ 'સબકો સન્મતિ દે ભગવાન' એમ કહેતો કહેતો જ મરુ

"નોઆખાલીની એક વાત કહું કે, ત્યા યાત્રાના પ્રારભથી અંત સુધી રામધૂન લેતા લેતા જ યાત્રા ચાલુ રહેતી ત્યાના લોકોને સમજાવ્યુ કે, રામ–રહીમ, ખુદા–ઈશ્વર વગેરે પ્રભુના જ નામ છે એટલું જ નહી પણ એ સર્વશક્તિમાનના કરોડો નામ છે જેને જે ઠીક લાગે તે લે

"અને આ અરબી પ્રાર્થનાનો અનુવાદ સંભળાવુ તો ખબર સુધ્ધા ન પડે કે આ અરબી પ્રાર્થના છે તો શુ મારી ભાષાને બદલે અરબી ભાષામાં પ્રાર્થના કરુ એમા હું ગુનેગાર ઠરુ ? તમે આવુ સંકુચિત મન રાખી હિંદુ ધર્મને નકામો ન બનાવો

"હું હમણા રોજ રોજ વાઈસરોય પાસે જાઉ છુ ત્યા ગપ્પાં મારવા નથી જતો તમારુ કામ કરવા જ જાઉં છુ. ત્યાં બિહાર, પંજાબ, નોઆખાલી, દિલ્હી—બધી જગ્યાનુ કામ કરી રહ્યો છુ મારી નજરમા મારુ નાનામા નાનુ કામ એ મોટામા મોટા કામ જેટલું જ મહત્ત્વનુ છે यथा पिंडे तथा ब्रह्मांडे એ સૂત્રને હું માનુ છુ પંજાબ, બિહાર કે નોઆખાલીમાં જ મારુ હિન્દુસ્તાન વસે છે ત્યાનુ કામ

નિયમ મુજબ પ્રાર્થનાદિ ચાલ્યું. સવારનો ક્રમ નિયમબદ્ધ ચાલે છે. રાજકુમારીબહેન, મૌલાના સાહેબ તથા રાજેન્દ્રબાબુ બરાબર ૭ વાગ્યે હાજર થઈ જાય છે. બંગાળી પાઠ તથા મારો ગીતાપાઠ પણ નિયમિત ચાલે છે.

બાથમાં હું બાપુજીની હજામત કરતી હતી ત્યારે બાપુજી ઘસઘસાટ ઊંઘી ગયા. લાંબા ટબ-બાથમાં ગરમ પાણીમાં પોતે લાંબા થયા અને માથા પાસે ટુવાલ મુકાવ્યો. મને તો બાપુજીની હજામત કરવાનું સારું ફાવી ગયું છે. એટલે બાપુજી નિશ્ચિંતપણે ઊંઘી ગયા. બરાબર પાંચ મિનિટ ઘસઘસાટ નસકોરાં બોલાવતા બોલાવતા ઊંઘ્યા. ઊંઘ પર બાપુજીનો આવો અજબ કાબૂ છે. ધારે ત્યારે, ધારે ત્યાં અને ધારે તેટલો જ સમય ઊંઘી શકે છે. નહીંતર એક શિખાઉ છોકરીના હાથમાં રેઝર મૂકીને પોતાની દાઢી છોલાવતા છોલાવતા કેમ આમ ઊંઘી શકે?

બપોરના ઇન્ડોનેશિયાના સહ્રર અને પંડિતજી આવ્યા. તેમની સાથે બીજા પરદેશી ભાઈઓ પણ હતા. તેઓએ કેટલાક સવાલો પૂછ્યા.

પ્રશ્ન — દુનિયા હિંસાથી સદંતર દૂર રહે અને તેમાં હિંદુસ્તાન કેટલો ફાળો આપી શકે?

બાપુજી — કૉંગ્રેસ જો અહિંસક પ્રયત્નમાં સફળ નીવડે તો આપોઆપ બાકીનું ઠેકાણે પડી જશે. બિહારના ઝઘડામાં તો કેટલાય કોંગ્રેસીઓ સંડોવાયાના સમાચાર છે. સાચુંખોટું હજુ ન કહી શકું. પણ આવી જૂઠી વાત પણ શા માટે ઊડી શકે?

પ્રશ્ન — સ્વતંત્ર હિંદની આર્થિક નીતિ, કાપડઉદ્યોગ વગેરે વિષે આપના શા વિચારો છે?

બાપુજી — દા. ત. કાપડ. હિંદુસ્તાનના લાભને માટે બીજા કોઈ દેશને ચૂસવાનું પાપ અમે નહીં કરીએ. કારણ કે શોષણથી થયેલી અમારી પાયમાલીનો અમને પૂરો અનુભવ છે. પરંતુ કોઈ પણ દેશ સ્વતંત્ર મુલક તરીકે અમારી મદદ માગે તો તે અવશ્ય કરીએ. પણ તે પડોશીધર્મ તરીકે, નહીં કે કોઈને શોષવા માટે

"અમેરિકાને હિંદ આજે કાચો માલ મોકલે છે. અને એથી ને કેટલું બધું સહન કરવું પડે છે? અમારા તમામ ઉદ્યોગનો થયો. પણ હું તો એ અપેક્ષા રાખું છું કે, દરેક દેશ એમ ન કે, હિંદ એક ચૂસવા માટેનો દેશ છે, પણ એમ સમજે કે તે સક અને નિઃશસ્ત્ર દેશ છતાંય સ્વતંત્ર દેશ છે. અરસપરસ સંબંધ એવો જોઈએ. તમે જો મારી પાસેથી વિવેકની આશા રાખતા તો મારે તમારી સાથે તેવી જ રીતે વર્તવું ઘટે. અમારી પાસે યંત્રકળાની આવડત નથી તમે જો ઈશુનો ઉપદેશ લો તો મારે તમને એટલી વિનંતી કરવાની રહે છે કે, અમારામાં કાંઈ આવડતનો અભાવ હોય તો તમે અમારા લાભાર્થે અમને શીખવી જાઓ. પણ અઢળક કિંમત લઈને નહીં.

"આજે તો તમે અમને એવા બનાવી દીધા છે કે, તમારી મોટરના અભાવે અને તમારી મોજશોખની વસ્તુઓના અભાવે અમે નથી ચલાવી શકતા. એટલા અમને પંગુ બનાવી દીધા છે. તમે જે ખ્રિસ્તી ધર્મ અમારે ત્યાં મોકલ્યો છે તે આવો ભેળસેળવાળો મોકલ્યો છે. પણ તેને બદલે તમે ગામડામાં જઈ ત્યાંનાં દુઃખસુખ સમજી તેનો યોગ્ય રસ્તો કાઢવા પ્રયત્ન કર્યો હોત, શાળાઓ, પુસ્તકાલયો, દવાખાનાંઓ આદિ પરોપકારનાં કાર્યો કર્યાં હોત, તો એ નિર્દોષ ગણાત, અને તમે દાવો કરો છો કે, ઈશુ ભગવાનના વારસદારો અમે છીએ તેનો સાચો પુરાવો રહેત. પરંતુ દુઃખની સાથે મારે કહેવું પડે છે કે આમાં નથી તમને ફાયદો, અમને તો નથી જ."

અહિંસાનો મર્મ સમજાવતાં બાપુજી બોલ્યા, "હું તો મારી ઉપર હુમલો કરનારને કહું કે, તમે મારી જગ્યાનો, મારા ઘરબારનો કે મારોય નાશ કરો તોપણ મારા આત્માનો નાશ નહીં કરી શકો. હું કોઈના હથિયારથી મારા દેશનો બચાવ નહીં કરું. મારું ચાલશે તો પોલીસોના હાથમાં બંદૂકોને બદલે કોદાળી પાવડો આપીશ કે જેથી તેઓ ખેતી કરવા લાગી જાય. અને અહિંસક દેશને તેની ઉપર કોઈ ચડી આવશે તેની ચિંતા હોતી જ નથી. કારણ કે દેશમાં દરેકની મરવાની તૈયારી હોય જ. મારું માનવું છે કે અહિંસા એ

કેવળ વ્યક્તિગત સદ્ગુણ નથી. વ્યક્તિ, સમાજ અને દેશ એ માટે આધ્યાત્મિક અને રાજકીય આચરણનો એ એક સુગમ માગ

પ્રશ્નકર્તા ભાઈઓ — ગાંધીજી, આપને મળીને અમે કૃ અનુભવીએ છીએ. અમારી પાસે જાણે આપ બાઇબલમાંનો સંદેશો ભગવાન રૂપે થઈને ન સમજાવતા હો એટલો સચોટ આપનો સત્ય અહિંસાનો માર્ગ લાગ્યો. આપે જે નિખાલસતાથી હિંદુસ્તાન ન અમારી એકાળજીભર્યું વર્તન ચલાવ્યાના થોડાક મુદ્દા આપ્યા તે સચોટ છે. અમો એ ભવ્ય અને પ્રેરણાત્મક છાપ લઈને . . દેશમાં જઈશું. આપનો સંદેશો પહોંચાડીશું. ગાંધીજી, તમારા દેશમ અત્યારે જે અમાનુષી વર્તન ચાલી રહ્યું છે, અને તમારા જેવા સં મહાત્માને તથા પંડિત નેહરુ જેવા પ્રાણવાન પુરુષને આજે રાતદિવ ચિંતા અને વ્યગ્રતા અનુભવવી પડે છે તેનુ કારણ પણ પરદેશ હકૂમતને આભારી છે. અમને દુઃખ થાય છે. આ પૃથ્વી પરન પેગંબર જેવા આપને અને પંડિત નેહરુ જેવા આપના વારસદારં પ્રભુ ખૂબ તંદુરસ્તી અને અમને સુમાર્ગે લઈ જવા માટે લાંબુ આયુષ્ય આપે એ જ પ્રાર્થના. આપે આપનો આટલો કીમતી સમ અમને આપ્યો તે માટે અમો સહુ આપના અનહદ ઋણી છીએ હૃદયપૂર્વકના વંદન.

આટલું કહી બધા મહેમાનો ઊઠ્યા. સ્વાભાવિક એમ થઈ આવે કે, પરદેશીઓએ આપણને જે નુકસાન પહોંચાડ્યું છે તે સાવ સ્પષ્ટ છતાં વિવેકથી તેઓ બાપુજીને ઈશુ જેવા ગણે છે અને તેમની દરેક નીતિ સમજવા પ્રયત્ન કરે છે, ત્યારે આપણે આપણા મહાત્માને આ ઉંમરે નોઆખાલીમાં ખુલ્લે પગે આપણા પાપે ચલાવ્યા. અનેક કષ્ટો એમણે સહન કર્યાં અને હજુય કરી રહ્યા છે. અહીં જ ભંગી કૉલોનીમાં પ્રભુનું સ્મરણ કરાવવામાંય વિઘ્ન નાંખીને બેઠાં છીએ. આ આપણી કરુણ સ્થિતિનો ચિતાર આવે સમયે સ્પષ્ટ દેખાઈ આવે છે.

આર. એસ. એસ. ના શ્રી વસંતરાવજી મળવા આવ્યા હતા. તેમણે કહ્યું : આપ કોઈ પણ પ્રાર્થના કરો તેની સામે અમારે વાંધો છે જ નહીં.

ખાનસાહેબને ઝીણાસાહેબે મળવા બોલાવ્યા છે. જવું કે નહીં હજી ચર્ચામાં છે.

મલામાના પ્રતિનિધિઓ પણ પ્રણામ કરવા પૂરતા આવી ગયા. ત્રાગે પંડિતજી આવ્યા. પંજાબમાં રમખાણ ખૂબ વધી ગયું છે ખૂબ ચિંતા છે. લોકો કાબૂ બહાર ગયા છે. રોજની જેમ આજે પ્રાર્થનામાં જતાં પહેલાં બાપુજીએ પૂછપરછ કરી હતી. આજે સભામાં ખૂબ ભીડ હતી. શનિ રવિવારે સાંજે લાખોની મેદની એકઠી થાય છે.

લોકોએ પ્રાર્થનામાં વિરોધ ન કર્યો. પ્રાર્થના પછી બાપુજીએ પ્રવચનમાં મૌલાના શૌકતઅલી સાહેબ અને ખિલાફતની વાત કરતાં કહ્યું કે, "આજે તમે સહુએ ખૂબ શાંતિ જાળવી તેને માટે ધન્યવાદ. શાંતિથી જે કામ થાય છે તે રાડારાડ કરવાથી કે ગુસ્સાથી નથી થતું. દિલ્હીની જ વાત કરું કે, રુદ્ર સાહેબના મકાનમાં જે આજકાલ મોટી કૉલેજ થઈ પડી છે, ત્યાં જ હું મૌલાના અબુલ કલામ આઝાદને, પ્રોફેસર અન્સારીસાહેબને અને અનેક વિદ્વાન મુસલમાન ભાઈઓને મળ્યો હતો. અને ત્યાં અનેક દલીલો થઈ હતી. ત્યારે મેં કહ્યું કે, ખિલાફતના મામલામાં જો શાંતિથી કામ લેવાનું હોય તો જ કૉંગ્રેસ સાથ આપી શકે. અને તે સમયે એ લોકોએ ખુદાની — ઈશ્વરની સાક્ષીમાં માથા નમાવ્યા હતા કે, ખિલાફતના મામલામાં હિંસાનો રસ્તો નહીં લેવાય. આ વાત એટલા માટે અહીં કહુ છું કે આવતી કાલથી રાષ્ટ્રીય સપ્તાહ શરૂ થાય છે. અને ૬ ઠ્ઠી ઍપ્રિલ ૧૯૧૯માં હિંદુસ્તાનને હિંદુસ્તાને ઓળખ્યું અને હિંદુસ્તાન આખું જાગી ઊઠ્યું. અને ત્યારે સહુને ખબર પડી કે, હિંદુસ્તાન દિલ્હી મુંબઈ કે કલકત્તામાં નથી વસ્યું પણ સાત લાખ ગામડાંમાં વસેલું છે.

"પાંચમી એપ્રિલે જ્યારે મેં ઘોષણા કરી ત્યારે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે હિંદુસ્તાન આટલું જાગી ઊઠશે એ સમયે હું રાજાજીને ઘેરે સેલમમાં હતો. વિજયરાઘવાચાર્યજી અને અનેક વિદ્વાનોને મળ્યો. આખો દિવસ વિચારમાં ગાળ્યો અને અંતે મહાદેવને કહ્યું કે રાજાજીને બોલાવો. મહાદેવ તો મારામાં સમાઈ ગયેલો માણસ હતો. હું અધી

"આજે ઍન્ડ્રૂઝ સાહેબની સાતમી પુણ્યતિથિ છે. એમના ગુણોને
દ કરીને મેં આજે જે વાતો કરી છે તે પર મનન કરજો અને આ
ધી પવિત્ર પ્રતિજ્ઞાનું મધ્યબિંદુ રેંટિયો જ છે, તે ફરી ફરીને કહું છું.

"ઍન્ડ્રૂઝ સાહેબની ચામડી ગોરી હતી. છતાંય એઓશ્રી આપણાં ગામડાંમાં જતા. એમણે અનેકોની સેવા કરી છે. એવા ઘણા અંગ્રેજો છે, જેઓ હિંદુસ્તાનની તન, મન, ધનથી સેવા કરે છે, તેમાંના ઍન્ડ્રૂઝ સાહેબ એક હતા. પોતે અત્યંત સાદા હતા. અને દિલ સોનાનું હતું. હિંદુસ્તાનની ગુલામી અને કંગાળ દશાથી તેમનું હૃદય રડતુ. આવા પવિત્ર મહાપુરુષોને યાદ કરી તેમના ગુણોનું સ્મરણ કરીને, અપનાવીને હૃદયપૂર્વકની શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ."

પ્રાર્થના પછી બાપુજી ખૂબ થાકચા હતા, તોય થોડાક આંટા માર્યા. મ્રમ્પ પડવી શરૂ થઈ ગઈ છે. આજે તો દસથી બાર વખત નસકોરી ફૂટી. બાપુજી મારી ચિંતામાં પડ્યા છે. મારી ખાતર પોતે ૯ વાગ્યામાં પથારીમાં પડ્યા. ખાનસાહેબને જમાડતી હતી ત્યારે એકાએક લોહીની ધાર નાકમાંથી છૂટી. ખાનસાહેબે જમતાં જમતાં પાણીનો લોટો મારા છે ન પર નાખી દીધો. રાતે મારા વિષે બાપુજીને તેમણે પણ વાત કરી. ડીંતર ભાઈસાહેબ કોઈ હકીમજીને લાવવાના છે. રોજ કરતાં આજે નસકોરી ખૂબ ફૂટી એટલે બાપુજી સાથે જ હું પણ તેલ ઘસી કામકાજ પતાવી માથા પર માટી મૂકીને હવે વહેલી સૂવા જાઉં છું. ૯-૩૦ થયા છે.

૬-૪-'૪૭
**ભંગીનિવાસ, નવી દિલ્હી**

આજે રાતે બાર વાગ્યે બાપુજીએ પટણામાં ગુમાયેલી પેન્સિલ માગી. મેં એ તુરત આપી. આ વિગત આગળ અપાઈ ગઈ છે (પૃ. ૮૭), એટલે બેવડાવતી નથી. નિયમ મુજબ પ્રાર્થના થઈ. પ્રાર્થના પછી અલ્લાહાબાદથી એક દંપતી બાપુજી પાસે રહેવાને અર્થે આવેલાં. તેમને બાપુજીએ કહ્યું,

"તમારે બંનેએ ભંગીવાસમાં જઈ બાળકોનું ભણતર, સફાઈ વગેરે હાથ ધરવું જોઈએ. અહીં નવરા ન બેસી શકાય. મારી ઇચ્છા તો મનુને પણ રોજ ત્યાં મોકલવાની થાય. પણ એ માંદી

છે, અને તેની પાસેથી ગજા ઉપરવટ હું કામ લઈ રહ્યો છું.
પતિ કાને ન સાંભળી શકે તેની શી ચિંતા? સફાઈ તો
શકે. અને તું ભણાવી શકે. એમાંથી તમે તો મેળવશો જ
તમારું અને મારું અહીં રહેવું સાર્થક થશે. ઉપરાંત પ્રાર્થનામ
વિરોધાભાસ ચાલે છે તેનો પણ અભ્યાસ કરીને રસ લેવો જોઈ
એમાં બહેનો પણ છે. એ બહેનોને તારે સમજાવવી જોઈએ.
બધું તને કે . . . (ના પતિ)ને કેમ ન સૂઝ્યું એ જ મને
થાય છે. મારે કહેવું પડે અને તમે કરો તેનો અર્થ કંઈ જ
ગમે ત્યાં માણસે કામ શોધી જ લેવું જોઈએ. અહીં કામનો
તોટો છે? મારી પાસે તો માણસનો તોટો છે, કામનો નહિ
બાપુજીને હરિજન બાળકોની આમ ઘણી ચિંતા રહ્યા જ કરે છે

પૂર્વ બંગાળના એક ભાઈ કેટલાક દિવસથી આવ્યા હતા, એ
પણ પોતાના સ્થાને પાછા ફરવાનું કહ્યું. "આવા સમયમાં કામ
એક મિનિટ પણ બેસવું એ પાપ છે."

સવારે કૃપાલાનીજીએ અહીં ધ્વજવંદન કર્યું. શંકરરાવ
જવાહરલાલજી બધા એક પછી એક આવ્યા. છઠ્ઠી એપ્રિલ
બાપુજીએ અને અમે સૌએ ઉપવાસ કર્યો હતો. ખાનસાહેબે પણ
વાસ કર્યો. તેમની તબિયતને કારણે બાપુજીએ એમને ઉપવાસ ન કરવાનું કહ્યું. પણ તેઓ માન્યા નહીં. એ તો દવા પીવાની પણ આનાકાની કરતા હતા. બાપુજી મને કહે, તુ ખાનસાહેબને કહે કે, "તમારી શારીરિક તંદુરસ્તીથી જ દેશમાં તંદુરસ્તી થશે. અને જો એ મારી વાત ગળે ઊતરતી હોય તો તેમનો દવા લેવાનો ધર્મ થઈ જાય છે. વળી આ ક્યાં વિલાયતી દવા છે? આ તો સોનામુખીનાં પાંદડાંનો ઉકાળો છે ના?" એમણે તુરત દવા પીધી.

બાપુજી પણ રસ્તો તુરત કાઢે છે.

૧૧-૩૦ વાગ્યે મારા માટે બે વૈદ્ય અને એક હકીમજી આવ્યા. એટલું સારું થયું કે તેઓ વારાફરતી આવ્યા નહીંતર એ બધાને ગમ થાત કે આને કેમ તપાસવી? સહુ પોતાનો જુદો જુદો અભિપ્રાય આપી ગયા. એક વૈદરાજ કહે લીવર વધે છે, તો બીજા વૈદ્ય કહે, આંતરડામાં

છે, તો હકીમજીએ બીજું ઘણું જુદું કહ્યું અને સહુએ બાપુજીને "પંદર દહાડામાં હું સાજી કરીને મોકલીશ." એ બધા ગયા ધી મેં બાપુજીને કહ્યું, "હું માંદગીથી નથી કંટાળી એટલી આ શરીર બતાવી બતાવીને કંટાળી. હવે કોઈની દવા નથી લેવી." બાપુજી કહે, "બતાવવું ભલેને સો જણાને, પણ દવા તો હું ને જ લેવાની."

સાહેબે વિનોદ કરતાં કહ્યું: "આપ ઠીક છો ડિગ્રી વગરના ડૉક્ટર!"

૧-૩૦ ખ્વાજા સાહેબ આવ્યા. બાપુજી સૂતા હતા એટલે ૦ મિનિટ બેઠા. બહુ ભલા અને વિનોદી માણસ છે.

બાપુજી ઊઠ્યા. ખ્વાજા સાહેબ મને વિનોદમાં કહે: "તારે ાન જોઈએ કે પાકિસ્તાન? પાકિસ્તાનમાં રહીને આવી છોના? પુજી અમને હવે આ ઉંમરે કાઢવા બેઠા છે. પણ હું તો ખાન-ફૂરી. જોડે તારી સેવા લેવા આવીશ અને બનશે તેટલી તને મદદ પથાર તું મારુ રક્ષણ કરજે કે કોઈ હિંદુ મને મારી ન નાખે."

બાપુજી કહે, "જો કોઈ તમને મારશે તો તો હું નાચીશ. દુ:ખ જ છે ના કે તમારા જેવા બહાદુરીપૂર્વક મરનારને કોઈ નથી મારતા. નહીંતર તો મારા બધા જ પાસા સીધા જ પડે ને? અને આ અશાંતિ એની મેળે જ શમી જાય, જો પાંચ પણ સાચા અહિંસક માણસો બહાદુરીપૂર્વક મરી શકે તો."

બપોરે એક કલાકનું સમૂહકાંતણ રાખ્યું હતુ. સંખ્યાબંધ લોકોએ અમારા ભંગી કોલોનીના મંડપ નીચે કાંતવામાં ભાગ લીધો હતો. જવાહરલાલજી, સુચેતાબહેન, કૃપાલાનીજી, શંકરરાવજી, અરુણાબહેન અસફઅલી, રાજેન્દ્રબાબુ, મૌલાના સાહેબ, રાજકુમારીબહેન વગેરે ખૂબ મોટી સંખ્યામાં હતાં. બાપુજી બધાંની મધ્યમાં બેઠા હતા. ખૂબ લૂ ઝરતી હતી, અને અસહ્ય ઉકળાટ હતો. બાપુજીએ માથા પર ભીનો ટુવાલ રાખ્યો હતો. અને તે ટુવાલ દસ મિનિટમાં તો ગરમ ગરમ થઈ જતો. એટલે વારે વારે ટુવાલ બદલાવવા ઊઠવુ પડે તેથી મેં સૌથી પહેલાં એકલીએ જ બે કલાક કાંતી લીધુ અને સમૂહકાંતણમાં ન બેઠી. બહાર લૂ ઝરતી હતી અને નસકોરી ફૂટયા કરે છે એથી પણ

બાપુજીએ બહાર બેસીને કાતવાની ના કહી હતી બાપુજીના
૨૦૦ થયા

બાપુજી કાતીને અંદર આવ્યા બાપુજીએ બે ભાઈઓને અં
વાતો કરતા સાંભળ્યા તે પરથી બાપુજી કહે, "આપણુ કેવું કમ
છે કે બે સગા ભાઈઓ અંગ્રેજીમા બોલે છે? તેમાનો એક તો
કે મને વિચારો જ અંગ્રેજીમા સ્ફુરે છે! આપણે અંગ્રેજીના
ગુલામ? આ ગુલામગીરી આપણે વહોરી લીધી છે અંગ્રેજો
ઘણીવાર આ વાત બોલી છે, અને તમે અમારુ આ બગાડ્યુ
તો જાહેર રીતે કહ્યુ જ છે પણ આપણા રોજિંદા વ્યવહારમ
ભાઈઓ અંગ્રેજીમા બોલે છે તે માટે મે તેઓને દોષિ
ઠેરવ્યા એ દોષ આપણો પોતાનો છે અંગ્રેજી બોલતા આવ
આપણે આપણુ સદ્‌ભાગ્ય સમજીએ છીએ, આપણી એ મહત્ત્વ
રહે છે, અને તે પાછળ આપણે આપણો કેટલોય સમય ગાળી ન
છીએ અને આપણે ભૂલ વગરનુ અંગ્રેજી બોલીએ તે સાંભળી
અંગ્રેજ આપણો વાંસો થાબડે તો આપણે ફુલાઈ જઈએ છીએ
દરેક માણસ અંગ્રેજી શીખવા માટે જેટલો વખત આપે છે તેનો જ
સરવાળો કરીએ તો આપણને ખબર પડે કે, દેશને સેવામા જે વખત
આપવો જોઈએ અને જેની ખાસ જરૂર છે તેમા વખત નથી
અપાતો અને આપણા સરેરાશ હજારો કલાક આપણે એ રીતે વેડફી
નાખીએ છીએ છતા આપણે પૂરુ તો અંગ્રેજી જાણી જ નથી શકતા
મારી પાસે તો મોટી મોટી ડિગ્રી મેળવેનારાઓના એવા કેટલાય નમૂના
આવે છે કે જેનુ અંગ્રેજી સાવ રેઢિયાળ હોય છે તે જોઈને
આપણને ચીતરી જ ચડે ગોખ ખાતર એ ભાષા અવશ્ય શીખવા
જેવી છે એ ભાષામા પણ ઘણા રહસ્યમય સાહિત્યની ખાણ પડી
છે પણ એનો દુરુપયોગ ન થવો જોઈએ એશિયાટિક કોન્ફરન્સમા
આવેલાઓમા એવા કેટલાય મોટા માણસો હતા કે તેઓ મને મળવા
આવ્યા હતા પણ તેમની જાપાની ભાષા કે તુર્કી ભાષામા વાત કરતા
હતા અને વચ્ચે એક અંગ્રેજી જાણનાર અને તેઓની ભાષા જાણનાર
દુભાષિયા રહેતા હતા, ત્યારે મને એમ થયુ કે, હિંદુસ્તાની અ

· એશિયાની રાષ્ટ્રભાષા બની શકે તેવી તક છે. તો દુભાષિયાનું
.. . કરનાર તે દેશની ભાષા પણ શીખે અને રાષ્ટ્રભાષા પણ શીખે.
વીમ થાય તો એશિયા આખો જે અત્યારે જુદા જુદા ભાગમાં
ચાયેલો છે, તેમાં કુટુંબ જેવો મીઠો સંબંધ એકબીજા દેશ સાથે
નામ઼ી શકાય. અને એક ઘણું જ મહત્ત્વનું કામ થાય. પણ હું કહું
જેઓ ? તમે બે સગા ભાઈઓ પંજાબી અને હિંદી જાણતા છતાં તેને
સાહેબને અંગ્રેજીમાં બોલો છો !"

હિંદુસ્ આજની પ્રાર્થનામાં તો અસંખ્ય માણસો હતા, અને પારાવાર
પવિત્ર હતી. અમે નોઆખાલીમાં જે ભજન (બંગાળીમાં) રોજ ગાતાં
હૃદય તે આજે ગાયુ.

बोलो बोलो बोलो शबे, शत वीना वेनु रबे;
गरमी भारत आबार, जगत शभाई, श्रेष्ठ आसन लबे.
फ़ी. धर्मे महान होबे, कर्मे महान होबे, नव दिनमनि;
प्यारुं उदीबे आबार पुरातन ए पुरबे.

આ ભજન તો મોટું છે, પણ સાર એ છે કે, આપણે ઇચ્છીએ અને
સહુ એમ બોલો કે અમારું ભારત જગતમાં ઊંચું આસન ગ્રહણ કરે, એ
ધર્મ અને કર્મથી મહાન બને. એનો પુરાણો ઇતિહાસ એવો જ ઉજ્જ્વળ
છે. હિમાલય જેવો ગિરિરાજ છે. ગંગા, ગોદાવરી જેવી અમૃતમય નદીઓ
વહે છે. વિદુષીઓ અને સતીઓ જેવી મૈત્રેયી, પન્ના, લીલાવતી, સીતા,
સાવિત્રી, અરુંધતી જેવી જ્યાં સ્ત્રીઓ થઈ ગઈ છે. આવો ઉજ્જ્વળ જે
હિન્દુસ્તાનનો ઇતિહાસ છે તે સૂર્યના જેવો ચમકીને આખા જગતમાં
પોતાનાં કિરણો પ્રસરાવીને સહુને અજવાળું આપે. આ ભજન ટાગોરનું છે.

બાપુજીએ આ ભજનનો ઉલ્લેખ કરતા કહ્યું કે, "આ ભજન
અને ધૂન જ્યારે આ મંડળી ગાઈ રહી હતી ત્યારે મારી આંખ સામે
નોઆખાલી યાત્રાનો રમણીય પ્રદેશ દેખાઈ રહ્યો હતો. ત્યાં પણ આ જ
મંડળી આ ભજન રોજ ગાતી.*

---

* મારી સાથે શૈલનભાઈ અને બિરેનદા, આ બન્ને ભાઈઓ એ. પી. આઈ.
અને યુ. પી. આઈ. ના પ્રેસ રિપોર્ટર હતા. તેઓ નોઆખાલીથી જ સાથે હતા.
મને પણ આ લોકોએ જ આ ભજન શિખવાડેલું. બન્ને બંગાળી ભાઈઓ છે.

"મારે મારા ભાષણમા વાત તો એક જ કરવાની છે કે આપણે આપણી ભલાઈ ન છોડીએ તમે સહુએ મહાભારત અને રામાયણ વાચ્યુ છે? ન વાંચ્યુ હોય તો વાચવાની ભલામણ કરુ છુ એને ધાર્મિક પુસ્તકો તો એટલા માટે કર્યા છે કે આપણે સહુ વાચીએ ધર્મને નામે આપણે કઈ પણ કરી શકીએ છીએ એ આપણા પૂર્વજોએ માનેલુ પણ ત્યારે તેમને એ ખબર નહીં હોય કે એ જ ધર્મને નામે આજે ભાઈના ગળા પણ કાપી શકીએ છીએ

"મારી દૃષ્ટિએ મહાભારતમા જે વાતો આવે છે તે કેવળ હિંદુઓ માટેની નથી બધા માટે શીખવા લાયક બોધપાઠ છે એમાથી તમે જોઈ શકશો કે, યુદ્ધ કરવાથી કે મારામારી કરવાથી કોઈનુય ભલુ ન થયુ પાડવ રામના પૂજારી હતા, એટલે કે મારા અર્થમા તેઓ ભલા હતા, ભલાઈના પૂજારી હતા કૌરવ રાવણના પૂજારી એટલે કે બૂરાઈનો રસ્તો તેમણે ગ્રહણ કર્યો હતો અને બૂરાઈવાળાનો તો ભલાવાળાએ એટલે કે પાડવે, કૌરવોનો નાશ કર્યો, પણ તેથી પાડવોને શાતિ મળી ખરી? બધાને મારીને થોડાક બચ્યા, પણ પાડવોને માનસિક શાતિ તો નહોતી જ છેવટે એમનુ જીવન પણ અકારુ થઈ પડયુ અને હિમાલય જઈને સ્વર્ગારોહણ કરવુ પડયુ એટલે આપણે એનો બોધપાઠ લઈએ આજે એક પવિત્ર દિવસ છે માનુ છુ કે ઘણાએ વ્રત રાખ્યુ હશે, પ્રાર્થના કરી હશે, ચરખો ચલાવ્યો હશે. અહીં પણ પૂર્ણ શાતિથી અસંખ્ય ભાઈબહેનોએ બપોરના કતાઈના એક કલાકમા ભાગ લીધો હતો"

ખ્વાજા સાહેબનો ઉલ્લેખ કરતા બાપુજી કહે, "એ અલીગઢ યુનિવર્સિટીના ટ્રસ્ટી છે છે તો પૈસાવાળા, પણ તેમનુ મન તો ફકીર છે હુ જ્યારે અલીગઢ જતો ત્યારે તેમની સાથે ભોજન લેતો એક સમય મારી સાથે સ્વામી સત્યદેવ (પરિવ્રાજક) રહેતા હતા બહુ બહાદુર અને કામ કરનાર માણસ હતા એમણે મને કહ્યુ, મારે તમારી સાથે મુસાફરી કરવી છે, પણ તમે ખ્વાજા અબદુલ મજીદ સાહેબને ત્યા ખાઓ છો, હુ નહી ખાઉં આ વાત ખ્વાજા સાહેબના કાને આવી અને તેમણે મનમા જરાયે સકોચાયા વગર કહ્યુ એનો

ધર્મ એને ના કહેતો હોય તો હું જુદો બન્દોબસ્ત (વ્યવસ્થા) કરી દઈશ. પોતે રાષ્ટ્રીય મુસલમાનના પ્રેસિડેન્ટ છે. ખાદીધારી છે, અને એવા અહિંસક છે કે એને કોઈ મારી નાખે તો મોઢામાંથી અલ્લાહના નામ સિવાય કાંઈ જ નહીં હોય. આવા બહાદુર મુસલમાનો પણ પડ્યા છે. તેઓ આજે મારી સાથે મીઠો ઝઘડો કરવા આવ્યા હતા. પોતાના ભાઈઓ હિંદુઓને મારે છે તેથી એની આંખમાં પાણી ભરાઈ ગયું. આજે આઝાદી આપણા પગ આગળ આળોટી રહી છે, તો આપણે અંદરોઅંદર વિખવાદ પેદા ન કરીએ. આ સપ્તાહમાં હું અહીં જેટલા દિવસ છું તેટલા દિવસ ઇચ્છું છું કે, મારી પાસે જે આધ્યાત્મિક ખોરાક છે તે તમને આપી દઉં. આપણે જો હસતાં હસતાં મરતાં શીખીએ તો જરૂર એક નવું જીવન મેળવીશું અને હિંદુસ્તાનનું નવનિર્માણ કરશું."

પ્રાર્થના પછી બાપુજીએ ઉપવાસ છોડ્યો. શાક, દૂધ આઠ ઔંસ, એક ખાખરો, ત્રણ સંતરાં, અને એક મોસંબીને છોલીને તેની ચીરો લીધી.

રાતે ૮ વાગ્યે બેગમ ગઝનફરઅલી અને વિયેનાના પ્રતિનિધિઓ આવ્યા. એઓને કૉંગ્રેસ સંબંધી વિચારોની આપલે કરતાં બાપુજી કહે, "કૉંગ્રેસ જો ખરેખર અહિંસક બને અને ખાદી, ગ્રામોદ્યોગ, દારૂબંધી, અસ્પૃશ્યતાનિવારણ, કોમી ઐક્ય, સ્ત્રી ઉન્નતિ, પ્રૌઢશિક્ષણ આદિ મેં રચનાત્મક કાર્યક્રમ આપ્યો છે તેને જો સજ્જડ રીતે અપનાવે, તો તો કૉંગ્રેસ ખરેખર અહિંસક બની જાય. અને સ્વતંત્રતા આપો-આપ મળી જાય.

"મિત્રરાજ્યના સત્કાર્યમાં અને દુનિયાની શાંતિમાં હિંદુસ્તાનનો હિસ્સો, અહિંસા અને સત્યના અનુસરણમાં અને પૂર્ણ સ્વતંત્રતા લેવાના ધ્યેયને જરાયે નમતુ આપ્યા વિના રહેલો હશે.

"હું તો માનું છું કે, અમને સ્વતંત્રતા આપવામાં ખોટો વિલંબ કરે છે અને ખોટેખોટા સવાલો ઉપસ્થિત કરે છે. અત્યારે કોમી રમખાણ મચી રહ્યું છે, એ પણ એક કમનસીબ બીના આ નીતિને આભારી છે. અને તેથી હું ખાતરીપૂર્વક કહું છું કે, આથી અંગ્રેજો

પોતે જ પોતાને ધક્કો પહોંચાડે છે આ કાળ મારી આકરામા આકરી કસોટીનો છે મારા અહિંસાના શસ્ત્રને સફળ કરી બતાવવાની આ ઘડી આવી પહોંચી છે, અને એ ખોજમા હુ ઘડી વાર પણ જંપતો નથી રાતદિવસ એ પ્રકાશને સારુ પરમેશ્વરને પ્રાર્થના કરી રહ્યો છુ કોંગ્રેસવાદીઓના હૈયામા સારી પેઠે હિંસા ભરેલી છે અને સ્વાર્થવૃત્તિ પણ ખૂબ છે તેના પુરાવા મારી પાસે ઠીક ઠીક છે જો માત્ર કોંગ્રેસવાદીઓ જ અહિંસા અને સત્યને રગે રગાયા હોત, તો આજથી સોળ વર્ષ પહેલા એટલે ૧૯૨૧મા જ સ્વતત્રતા આવી ગઈ હોત, અને અમારો ઇતિહાસ જુદો જ હોત પણ તેની મારે ફરિયાદ નથી કરવી (મોસબી બતાવીને કહે) આ મોસબીને સુધારવા મારી પાસે જેવુ ચપ્પુ હોય તેનાથી જ કામ લેવુ જોઈએ ન હોય તો થાળીના કાહાની બુઠ્ઠી અણીથી પણ સમારતા આવડવુ જોઈએ કોઈના માગી આણેલા ચપ્પુથી ક્યા સુધી સુધારાય? અને હુ આજે કોઈનુ ચપ્પુ લઈ આવુ તો કાલ જેનુ ચપ્પુ લીધુ હોય તે માણસ મારી કીમતી ચીજ માગે તો મારાથી ના ન કહેવાય એટલે હુ મારા દેશની આઝાદીમા બીજા કોઈ પણ દેશની મદદ માગવાનો સાફ ઇન્કાર કરુ છુ "

બાપુજી વિયેનાના પ્રતિનિધિઓ પાસે એકધારુ ૧૫ મિનિટ આ પ્રમાણે બોલ્યા પેલા લોકો બાપુજીના વિચારોથી ખુશ ખુશ થઈ ગયા બાપુજીના ભોજન આદિની પૂછપરછ કરી અને તેઓ ગયા

પછી બાપુજી થોડુક ફર્યા અને ૯–૩૦ પછી સૂવાની તૈયારી અસહ્ય ગરમી પડી રહી છે

૭–૪–'૪૭
**ભંગીનિવાસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના, મારો ગીતાપાઠ, બાપુજીનો બગાળીપાઠ વગેરે ચાલ્યુ આજે તો સોમવાર છે એટલે ખાસ કઈ નવાજૂની નથી

બાપુજી ઉપરની આજની ટપાલ બહુ 'રમૂજી' હતી કેટલાક કવરના સરનામા પર 'મહમૂદ ગાંધી' હતું કેટલાક બાપુજીને સામ્યવાદી ગણે છે, અને વળી કેટલાક તો ઝીણાસાહેબના ગુલામ પણ કહે છે

બાપુજીને મેં આ બધી ટપાલ વંચાવી. બાપુજીએ હસતાં હસતાં લખ્યું, "મહાત્માનો ઇલકાબ પણ લોકોએ જ આપેલો છે, 'બાપુ'નો ઇલકાબ પણ લોકોએ (પરંતુ અંગત ગણાતાં માણસોએ) આપેલો છે, તો આ બધા ઇલકાબો પણ લોકો આપે તેને મારે વધાવી લેવા જોઈએ ના?"

હમણાં સખત ગરમીને કારણે બાપુજી ૯ વાગ્યામાં જ જમી લે છે. ખોરાક તો ગરમીને લીધે ઓછો કરી નાંખ્યો છે.

મુલાકાતીઓની ભીડ બહુ રહે છે. છાપાવાળાઓએ તો ભંગી કોલોનીને જાણે પોતાનું હેડક્વાર્ટર કે હેડ ઑફિસ ન કરી લીધી હોય એવી તેમની અને ફોટોગ્રાફરોની ભીડ રહે છે.

વળી અહીં વર્ષોથી રહેનારા લોકો પણ કહે છે કે, આ સાલની ગરમી અસહ્ય છે. અમે તો આવી અસહ્ય ગરમી જોઈ જ નથી. એવી જ ગરમી રાજકીય વાતાવરણમાં છે. એટલે માણસોના મગજની ગરમીને કારણે કદાચ કુદરતી ગરમી વધુ લાગતી હોય એ સંભવ છે. બાપુજીને તો આ બંને જાતની ગરમી ઠંડા મગજે સહન કરવી પડે, એ કેવી આકરી કસોટી હશે? દેશની પરિસ્થિતિ જોઈને તેમના હૃદયમાં જે દાવાનળ સળગી રહ્યો છે, તે આ બાહ્ય ગરમી આગળ કંઈ જ વિસાતમાં નથી. અને એથી ચોવીસે કલાક પોતે આત્મચિંતનમાં કાઢે છે. છતાંય એ જ હાસ્યમય ચહેરો અને એનો એ જ એમનો પ્રેમ તો પળે પળે નીતરે છે. એમની પાસે નાનો ગોપુ આવે કે કોઈ દેશી કે પરદેશી વિદ્વાન આવે, બંનેની સાથે એવી રીતે વર્તે કે, બંનેને એમ જ લાગે કે બાપુએ પોતાને બહુ મહત્ત્વ અને માન આપ્યું. જેવો સમય હોય તે સમયનો પોતે આવો સદુપયોગ કરી આનંદ તો બંને સ્થિતિમાં મેળવે જ.

આવું આજે સાંજે પ્રાર્થના પછી બન્યું. પ્રાર્થનામાં જ બાપુજીનું મૌન ખૂલી ગયું હતું, છતાં તેમણે પ્રવચન સંભળાવ્યું. પ્રવચનમાં બાપુજીએ આજની આવેલી ટપાલનો ઉલ્લેખ કરતાં કહ્યું કે, "મારી ઉપર જે આરોપો મૂકવામાં આવે છે, તેથી હું ડરતો નથી. કારણ કે હું તો ગીતાનો, કુરાનનો, બાઇબલનો, જરથોસ્તનો વગેરે બધા ધર્મનો અભ્યાસી છું. અને એ દાવે આવા બધા આરોપો સહન કરવાની

ભગવાન આપોઆપ જ મને શક્તિ આપે જ છે મને તો દરેક ધર્મના ધર્મગુરુઓ જે કહી ગયા છે તેમના વચનામૃતો પર વિશ્વાસ છે, શ્રદ્ધા છે એટલુ જ નહી, પણ ઈશ્વરને પ્રાર્થના કરુ છુ કે, જેઓ મારી પર આરોપો મૂકે છે તેઓ પર મને કદીય ગુસ્સો ન આવે, પણ તેઓ કદાચ મને ગોળીથી વીધવા તૈયાર થાય તો હુ હસતે મોઢે ભગવાનનુ સ્મરણ કરતો કરતો જ મરુ મારી ખાતરી છે કે, જો હુ મારા નિર્ણય પર તન મનથી રહીશ તો અને સાચા દિલથી જો હિંદુ અને મુસલમાન ધર્મોની રક્ષા કરતો હોઈશ તો મારી પ્રાર્થના ઈશ્વર સાભળ્યા વગર નહી જ રહે તમે મારા વચનો નોંધી રાખજો અને તમને કહું છુ કે, મને મારનારને જો હું અતિમ ઘડીએ ગાળો દઉ કે ગુસ્સો કરુ તો મને ફિટકારજો અને કહેજો કે, આ તો 'દભી મહાત્મા' હતો તમે જાણો છો ના કે આજની દુનિયામા આવા દભી મહાત્માઓ બહુ પડ્યા છે પણ આજે હુ અતકરણથી કહુ છુ કે મારા મનમા કોઈનુ ભૂંડુ કરવાની લવલેશ પણ કપના છે જ નહીં તો તો મારી અહિંસા અને સત્ય બને લાજે પણ તેની પરીક્ષા આજે ન થાય એ તો માણસના મૃત્યુ પછી જ એની કિમત અકાય સોનાને પણ ભડકે બળતી આગમા તપાવીને એને જ્યારે હથોડાથી ટીપીએ છીએ ત્યારે જ એની ખબર પડે છે કે એ ૧૦૦ ટચનુ છે કે નકલી છે એટલે મારા મૃત્યુ બાદ જ એ સમજ પડશે કે હુ ઝીણાસાહેબનો ગુલામ છુ કે મહમૂદ ગાધી છુ કે હિંદુ ધર્મનો રક્ષક છુ કે ભક્ષક છુ કે મારે કોઈનુ બૂરુ કરવુ છે કે ભલુ કરવુ છે

"રાવળપિંડી તો આજે ભડકે બળી રહ્યુ છે જે રાવળપિંડીમા અલીભાઈઓના વખતમા મારો અને તેઓનો તમામ કોમોએ કેવો અદ્ભુત સત્કાર કર્યો હતો? બદલો લેવાની ભાવના છોડીએ કોનો બદલો લેવો છે? બદલો લેનાર અને બદલો દેનાર એક સર્વશક્તિમાન આપણા પર છે તે શ્રદ્ધા ન ગુમાવીએ

' મુસલમાનોને પણ એ જ કહીશ કે, તેઓ હિંદુ અને શીખોને કાપીને પાકિસ્તાન નહી બનાવી શકે પાકિસ્તાનમા તો અમન અને શાતિ હોવા જોઈએ કાયદેઆઝમ સાહેબે પણ કહ્યુ છે કે પાકિસ્તાનમા

પૂરો ઇન્સાફ અને ન્યાય હશે. આજે એ ન્યાય અને ઇન્સાફ ક્યાં ગયો છે ?

"નોઆખાલીમાં પણ ફરી કરુણ બનાવોની વાતો બન્યા કરે છે. અને પોલીસ તથા ફોજની માગણી થાય છે. હું કહું છું કે, પોલીસ અને લશ્કરની માગણી કરવી તે પામરતા અને કાયરતા છે.' અને એથી ગુલામીને વધુ મજબૂત કરીએ છીએ. જે અંગ્રેજોને આપણે એક તરફથી કહીએ છીએ કે તમે ચાલ્યા જાઓ ત્યારે તેઓની જ પાસે — અને એ પણ એવા સમયે કે જ્યારે આપણે મરી જઈએ તે બહેતર હોય — ત્યારે આપણા રક્ષણાર્થે તેમના લશ્કરની માગણી આપણે ન જ કરવી જોઈએ. જો આપણે ન રહી શકીએ, અથવા જે પ્રદેશમાં આપણને ખતરો લાગે તો તે પ્રદેશ છોડી દેવો. ઇતિહાસમાં મોટા મોટા માણસોએ હિજરત કરેલી છે. મહંમદ સાહેબે પણ હિજરત કરેલી છે. બીજો ગમે તે ઉપાય અજમાવીએ પણ અંગ્રેજોની મદદ હવે ન માગીએ.

"જે ભૂમિ અમર હિમાલયથી રક્ષાયેલી છે, જ્યાં ગંગા જમના જેવી પવિત્ર નદીઓ વહે છે, ત્યાં શું આપણે આપણો નાશ હિંસાથી કરીશું? એવો કમનસીબ દિવસ જોવા ઇશ્વર મને તો ન જ જિવાડે અને લશ્કરી મદદ માગી જીવવાનો દિવસ ન દેખાડે, એ મારી અંતઃકરણપૂર્વક ઇશ્વરને પ્રાર્થના છે."

પ્રાર્થના પછી ગોપુ આવ્યો હતો. બાપુજી સીધા અંદર આવ્યા. ગોપુ બાપુજી મૌનમાં જે ઇશારા કરે છે તેના ચાળા પાડતો હતો. અને બાપુજી સામે મોઢું બગાડતો હતો. દાદા અને સહુથી નાના ત્રણ વર્ષના પૌત્રનું આ નિખાલસ દૃશ્ય જોઈને ઓરડામાં ભરાયેલા લોકો ખડખડાટ હસી પડ્યા. પણ અમારા હાસ્ય તરફ જોવાની બેઉમાંથી કોઈનેય ફુરસદ ન હતી. જાણે એવા રમતા હતા કે (એ રમત તો માંડ પાંચેક મિનિટ ચાલી) જેમ મહત્ત્વના પ્રશ્નો પર બાપુજી પોતાની મગજશક્તિ રેડે, તેમ આ પોતાના નાનકડા પૌત્ર સાથે વિનોદ કરવામાં પોતે તલ્લીન હતા.

અને તુરત જ એટલે કે પાચ મિનિટ પછી જ સામ્યવાદમા માનનારા બે બગાળી ભાઈઓ આવ્યા, તેમણે બાપુજીના રચનાત્મક કાર્યોની થોડીક સમજૂતી માગી કાર્યકર્તાઓ કેવી જાતના હોવા જોઈએ? અને આ કાર્યથી પ્રજામા શી અસર થાય? અથવા પ્રજાનુ શુ ભલુ થાય? એ પ્રશ્નો હતા બાપુજીએ એમને મુદ્દાસર જવાબ આપ્યા આ બને ભાઈઓ વિદ્વાન હતા અને શાતિનિકેતનથી આવેલા હતા ગુરુદેવ ટાગોરના શિષ્યો હતા.

## કોમી ઐક્ય

બાપુજી કહે, "પહેલુ આપણે કોમી ઐક્ય લઈએ, કારણ કે અત્યારે એ જ કાર્ય કરવાની જરૂર છ મે જ્યારથી રચનાત્મક કાર્યક્રમના ૧૮ કાર્યો બહાર પાડ્યા છ ત્યારથી જ જો દેશમા એ કાર્યક્રમ ધમધોકાર અપનાવ્યો હોત, તો આજે આ કરુણાત્મક બનાવ આખા દેશમા બની રહ્યો છે તે બનવા ન પામત મારી ખાતરી છે કે કોમી ઐક્ય વિના આપણે અપગ છીએ જેમ શરીરમા એક ક્રિયા ન ચાલે તો આપણે માદા જ ગણાઈએ તેવુ આપણા દેશનુ છે અને એવો દેશ સ્વતત્રતા શી રીતે મેળવે? અને મેળવે તો શી રીતે પચાવે? હિન્દુસ્તાનમા હિન્દુ, મુસ્લિમ, પારસી, ઈસાઈ, શીખ વગેરે અનેક કોમ છે અને એ કોમી ઐક્ય ન થાય ત્યા સુધી આપણે નબળા અને માદલા જ રહેવાના (એટલે કે પરતત્ર જ રહેવાના) અને કદાચ સ્વતત્રતા આવે તો એમા સુખ નહી હોય, પરતુ ગુલામી કરતા આ સ્વતત્રતા કદાચ વધુ વિટબણાવાળી હશે એવુ મને તો આજના સયોગોથી લાગે છે

## ખાદી

"આમા તો દિવસે દિવસે દૃઢ થતો જાઉ છુ કે, જો દરેક ઘર, દરેક જણુ ફક્ત ૦ાા જ કલાક રેટિયો ચલાવતુ થાય તો તેને એક તસુ પણ કાપડ વેચાતુ ન લેવુ પડે, એટલું જ નહી પણ સ્વરાજ્ય જાળવવાની આ ચાવી છે અને કરોડો માણસો ફક્ત પોતાનો આટલો જ સમય જો આપે તો તેનો હિસાબ આખી દુનિયા ચકિત થઈ જાય તેવો આવે ખાદી વિના કરોડોના ભૂખમરાનો પ્રશ્નાજ નથી

જ ખાદી પાછળ કેટલાય ઉદ્યોગો વિકસે છે, અને તેની પાછળ કેટલાય કારીગર નભે છે કારણ કે સુતાર, લુહાર, ખેડૂત, વણકર આદિ તેમા નભે છે રેંટિયાને હુ સૂર્યની ઉપમા આપુ છુ કે, એનુ ચક્ર ફરે તો આખા દેશમા અજવાળુ થાય છે અને ગામડાનો ઉદ્ધાર થાય તો જ હિન્દુસ્તાનનો ઉદ્ધાર છે સાત લાખ ગામડાનુ બનેલું હિન્દુસ્તાન છે, નહી કે મુમ્બઈ, મદ્રાસ, કલકત્તા, લાહોર અને કરાચીનુ

## અસ્પૃશ્યતાનિવારણ

"ત્રીજુ લઈએ અસ્પૃશ્યતાનિવારણ જ્યા સુધી અસ્પૃશ્યતા રહેશે ત્યા સુધી આપણા દિલ પણ એકબીજા પ્રત્યે અસ્પૃશ્ય જ રહેશે આવા અસ્પૃશ્યને અહિંસક સ્વરાજ્ય કેમ મળે? પોતાના દેશભાઈ મહેતો જેઓ મેલુ ઉપાડવાનુ કામ કરે છે, તેઓ પ્રત્યે એવી અસહ્ય બેદરકારી બતાવવામા આવે છે કે, એ આપણા દેશનુ મળુ કલક છે આપણે જો અહિંસામા અને સત્યમા માનતા હોઈએ તો આપણામા ઊંચનીચના ભેદો કે ખોટુ મોટાપણુ ન આવવુ જોઈએ આપણે સારુ આખુ જગત એક કુટુબ છે અને આપણે એક કુટુબના ભાઈઓ તરીકે જીવવાનુ હોય

## દારૂબધી

"કેફી પીણાથી આપણી શારીરિક તેમ જ આર્થિક સ્થિતિ કગાળ બની છે આપણો દેશ એટલો ઠડો પણ નથી કે આપણે દારૂ પીવાની જરૂર હોય અને કેફી પીણાવાળો મનુષ્ય નીતિ તો જાણે જ નહી એથી આપણા દેશની આધ્યાત્મિકતાનો લોપ જ થાય અને તો તો ગીતામા કહ્યા પ્રમાણે સ્મૃતિભ્રંશથી જ્ઞાન નાશ પામે અને જેના જ્ઞાનનો નાશ થયો તે મૂએલા સમાન જ છે

## સ્ત્રી ઉન્નતિ

"સ્ત્રીને આપણા વેદાતમા અર્ધાગના ગણેલ છે પણ તેને બદલે અર્ધાગના તો શુ પણ પોતાનુ એક રમકડુ ગણે છે, અથવા હજુ આપણા દેશમા તેને ગુનામડી જેમ જ રાખવામા આવે છે છોકરીનો જન્મ થાય કે કુટુબમા ઉદાસીનતા આવે છે છોકરાના જન્મને એક ઉત્સવ સમાન ગણે છે એટલે જ્યા સુધી આ રોગ

જડમૂળથી નહીં કાઢવામાં આવે ત્યાં સુધી એ પ્રજા કદીય આગળ નહીં આવે. જેટલો ઉત્સાહ છોકરાના જન્મનો હોય તેટલો જ ઉત્સાહ જ્યારે દીકરીના જન્મનો પણ ગણાશે, ત્યારે જ સ્ત્રી પુરુષ સમાન ગણાશે. એટલે દરેક કાર્યકરે સ્ત્રીને પોતાની માબહેન કે દીકરી જેમ જ આદરથી માન આપવુ જોઈએ. આજે સ્ત્રીઓ પ્રત્યે આપણે જે અચુછાજતું વર્તન દાખવી રહ્યા છીએ અને જે રીતે મારી પાસે રોજ રોજ ખબરો આવે છે કે તેની લાજ લૂંટાય છે, તે તો આપણી શરમની, આપણી હલકાઈની અને આપણી પશુતાની પરાકાષ્ઠા છે. અને એ પાપથી આપણો ઉદ્ધાર થવો જ મુશ્કેલ છે એમ હું તો માનુ છું.

## સફાઈ

"જ્યાં સુધી ગામડાંની સફાઈ પર ધ્યાન નહીં અપાય ત્યાં સુધી એ પ્રજાનાં હૃદય કદીય સ્વચ્છ નહીં થાય અને આપણી પ્રજાનાં મન ગામડાના ઉકરડા જેવા જ રહેશે. એટલે ગ્રામોદ્ધારમાં ગ્રામ-સફાઈની એટલી જ મહત્તા છે.

## કેળવણી

"મેં જોયુ કે, તાલીમ પાયાથી આપવી હોય તો પાયાની કેળવણીની જરૂર છે, અને તે આ નવી તાલીમ મારફત જ થાય. તે વિના હિંદુસ્તાનનાં કરોડો બાળકોને નહીં કેળવાય અને પ્રૌઢ-શિક્ષણ પણ એમાં આપોઆપ આવી જશે. એવી જ રીતે રાષ્ટ્રભાષા પણ અપનાવવી જોઈશે. આપણે અંગ્રેજીના મોહમાં ખૂબ ઝડપાયા છીએ. કાલે જ મેં અંગ્રેજી વિષે ખૂબ કહ્યું હતુ. અને એથી આપણે એક ક્ષમા ન થઈ શકે તેવી અવગણના આપણી ભાષા તરફ બતાવી છે. અને આ રાષ્ટ્રભાષા જાણનારો ફક્ત ઉર્દૂ બોલવામાં કે ફક્ત સંસ્કૃતમય હિંદી બોલવાના ઝઘડામાં નહીં પડે, પણ સહેલાઈથી સ્થાનિક માણસો સમજી શકે તેની ભાષા બોલે અને જ્યાં જે ગામડામાં બેસે ત્યાંની સ્થાનિક ભાષા શીખી, ત્યાંનાં માણસોમાં માતૃભાષા તરફનો આદર ધારવા પ્રયત્ન કરે. એમાં ભાષા શીખનારો તો કશું ગુમાવતો જ નથી. ¹ એમાં એનુ જ્ઞાન વધે છે.

"અને છેલ્લે એટલું જ કહ્યું કે, સ્વરાજ્યમાં સહુ કોઈ સુખથી દાળ રોટલો ખાઈ શકે, પહેરે તેટલાં વસ્ત્રો અને રહી શકે તેવું સામાન્ય ઘર એટલું હોય તેવો તો પ્રયત્ન થવો જોઈએ. આજે તો કેટલાક પાસે સોના ચાંદીનાં વાસણો છે, તો કેટલાક ગરીબો પાસે ઠીકરાંનાંય વાસણો નથી. કેટલાક પાસે રેશમી કે કિનખાબનાં કપડાં છે, તો કેટલાક પાસે શરીરની લાજ મર્યાદા ઢાંકવાનાંય કપડાં નથી. આવી અસમાનતા કાઢવાના ઉપાયો મેં કહ્યા તે રચનાત્મક કાર્યો દ્વારા જ થઈ શકે. પણ તેને બદલે આપણે પિસ્તોલની અણીએ રશિયાના સામ્યવાદ તરફ ઢળી રહ્યા છીએ. એ તો હિંસક રસ્તો છે. હજુ તો ત્યાંય પૂરેપૂરો સફળ નથી થયો. અને અહીં એ નીતિ અપનાવીશું તો આપણી પાસે મુઠ્ઠીભર આપણા મૂડીવાદીઓ છે તે પણ કંગાળ બની જશે અને બીજો તો મોટો ભાગ કંગાળ છે જ. તેને બદલે અહિંસક ઉપાયો જે મેં બતાવ્યા તે દ્વારા આપણે આર્થિક સમાનતાનો પ્રચાર કરીશું, તો એ મૂડીવાદીઓને પોતાને જ શરમ આવશે કે મારો ભાઈ અન્નવસ્ત્ર વગરનો છે અને મારાથી આવાં કિનખાબનાં કપડાં ન પહેરાય, કે લાડુ ન જમાય, એટલે એની મેળે ભાઈચારો અને તે દ્વારા દેશસેવા વ્યાપક બનશે."

બાપુજીએ રચનાત્મક કાર્યોની સંક્ષિપ્ત વ્યાખ્યા સમજાવી કે પેલા બંગાળી ભાઈઓએ એક પણ સામી દલીલ ન કરી. અને પંદર મિનિટ પહેલાં ગોપુ સાથે (ત્રણ વર્ષના બાળક) રમતા બાપુજીએ બીજી જ ક્ષણે મહત્ત્વની છતાં આ વિદ્વાન ભાઈઓને ગળે ઊતરી જાય તેવી સૈદ્ધાંતિક વાતો કરી.

આ ભાઈઓ ગયા અને વળી બાપુજી ડૉક્ટરના રૂપમાં ફેરવાયા. આજે મને કેટલી વાર નસકોરી ફૂટી? શું જમી? અને રાતે શા ઉપચારો લઈને સૂવાનું તેની સૂચના આપી. એ પત્યું અને બાપુજી વિદ્યાર્થીના રૂપમાં ફેરવાયા. સવારે બંગાળીનો અધૂરો રહેલો પોતાનો પાઠ પૂરો કર્યો. એ કરીને એક શિક્ષકના રૂપમાં આવ્યા. મને ગીતાપાઠ લખાવ્યો હતો તે ડિક્ટેશન જોઈને તેમાં સહી કરી. આ પત્યા પછી આદર્શ મિત્રના રૂપમાં ફેરવાયા. બાપુજી અને ખાનસાહેબ ૯ વાગ્યા પછી અર્ધો કલાક ફર્યા. ૯-૩૦ વાગ્યે સૂવાની તૈયારી થતી તેવામાં

લક્ષ્મીકાકી અને દેવદાસકાકા આવ્યાં અને વળી એક પિતાના રૂપમાં અને પિતાતુલ્ય સસરાના રૂપમાં બાપુજી ફેરવાયા. હજુ છેલ્લું એક બાકી રહી ગયું કે નોઆખાલી માટે એક ચેક આવ્યો હતો તેમાં સહી કરી, તે ચેકની પહોંચ લખી અને હિસાબ લખાવ્યો. જાણે આદર્શ મુનીમ!

રાતે બાપુજીના માથામાં તેલ ઘસતાં ઘસતાં મેં કહ્યું, "બાપુજી, આપ તો બહુરૂપી છો. આપ કેટલાં કેટલાં રૂપ ધારણ કરી શકો છો તેની મેં આજે ગણતરી કરી પણ હજુ તે અધૂરી જ છે."

બાપુજી હસ્યા, "હા, હવે એક એ ઇલકાબ બાકી હતો તે તેં મને આપી દીધો."

સુહરાવર્દી સાહેબને બંગાળમાં ફરી તોફાન વિષે તાર કર્યો.

બાપુજીના આજે ૮૪ તાર થયા.

ભાઈસાહેબ (વ્રજકિશોરજી ચાંદીવાલા) બાપુજીનું તો ખૂબ ધ્યાન રાખે છે. પણ મારુંય એટલું જ રાખે છે. પોતે બંને વખત ઘેરેથી જ ભાણું મંગાવીને અહીં જ્યારે સમય મળે ત્યારે જમી લે છે. અમને તો એક મિનિટની ફુરસદ નથી રહેતી. ટેલિફોનની ઘંટડીઓ જ એને દોડાદોડ કરાવે છે. જ્યારે જુઓ ત્યારે એમના કાન પર ભૂંગળું જ હોય અને માણસો બાપુજીના સમયની માગણી કરતા હોય.

૮-૪-'૪૭

**ભંગીનિવાસ, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થના વગેરે થયું. પ્રાર્થના સમયે બાપુજીએ મને ઉઠાડી ત્યારે તાવ હોવાને કારણે પ્રાર્થના પછી તાવ મપાવ્યો. ૧૦૨ ડિગ્રી હતો. બાપુજીને ગરમ પાણી આપીને, હું પણ ગરમ પાણી પીને સૂઈ ગઈ. આજે ફળનો રસ હરેરામજીએ* આપ્યો, અને રાજકુમારી-બહેને બાકીનું સંભાળ્યું.

બાપુજીના માલિશના સમયે, એટલે કે આઠ વાગ્યે મને તાવ ઊતરી ગયો, એટલે પોતે માંડ માંડ માલિશ કરવા દેવાની રજા આપી.

બાપુજીની ઝીણવટભરેલી દેખરેખની તો શી વાત કરું? હું

* આ ભાઈએ બાપુજીની છેવટ સુધી સેવા કરેલી.

બાપુજીને બાથ આપતી હતી. બાથના સમયે આજે હજામત કરવાનો વારો હતો. બાપુજી બાથમાં સૂતા હતા, હું વાંકી વળીને હજામત કરવા લાગી કે એ જ ક્ષણે બાપુજી કહે, "જા, બહારથી ખુરશી લઈ આવ, એના પર બેસીને હજામત કર, જેથી એટલો સમય આરામ-પામીશ. જરાક તાવ ઊતરે છે કે પાછી તુરત જ કામે ચડે છે. હું તને આરામ નથી આપી શકતો. આ બધું મને ખૂંચે છે. પણ તારેય ધ્યાન રાખવું જોઈએ. જરા પણ નકામી શક્તિ વેડફવી ન જોઈએ. બે મિનિટ મળે તોપણ લાંબું થઈ જવું. અહીં તો બીજાઓ પણ કામ કરનારા છે. તેને કામ ચીંધી દેવું જોઈએ. તબિયત સારી ન હોય અને મારી સેવાનો આગ્રહ રાખે એ ઠીક નથી."

જમતાં જમતાં સર એમ. ડર્લિંગની સાથે વાતો કરી. તેમણે પ્રશ્નો પૂછ્યા —

પ્રશ્ન — અંગ્રેજો તો હવે જવાની તૈયારીમાં હોય તેમ લાગે છે? તો શું ભાગલા પાડશો? કે સરકાર કેવી રચશો? અને આવી સરકારમાં કયા કયા પક્ષોને રાખશો?

બાપુજી — "મારી સૂચનાઓ તો નિરપેક્ષ છે કે, અંગ્રેજોએ અમારી ચિંતા કર્યા વગર જવું જ જોઈએ. અને તે પણ એમના હિતની વાત છે. અમેરિકા અને ઇંગ્લંડ ભલે મોટા દેશો છે, આગળ વધેલાં મહાન રાષ્ટ્રો છે, મહત્ત્વાકાંક્ષી છે. પરંતુ એશિયા અને આફ્રિકાની મૂંગી માનવ પ્રજાની સરખામણીમાં એ મહત્તા ધૂળ જેવી છે. જ્યાં સુધી પોતાના પરનું કાળું કલંક ધોઈ ન નાખે ત્યાં સુધી તેઓને મોટી મોટી વાતો કરવાનો અધિકાર નથી. અને તેવી મોટી વાતોમાં આ પ્રજા હવે ફસાનાર પણ નથી, એ એટલું જ સત્ય છે. આફ્રિકા અને એશિયાના કરોડોને સ્વતંત્રતા ભોગવવાનો માનવહક્ક આપી તેના આશીર્વાદ મેળવશે તો તેઓનું જ ભલું થશે.

"હું એ પણ માનું છું કે, અંગ્રેજો જતાં અમારા દેશમાં અંધાધૂંધી વધશે. અત્યારે જ જુઓને કેવો કલહ વ્યાપી રહ્યો છે? પણ હજુ મારું માનવું છે કે, જો તેઓ તન, મન, ધનથી હૃદયપૂર્વક અને વ્યવસ્થિતપણે આ દેશને મુક્તિ આપશે તો બધા વિખવાદો મટી, બધા

પક્ષના નેતાઓ સાથે મળી તંત્ર સુવ્યવસ્થિત ગોઠવી શકશે. પણ એવુ થશે કે નહીં તે હુ નથી જાણતો. કારણ કે હિંદુસ્તાનના ભાગલા પાડવાના પક્ષમાં બહુ મોટો ટેકો છે તે હુ જાણુ છુ. આજે તો રાષ્ટ્રની કંઈ પડી જ નથી, માત્ર પોતાની મહત્ત્વાકાંક્ષાઓ સિદ્ધ કરવી છે. અને તોફાનો કરાવી પોતાની સત્તા જમાવવી છે. આ આજની પરિસ્થિતિ છે

"છતાં હુ આશાવાદી માણસ છુ. એટલે એટલી આશા રાખું છુ કે, બ્રિટિશ સત્તા જેટલી પ્રામાણિકપણે ખસશે તેટલી અસર આ રાજ્યતંત્ર ગોઠવવામાં પડશે. અને તેમાં કોંગ્રેસ, લીગ, અને દેશી રાજાઓની મદદ વડે તેઓના પ્રતિનિધિઓ સ્થપાય.

"ભાગલા વિષેની વાતોથી મારુ હૃદય બળે છે. એક શરીરના ભાગલા કરીએ તો શરીરના શા હાલ થાય? એ રીતે આવા સમૃદ્ધ દેશના ભાગલાથી આ દેશની પ્રજા છિન્નભિન્ન થઈ જશે. આજે દેશના ટૂકડા થશે, કાલે કાશ્મીરના, પરમ દિવસે કાઠિયાવાડના એક ખૂણામા પડેલા નવાબી રાજ્ય જૂનાગઢના: એ બધુ કેમ જ બની શકે? ભલે આખું હિંદુસ્તાન લીગને સોંપાય તેની મને પરવા નથી. એટલે હુ તો માનુ છુ કે, અંગ્રેજી સત્તાના વિદાય થયા બાદ હિંદુસ્તાનની જનતામાં જાગૃતિ નહીં આવે તો તે અનેક રાજાઓનો અખાડો બની જશે અને પોતાથી નાનાઓને ગળી જઈ પોતે ચક્રવર્તી થવા પ્રયત્ન કરશે.

મારો અહિંસાધર્મ કોઈનો નાશ કરવાનો નથી, પણ શુદ્ધ કરવાનો છે. એટલે જ રાજાઓને પણ કહું છુ કે તેમને ડરવાની જરા પણ જરૂર નથી. રાજાઓ સાથે કોંગ્રેસ તો હંમેશાં સમજૂતી જ કરવાની તરફેણમા છે, કારણ કે કોંગ્રેસ અહિંસાના ધ્યેયને વરેલી છે. રાજાઓએ સ્વેચ્છાપૂર્વક પ્રજાને સત્તા આપવાની રહે છે. એટલે કોંગ્રેસ જરૂર તેના તરફ માનપૂર્વક જોવાની છે. રાજાઓનુ કાસળ નથી કઢાવવુ. રાજાઓ પણ અંતે તો હિંદની જ પ્રજા છેના? રાજાઓએ તો ફક્ત પોતાનુ ચારિત્ર સુધારી પ્રજાના સેવક થઈને ઊભું રહેવાનુ છે. એટલે કોંગ્રેસ તેની પડખે જ ઊભી રહેશે. નહીંતર પોતાની નીતિ નહીં સુધારે તો આત્મનાશ વહોરી લેશે."

આ ભાઈઓને બાપુજીએ અત્યારની પરિસ્થિતિ અને સંપૂર્ણ સ્વતંત્રતા મળ્યા પછીની દેશી રાજ્યો વિષેની ટૂંક માહિતી આપી.

તેમની સાથે એક બીજા ભાઈ અમેરિકાથી આવ્યા હતા. પણ તેમને બાપુજીએ બપોરના આવવાનુ કહ્યું. કારણ કે રાજાજી, મૌલાના સાહેબ, રાજેન્દ્રબાબુ, જવાહરલાલજી વગેરે આવ્યા હતા.

આ બધાની સાથે પણ અત્યારની દેશની વિકટ પરિસ્થિતિ અંગેની વાતો કરી. બાપુજી ભાગલા ન પાડવાના પોતાના મતમા દૃઢ થતા જાય છે એમ લાગે છે.

• ૧૧ વાગ્યે કાલિપ્રસાદ મુકરજી બંગાળના ભાગલા અંગે વાતો કરવા આવ્યા હતા. પણ બહુ લઈને ન ગયા.

૩ વાગ્યે સવારના આવેલા અમેરિકાના બે ભાઈઓ અને એક બહેન આવ્યાં. તેઓ આ દેશનો અભ્યાસ કરવા માગે છે. અને અહીં ચાર મહિના જુદે જુદે સ્થળે ફરવાનાં છે. (કોઈ છાપાનાં પ્રતિનિધિઓ હતાં.)

બાપુજીએ તેઓને કહ્યુ, "પોતાના દેશને માટે જો મગરૂબી હોય અને તે મગરૂબી બીજા દેશમાં બતાવવાની હોય તો પોતે બીજાના દેશમાં જઈને જે દેશનો જે ઉત્તમ ગુણ, સ્વભાવ, કે વિશિષ્ટતા હોય તે રીતે જીવનમાં બતાવી આપવું જોઈએ. એટલે તમે અહીં જે અભ્યાસ કરવા આવ્યા છો, અને તમારા દેશની સારપ મૂકી જવી હોય તો તમારે તે રીતે ફરવું પડશે. નહીંતર તમારા વિષે ગેરસમજ પેદા થાય અને તમને અજાણ્યે અન્યાય થાય. હુ તો પરદેશમાં વસતા હિંદીઓને પણ આ જ વસ્તુ કહુ છુ. દા. ત. અહિંસા અને ઉદ્યોગોમાં ખાદી: આવા અમારા દેશમાં ઘણા ગુણો છે. એટલે પરદેશમાં વસતા હિંદીઓને હુ પોકારી પોકારીને કહુ છુ કે, ત્યાં જઈને જો તમે અહીં ચરખો ન ચલાવતા હો તો ત્યાં નિયમસર ચરખો ચલાવવાનો તમારો ધર્મ છે, ફરજ છે, એમ સમજીને ચલાવો. અહીં ખાદી ન પહેરતા હો તો ત્યાં ખાદી જ પહેરો. પણ તેને બદલે ત્યાંનાં રેશમી કપડાંઓમાં કે ત્યાંની વસ્તુના મોહમાં અસંખ્ય હિંદીઓ પડી જાય છે. પરિણામે હિંદુસ્તાનમાં નૈતિક ધોરણ ઊંચું નથી આવતું. ત્યાંની સ્ત્રીઓને બતાવી

આપો કે અમે બાડી વગર કે સિગારેટ વગર ચલાવી શકીએ છીએ ત્યાની સ્ત્રીઓને એ સમજાવો કે આર્ય નારી કોને કહેવાય? એ જ રીતે તમે (અમેરિકન બહેનને સબોધીને) અહી એ બતાવો કે, સ્ત્રી વર્ગ દુનિયામા એક મહત્ત્વનુ અગ છે મહત્ત્વની હસ્તી છે નહી કે પુરુષોનુ રમકડુ સ્ત્રીઓ પણ બહાદુર છે અને અમેરિકાની નનારીઓની સસ્કારિતાની છાપ અહીની સ્ત્રીઓમા મૂકવા પ્રયત્ન કરો

તમને એક સૂચના કરવાનુ મન થાય છે હુ માનુ છુ કે કદાચ તમને ગમશે જો ગમે તો ધ્યાનમા રાખજો, એ દિશા તરફ કામ કરજો ન ગમે તો એને ફેકી દેજો અને મારી આટલી સૂચના સાભળવા બદલ પણ હુ તમારો ઉપકાર નહી ભૂલુ મારી સૂચના એ છે કે શાતિની સ્થાપનામા સ્ત્રીઓ ઘણો જ અગત્યનો ભાગ ભજવી શકે છે સ્ત્રીઓએ અત્યારના વૈજ્ઞાનિક પ્રવાહમા ન તણાતા અહિસાના વિજ્ઞાનમા તણાવુ જોઈએ કારણ કે સ્ત્રીઓનો કુદરતી ક્ષમા આપવાનો સ્વભાવ છે

"પુરુષોના અનુકરણમા આજે સ્ત્રીઓ નથી પુરુષોનુ અનુકરણ સપૂર્ણ રીતે કરી શકતી કે નથી પોતાને કુદરતે જે બક્ષિસો આપી છે તેને વિકસાવી શકતી

'લડાઈને લગતી કોઈ પણ વસ્તુની સાથે ન પોતે સબધ રાખવો જોઈએ કે ન પોતાના ઘરના કે કુટુમ્બના માણસોને રાખવા દેવો જોઈએ સ્ત્રીઓમા ઈશ્વરે પ્રેમાળ હૃદય મૂકેલુ છે અને તે શક્તિનો સદુપયોગ કરવો જોઈએ આ શક્તિ મૂગી હોવાને કારણે વધુ અસરકારક છે અને શાતિની પ્રતિનિધિ સારુ જ ઈશ્વરે સ્ત્રીઓને સરજેલી છે, એમ હુ તો માનુ છુ'

પેલા બહેન તો ખુશ ખુશ થઈ ગયા અને ઊઠતા ઊઠતાં બાપુને કહે, "મારે કહેવુ જોઈએ કે સ્ત્રીઓને જો કોઈ માર્ગદર્શન આપી શકે તો આજની દુનિયામાં તમે જ એક છો સ્ત્રીઓનુ એ નુ સદ્ભાગ્ય છે કે સ્ત્રીઓની શક્તિથી અને સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાના માર્ગથી આપ માહિતગાર છો અને આપને એ ધગશ છે હુ આજની આપની આ વાતો મારા હૃદયમા કોતરી રાખીશ હિંદુસ્તાનમા આવ્યાનો મારો

ફેરો સંપૂર્ણ સફળ થયો તેમ માનું છું. ગાંધીજી, તમે અમારા દેશમાં આવોને? આજના અણુબૉંબના જમાનામાં આપે સ્ત્રીઓને આ વાતો કહેવાની ખૂબ જરૂર છે."

બાપુજી — હા, મને તમારા દેશમાં આવવાનું તો ઘણું ગમે, પણ અત્યારે તેવા સંયોગો હું જોતો નથી. પણ મને લઈ જવો હોય તો તમારી મદદ માગું ખરો કે તમે અમારા દેશની સેવામાં લાગી જાઓ. અમારે ત્યાં અંદરોઅંદર જે વિખવાદ ઊમટ્યો છે તેને શાંત કરો અને સ્ત્રીઓની, બાળકોની કતલ થતી અટકાવવા પ્રયત્ન કરો. જો એમાં સફળતા મળે, અને હિંદુસ્તાન પ્રજાસત્તાક રાજ્ય જાહેર થાય, અને તમે જેટલાં તમારા દેશમાં સુખી છો તેટલાં અહીંનાં કરોડો માનવો સુખી થાય, તો અવશ્ય હું છૂટો થઈ શકું અને તમારા દેશની યાત્રા કરી શકું. પણ એ તો આકાશપુષ્પવત્ વાત છે.

આ બધાં દસેક મિનિટમાં વિદાય થયાં. આ લોકોનો વિવેક તો પરાકાષ્ઠાએ પહોંચેલો હોય છે. બાપુજીના ઓરડામાં આવે છે અને જોડા બહાર જ કાઢે. બાપુજી પરદેશીઓ માટે ખુરશી મુકાવે છે. પણ તેઓ જુએ છે કે મહાત્મા ગાંધી નીચે બેઠા છે તો નીચે જ બેસી જાય છે અને સંપૂર્ણ આદર અને માનપૂર્વક બાપુજી તરફ જુએ છે. કેટલાકો તો બાપુજીને ઊઠીને પીઠ ન બતાવતાં પાછા પગે જ ચાલે અને ઓરડાની બહાર નીકળે છે. એમાંનાં આ ત્રણ ભાઈબહેન હતાં. અને બાપુજી તેમને દસેક મિનિટ પણ આપે છે તો કેટલીય વાર તેમની જીભેથી આભારના શબ્દો સંભળાય છે.

નિયમ પ્રમાણે સાંજની પ્રાર્થના થઈ. પ્રાર્થનામાં બાપુજીએ ઐક્ય ઉપર ભાર મૂક્યો અને નોઆખાલીની પરિસ્થિતિ ફરી કંઈક બગડવા પામી છે તે અંગેની વાતો કહી. "નોઆખાલીમાં મારા સાથીઓ પડ્યા છે. મારી ઉમેદ તો એ છે કે તેઓ કરશે અથવા મરશે. અને મરતાં મરતાં પણ તેઓ કોઈ પર ગુસ્સો નહીં કરે. એવાં બહાદુર માણસો ત્યાં પોતાની સ્વેચ્છાએ પડ્યાં છે."

કેટલાક પ્રશ્નોનો ઉત્તર આપતાં બાપુજી બોલ્યા:

પ્રશ્ન — તમે કહ્યું છે કે, જેઓમાં મરવાની તાકાત ન હોય તેઓ હિજરત કરે, તો ક્યાં જાય?

બાપુજી — આટલો મોટો ભારત દેશ છે, ગમે ત્યાં જઈ શકાય. અને જ્યાં જે ધંધો વિકસાવવો હોય તે ધંધો કરી શકાય છે. મને અંગ્રેજીમાં પ્રશ્નો પુછાય છે, પણ હું અંગ્રેજી જરા પણ સારું જાણતો નથી (હસાહસ). પણ 'ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન' એવું સ્થાન અંગ્રેજી ભાષામાં મારું છે.

બીજો પ્રશ્ન એમ છે કે અહીં પોલીસો કેમ રહે છે?

બાપુજી — પોલીસ પ્રાર્થનામાં રહે છે એનો અર્થ એ નથી કે, એમની પાસે હું કોઈ જાતનું રક્ષણ માંગું છું. છતાં પોલીસો આવે છે તો ભલેને રહે. એ પણ ભગવાનનુ સ્મરણ સાંભળી અને અહીંથી કંઈક લેવા જેવું હશે તો લેશે. એની આપણે શું કામ ઈર્ષા કરવી? એ પણ અંતે તો મનુષ્ય જ છે પોતાની નોકરી કરતાં કરતાં સમયનો સદુપયોગ કરે તો તેમાં શું ખોટું છે?

પ્રાર્થના પછી બાપુજીએ આવીને કાંત્યું. ત્યાર બાદ આખી કૅબિનેટ (પ્રધાનો) બાપુજીને મળવા આવી. તેમની સાથે એક કલાક ખાનગીમાં મંત્રણા ચાલી.

ત્યાર પછી ખાનસાહેબ અને બાપુજીએ એકલા વાતો કરી. ખાનસાહેબ પણ ભાગલાની વાતો વહેતી થઈ છે તેથી બહુ વ્યગ્ર બન્યા છે. બાપુજી પણ પટણા જવા ઇચ્છે છે પણ જવાહરલાલજી, સરદારદાદા બધાનો આગ્રહ છે કે, હજુ ૩-૪ દહાડા બાપુજી અહીં રોકાય.

૧૦-૩૦ પછી સખત ગરમીને કારણે ભીના ટુવાલથી આખું શરીર બાપુજીને લૂછી આપ્યુ અને ભીની ચાદર લપેટી માથે તથા પેઢુ પર માટી લીધી અને સૂતા. મને પણ માથા પર માટી મુકાવી. રાતના ઠીક ઠંડક થઈ જાય છે ખરી. ખાનસાહેબ. થોડા વખતમાં પેશાવર જશે. એ તો સરહદ માટેની ચિંતામાં પડી ગયા છે. ગમગીન લાગે છે.

તા. ૯-૪-'૪૭
ભંગીનિવાસ, નવી દિલ્હી

નિયમ મુજબ ૩-૩૦ વાગ્યે પ્રાર્થના માટે ઊઠ્યા. બાપુજીએ પાણી પીને મને દસ મિનિટ ગીતાપાઠ લખાવ્યો. પોતે બંગાળી લખ્યું અને વાંચ્યું.

એક વિદ્યાર્થી રજામાં પોતાનો સમય કઈ રીતે ગાળે તેને લખાવ્યું કે,

> પોતપોતાના ગામડામા જઈને બહારની દુનિયામાં શુ ચાલી રહ્યુ છે તેનાથી લોકોને વાકેફ કરવા, નાગરિક સંરક્ષક દળો ઊભાં કરવાં, અન્ન અને કપડાંની તંગીમાં આપણુ અજ્ઞાન કેટલું છે, અને આપણે ધારીએ તો તે તંગી દૂર કરી શકીએ છીએ તે બાબત પોતે સમજીને બીજાને સમજાવવી. રૂના વાવેતરથી કપડાંના વણાટ સુધીનો બને તો ખ્યાલ આપવો, ગ્રામ-સફાઈનું ખાસ જોવું. જ્યા ત્યાં લોકો હાજરે ન બેસી જાય માટે યોગ્ય સ્થળોએ હાજરીઓ કરવાં અને મળ પર બરાબર માટી નાખવાનું બતાવવું. તેનું યોગ્ય ખાતર પણ કઈ રીતે થાય તે સમજાવવુ. પ્રૌઢશિક્ષણ અને છોકરીઓ-છોકરાઓને ભણાવવા સબધી ભારપૂર્વક વાત ગ્રામવાસીઓ સમક્ષ રજૂ કરવી.
>
> મારી માન્યતા છે કે 'કોમવાદ' એ તો શહેરમાંના અનેક સડામાંનો એક સડો છે. અને એ શહેરનો જ પાક છે. ગામડાંઓમાં એવું વાતાવરણ નથી. ગામડાઓમા એ પોસાય પણ નહીં. આપણાં ગામડાં એટલાં બધા ગરીબ છે કે તેમા એકબીજાનો ખપ પડયા જ કરે છે. અરસપરસના સબધોથી કુટુબ જેવું વાતાવરણ બનેલું હોય છે. એટલે ત્યાં આ પ્રશ્ન રહેતો જ નથી.

૯-૩૦ વાગ્યે એક દુખિયારી બહેન આવી. તેણે કહ્યું, મારા પતિ ગામના સારા પ્રતિષ્ઠિત વકીલ છે અને તેમની ગામમાં ઠીક ઠીક છાપ છે. પણ હુ ઓછું ભણેલી છું. અને બીજી કોઈ બાઈના પ્રેમમાં તે પડયા છે, તેની મને જાણ ન હતી. પણ મારી પાસે છૂટાછેડાવાળા પત્રકમાં ફોસલાવીને સહી કરાવી અને તેઓ બીજે પરણ્યા, અને હવે કહે છે કે, આવી રીતે સહેલાઈથી ફોસલાઈ જાય તે બાઈ બીજા કોઈ ભોળવે તોપણ ભોળવાઈ જાય તેને પત્ની તરીકે રાખીને શું કરું?

પ્રશ્ન — તમે કહ્યુ છે કે, જેઓમા મરવાની તાકાત ન હોય તેઓ હિજરત કરે, તો ક્યા જાય?

બાપુજી — આટલો મોટો ભારત દેશ છે, ગમે ત્યા જઈ શકાય. અને જ્યા જે ધધો વિકસાવવો હોય તે ધધો કરી શકાય છે. મને અગ્રેજીમા પ્રશ્નો પુછાય છે, પણ હુ અગ્રેજી જરા પણ સારુ જાણુતો નથી (હસાહસ) પણ 'ઉજ્જડ ગામમા એરડો પ્રધાન' એવુ સ્થાન અગ્રેજી ભાષામા મારુ છે

બીજો પ્રશ્ન એમ છે કે અહી પોલીસો કેમ રહે છે? ,

બાપુજી — પોલીસ પ્રાર્થનામા રહે છે એનો અર્થ એ નથી કે, એમની પાસે હુ કોઈ જાતનુ રક્ષણ માગુ છુ છતા પોલીસો આવે છે તો ભલેને રહે એ પણ ભગવાનનુ સ્મરણ સાભળી અને અહીથી કઈક લેવા જેવુ હશે તો લેશે એની આપણે શુ કામ ઈર્ષા કરવી? એ પણ અતે તો મનુષ્ય જ છે પોતાની નોકરી કરતા ‿રતા સમયનો સદુપયોગ કરે તો તેમા શુ ખોટુ છે?

પ્રાર્થના પછી બાપુજીએ આવીને કાત્યુ ત્યાર બાદ આખી કેબિનેટ (પ્રધાનો) બાપુજીને મળવા આવી તેમની સાથે એક કલાક ખાનગીમા મત્રણા ચાલી

ત્યાર પછી ખાનસાહેબ અને બાપુજીએ એકના વાતો કરી ખાનસાહેબ પણ ભાગલાની વાતો વહેતી થઈ છે તેથી બહુ વ્યગ્ર બન્યા છે બાપુજી પણ પગણા જવા ઇચ્છે છે પણ જવાહરલાલજી, સરદારદાદા બધાનો આગ્રહ છે કે, હજુ ૩–૪ દ‿ડા બાપુજી અહી રોકાય

૧૦–૩૦ પછી સખત ગરમીને કારણે ભીના ટુવાલથી આખુ શરીર બાપુજીને લૂછી આપ્યુ અને ભીની ચાદર લપેટી માથે તથા પેડુ પર માટી લીધી અને સૂતા મને પણ માથા પર માટી મુકાવી રાતના ઠીક ઠડક થઈ જાય છે ખરી ખાનસાહેબ થોડા વખતમા પેશાવર જશે એ તો સરહદ માટેની ચિતામા પડી ગયા છે ગમગીન લાગે છે

ता. ९-४-'४७
भंगीनिवास, नवी दिल्ही

नियम मुजब ३-३० वाग्ये प्रार्थना माटे ऊठ्या. बापुजीए पाणी पीने मने दस मिनिट गीतापाठ लखाव्यो. पोते बंगाळी लख्युं अने वाच्यु

एक विद्यार्थी रजामा पोतानो समय कई रीते गाळे तेने लखाव्यु के,

> पोतपोताना गामडामा जईने बहारनी दुनियामा शु चाली रह्यु छे तेनाथी लोकोने वाकेफ करवा, नागरिक संरक्षक दळो ऊभा करवा, अन्न अने कपडानी तगीमा आपणु अज्ञान केटलु छे, अने आपणे धारीए तो ते तगी दूर करी शकीए छीए ते बाबत पोते समजीने बीजाने समजाववी. रूना वावेतरथी कपडाना वणाट सुधीनो बने तो ख्याल आपवो, ग्राम-सफाईनु खास जोवु. ज्या त्या लोको जाजरू न बेसी जाय माटे योग्य स्थळोए जाजरूओ करवा अने मळ पर बराबर माटी नाखवानु बताववु. तेनु योग्य खातर पण कई रीते थाय ते समजाववु. प्रौढशिक्षण अने छोकरीओ-छोकराओने भणाववा सबधी भारपूर्वक वात ग्रामवासीओ समक्ष रजू करवी
>
> मारी मान्यता छे के 'कोमवाद' ए तो शहेरमाना अनेक सडामानो एक सडो छे अने ए शहेरनो ज पाक छे. गामडाओमा एवु वातावरण नथी गामडाओमा ए पोसाय पण नही. आपणा गामडा एटला बधा गरीब छे के तेमा एकबीजानो खप पडया ज करे छे अरसपरसना सबधोथी कुटुब जेवु वातावरण बनेलु होय छे. एटले त्या आ प्रश्न रहेतो ज नथी

९-३० वाग्ये एक दुखियारी बहेन आवी तेणे कह्यु, मारा पति गामना सारा प्रतिष्ठित वकील छे अने तेमनी गाममा ठीक ठीक छाप छे पण हु ओछु भणेली छु. अने बीजी कोई बाईना प्रेममां ते पडया छे, तेनी मने जाणु न हती. पण मारी पासे छूटाछेडावाळा पत्रकमा फोसलावीने सही करावी अने तेओ बीजे परण्या, अने हवे कहे छे के, आवी रीते सहेलाईथी फोसलाई जाय ते बाई बीजा कोई भोळवे तोपण भोळवाई जाय तेने पत्नी तरीके राखीने शु करु ?

મૂડીવાદનો નાશ કરવાવાળો એક વર્ગ બૂમો પાડે છે આ મારી સમજમા જ નથી આવતુ દા ત તમે જાણતા હશો કે, અમેરિકા ઇગ્લડમા તો તૈયાર રસોઈ મળે જ છે આપણે ત્યા પણ એ હવા તો આવી જ છે આપણે કોઈકને જમવા નોતરશુ તો મુબઈની તાજમહાલ હોટેલ જેવી હોટેલમા આપણે ઓર્ડર આપી દઈશુ પરિણામે આપણે ત્યા જે સ્ત્રીવર્ગ પોતાના ખાવાના ખોરાકમા અથવા રાધણ કળાને કળા સમજી અપનાવે છે, તે ધીમે ધીમે અલોપ થશે અને કદાચ એવો જમાનો પણ હુ કલ્પી શકુ છુ કે એ સ્ત્રીવર્ગ કદાચ રાધવાનુ ભૂલશે એક નાનો જ દાખલો આપુ આ મારી જ છોકરી છે, તેને કહેશો કે બાજરાના રોટલા ઘડીને કર, તો એને નથી આવડતા આધુનિક છોકરીઓ જ્યારે આટલુ ભૂલવા લાગી છે તો આગળ શુ નહી ભૂલે? (બધા મારી તરફ જોઈ હસી પડ્યા)

"એટલે હુ માનુ છુ કે, સ્વતત્રતાની મોજ માણવી હોય તો પ્રત્યેક માણસને રોજની ઉપયોગી જે વસ્તુની જરૂર હોય તે જાતે પેદા કરી લેતા શીખવુ જોઈએ

"પોતે પેદા ન કરી શકે તે વસ્તુ વગર ચલાવી લેવુ એથી સ્વાશ્રય અને પોતાની પ્રગતિ ઉત્તરોત્તર વધતી જશે જો આપણે રાજકીય સ્વતત્રતાનો સદુપયોગ ન કરી શકીએ તો તે શા કામની? સ્વાશ્રય એ તો સ્વતત્રતાનો પાયો છે, અને પરાવલબન એ ગુલામીની નિશાની છે અને આવા સ્વાશ્રયી માણસોને કદીય કોર્ટમા કે ઝઘડામા નહી ફસાવુ પડે પોતાની મેળે જ અદરોઅદર પતાવટ થઈ જાય અમુક અશે તે પોતા પર કરવેરા નાખશે અને તેમાથી જ પોતાના બાળકોને માટે શાળાઓ બધાય, શિક્ષકો નમે અને કેળવાય આવી કેળવણી કોઈને બોજારૂપ નહી બને આપણે જ આપણુ રક્ષણ કરીએ તો બીજા લશ્કરની કે પોલીસની જરૂર જ ક્યા રહે? અને આવા પ્રગતિશીલ ઉત્સાહી કાર્યકરો કાઠિયાવાડમા પડ્યા છે હવે જરી પોતાની જવાબદારી ખૂબ વધે છે એ માટે તેમણે જાગ્રત રહેવુ પડશે અને તો મારી ખાતરી છે કે, આખા દેશને માટે નાનકડુ સરખુ કાઠિયાવાડ એક આદર્શ નમૂનો બનશે અને આખા દેશને દોરવનાર સુકાની બની

શકતાની કાઠિયાવાડીઓમા શક્તિ છે જોકે પ્રજા અજ્ઞાન છે, પણ સાહસિક અને બુદ્ધિશાળી છે

"સાથે સાથે અવગુણથી પણ કાઠિયાવાડ ભરેલુ છે કાઠિયાવાડીઓ માટે એક કહેવત છે તમે તો જાણો છોના કે તેઓ પાઘડી પહેરે છે અને એ પાઘડીના જેટલા આટા તેટલી આ પ્રજામા આંટીઘૂંટી રહેલી છે અને તો એ જ કાઠિયાવાડ દેશમા મ્લકરૂપ પણ નીવડી શકે છે"

બાપુજીએ કાઠિયાવાડ માટેના વિચારો જણાવ્યા અને તુરત જ નૌનાના સાહેબ આવ્યા તેમની સાથે પણ કેટલીક વાતના અનુસંધાનમા બાપુજીએ આ વિચારો પર જ વાતો કરી

રાજકુમારીબહેન નિયમિત આવે છે અને પોતાના બહોળા વ્યવસાયમા પણ બાપુજીની ટપાલ લખી જાય છે બાપુજીના પ્રાર્થના પ્રવચનોનો અનુવાદ પણ તેઓશ્રી કરી જાય છે

આમારુ કદાચ બેચાર દહાડામા પગણા જવાનુ થશે બાપુજી જલદી પગણા પહોચી જવા ઇચ્છે છે બિહારમા પણ પ્રધાનો, કોંગ્રેસીઓ અને લીગના ભાઈઓમા તથા પ્રજામા સારી પેઠે વિખવાદ છે અને આ હત્યાકાડ પણ અદરોઅદરના વિખવાદને કારણે જ થયો છે એમ હવે તો બાપુજીને સ્પષ્ટ લાગે છે

આજની પ્રાર્થનાસભામા સુચિતાબહેને પોતાના મધુર કંઠે 'હમ ઐસે દેશકે વાસી હૈ' એ ભજન સભળાવ્યુ બાપુજીએ પણ તેમના ભજનનો ઉલેખ કરતા કહ્યુ કેવુ સારુ થાય કે આપણો દેશ એવો બની જાય કે જ્યા શોક ન હોય, ઈર્ષા અદેખાઈ ન હોય જ્યા નિરતર આનદમય વાતાવરણ હોય પરસ્પર મૈત્રીભાવ અને પ્રેમ હોય!

'આજે તો આ ભજનના શબ્દોથી તદ્દન જુદી જ દેશની સ્થિતિ છે પણ આ ભજનમાથી પ્રેરણા મેળવી એક એક માણસ એના જેવો બનવા પ્રયત્ન કરે તો જરૂર દેશ એવો બની જ જાય એ નિ શક વાત છે સમદ્ર તો બિંદુમાથી જ થયો છે ના? એક એક પાણીના બિંદુથી સમુદ્ર બનેલો છે તો એમ એક એક માણસના ઉત્તમ ચારિત્ર્યથી દેશ બનશે

અને જો એવા બની જઈએ તો પાકિસ્તાન થાય કે હિન્દુસ્તાન, ભલે પછી તેમાં ૧૧ પ્રાંત હોય કે ૨૧ પ્રાંત હોય, કે ગમે તેટલા હોય. જો પ્રત્યેક માણસને એમ થાય કે, જે દેશમાં હું જીવું છું તે દેશ પ્રત્યે મારી શી ફરજ છે, તો કોઈને દુઃખી થવાનો વખત જ નહીં આવે.

"મારી ઉપર પત્રોનો પાર નથી. કોઈ સ્તુતિ કરે છે, તો કોઈ ગાળોથી ભરેલા હોય છે. પણ તેથી મારે શું? નિંદા અને સ્તુતિ બંનેને હું સરખી જ ગણું છું. તો જ હું કામ કરી શકું છું.

"થોડા સમયમાં આપણે આઝાદ થઈશું. હજુ આપણે સંપૂર્ણ આઝાદ નથી બન્યા, પણ આપણે જો હળીમળીને કામ કરીએ તો વાઈસરૉય ચાલ્યા જવાનું કહેશે. મારે કહેવું જોઈએ કે, લૉર્ડ માઉન્ટબૅટન સાહેબ અને તેમનાં પત્ની લેડી માઉન્ટબૅટન ખૂબ સંસ્કારી અને ખાનદાન કુટુંબનાં છે. બંને જણાં બાહોશ અને સમજુ છે. હજુ તેઓ ચૌદ મહિના અહીં રહેશે. અને આપણે લાયક છીએ કે નાલાયક તેનું પ્રમાણપત્ર મેળવવું તે આપણા હાથમાં છે.

"એવાં જ આપણા દેશને જોવા માટે થોડા જ સમય પહેલાં દૂર દૂરથી એશિયાનાં સ્ત્રીપુરુષો આવ્યાં હતાં. લોહીનું એક પણ બુંદ પાડ્યા વગર આપણે આઝાદી મેળવી છે તે કીમિયો જોવા તેઓ આવ્યાં હતાં. અને તેઓ જ જો આપણા દેશવાસી ભાઈઓને લડતા જોઈને જાય (ગયાં) તો શી અસર પડે? હું તો સમજી જ નથી શકતો કે આ અમાનુષી વર્તન શા સારુ છે? શું પાકિસ્તાન માટે આ બધી લડાઈ છે? હું કહું છું કે, જબરજસ્તીથી પાકિસ્તાન તો શું પણ એક ઇંચનો ટુકડો પણ કોઈ લઈ શકનાર નથી. સમજાવીને અને શાંતિથી આખું હિન્દુસ્તાન લઈ શકાય, પણ ગુંડાગીરી કરીને એક તસુ પણ નહીં. હું રાજી થઈશ જો ઝીણાસાહેબ હિન્દુસ્તાનના — આઝાદ હિન્દુસ્તાનના પહેલા પ્રમુખ થશે તો. પણ શરત એ રહેશે કે, તેમણે ખુદાની કસમ ખાઈને, ખુદાને હાજરાહજૂર રાખીને પોતાની નજરમાં હિંદુ, મુસલમાન, શીખ, પારસી, યહૂદી વગેરે અનેક કોમની પ્રજા તરફ એકસરખી લાગણી રાખવી જોઈશે.

મિલકતનો નાશ કરવા કરતાં હું એ મિલકત જેમની તેમ જ રાખી ત્યાંથી ખસી જાઉં તો તેમાં સાચો ત્યાગ છે, અને માનવપ્રેમની પરાકાષ્ઠા સચવાઈ રહે. એ શત્રુ આપણો મિત્ર બન્યા વગર રહે જ નહીં. આ મારો દાવો છે. સમાજને તેની અંગભૂત વ્યક્તિઓથી જુદો ન પાડી શકાય. ખરા અર્થમાં આપણે સહુ એકબીજાનાં ભાઈભાંડુ છીએ. આજે તો સરકાર પોતાનાથી બને તેટલી સારી રીતે પોતાનું કામ કરી રહી છે. પણ ગમે ત્યારે તે કામ કરતી અટકી પણ જાય. અને તેવે સમયે સમાજ જે વ્યક્તિઓનો બનેલો છે તે સ્ત્રીપુરુષો પર આ જવાબદારી આવી પડવાની. તો તેવે સમયે જો આપણે સહુ ભાંડરડાં છીએ તે નહીં સમજીએ અને તે પ્રમાણે નહીં આચરીએ તો સંભવ છે કે અંધાધૂંધી વધશે. અને તેમાં કોઈનેય લાભ નથી થવાનો."

પ્રાર્થના પછી બાપુજીએ પાણી પીતાં મને ચાર શ્લોકો લખાવ્યા. ૬ વાગ્યામાં ગોપાલસ્વામી આયંગર આવ્યા. એટલે તેમની સાથે આજની સરકાર પર અને હિંદુસ્તાન, પાકિસ્તાન પર વિચારણાઓ થઈ.

મૌલાનાસાહેબ પણ ફરતી વખતે આવ્યા.

માલિશના સમયે બાપુજીએ મને યંત્ર વિષેની થોડીક વાતો કરી. તે વાતો કરતાં બાપુજી કહે,

"યંત્રનો ઉપયોગ ક્યારે થાય અને ક્યારે ન થાય તે જાણી લીધું હોય અને સમજપૂર્વક કરવામાં આવે તો આપણી ઘણી મુશ્કેલી ઓછી થાય. જેમ કે, આપણને કંઈ વાગે તો ટિંચર આયોડિન (ઝેરી દવા) ત્યાં ચોપડાય. પણ તાવ આવે તો તે પિવાય નહીં. અને ઝેરી દવાઓનો જે રીતે દાક્તરો ઉપયોગ કરે છે તે રીતે જ આપણે કાળજીપૂર્વક આ યંત્રોનો ઉપયોગ કરવો જોઈએ. યંત્રશક્તિએ આર્થિક ઉત્પાદનમાં સારો ભાગ ભજવવાનો છે. પરંતુ આમપ્રજાના હિતની ખેવના રાખ્યા વગર યંત્રશક્તિનો ઉપયોગ કેવળ થોડા મૂડીવાદીઓએ કર્યો છે અને તેથી આજે આપણી અધોગતિ થવા પામી છે.

"આજે જ હું વાત કરતો હતો તેમાં આપણાં ગામડાંઓમાં રબર ટાયર કે મોટર ટાયર નાખવા બાબતની ચર્ચા ચાલી ત્યારે મેં કહ્યું કે, મને તો સ્પષ્ટ લાગે છે કે એવાં રબર ટાયરોથી આમજનતાના લોકોની સગવડ તો નહીં વધે; હા, એમની જરૂરિયાત અને લાચારી વધ્યા વગર નહીં રહે. અને તેના શોષણનો વળી એક નવો કીમિયો ઊભો થશે."

બંગાળના ભાઈઓ, બંગાળનાં ભાગલામાં જેઓ સખત વિરોધ દર્શાવે છે, તેઓ આવ્યા હતા. બાપુજીએ તેઓને મક્કમ રહેવા સલાહ આપી હતી

બપોરના ચાંદપુર (નોઆખાલી)થી પ્યારેલાલજીનો ફોન આવ્યો અને ત્યાં ફરી જે બનાવો બની રહ્યા છે તે વિષેની વાતો કરવા આવવા રજા મંગાવી. ફોન મારા પર હતો. બાપુજીએ કહેવડાવ્યું કે, 'હું કંઈ દોરવણી નહીં આપી શકું. તમને સૂઝે તે કરો, અને સતીશબાબુ સાથે મસલત કરવી. ફક્ત મસલત કરવા માટે જ નોઆખાલીથી અહીં આવવું તે ઇચ્છવા જોગ નથી. મેં ઘણું ઘણું આપવાનું આપી દીધું છે. હવે યોગ્ય લાગે તે પ્રમાણે વર્તે'.

સાંજે પ્રાર્થના પહેલાં કાર્યકર બહેનો બાપુજી પાસે આવી. તેમણે પૂછ્યું કે. સ્ત્રીઓએ સ્ત્રીઓમાં જ કામ કરવું કે પુરુષોમાં પણ કામ કરવું જોઈએ?

બાપુજી કહે,

"હું જુદા જુદા વિભાગમાં કામ કરો એ પસંદ કરું ખરો. કારણ કે સ્ત્રીઓએ સ્ત્રીવર્ગમાં એટલું બધું કામ કરવાનું પડયું છે કે કેટલીક વાર તો કેટલીક એવી સ્ત્રીઓની સંસ્થા છે કે જ્યાં સ્ત્રી કાર્યકરનો અભાવે પુરુષોએ કામ ઉપાડવું પડયું છે. આપણા સમાજે સ્ત્રીવર્ગ તરફ અસહ્ય દુર્લક્ષ દાખવ્યું છે, અને તેમાં કામ કરવા માટે બુદ્ધિશાળી, સેવાભાવી બહેનોની ખૂબ ખૂબ જરૂર છે. છતાં એટલું જરૂર જોવાનું કહું કે, પુરુષો અને સ્ત્રીઓએ સ્પર્ધા ન કરવી જોઈએ. બન્નેની જરૂરિયાત બન્ને રીતે સરખી અને મહત્ત્વની છે, બન્ને વચ્ચે કશોય પડદો ન હોવો જોઈએ તેમ જ એકમીન પ્રત્યેનું વર્તન પણ સ્વાભાવિક અને સહજ હોવું જોઈએ

"આજે તો ઘણાય કાર્યકર ભાઈઓ જેઓ એક દહાડો ચુસ્ત અહિંસક હતા તેઓ પણ જાણે કે અહિંસા જોડે રમત ન કરતા હોય? અહિંસા, સત્ય, રચનાત્મક કાર્ય, ગ્રામઉદ્યોગ, ખાદી, આ બધાથી લોકોને ઘણા આવે નોય હું તો મારા મૃત્યુ સુધી એ જ વાત કરીશ, કેમ કે હિંદુસ્તાનની ઉન્નતિ હું આમાં જ જોઉં છું. રચનાત્મક કાર્યની દિશામાં યોગ્ય પ્રયત્ન થયા વિના અને બૂરાઈ કરનારા તરફ સદ્ભાવ કેળવ્યા સિવાય આપણી ઉન્નતિ થવી જ. ભલભલા માણસોની બુદ્ધિએ ગમે તેવા પ્રયોગો કરીને હથિયારો કે શસ્ત્ર સરંજામની શોધ કરી છે છતાંય

મારું મન તે તરફ લલચાતું નથી. પણ હું તેમ તેમ મારા મતમાં વધુ દઢ થતો જાઉં છું કે, અહિંસાથી પેદા થતી શક્તિ તો અનંત ગણી અજોડ છે, અને છેલ્લાં ત્રીસ વરસથી હું તે શક્તિને ભજું છું. આવી શક્તિ જોડે અત્યારનો યુગ એક કરોડકીનો છે ત્યારે હું રમત તો નહી જ કરું. કોઈ નહી હોય તો હું તો મારો સાથી છું જ.

"હિંદુસ્તાનમા હથિયારબંધી ફરજિયાત તો છે જ. પણ જો હિંદુસ્તાનનો પ્રત્યેક માનવી તેને મરજિયાત બનાવે, અને મરવાની બહાદુરીનો ગુણ અપનાવે, તો હિંદુસ્તાન એ દાવો કરી શકે તેમ છે કે, આત્મરક્ષા, કે દેશની ઉન્નતિ એ અણુ બૉમ્બથી નહીં, પણ અહિંસાથી જ થઈ શકે. અને આ દિશામા બહેનો જ કેવળ મહત્ત્વનો ભાગ ભજવી શકે એવી મોટી તાકાત ઈશ્વરે તેમને આપી છે."

તે બહેનોએ ગ્રામસ્વરાજ્ય વિષેના વિચારો બાપુજી પાસે માગ્યા.

બાપુજીએ તેઓને ટૂંકમાં જણાવ્યું કે, દરેક ગામ પોતાના પગભર હોવું જોઈએ. પોતાના ગામડામાં જરૂરિયાતની ચીજો ત્યાં જ પેદા કરવી. ખાસ સંજોગોમાં જ તે ચીજો બીજા પાસે માગવી. દરેક ગામ પોતાના જ પૈસે નિશાળ, સભાગૃહ કે ધર્મશાળાઓ બનાવે. અને તો બનાવનારા પણ તે ગામના જ કારીગરો હોય. ગામની દરેક વ્યક્તિને સ્વચ્છ અનાજ, સ્વચ્છ પાણી, સ્વચ્છ રહેઠાક મળે તે જોવાનું રહે છે. અને નઈ તાલીમ પ્રમાણે પાયાની કેળવણીથી માંડીને તે કેળવણી પૂરી થાય ત્યાં સુધી દરેક બાળકે તે ફરજિયાત લેવી જોઈએ. દરેક પ્રવૃત્તિ સહકારી ધોરણે ચલાવવી જોઈએ. ઝઘડાઓ પણ અંદરોઅંદર પતી જાય, ત્યાં ઊંચ નીચ જાતિના ભેદભાવ ન હોય. અને ગામે ચૂંટી કાઢેલ પુખ્ત ઉંમરનાં પાંચ સાત સ્ત્રીપુરુષોની એક કાર્યવાહી કે પંચાયત સ્થપાય. અને તેઓ ગામનાં જાહેર કામો ઉપાડે. તે જ ગામની સરકાર, ધારાસભા બને.

આ બહેનો ગયા પછી બાપુજીએ રસ પીધો અને તરત પ્રાર્થનાસભામાં ગયા.

આજે પણ સુચિતાબહેને ભજન ગાયું :

તારાં સ્વજન તને જાય મૂકી તો તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના,<br>
તારી આશાલતા પડશે તૂટી, ફૂલ ફળે એ ફાલશે ના;<br>
તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના.

ગુરુદેવનું આ ભજન બંગાળીમાં જ ગાયું. બાપુજીએ તેનો ઉલ્લેખ કરતાં કહ્યું :

"આ ભજન જેટલું મીઠું છે તેટલો જ તેનો અર્થ પ્રેરણાત્મક છે. તેમાં છે કે, આપણા પર ગમે તેટલી મુશ્કેલીઓ આવે છતાંયે તેની ચિંતા આપણે ન કરવા બેસવું જોઈએ. આપણે આપણો પ્રામાણિક પુરુષાર્થ ચાલુ રાખવો

"આજે પણ મારી પાસે પુષ્કળ કાગળો આવ્યા છે. એક ભાઈ તો લખે છે કે, હિંદુ અને મુસલમાન બંને હેવાન બની ગયા છે, તો આપ કેમ કાંઈ રસ્તો નથી સુઝાડતા? રસ્તો તો મારી પાસે છે જ. બેમાંથી એક સમજે અને હેવાનિયત છોડે, તો એની મેળે બધું શાંત પડી જશે

"વાઈસરૉય સાહેબ તો હવે આપણને સત્તા સોંપવા જ માગે છે. અંગ્રેજોએ સાચા દિલથી પોતાની સત્તા સમેટી લેવા જ એમને મોકલ્યા છે એમ પણ અંગ્રેજો કહે છે તે પર આપણે વિશ્વાસ રાખવો જોઈએ. તેઓએ અત્યાર સુધી આપણી પર વ્યાપારો કર્યાં છે, આપણને ચૂસ્યા છે, અહીં એશઆરામ ભોગવ્યો છે એક તરફ સિવિલ સર્વિસવાળાઓનું અસલ જોર છે. તો હજુય શંકા આવે છે કે, ખરેખર આ લોકો જવા ઇચ્છતા હશે? પણ હું તો અત્યારે એટલું જ કહી શકું તેમ છું કે, સ્વરાજ્યનો અરુણોદય છે, હજુ સૂર્ય ચમક્યો નથી, એટલે અરુણોદય હોય ત્યારે તો શી ખબર પડે કે દિવસમાં કેટલો તડકો પડશે?

"પણ અંગ્રેજો, સિવિલિયન અને સોલ્જરોને, જો મારો અવાજ તેઓ સુધી પહોંચી શકે તો, કહું છું કે, તેઓએ અંગ્રેજોનું નામ કાયમ રાખવું હોય તો તેઓ હવે એમણે જવું જ જોઈએ આજ સુધી તમે બધા અમારા ખભા પર બેસી નાચતા હતા, હવે નીચે ઊતરો તો તમારા માટે જ લાભદાયી છે

"અને એ લોકો પાસે આ કામ કરાવવા જ માઉન્ટબૅટન સાહેબ અહીં આવ્યા છે મારે કબૂલ કરવું જોઈએ કે, આવા ઉમરાવ હૃદયના, બુદ્ધિશાળી અને આપણી પ્રત્યે સહાનુભૂતિ હોય તેવા બહુ ઓછા વાઈસરૉય આવ્યા છે તેમાંના આ એક છે તેઓ ઇંગ્લંડવાળાઓની સત્તા પોતાના હાથમાં લઈને આવ્યા છે. સિવિલિયનો તો જવાની તૈયારીમાં છે અને તે અમલદારોને પેન્શન પણ બ્રિટન જ આપશે

"એવી વાતો પણ આવી રહી છે કે આ હુલ્લડમાં અંગ્રેજોનો હાથ પણ છે હું જાણતો નથી કે શું સાચું છે. પણ જો સાચું હોય તો એ શરમજનક વસ્તુ છે અને ઇતિહાસ તો કોઈની પરવા કરવાનો નથી.

ભાવિ ઇતિહાસ એમ જ કહેશે કે આ લોકો તો કેવળ લૂંટારા જ હતા. અને જો આ વાત ખોટી હોય — ખોટી નીવડે એવી આશા રાખું છું — તો મારે કશું જ કહેવાનું હોય જ નહીં.

"જે થયું તે થયું, હવે તો જાગ્યા ત્યાંથી સવાર છે. અંગ્રેજોમાં વ્યાપારીઓ, સોલ્જરો, અને સિવિલિયનોને હિંદુસ્તાન છોડવા કદાચ અનેક ગણી મુશ્કેલી આવશે. હવે શું કરવું એ પ્રશ્ન પણ ઉદ્‌ભવશે, સામે ઘોર અંધારું હશે. છતાંય હું તેઓના હિતમા કહું છુ કે, તેઓએ હિંદુસ્તાન છોડયે જ છૂટકો છે. અને તેમાં જ તેઓનું શ્રેય છે. પછી જ આપણી વચ્ચે ઝઘડો પતાવવાની વાત કરે. અમારું ભલે ગમે તે થાય, તેની તેઓ હવે ચિંતા ન કરે.

"મારી ઈશ્વરને પ્રાર્થના છે કે, તેઓ અહીંથી દુશ્મન રીતે ન જાય, ઘૃણાથી ન જાય, પણ આપણે તેઓને દોસ્ત તરીકે વિદાય આપી છે, અને આપણા અને તેઓના દિલમાં આ દોસ્ત તરીકેની ભાવના પ્રભુ કાયમ ટકાવી રાખે."

આજનું ભાષણ તો ખૂબ જુસ્સાદાર હતું. બાપુજીને મેં કહ્યું, બાપુજી, આજે ઘણા દહાડે આપે આવું ભાષણ કર્યું. બાપુજી કહે, "હું આજે આ વાતોથી ભર્યો હતો. કદાચ ઝીણાસાહેબને મનાવી લેવાની વાતો થતી હોય, અંગ્રેજો કોઈક રમતોમાં રમતા હોય તો મારે તેમની સામે ટોર્ચનો પ્રકાશ ફેંકવો જ જોઈએ. જેથી તેઓ અંધારામાં ક્યાંય અથડાય નહીં."

આની અસર ખૂબ થશે એમ લાગે છે. પ્રાર્થના પછી બાપુજીએ દૂધ લીધું અને જવાહરલાલજી, ખાનસાહેબ, કૃપાલાનીજી, રાજાજી, રાજેન્દ્રબાબુ વગેરે બધા નેતાઓ આવ્યા. રાતના નવ વાગ્યા સુધી વાતો ચાલી.

બાપુજી અને ખાનસાહેબ તો દેશના ટુકડા કરવાની સખત વિરોધમાં છે. પણ ઝીણાસાહેબ કોઈ રીતે માનતા નથી. એમને આખું હિન્દુસ્તાન સોંપવા તૈયાર છે, તોપણ તેઓ સ્વીકારવા તૈયાર નથી. એમને તો ફક્ત પાકિસ્તાન જોઈએ છે.

અસહ્ય ગરમીને કારણે બાપુજી રાત્રે ૧૦ વાગ્યે નાહ્યા. પછી ખાનસાહેબ સાથે થોડા આંટા માર્યા. કદાચ ૧૨મી સુધીમાં બિહાર જવાનું થાય. ત્યાંનું કોકડું પણ ખૂબ ગૂંચવાયેલું છે.

બાપુજી આજે ખૂબ થાકી ગયા છે. આંખો બંધ કરીને આંટા માર્યા. તેમના અવાજમાં પણ થાક લાગે છે. દિવસના એટલું બધું તેમને બોલવું પડે છે, વળી દેશની ચિંતા છે, અંદરોઅંદરના કજિયા પતાવતાં સારી પેઠે મહેનત લેવી પડે છે. બિહારમાં તો કેટલાક કાર્યકરભાઈઓના અંગત વ્યાપારો પણ ચાલે છે. આ બધાની વેદના પણ બાપુજીને થકાવી નાખે છે.

૧૦–૧૦ વાગ્યે બાપુજી પથારીમાં પડ્યા. સહેજ માથું દુખવાનું પણ કહેતા હતા માથે તેલ ઘસી થોડી વાર માથું દબાવ્યું અને માથે તથા પેટ પર માટી મુકાવી. ખાનસાહેબે પણ નિયમ મુજબ બાપુજીના પગ ચાંપ્યા. એ પણ હવે બેએક દહાડામાં સરહદ તરફ જશે.

૧૧–૪–'૪૭
ભંગીનિવાસ, નવી દિલ્હી

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી બંગાળી પાઠ. મને ગીતાપાઠ કરાવ્યો. આવેલા ભાઈઓ સાથે બંગાળ બાબત વાતો કરી. બંગાળનું પણ વિભાજન થશે એમ લાગે છે. બાપુજી કહે છે: હિંદુસ્તાનના ભાગલા એટલે જે તે દહાડે એના ૧૦૦ ટુકડા કરીએ તોય જુદી જુદી પ્રજા પોતાના અલગ અલગ પ્રાંત લેવાની હિમાયત કરશે જ. એટલે આ બધાં પગરણ સારાં નથી.

બાપુજીનું મન હવે બિહારમાં છે. બિહારથી તારો અને કાગળો આવે છે. બાપુજી માને છે કે, જો બિહારને પોતે ઠીક રસ્તે લાવી શકશે તો બીજે આપોઆપ ઠીક થતું આવશે.

૬–૩૦ વાગ્યે રાજેન્દ્રબાબુ આવ્યા. બાપુજીએ તેમને પણ આ જ હકીકત કહી કે, "હું દિલ્હીને જો મારું કાયમી રહેઠાણ બનાવી દઉં તો કોઈ એમ નહીં કહે કે તમે જાઓ. પણ મારો જીવ ત્યાં છે અને હું અહીં છું."

રાજેન્દ્રબાબુ પોતે પણ ઇચ્છે છે કે, બાપુજી હવે નહેરી તકે બિહાર જાય તો કંઈ ખોટું નથી. અને કદાચ કાલે જવાનું થાય પણ ખરું. હજુ આજના ૪ વાગ્યે વાઈસરૉયસાહેબને મળીને લેવું નક્કી થશે. અને પંડિતજી સાથે પણ મસલત નથી થઈ.

-માલિશ, સ્નાન, ભોજન, વગેરે નિયમબદ્ધ ચાલે છે. બપોરના આરામ કરતાં બાપુજીએ મને કાલની તૈયારી રાખવાનું સૂચવ્યું.

બપોરના બાપુજી આરામ કરીને ઊઠ્યા ત્યાં સમાચાર મળ્યા કે રાજેન્દ્રબાબુજીને સખત તાવ આવ્યો છે. બંગાળના વડા પ્રધાન પ્રફુલ્લબાબુ બેઠા હતા, પણ બાપુજીએ તેમને મોટરમાં સાથે લઈ લીધા, જેથી રસ્તામાં વાતો કરી લીધી, અને બાપુજીને જેવી ખબર પડી કે તુરત જ રાજેન્દ્રબાબુજીને બંગલે તેમને જોવા ગયા. સાથે હું અને ભાઈસાહેબ હતાં. બાપુજીને ઓચિંતા બંગલામાં પેસતાં જોઈ ને બધાં સ્તબ્ધ થઈ ગયાં. પટાવાળાઓ એકદમ દોડાદોડી કરવા લાગ્યા, અને રાજેન્દ્રબાબુ તો પથારીમાં સૂતા હતા ત્યાં સડાક બેઠા થઈ ગયા બાપુજી પ્રત્યે એમની ભક્તિ — શ્રદ્ધા અસીમ છે, એટલે પોતાની તબિયતની ખબર કાઢવા બાપુજી પોતે આમ એકાએક આવે એથી કંઈક શરમાયા, અને બાપુજીને જોઈ તેમની આંખમાં પ્રેમનાં ઝળઝળિયાં આવી ગયાં, અને આંખો તુરત જ લૂછી નાખી.

શી બાપુજીની વ્યવહારકુશળતા! ખબર પડી કે તુરત જ પ્રફુલ્લદાને લઈને મને કહ્યું, "વ્રજકિશોરને કહે કોઈની ગાડી હોય તો પાંચ સાત મિનિટ રાજેન્દ્રબાબુને જોઈ આવું." ત્યાં જઈ ને પણ એમને પૂરો આરામ લેવાનુ આગ્રહપૂર્વક કહ્યું અને બરાબર રીતે બધી કાળજી લેવાની સૂચના આપી એમનાં પત્નીને વિનોદમાં બાપુજી કહે, "કેમ બરાબર સેવા નથી કરતાં લાગતાં કે, ઘડીએ ઘડીએ માંદા પડે છે?" રાજેન્દ્રબાબુનાં પત્ની કહે, "બાપુજી, અમારું ક્યાં માને છે? ખૂબ કામ કરે છે, આરામ નથી લેતા. એટલે માંદા પડે છે."

બાપુજી ફરી હસતા હસતાં કહે: "એ વાંક પણ તમારોસ્તો. તમારે હુકમ કરવો જોઈએ કે હવે આરામ જ લેવો પડશે. રાજેન્દ્રબાબુ 'પતિ' તરીકે તમારી ઉપર હુકમ ક્યારેક તો બજાવતા હશેને? તો તમને પણ તેમની પર હુકમ બજાવવાનો અધિકાર છે."

આખો ઓરડો હાસ્યનાદે ગાજી ઊઠ્યો. ત્યાંથી આવ્યા બાદ સર દાતારસિંહજીનાં દીકરી કિરપાલબહેન આવ્યાં હતાં. તે તેમના ઘરમાં તો ફૂલની જેમ ઊછરેલ છે. શરીર પણ એટલું જ કોમળ છે, પણ

બાપુજીની કંઈક સેવા કરવાની ઇચ્છા બતાવી સ્વભાવે ખૂબ મળતાવડાં છે તે આજે કાંતતા શીખી ગયા બાપુજીના બે ત્રણ પત્રો ટાઇપ કરી આપ્યા

મને કહે, "બાપુજીને કહોને કે તમારી સાથે ફરવા દે, બિહાર પણ મારે આવવુ છે"

મે બાપુજીને કહ્યુ એટલે બાપુજી તેમને કહે "મારી સાથે રહેવુ એટલે તલવારની ધાર પર રહેવા જેવુ છે મારી સાથે ખાવા પીવાનુ ઠેકાણુ ન હોય, સૂવા માટેના ઉપયોગ ન હોય આ બધી છોકરીઓ તો ટેવાઈ ગઈ છે એક શેતરજી પર પણ પથ્થરની માફક ઊંઘી જાય વળી કપડા પણ આવા મુલાયમ ન મળે વહેવુ ઊચકવુ પડે, પાયખાના સફાઈ કરવી પડે તું બરાબર તૈયાર થઈ જા અને હુ સેવાગ્રામ આશ્રમમા જાઉ ત્યારે આવજે ત્યા સુધી જ્યારે દિલ્હી આવવાનુ થાય ત્યારે તો તુ આવીશ જ'

કિરપાલબહેન થોડા નિરાશ થયા બહુ જ લાગણીપ્રધાન અને સસ્કારી બહેન છે મને કહે, "તુ કેટલી ભાગ્યશાળી કે તને બાપુજીની સેવા કરવાની તક મળે છે અને અમને બાપુજી ના કહે છે"

એમા એની નિરાશા દેખાતી હતી, મને સામાન પણ એમણે જ યાદ કરી કરીને પેક કરાવ્યો સામાન થોડોક વધી જતો હતો તો પોતાને ઘેરથી જ પેટી લઈ આવ્યાં હતા એમણે જાણ્યુ કે સૂવા માટે નાનકડી શેતરજી વાપરુ છુ તો પરાણે એક નાનકડી ગાદી લાવ્યા, પણ મે પાછી મોકલાવી એમના પિતાશ્રી અને તેમના બા પણ બહુ જ માયાળુ છે જોકે આખો ઉછેર પાશ્ચાત્ય હોવા છતા આટલો બધો શ્રમ અહી કરે છે, કોઈ કામમા સૂગ નથી બાપુજીની થૂંકદાની ધોવાનો કે માંજવાનો પોતે જ આગ્રહ રાખી મારા હાથમાથી લઈ લે છે

કાંતતી વખતે બાપુજીએ ને કહ્યુ, "તમારો ધર્મ બગાળમાં રહી સેવા કરવાનો છે કોઈ પક્ષ કે વાદો સ્થાપે તેની આપણે પરવા ન કરવી, ન આપણે ચર્ચા કરવી મૂગી રીતે તન મન ધનથી સેવા કરનારની સેવા અફળ જતી જ નથી, પણ પોતાના આત્માને, પોતાના

ઇશ્વરને રીઝવવા એણે આપેલી શક્તિનો સદુપયોગ કરવા સારુ જ સેવા છે. બાકી તો દંભ જ કહેવાય."

૪ વાગ્યે માટી લેતાં રાજકુમારીબહેનને એક પત્ર વાઇસરૉયને લખાવ્યો, ને લખાવતાં લખાવતાં ઝોલું આવી ગયું. સવારના ૩-૩૦ વાગ્યાના ઊઠયા છે. બપોરે પણ જરાયે ઊંઘી નથી શકયા. દક્ષિણ આફ્રિકાથી ડૉ. દાદુ અને નાયકર આવ્યા, બાપુજી એમને દક્ષિણ આફ્રિકા સંબંધી વાતો કરતાં કહે, "સાચું કહું તો મારું ઘડતર દક્ષિણ આફ્રિકામાં જ થયું છે, એટલે જેટલું મને હિંદુસ્તાનનું દાઝે, હિંદુસ્તાનના પ્રશ્નોની ચિંતા હોય છે, તેટલી જ ચિંતા મને દક્ષિણ આફ્રિકાની છે. કારણ કે સત્યાગ્રહનું શસ્ત્ર તો મને ત્યારથી જ હાથ આવ્યું છે, અને અહિંસક સત્યાગ્રહની સફળતા ત્યાં જ મળી, અને તેથી જ મારા વિચારોમાં — મારી શ્રદ્ધામાં હું દૃઢ થતો ગયો. આજે હિંદુસ્તાન તો આઝાદીને આંગણે આવ્યું છે, પરંતુ હું તો આવી આઝાદી નથી ઇચ્છતો, અથવા હિંદુસ્તાન આઝાદ થશે અને આવા ભાગલાઓ પડશે, કે લઘુમતીનું રક્ષણ નહીં જળવાય, તો એ મારા મનથી આઝાદી નહીં હોય. કારણ કે મારી આઝાદીનું સ્વપ્ન તો કંઇક જુદું જ છે. પણ અત્યારે દેશમાં હજુ તો હિંદુસ્તાન સંપૂર્ણ આઝાદ નથી બન્યું ત્યાં જ એનાં પગરણ ખોટાં મંડાયાં છે. ગુજરાતીમાં કહેવત છે કે 'પુત્રનાં લક્ષણ પારણેથી પરખાય' એમ આ બધું મને સારું નથી લાગતું. બાકી તો બધું ઇશ્વરને હાથ છે."

પ્રાર્થનામાં જતાં પહેલાં આવતી કાલે સાંજે જવાનો લગભગ નિશ્ચય થઈ ગયો છે અને બાપુજી પ્રાર્થનામાં હમણાં જ જાહેર કરશે.

પરંતુ સાચી ખબર તો બાપુજી કાલે સાંજે વાઇસરૉય સાહેબને મળશે પછી જ પડશે. નિયમ મુજબ સાંજે પ્રાર્થનાસભામાં ગયા. હવે તો સારી રીતે પ્રાર્થના થાય છે. હજારોની સંખ્યામા સ્ત્રીપુરુષો આવે છે

પ્રાર્થના પછી બાપુજી કહે,

"તમને ખબર આપતાં હું સંકોચ અનુભવું છું કે, આવતી કાલે મેં બિહાર જવાનો લગભગ નિશ્ચય કરી લીધો છે.

"નોઆખલીમા હુ દૈવના હુકમથી ગયો હતો. અને તેના જ અનુસધાનમા મારે બિહાર જવાનુ થયુ અને બંને જગ્યાએ ઠીક ઠીક સતોષકારક કામ ચાલી રહ્યુ છે. પરતુ મારે તો બિહારને આદર્શ બનાવવુ છે ચારે તરફ ભલે ગમે તેવી આગ લાગે, તોપણ બિહાર કે નોઆખાલીમા એની કશી જ ક્યારેય અસર ન પહોંચે એવુ આદર્શ મારે કરવુ છે, અથવા મરવુ છે દિલ્હીમા જે રાજકારી પવન ફૂકાય છે તેનુ પરિણામ જે આવવુ હશે તે આવશે, પરિણામ લાવનાર હું કોણ? અને એ આશાએ બેસાય નહી હુ તો અહી માત્ર બે વ્યક્તિઓનો કેદી છુ એક વાઈસરોય સાહેબ અને બીજા પડિત જવાહરલાલ નેહરુ એ બંને જણાને મે સદેશો પહોચાડી દીધો છે.

"હુ તો રહ્યો ગીતામાતાનો સેવક ગીતામા સ્પષ્ટ છે કે, સ્વધર્મનુ જ રક્ષણ કરવુ અને પોતાના જ ક્ષેત્રમા રહી સેવા કરવી. દિલ્હી તો મારા માટે પરક્ષેત્ર છે. મારુ ક્ષેત્ર તો બિહાર અને નોઆખાલી છે અને પરક્ષેત્ર કે પરધર્મ ભયાવહ હોય છે એટલે જો હવે હુ દિલ્હી મારુ પોતાનુ ક્ષેત્ર મૂકીને રહુ તો મારા માટે ભયાવહ બની જાય

"અને ત્યા બેઠા બેઠા જ હુ પજાબનુ કામ કરીશ જ. હુ તો જ્યા જઈશ ત્યા એક જ વાત ફરી ફરીને ઘૂટતા થાકવાનો નથી, કારણ કે એ 'એકડો જ' સાચો એકડો છે, એના ઉપર ઘૂટીશ તો જ મને સાચો એકડો આવડશે. તેમ સત્ય, અહિસા કે મરી જવુ પણ કોઈને મારીશુ નહી, કે કોઈ પર ગુસ્સોય નહી કરીએ તો જ તેમા આત્મોન્નતિ છે, એમ મને દિવસે દિવસે દીવા જેવુ સ્પષ્ટ ભાસે છે જો આ સૂત્ર બધામાથી એક પણ અપનાવે તો આજે જ મારી ખાતરી છે કે, દેશભરમા શાંતિ થઈ જાય. અને અનેક વિટબણામાથી ઊગરી જવાય આપણે હૈયાફૂટા ન થઈએ આખરે આ બધુ નુકસાન આપણે જ વેઠવુ પડવાનુ છે ઇગ્લડ કે અમેરિકાથી તમારા માટે કોઈ કશું જ મોકલવાનુ નથી એટલુ તો સમજો!!

"અને એ માટે જ હુ ઝૂઝુ છુ એમ કરતા કોઈ મને મારવા આવશે અને મારુ મોત જ જે પગે સર્જાયેલુ હશે તે સમયે તમારા માથી કોઈ રોકી શકનાર નથી દુનિયાભરના હકીમ, ડાક્ટરો ભેગા કરશો તોય કઈ નથી વળવાનુ અને આ દુનિયા તો ચદરોજની ચાદની જેવી છે. હમણા જ તમે ભજન સાભળ્યું ને? તો પછી એ મોતથી શુ કામ ડરતા ફરીએ? તમે જો સમજી જશો તો પાકિસ્તાન વાળાઓને તો દુનિયા કહેશે કે આમ જાલિમ રાજ્ય તમે નહી ચલાવી

શકો. પણ આજે તો આપણામાં જ દોષ ભર્યો છે તો બીજાને કયા મોઢે હું કહું કે તમે દોષ કરો છો?

"સત્યાગ્રહનો અર્થ જ આ છે કે, સત્યાગ્રહી આખી દુનિયાને પ્રેમથી પોતા તરફ વશ કરી શકે છે. એને માટે ઇંગ્લંડ અમેરિકામાં પ્રચારકોની જરૂર નથી હોતી. જે સાચી સેવા કરનાર છે તેનો પ્રચાર તો એની મેળે જ થવાનો છે. આ હું કાંઈ કલ્પેલી વાતો નથી કહેતો, પરંતુ સત્ય હકીકત કહું છું. દક્ષિણ આફ્રિકામાં મેં આ જ રીતે આખી દુનિયાની સહાનુભૂતિ મેળવી હતી."

પ્રાર્થનામાંથી વળતાં એક મદ્રાસી ભાઈ બાપુજીના હસ્તાક્ષર લેવા આવ્યા. બાપુજીને તેમણે તામિલમાં હસ્તાક્ષર આપવા કહ્યું. બાપુજી કહે, "જો તામિલમાં મારી સહી કરવાનો પ્રયત્ન હું કરું તો તમે સુધારજો. પણ તમારે તેની કિંમત બમણી આપવી પડશે, એટલે કે દસ રૂપિયા." તેમણે દસ રૂપિયાની હા પાડી. બાપુજીએ 'મો. ક. ગાંધી' ધીમે ધીમે યાદ કરીને તામિલમાં લખ્યું અને બતાવ્યું. પેલા ભાઈ કહે તમે તો કહેતા હતાને કે મને બરાબર નથી આવડતું?

બાપુજી કહે, "જો ભૂલ વગર લખ્યું હોય તો તમારે મને બીજા દસ રૂપિયા આપવા જોઈએ ને?"

પેલા ભાઈ પાસે બીજા દશ રૂપિયા તો ન હતા. બાપુજી કહે, "હજુ હું કાલ સાંજ સુધી છું. કાલે સાંજ સુધીમાં આપી જજો. તમારામાં હું વિશ્વાસ મૂકું છું."

પણ તેમ તો પેલા તામિલભાઈને બાપુજી પ્રત્યે વધુ માન ઊપજ્યું અને હાથની આંગળીમા સોનાની વીંટી પહેરી હતી તે તુરત જ કાઢી અને બાપુજીને પ્રણામ કરીને આપી.

બાપુજી તો ખુશ થઈ ગયા. તેટલામાં પંડિતજી આવ્યા. અમે બે ચાર જણ બાપુજીની આસપાસ ઊભા હતાં તે જોઈને કહે, "ક્યા હૈ?"

મેં કહ્યું, "બાપુજી પોતાનો વેપાર કરી રહ્યા છે."

બાપુજીએ આખી વાત કહી કે મેં ભૂલ વગર સહી કરી તો મને હરિજન ફંડ માટે મહેનતાણું તો મળવું જોઈએ ને? પંડિતજી હસતા

હસતા પેલા તામિલભાઈને કહે, "તુમ જાનતે નહીં થે કિ બાપુ બનિયે હૈ ?"

તામિલભાઈ કહે, "પણ સાહેબ, કોણ જાણે, તેમનામાં લૂંટવાની અદ્‌ભુત શક્તિ છે."

બાપુજી કહે, "પણ તેના બદલામાં આ પૈસા દુઃખી લોકોમાં ખર્ચાશે. તેઓ તમને કેટલા આશીર્વાદ દેશે ?"

તામિલભાઈ—"મારે માટે તો આપના આશીર્વાદ જ બસ છે." એમ કહી બાપુજીના પગે હાથ અડાડી પ્રણામ કર્યા. બાપુજીએ તેના વાંસામાં મીઠી ટપલી મારી અને તે ખુશ થઈને ગયા. પંડિતજી સાથે ૪૦ મિનિટ એકલા વાતો કરી.

પછી બાપુજીએ થોડા આંટા માર્યા અને ઠંડા પાણીનો સ્પંજ કર્યો.

આજે ખાનસાહેબને પણ થોડોક તાવ આવ્યો છે. તેમને ગરમ પાણી અને મધ આપ્યું. એ પણ આવતી કાલે પેશાવર જશે. એ બહુ જ નિરાશ થઈ ગયા છે. એમને એમ લાગે છે કે ન હિંદુસ્તાનના કે ન પાકિસ્તાનના રહ્યા. પણ મને કહે, "જ્યાં સુધી મહાત્માજી છે ત્યાં સુધી મારે કશી જ ચિંતા નથી."

એમના શરીર ઉપર માનસિક ચિંતાની અસર પડી રહી છે. તાવ હતો છતાંય બાપુજીના પગ ચાંપવા આવ્યા. બાપુજીએ બહુ ના પાડી. મેં તો ના પાડી જ હતી પણ કહે, "કલ તો બાપુ આપ કહાં હોંગે ઔર મૈં કહાં હોઉંગા ? આજકે હી દિન હૈ, ઔર આપકે પૈર દબાનેસે મૈં ઠીક હો જાઉંગા."

આવી ભક્તિ ખાનસાહેબની બાપુજી પ્રત્યે છે.

બાપુજીએ સૂતાં પહેલાં મને કહ્યું, "તારે કાલે સાંજ સુધીમાં બધું જ તૈયાર રાખવાનું છે. પછી કદાચ અહીં રહી પડીશું તો સામાન છોડતાં વાર નહીં લાગે. પણ તારે જવાની તૈયારી જ મનમાં રાખવાની છે."

મેં અર્ધો સામાન તો આજે જ બાંધી લીધો. વધારાનું સૂતર ખાદીભંડારમાં આપી દીધું. ભેટ આવેલા તાકા હરિજન કૉલોનીમાં

વિયોગીજીને મોકલી આપ્યા રસ્તામાં ખૂબ ગરમી લાગશે એટલે ડબ્બાની બારીઓના ખસના પડદા બાંધવાની સૂચના આજે રેલવે ઑફિસરને ભાઈસાહેબે આપી પણ એ પડદા સ્ટેશને તોડી જ નાખે છે એટલે એ ખર્ચ વ્યર્થ છે

૧૨-૪-'૪૭
ભંગીનિવાસ, નવી દિલ્હી

નિયમ મુજબ પ્રાર્થના અને ગીતાપાઠ ભણાવી મારી ડાયરી વિષે વાતો કરી તે પૂરી થયે સંભાળીને મહુવા મોકલી આપવાની બાપુજીએ સૂચના કરી રાજકુમારી બહેન ૫-૩૦ વાગ્યે આવ્યા. બંગાળી પાઠ કરતા તેમની સાથે વાતો કરી રાજેન્દ્રબાબુજી પણ આવ્યા બાપુજીએ આની નબળી તબિયતે આવવા બદલ ઠપકો આપી કહ્યુ કે, "દિલ્હી છોડતા પહેલા હું જરૂર તમારે ત્યા આવી જાત" ગોપાલસ્વામી આયંગર પણ આવ્યા બધા મળવા પૂરતા જ આવ્યા હતા

માલિશ સ્નાનથી આજે ઝપાટાથી પરવારી ગયા બાપુજીનું વજન લીધુ ૧૧૨ રતલ થયુ ગરમીના પ્રમાણમા ઠીક કહેવાય પછી એક પછી એક આવતા જતા ગયા

૯-૩૦ એ કેટલાક શીખ ભાઈઓ સાથે વાતો કરી તેમને જવાબ આપતા બાપુજી કહે, "વહેમ બુદ્ધિનો કબજો લે છે ત્યારે તે કાઢવો ઘણો મુશ્કેલ થઈ પડે છે ગુરુ ગોવિંદસિંહ વિષે હું અત્યંત માન ધરાવુ છુ અને માફ કરજો, પણ હું હિંમતપૂર્વક કહુ છુ કે, તમારા બધા કરતા કદાચ હું તેમનો સાચો પૂજક છુ અને આશ્રમની પ્રાર્થનામા તેમના અનેક ભજનો ગવાય છે પરંતુ કાયદાથી કોઈ માણસને ફેરવી શકાતો નથી, સમજાવવાથી જ ફેરવી શકાય છે. એટલે કાયદાથી કરી કોઈ અહિંસક નથી બની શકતો પરંતુ હિંસાને ફરમાવનારો તો કોઈ જ ધર્મ નથી, અહિંસાને ફરમાવનારા લગભગ બધા જ ધર્મો છે પરંતુ તમે એવું કેમ નથી સમજતા કે, જો હું બીજાઓને કહુ કે તમે મારા ધર્મ તરફ માનથી જુઓ, તો પ્રથમ

તો મારે જ દરેકના ધર્મ તરફ માનપૂર્વક જોવું જોઈએને? પરંતુ આજે હું તમને નથી સમજાવી શકતો એ કરુણતા છે"

૧૦ વાગ્યે રાજાજી આવ્યા પાકિસ્તાન હિંદુસ્તાન વિષે વાતો ચાલી. ૧૫ મિનિટ આરામ કરીને ૧૧-૩૦ વાઈસરૉયને મળવા ગયા. હું સામાન પૅક કરવાના કામે લાગી ટાઈમ્સમા આવ્યુ કે, બાપુજીની ફૉર્મ્યુલા કૉંગ્રેસની કારોબારીને મંજૂર નથી, તેથી બાપુજી જલદી બિહાર જાય છે

બાપુજી વાઈસરૉયને મળીને આવ્યા ત્યારે આ હકીકત વાંચી સ્તબ્ધ થઈ ગયા જોકે એક હકીકત સાચી છે કે બાપુજી પાકિસ્તાન કરાવવાની વિરુદ્ધમા છે પણ તેથી જ બિહાર જાય છે તે તો સાવ ખોટુ છે બાપુજી કહે, "માણસને ઈશ્વરે બુદ્ધિ આપી તેનો સદુપયોગ કરતા દુરુપયોગ વધારે થયો છે છાપાવાળાઓ એમા સહુથી ચડે છે ધારે તો છાપાવાળાઓ હિંદુસ્તાનનો રંગ ફેરવી શકે, શિષ્ટ વાચન આપી લોકોની સેવા કરી શકે, અને ધારે તો લોકોને બગાડી મૂકે, ઉશ્કેરાટ ફેલાવીને સત્યાનાશ વાળી શકે છે"

ખાનસાહેબ સીધા પેશાવર જશે આજે છેલ્લો દહાડો છે એટલે મુલાકાતીઓનો પાર નથી મુખ્યત્વે કૃપાલાનીજી, સુચેતાબહેન, પ્રફુલ્લ બાબુ, ખાનસાહેબ, ચાર્મિનીઝ ભાઈઆ, ડૉ મુખરજી, બલદેવસિંહ, સી એચ ભાભા, દેવદાસકાકા, જમનાદાસકાકા, સર દાતારસિંહજી, ફ્રાન્સના એલચી, કૃષ્ણ મેનન, શ્રીધરાણીજી રાજાજી પંડિત જવાહરલાલજી સરદાર વલ્લભભાઈ, મૌલાના સાહેબ, અરુણા આસફઅલી, આરમ ડેલિગેશન મહેરચંદ ખન્ના વગેરે આવ્યા

આજની પ્રાર્થનામા સુચિતાબહેને ભજન ગાયું, અને આવતી કાલે રાષ્ટ્રીય સપ્તાહનો દિવસ પૂરો થાય છે તેને અંગે બાપુજીએ વાતો કરી

> કાલે રાષ્ટ્રીય સપ્તાહનો આખરી દિવસ છે. ૬ એપ્રિલનો દિવસ જાગૃતિનો દિવસ હતો એ દિવસે આપણે જોયું કે આખુ હિંદુસ્તાન એક થઈ ગયુ હતુ રાહેરો તો એક થઈ જ જાય છે કારણ કે ઐકચ વગર ત્યાનો વ્યાપાર ન ચાલી શકે. પરંતુ હિંદુસ્તાનનુ એકએક ગામડુ પણ એમા ભળ્યુ હતુ એવો સુવર્ણમય દિવસ હતો ૬ એપ્રિલને દિવસે

મેં ઉપવાસ રાખવાનું કહ્યું હતું, અને આખા દેશે મારી વાત માની લીધી હતી હું તો કોણ માત્ર હતો? એ તો ફક્ત ઈશ્વરી સંકેત જ હતો. તે વખતે મલબારથી આસામ સુધી, કન્યાકુમારીથી કાશ્મીર સુધી, મદ્રાસથી પંજાબ સુધીના એકેએક ગામડામાં જાગૃતિ આવી ગઈ હતી અને ૧૩ એપ્રિલની તારીખ હિંદુસ્તાનની કાલની તારીખ છે એ દિવસે જલિયાનવાલા બાગમાં હિંદુ, મુસલમાન, શીખ એકસાથે કતલ થયા એ કોઈ બગીચો ન હતો. એ તો ચોતરફ દીવાલનું પાકું ચણતર હતું અને ત્યાંથી ભાગવા માટે જરા સરખો પણ રસ્તો ન હતો, અને તેથી પાંચ હજાર માણસોની ત્યાં કતલ થઈ અને હિંદુ, મુસલમાન, શીખ બધાનું ખૂન એકસાથે વહી રહ્યું હતું કોઈ ભલભલો ડૉક્ટર પણ પારખી શકનાર ન હતો કે કયું લોહી કોનું હશે? જલિયાનવાલા બાગમાં બધા જ હિંદુસ્તાનીઓ એકસાથે શહીદ થયા, એ કંઈ જેવી તેવી હકીકત નથી અને એ હત્યાકાંડ એટલો ભયંકર હતો કે દેશ આખો હચમચી ગયો એટલે કાલે ૧૩ એપ્રિલનો દિવસ મનાવવાનો છે. ગુરુદેવ ટાગોરે પણ એ સમયે આ હત્યાકાંડથી—સરકારને કાગળ લખેલો

"મને દુઃખ છે કે કાલે હું તમારી સાથે નહીં હોઉં. મેં બિહાર જવાનો નિર્ણય કરી લીધો છે. આપ કહી શકો છો કે એક દહાડો રોકાઈ જાઓને? પણ બિહાર હું મોજ માણવા નથી જતો યથાશક્તિ સેવા કરવા જઈ રહ્યો છું અને ઉપવાસ તો રેલગાડીમાં પણ કરીશ જ જેવી રીતે ૬ એપ્રિલ તમે મનાવી હતી, તેવી રીતે આ દિવસે ઉપવાસ, મૌન અને કાંતણ તથા ઐક્ય જાળવવાના કાર્યક્રમમાં ભાગ લેજો.

"જો તમે સાત દિવસની મારી વાતો સાંભળી હોય, તમને તે બરાબર ગળે ઊતરી હોય, તો તમે ભલે થોડા જ પણ સાંભળનારાઓ નિશ્ચય કરી લેજો કે, અમે મરી જઈશું પણ કોઈને મારીશું નહીં. આપણે તલવાર, લાઠી, બંદૂકનો આશરો છોડી કેવળ ઈશ્વરનો જ આશરો લેવો જોઈએ અને એથી એવી નીડરતા આવી જશે કે તમે જ તમારું રક્ષણ કરી શકશો

"આજે તો આપણે એવી રીતે લડી રહ્યા છીએ કે, મારી પાસે અનેક વિદેશી લોકો આવે છે તેમની પાસે શરમિંદો બની જાઉં છું અને તે લોકો મને અહિંસાના અમોઘ શસ્ત્રને વાપરવાની રીત પૂછે છે, ત્યારે હું વિચારું છું કે કયે મોઢે હું તમને કહું? જ્યાં મારા જ લોકો ભાઈઓ ભાઈઓની કતલ કરી રહ્યા છે!! જોકે હું જાણું છું કે આવી બેવકૂફીભરેલી લડતમાં ગણ્યાગાંઠ્યા જ માણસો છે પણ આપણે જો એવો નિશ્ચય કરી લઈએ કે, આપણે જે જાતની આઝાદી લેઈએ છે તે

બુદ્ધિના બળથી હાસલ કરીશુ, તલવારના બળથી નહી, તો તે આઝાદી મીઠી' અને પવિત્ર હશે.

"અખબારવાળાને બે શબ્દ કહેવાની ઇચ્છા થાય છે કે, કોઈ ગમે તેટલી રાડો પાડે પણ છાપાવાળાઓ તો સુધરતા જ નથી આજના છાપામા છે કે, મને વર્કિંગ કમિટીના મેમ્બરો સાથે બનતુ નથી, મતભેદ પડયો છે, અને ઝઘડો થયો છે, એટલે હુ બિહાર જઈ રહ્યો છુ આ હકીકત કોઈ નાનાસૂના છાપામા નથી આવી. સારી પ્રતિષ્ઠા પામેલા છાપામા છે આ હકીકત જોઈને મને દુ ખ થયુ કે, આપણા છાપાઓ કેટલા નીચા ગયા છે? ઝઘડો શાને હોય? ઝઘડો હોય તો હમણા જ બધા અહી ભેગા થયા હતા, બધા જ મને એક મુરબ્બી તરીકે માને છે, પૂછે છે મતભેદ તો હોય પણ મતભેદ કયા નથી હોતો? બાપ દીકરાની વચ્ચે પણ હોય, પરતુ તેથી ઝઘડો થયો એવુ બધુ લખવુ, લોકોને ભડકાવવા અને એ રીતે વધારે વેચાણ કરી કમાણીનુ સાધન બનાવવુ, આ પાપી રીત અખબારવાળાઓની છે પેટ ભરવા માટે આવી રીતો અજમાવવી એના કરતા બીજુ કયુ મોટુ પાપ હોઈ શકે? હુ પણ જૂનો અખબારનવીસ છુ. દક્ષિણ આફ્રિકામા મે પણ છાપુ ચલાવ્યુ છે તે પરથી આ કહી શકુ છુ પોતાની કમાણી કરવા માટે આવી જૂઠી વાતોથી પાના ભરી હિંદુસ્તાનની કુસેવા કરવા કરતા જો અખબારો બધ જ થઈ જાય, કે તત્રીઓ એવા કાળા કામ કરવાને બદલે બીજો કોઈક પેટ ભરવાનો ધધો શોધી કાઢે તો સારુ. અગ્રેજીમા રાજ્યની ચોથી શક્તિનુ માન અખબારોને અપાયુ છે. અખબારોથી ઘણી વાતો સુધરે છે, ઘણી વાતો બગડે છે જો છાપાઓ સ્વચ્છ નહી રહે તો હિંદુસ્તાનની આઝાદી શા કામની? અને આપણને પણ એવી કુટેવ પડી છે કે, સવારે ઊઠતાની સાથે જ ઈશ્વરનુ નામ લેવાનુ બાજુએ રહ્યુ, ગીતા કે કુરાન, બાઇબલ કે રામાયણનો પાઠ નહી કરીએ, પણ છાપુ વાચ્યા વગર ચાલે જ નહી. એ એક વ્યસન જેવુ બની ગયું છે. અને આપણે છાપાના ગુલામ બની ગયા છીએ અને છાપાવાળાઓએ હવાઈ કિલ્લાની વાતો મૂકી મૂકીને માણસોને બેવકૂફ બનાવ્યા છે પણ હું તો વાચકોને કહું છુ કે આવા નકામા અખબારોને ફેકી દો આવા છાપાઓ નહી વાચો તો જરા પણ નુકસાન થવાનુ નથી. અને જો છાપા વાચવા જ હોય તો એવા વાચો કે જેમાથી કઈક શીખવાનુ મળે, કઈક લોકોની સેવા કરવાનુ માર્ગદર્શન મળે અને છાપાવાળાઓને પણ આવી ખોટી અફવાઓ ફેલાવવા માટે રાતના ઉજાગરા નહી કરવા પડે.

"આવી કંઈક વાતો હોય તો છાપાવાળાઓની પહેલી ફરજ એ છે કે, એણે ગાંધી, નેહરુ કે કૃપાલાનીને પૂછવું જોઈએ.

"હું બિહાર જાઉં કે નોઆખાલી, જ્યાં હોઈશ ત્યાં તમારું જ કામ કરીશ. પંજાબનું પણ હું ત્યાં બેસીને કરીશ. અને જ્યારે ફરી કૃપાલાની, સરદાર, નેહરુ કે વાઈસરૉય બોલાવશે ત્યારે હાજર થઈ જઈશ, કેમ કે અંતે તો હું તેમનો કેદી છું."

(રાતે ૧૦ વાગ્યે ગાડીમાં ડાયરી પૂરી કરું છું).

૮–૧૫ ભંગી કૉલોની છોડયું. અમો અમ્માજાનને (મિસિસ સરોજિની નાયડુને) જોવા ગયાં. તેમની પાસે ૧૫ મિનિટ રોકાઈને સીધાં સ્ટેશન પર આવ્યાં. ખાનસાહેબ બહુ જ ગમગીન હતા. વહાલથી વાંસો થાબડી મને છાતી સરસી ચાંપીને કહે: "बेटी ! तुझको मैं रोज याद करूंगा. तुमने मेरी बहुत सेवा की है देखो एक बातका खयाल रखना कि कोई भी, कुछ भी कहे, मगर बापूको कभी नहीं छोडना."

એમ કહી બાપુજીને પ્રણામ કર્યા. બંને જણાનું હૃદય એટલું બધું પવિત્ર હતું કે એથી વાતાવરણમાં જુદો જ પ્રકાશ હતો. કાળી વાદળીમાં વીજળી ઝબૂકે અને એથી આંખ અંજાઈ જાય એવું પવિત્ર આ બંને મહાત્મા, બંને ગાંધી, બંને અહિંસાના સાચા પૂજારી વચ્ચે છૂટા પડતી વખતનું બે મિનિટનું વિરલ દૃશ્ય હતું. કંઈક અલૌકિક ઝબકારો હતો.

ગાડીમાં બાપુજીએ વાઈસરૉયને પત્ર લખ્યો. બીજા થોડાક કાગળો લખ્યા અને ૧૦–૧૫ પછી સૂવાની તૈયારી કરી.

હું પણ સવારની થોડીક તૈયારી કરી આ ડાયરી પૂરી કરી સૂવા જાઉં છું. સ્ટેશનોએ હરિજન ફંડ ઉઘરાવ્યું. પટણા જતી ગાડીમાં અર્ધી ડાયરી લખી છે. આવતી કાલે બાપુજી ઉપવાસ રાખવાના છે.

૧૩–૪–'૪૭

**પટણા જતી ગાડીમાં**

આજની રાત પ્રમાણમાં બહુ શાંતિથી પસાર થઈ. હું દરેક સ્ટેશને જાગી જતી હતી. રાતના હરિજન ફંડના ૪૦૦ રૂપિયા એકઠા થયા. લોકો બહુ જ શાંતિપૂર્વક બાપુજીને જોતા હતા. દર્શન કરીને

ચાલ્યા જતા. કોઈ પણ જાતના જયધ્વનિ બોલવાની ના કહેતા હતા એટલે લોકો માની જતા. હું લગભગ ૨–૩૦ પછી ઊંઘી ગઈ અને ૩–૩૦ બાપુજીએ પ્રાર્થના માટે જગાડી ત્યારે જ જાગી. નિયમ મુજબ દાતણપાણી કરી પ્રાર્થના થઈ. ચાલતી ગાડીમાં બ્રાહ્મમુહૂર્તમાં પ્રાર્થના, અને તેમાં પણ ગીતાપાઠ કરવાની બહુ મજા પડે છે. પ્રાર્થના પછી બાપુજીએ ગરમ પાણી અને મધ લીધું અને કેટલાક ભાઈઓ સાથે વાતો કરી. ઉરુળીકાંચનના મણિભાઈ સાથે ઉરુળીના નૈસર્ગિક ઉપચારો અંગે તથા ત્યાંની વ્યવસ્થા અંગે વાતો કરી. પછી ટપાલ લખી. . . .ને લખ્યુ કે,

. . .એ તારા ક્રોધની વાતો કરી. સ્વતંત્ર વર્તણૂકની પણ. જે માણસ સંસ્થામાં રહી સ્વતંત્ર વર્તણૂક રાખે તે સંસ્થાનો ઘાતક બને છે. કામ કરનારાં બધાં તેના નિયમોનું અક્ષરશઃ પાલન કરે ને એક તંત્રને આધીન રહીને ચાલે તો જ સંસ્થા બને, ટકે ને વધે.

તારામાં શક્તિ ખૂબ છે. નૈસર્ગિક ઉપચાર તું ઠીક જાણે છે. પણ જો સંસ્થામાં રહેવાના ગુણ ન હોય તો બીજા બધા ગુણ નકામા થઈ પડે છે. . . .

બીજો એક પત્ર ચિમનલાલ કાકાને ઉરુળીમાં પોતાના અંગત ફંડમાંથી પૈસા આપવા બાબતનો લખ્યો. બાળકોબાજીને પણ ઉરુળી રહેવા બાબત લખ્યો. . . .ને નૈસર્ગિક ઉપચાર અંગે લખ્યું કે,

ટ્રેનમાં, તા. ૧૩–૪–'૪૭

ચિ. . . .

. . . સાથે છે. લખવાનું તો ઘણુ છે. એ થાય ત્યારે. અત્યારે તો ઘણા કામમાં પડયો છું.

. . . મળી ગયો. મેં સાફ વાત કરી. મારો વિશ્વાસ નથી બેસતો. ક્યાંક પણ અસત્ય છે, પણ તમારી નજર ઠરે તો મારા અભિપ્રાયને કોરે મૂકજો.

નૈસર્ગિક ઉપચાર વિષે વિચાર તો કરું જ છું. મારા વિચારો વધારે દૃઢ થતા જાય છે. ઉરુળીનું ટ્રસ્ટ સ્વતંત્ર ને નોખું થવું જોઈએ. એમાં નૈસર્ગિક ઉપચાર સાથે ગ્રામસુધાર આખો ભળવો જોઈએ. એ ટ્રસ્ટમાં . . . રહો એમ ઇચ્છું. નરગિસબહેનને કદાચ તકલીફ ન અપાય. તે ઇચ્છે તો આવે. ઉરુળીનો વિકાસ નોખી રીતે જ થવો જોઈએ. તેના ખર્ચની હદ આંકી છે. બહારની મદદ એક લાખ લગીની

રાખી છે, તે મારી મારફતે. એથી વધારે ખપ પડે તો ઉરુળીનાં માણસો આપે. અથવા કામ ઓછું થાય. પરદેશી યંત્રો વગેરેને સ્થાન નહીં જ અપાય.

નિર્મળદાને બાપુજીએ કાગળ લખ્યો, તેમાં છેલ્લે લખ્યું :

My Bengali continues, though slowly.

બીજા પત્રમાં :

ગરીબોને લૂંટવા ન જ જોઈએ એ વિષે મને શંકા નથી.

. . . ને લખ્યું :

બીજાઓ ઉપર શી અસર પડે છે એ વિચારને સ્વતંત્ર સ્થાન નથી, એ સાપેક્ષ સાચું છે. એને વળગી રહીએ તો આગળ ન વધાય. સુધારામાં ક્યાંય દંભ નથી, અસત્ય નથી, મદ નથી, તે જોવું રહ્યું.

બાપુજીને આજે ઉપવાસ જ છે. પોતાનો રેંટિયો આજે બગડી ગયો હતો, માંડ અર્ધો કલાકે ઠીક થયો. અમારી સાથેના મણિભાઈ, હિંગોરાણીજી અને તેમનાં પત્ની અલાહાબાદથી ઊતરી ગયાં. અલાહાબાદની ભીડ ગજબની હતી, અને તેમાં અસહ્ય ગરમી હતી. દિવસના ભાગમાં લોકો દરેક સ્ટેશને હજારોની સંખ્યામાં આવતા હતા. એટલે ગાડી પણ મોડી છે, અને ઠીક ઠીક ભીડ થાય છે. બાપુજીએ ૪ વાગ્યે માટી લીધી. આજે બે કલાક બાપુજીએ કાંત્યું. દિવસના ભાગમાં બહુ આરામ ન મળ્યો. (પટણા પહોંચીને રાતે ૧૧ વાગ્યે આ ડાયરી પૂરી કરું છું.)

૭–૧૦ વાગ્યે અમે પટણા પહોંચ્યા. ડૉ. સૈયદ મહમૂદસાહેબ, હુનરભાઈ વગેરે આવ્યા હતા. જતાં જ બાપુજી નાહ્યા અને ઉપવાસ છોડ્યો. પ્રાર્થના રસ્તામાં જ કરી લીધી હતી. પ્રવાસનો થાક સહુને સારી પેઠે લાગ્યો છે, એટલે બાપુજી પણ ખૂબ થાક્યા હતા. થોડાક આંટા મારીને ૯–૩૦ વાગ્યે સૂવા ગયા. હું પણ મારા કામકાજથી પરવારી. હવે ૧૧ વાગે છે. બેગમસાહિબા અને ડૉક્ટર-સાહેબનાં દીકરીઓ સાથે થોડી વાર વાતો કરી, સામાન મેળવ્યો. બાકીનું કામ સવારે જ કરવાનો બાપુજીએ હુકમ કરેલો છે, એટલે હવે સૂવા જ જાઉં છું.

૧૪-૪-૪૭, સોમવાર

પટણા

આજે તો બાપુજીનો મૌનવાર છે રોજ પ્રમાણે પ્રાર્થના, બંગાળી પાઠ પછી મને ગીતા શીખવી, અને ટપાલ લખી ને લખ્યુ

> અહી કાલે રાતે ફર્યો ને તમારો ૧૨-૩-'૪૭નો કાગળ ફરી વાચ્યો હુ કઈક લખી ચૂકયો છુ, એવુ સ્મરણ છે. એ લખવાનુ રહી ગયુ છે? જો તમારા આગ્રહે ઊચે ચડાવ્યા હોય ને તે જ હવે નીચે લઈ જાય તો એમ મન માનીએ કે મૂળ આગ્રહ દુરાગ્રહ હતો ને આપણે ઊચે ચડયા જ નથી આવુ માનનારા મોટા માણસો છે તેઓ માને છે કે અહિસાનુ મારુ શિક્ષણ ઘાતક નીવડયુ છે. રેંટિયો આપણને મધ્ય કાળમા લઈ જવાનો ઘોરી પ્રયત્ન છે તેમ જ ગ્રામઉદ્યોગનુ ને નઈ તાલીમનુ એમ કેમ ન હોય કે મારામા કઈક મૌલિક દોષ હોવો જોઈએ જેથી મને વિપરીત બુદ્ધિ જ સૂઝયા કરી? મારા વિચારો તો જેવા હતા તેવા જ વર્તે છે

ને લખ્યુ

> जब विचारका ऐक्य होगा और विचारकी सर्वथा शुद्धि हो जायेगी तब विचारमात्रसे ही मिल सक्ते हे, और जब ऐसा होता हे तब हमने मृत्युको भी जीत लिया है। ऐसे समय वगैर भागके और अभ्यासके नही आता है। आदर्श तो रख, कभी आदर्शको पहुचनकी शक्ति भगवान देगा।

આજે સવારના ૮-૩૦ વાગ્યામા જ બાપુજીએ જમવાનુ પતાવ્યુ ગરમી એવી પડે છે કે ૮-૩૦ વાગ્યે તો જાણે ૧૦-૩૦ થયા હોય એવો તાપ છે જમતા જમતા અહીના પ્રધાનમડળ અગેની ચર્ચા થઈ ૧૧-૩૦ બાપુજીએ આરામ કર્યો ઊઠીને ફરી પત્ર લખ્યો તેમા લખ્યુ કે

> જો-તો વાળી દલીલ નિરર્થક ગણાય અને આમ કર્યું હોત તો સારુ થાત એમ કહેવુ દોષભર્યું છે ને મુખ્યત્વે જે ઈશ્વરનો દોર્યો દોરાવાનો દાવો કરે તેને સારુ ન કહેવાય ઈશ્વર દોરે છે એમ કહેવાનો અધિકાર તો જેનુ ચિત્ત શુદ્ધ હોય તેને છે મારુ ચિત્ત શુદ્ધ રાખવાનો મને આવડે તે બધો પ્રયત્ન કરુ છુ, તેથી જ ઈશ્વરને વચમા લાવુ છુ

આજની પ્રાર્થનામા બેશુમાર ભીડ હતી લાખ ઉપરાતની મેદની હશે પ્રાર્થના પહેલા ખૂબ અશાતિ હતી, તેથી પહેલા રામધૂન શરૂ કરાવી, પછી આખી પ્રાર્થના થઈ

પ્રવચનમા બાપુજીએ કહ્યુ

'પહેલા મુસાફરી અગે થોડુ કહીશ આ વખતે મુસાફરી ઠીક શાતિથી પસાર થઈ આખી રાત ઠીક ગઈ ગણાય કાનપુરમા ખૂબ જ માનવમેદની હતી છતા મને ખબર ન પડી એટલી શાતિ જળવાઈ પરતુ બિહારની સરહદ આવી અને મામનો બગડયો દિવસમા હુ જોઈએ તેવો આરામ ન લઈ શકયો અને કામ પણ ન કરી શકયો બિહારના ભાઈબહેનોને કહીશ કે આપણો પ્રેમ સાત્વિક હોવો જોઈએ.

"હવે હુ ત્યા ગયો તેની વિગત આપને આપુ ત્યા પડિતજી અને કાર્યવાહીના મેમ્બરોને તો અવારનવાર મળતો જ હતો પણ હુ તો મુખ્યત્વે વાઈસરોય સાહેબને જ મળવા ગયો હતો એ સારૂ દિલના છે અને પોતે અવારનવાર કહે છે કે હુ હવે આખરનો જ વાઈસરોય છુ

'અને જો આપણે હવે આપસ આપસમા લડતા રહીશુ તો આપણે જ તેને જતા અટકાવીશુ એક તરફ આઝાદી હવે આપણા પગ આગળ આળોટી રહી છે અને બીજી બાજુ આપણે લડીએ છીએ એ કરુણ દુખનુ શું વર્ણન કરૂ? સાથીઓની સાથે મારી એ જ વાતો થઈ હવે આપણે જે બની ગયુ છે તે ભૂલવુ જોઈએ

"મને પૂછવામા આવે છે કે હુ પજાબ કેમ નથી જતો? પણ તેના માટે એટલુ જ કહીશ કે મને મારા અતરાત્મા તરફથી પ્રેરણા નહી મળે ત્યા સુધી હુ ત્યા જવા નથી ઇચ્છતો મારો ધર્મ બિહાર અને નોઆખાલીમા કામ કરવાનો છે ત્યા કરવુ અથવા મરવુ એ નિશ્ચય છે અને પજાબ અત્યારે મારા માટે પરધર્મમા જવા જેવુ છે અહીના લોકો કહી દે કે, હવે આખુ હિદુસ્તાન સળગી જશે તોપણ અમે અહી સપથી જ રહીશું, તો હુ આજે જ નોઆખાલી ચાલ્યો જાઉ અને ત્યાના મુસલમાનો કહી દે કે હવે અમે જ હિદુનુ રક્ષણ કરીશુ

સુહરાવર્દી સાહેબ સતીશબાબુ માટે કહે છે તે તેમને શોભતુ નથી સતીશબાબુ જેવા ફકીર માણસ હિદુસ્તાનમા બહુ ઓછા છે એ તો હજારો રૂપિયાની બગાળ કેમિકલની કમાણી છોડી બધાની સેવા કરવા બેઠા છે કોઈના માટે જાણ્યા વગર નુકસાન કરવુ એ આપણી પડતીની નિશાની છે

"મુસલમાનો માનતા હોય કે મારફાડ કરવાથી પાકિસ્તાન કરી શકીશું તો હું તેઓને વિનંતીપૂર્વક કહીશ કે, તમે ડર બતાવીને તો એક ઇંચ પણ નહીં લઈ શકો. સમજાવટથી, શાંતિપૂર્વક આખું હિંદુસ્તાન જોઈએ તો લઈ શકશો. પણ ડરથી એક તસુ પણ નહીં મેળવી શકો.

"કાલે બંગાળી નવું વર્ષ બેસે છે. હિંદુસ્તાનમાં ઘણા નવા વર્ષના દિવસો જુદા જુદા આવે છે. ઈશ્વર કરે અને કોઈક સમય એવો આવે કે, આખા હિંદુસ્તાનમાં એક જ દિવસ સહુ નવા વર્ષ તરીકે સાથે ઊજવે, અને એકબીજાના દોષોની માફી માગે. નવા વર્ષની શુભેચ્છા પાઠવું છું. ઈશ્વર કરે અને સઘળી જગ્યાએ શાંતિ થઈ જાય. અને હિંદુઓ મરવાનો પાઠ શીખી લે. એક નિશ્ચય કરે કે, મરી જવું પણ કોઈનેય મારવા તો નહીં, પણ મારનાર પર ગુસ્સોય ન કરવો. આવા બહાદુર માણસો જો મુઠ્ઠીભર મળી જાય તો હિંદુસ્તાનનો વાન બદલાઈ જાય."

પ્રાર્થના પછી ફંડમાં રોકડ નાણાં ઉપરાંત બે સોનાની બંગડી, બે મીનાની વીંટી, એક ચૂક અને કાનનાં એરિંગ છે. લગભગ ૫૦૦ રૂપિયાનાં હશે.

પ્રાર્થના પછી બાપુજી મુસલમાન ભાઈઓ સાથે વાતો કરતાં કહે, "*મારી ચોક્કસ માન્યતા છે કે બ્રિટિશ હિંદમાંથી ચાલ્યા જશે* તો જરૂર કોમી ઐક્ય થશે. લીગવાળાઓને એટલુ કેમ નથી સમજાતું કે પ્રથમ ગુલામીમાંથી તો મુક્ત થઈએ? પછી ભાગલાની વાતો કરીએ. એટલે કાં તો મુસલમાનો હિંદુસ્તાનને પોતાની માતૃભૂમિ ગણે છે અથવા નથી ગણતા. જો માતૃભૂમિ ગણતા હોય તો આવી કત્લેઆમ બંધ કરાવી પહેલાં અંગ્રેજોની ગુલામીમાંથી તદ્દન મુક્ત થવું જોઈએ. અને પછી જો સાથે ન ફાવે તો સમજાવટથી ભાગલા પાડવાની માગણી કરે. અથવા તો પોતાની સરકારો રચીને પોતાનું લશ્કર રાખીને ભલે લડીને ભાગલા પાડે. પણ આમ પીઠ પાછળ હજારો નિર્દોષોની શા માટે કતલ થાય છે, તે જ હું તો સમજી શકતો નથી. અને જો હિંદુસ્તાનને મુસલમાનો પોતાનો દેશ ન માનતા હોય તો તો પાકિસ્તાનનો પ્રશ્ન જ નથી ઉપસ્થિત થતો."

આ મુસલમાન ભાઈઓ લીગ તરફના હતા. તેમને બહુ સ્પષ્ટ ભાષામાં સંભળાવ્યું. અને આ સાંભળીને આ ભાઈઓ તો થંભી

જ ગયા. અને કહેવા લાગ્યા કે, "આવી કત્લેઆમને તો અમે પણ વખોડીએ છીએ."

પણ બાપુજી ક્યાં છોડે એમ હતા? કહે, "તો તમારે અહીંની લીગની શાખા તરફથી નિવેદનો જાહેર કરવાં જોઈએ, અને ઝીણાસાહેબને કાગળ લખવો જોઈએ. જો તમો આટલું જ કરશો તો તમે તમારી સંસ્થાની બહુ મોટી સેવા કરી ગણાશે, અને સહુ કોઈ ખોટા અન્યાયથી બચશે."

પણ લીગની નીતિ તો કહે કંઈક અને કરે કંઈક. એ પ્રમાણે આ ભાઈઓ કલાક બગાડી ગયા. બાપુજી સાથે તો બહુ મીઠી મીઠી વાતો કરી ગયા. ઝીણાસાહેબને પત્ર પણ લખશે એમ કહી ગયા. પણ એમના ગયા પછી બાપુજી કહે, "એમાં બહુ વજૂદ લાગતું નથી."

૧૦ વાગ્યા પછી બાપુજી થોડી વાર ફર્યા. બિસેનભાઈ ખૂબ મદદગાર થઈ પડ્યા છે. એટલે હિસાબનું કામ બાપુજીને કે મારે બહુ જોવાપણું નથી રહેતું.

અહીં પણ દિલ્હી જેવી જ ગરમી રહે છે. રાતે તો ગંગાને કિનારે જ સૂઈએ છીએ, એટલે ઠીક ઠંડક રહે છે. હું ૧૧-૩૦ પછી સૂવા ગઈ. આજે લગભગ બાર વખત મારી નસકોરી ફૂટી. જોકે રોજ પાંચેક વાર ફૂટવાનું તો સહજ બની ગયું છે. પણ દિલ્હીથી પટણા આવતાં રસ્તાની અસહ્ય ગરમી, અને અહીં તડકામાં આજે ખૂબ ફરી એટલે થયું હશે.

બાપુજીને પણ ગરમીને લીધે પેટમાં ઠીક નથી. સાંજે ફક્ત ગરમ પાણી ને મધ જ લીધું. સવારના ૯-૩૦ વાગ્યે પણ જમવામાં ૭ ઔંસ દૂધ અને થોડુંક શાકનું સૂપ જ લીધું હતું. બિહારની રાજકીય સ્થિતિની પણ બાપુજીને ઠીક ઠીક ચિંતા રહે છે.

૧૫-૪-'૪૭
ગાંધી કૅમ્પ, પટણા

નિયમ મુજબ પ્રાર્થના. પ્રાર્થના પછી બંગાળી પાઠ, અને મને ગીતા પાઠ કરાવતાં બાપુજીએ અપરિગ્રહ વ્રત અને આજના સમાજવાદ કે આર્થિક સમાનતા ઉપર કેટલીક વાતો કહી: "'સમાજવાદ' તો આજના

આધુનિક યુગનો શબ્દ છે. પણ એ કંઈ નવી શોધ નથી. ગીતાજીમાં પણ એ જ સિદ્ધાન્ત કૃષ્ણ ભગવાને મૂક્યો છે. માણસે જરૂર પૂરતું જ પોતાની પાસે રાખવું. એટલે કે પ્રભુએ માનવી ઘડ્યો છે તો દરેક માનવીને સરખું ખાવા, પહેરવા અને રહેવાનું મળવું જ જોઈએ આ ધર્મ પાળવા માટે મોટાં મંડળો રચવાની જરૂર નથી. એક માણસ પણ પાળી શકે છે, અને જીવનમાં આ આદર્શ વણવા માટે પહેલાં તો હિંદુસ્તાનના ગરીબમાં ગરીબ માણસનો ખ્યાલ કરી પોતાની હાજતો ઓછામાં ઓછી કરવી. પોતાનું કે કુટુંબનું પેટ ભરાય તેટલું જ કમાવું. બેંકમાં પૈસા મૂકવાના લોભને તો આમાં સ્થાન હોય જ નહીં. અને જે ધન કમાઈએ તે પણ સંપૂર્ણ પ્રામાણિકપણે. પોતાનું જીવન ઝીણી ઝીણી બાબતોમાં પણ સંયમી કરવું જોઈએ, અને એક જ વ્યક્તિ પોતે આ પ્રમાણે જીવન જીવવા પ્રયત્ન કરશે તો તેનો ચેપ બીજાને લાગ્યા વગર નહીં રહે. ધનિકે પોતાના ધનના ટ્રસ્ટી બની જવું, પણ જો એ ધનને હિંસાત્મક રીતે લૂંટવામાં આવે તો તેથી દેશને જ નુકસાન થાય છે. આને સામ્યવાદ કહેવામાં આવે છે. અને ઉપરાંત હિંસાત્મક રસ્તો લેવાથી એક શક્તિશાળી માણસને સમાજ ગુમાવી બેસે છે.”

સુધરી શકે છે આ કંઈ કાલ્પનિક વાત હુ નથી કરતો મે જાતે અનુભવેલો કિસ્સો છે માતાઓ પણ એવી જ રીતે પોતાના બાળકોને ફેરવી શકે છે દક્ષિણ આફ્રિકામા મે હિંદુ મુસલમાન, પારસી છોકરાઓ તથા છોકરીઓને સાચવ્યા છે, અને એમા એક જ સમયે મે વિદ્યાર્થીને મારર્યાનુ યાદ છે પણ તેના કરતા મારી અહિંસાની રીત વધારે સારી સફળ થતી મે અનુભવી છે બાળકોને જો શિક્ષક પ્રત્યે પ્રેમ હોય તો એને એ દુ ખ જ થાય કે પોતાની ખાતર પોતાનો શિક્ષક આ સજા ખમે છે એથી એ તુરત જ નરમ પડી જશે અને છતા પણ કોઈક વિદ્યાર્થી એવા હોય તો તેની સાથે અસહકાર કરવો પણ એ બીજી રીત છે, સર્વોત્તમ રીત તો પહેલી જ છે

થોડુ ક લખાવીને બાપુજી દસેક મિનિટ સૂતા ઊઠીને ફરી પોતાના કામે લાગ્યા છ વાગ્યે ફરવા નીકળ્યા ફરતી વેળા આઈ એન એ વાળા કર્નલ શાહનવાઝસાહેબ આવ્યા એમનો પણ અહી મને સારો પરિચય થયો બહુ ગુનાખી માણસ છે બાપુજીએ કેવા કેવા માણસોને ખેચી લીધા છે એની કલ્પના કરતા લોહચુબક જેમ લોઢાને ખેચી લે તેવી કોઈક શક્તિ એમનામા છે એમ લાગ્યા વગર ન રહે

ફરતી વખતે તેમની સાથે વાતો કરતા બાપુજી કહે, "હુ તો તમારા પર મોટી આશા રાખી રહ્યો છુ અને મારે તો તમને સપૂર્ણ અહિંસક શસ્ત્રના સિપાઈ બનાવવા છે તમે નેતાજી સાથે હતા અને કર્નલ'ની પદવીને પામ્યા, તેમ મારે તમને અહિંસાના જનરલ બનાવવા છે અને એવો હોદ્દો હુ તમને આપી શકુ એવા પાવરધા થઈ જશો તો આ રચનાના કાર્યની સફળતામાં મને જરા પણ શકા નથી સહુને પ્રેમથી જીતવાના છે તમારે કાતના શીખી જવુ જોઈએ."

શાહનવાઝસાહેબ તો ખુશ ખુશ થઈ ગયા ફરીને તરત મને કહે 'मुझे एक चरखा दो आज ही चरखा चलाना सिखा दो। बापूने कहा कि लोहेकी तरवारको चलाना भूल जाना है, और अहिंसाके इस हथियारको चलाना सीखना है।

બાપુજીનુ માલિશ, સ્નાન ભોજન પતાવીને શાહનવાઝસાહેબને રેંટિયો બતાવ્યો, એક પૂણી કાંતી બતાવી, અને રેંટિયો કઈ રીતે

શરૂ કરવો, કેમ બધ કરવો એટલુ બતાવ્યુ અને તરત જ શીખી ગયા એક પૂણી પોતે બગાડી, પણ બીજી પૂણી બરાબર મતતાં ફાવી ગઈ

કાતતી વખતે શાહનવાઝસાહેબને જોઈને થાય કે, બાપુજીએ આની રીતે કેટનાયના હૃદયનો પનટો કર્યો હશે? આમ નેતાજી સુભાષ બાબુના નરકરના એક કર્નલને સવારે દસ મિનિટમા પોતાના કરી લઈ કાતના બેસાડી દીધા કર્નલ શાહનવાઝ સ્વેચ્છાથી – હોશથી રેંટિયો કાનતા શીખવા લાગ્યા

૮–૩૦થી જ મુનાકાતો શરૂ થઈ ગઈ હતી મુસનમાનભાઈઓ આવ્યા હતા પ્રધાનમડળના ભાઈઓ જુદા જુદા આવ્યા

સવારે બાપુજીનુ વજન કરાવ્યુ, ૧૦૮ પાઉડ થયુ દિલ્હીમાં ૧૧૨ હતું કદાચ કાટામા ફેર હોય, પણ ચાર પાઉડનો ફેર ન જ હોય ગરમીને લીધે વજન ઘટ્યુ છે ખોરાક ઘણો જ ઓછો કરી નાખ્યો છે મારુ વજન ૮૭ પાઉડ થયુ બાપુજીએ ઘણે વખતે મારુ વજન પરાણે કરાવ્યુ, અને પાચ વર્ષ પહેલા આગાખાન મહેલની વાત યાદ કરતાં કહે તને યાદ છે કે આગાખાન મહેલમાં ૧૦૬ વજન હતુ? ૧૯ પાઉડનો ફરક? એનો અર્થ એ છે કે હુ તારી પાસેથી ભૂતની જેમ કામ લઉ છુ અથવા તુ ધ્યાન નથી રાખતી!"

હુ તો સ્તબ્ધ થઈ ગઈ કે બાપુજીને પાચ વર્ષ પહેલાનું મારુ વજન કેટલુ યાદ રહી ગયુ? મને પોતાનેય યાદ ન હતુ મે કહ્યુ, હમણા નસકોરી બહુ ફૂટે છે અને ગરમી છેને તેમા આપ પણ ૪ પાઉડ ઘગી ગયા ને?

મને કહે, "તુ ૭૮ વર્ષની નથી ને? નહીતર તારી દલીલ કદાચ ધ્યાનમા લેત પણ હવે એટલુ ધ્યાન રાખજે કે, જ્યા સુધી ૧૦૦ સુધી વજન નહી થઈ જાય ત્યા સુધી હુ તો તને નકામી સમજવાનો છુ મને તો તુ આટની બધી ઘગી હોઈશ તેની કલ્પના ન હતી સુકાઈ છો, પણ આટની ઘગી ગઈ છો એ આજે તારુ વજન ન લીધુ હોત તો મને ખબર જ ન પડત ને!"

સામી કઈ દલીલ કરવી નિરર્થક હતી કારણ કે બાપુજી મારા પર નારાજગીથી બોનતા હતા એટલે 'સબસે બડી ચૂપ' એમ મૌન

પકડી લીધુ કારણ કે એક સૂચક વાત કહી કે, "આજે જ તારી પાસે પેના શિક્ષકને તેના વિદ્યાર્થીને કઈ રીતે સજા કરવી તે લખા વ્યુતે ? એમ મારે પણ કઈક કરવુ પડશે "

અહી સિપાઈઓનુ આદોલન શરૂ થયુ છે આજે અમારા ઘરની આસપાસ ખૂબ મોટુ સરઘસ નીકળ્યુ હતુ અને પોલીસમેન એસોસિયેશનના આગેવાનને બાપુજીએ બોલાવ્યા હતા પણ તેઓને હાથકડી નાખીને ગિરફતાર કર્યા હતા, એ બાપુજીને બહુ નથી ગમ્યુ કદાચ એમ ન કર્યું હોત તો બાપુજીની સમજાવટથી બધુ શાત પડી જાત હવે વાત કથળી છે જોકે બાપુજી સીધુ કરી જ દેશે બાપુજીના સમજાવવાથી જ રામાનદ તિવારી શરણે થયા છે

બપોરના કેટલાક ભાઈઓ સાથે વાર્તાલાપમા બાપુજી કહે,

"વિજ્ઞાનમા સૂક્ષ્મમા સૂક્ષ્મ રજકણ જેવી વસ્તુઓ માપવા માટે એક સેન્સિટિવ બેલેન્સ હોય છે જેમા વાળનુ પણ માપ થઈ શકે એટલે અહિસા અને સત્યમા જો એ વાળ જેટલી પણ ભૂલ આવે તો એ કાટો હલી ઊઠવો જોઈએ આપણી કસોટી એટલી હદ સુધી જોખાવાની છે અને જોખાવી જોઈએ જ એટલે કોઈ પણ માણસ માટે કોઈ પણ જાતનુ અનુમાન બાધવુ એ અહિસક માણસને શોભે નહી કોઈ આપણા વિષે કઈ કહે તો તે માણસ આપણી વિરુદ્ધ જ હોય એમ માની લેવાનુ કશું કારણ નથી દા ત બે મિત્રો હોય, બે ભાઈઓ હોય, છતા એકબીજાને કઈક મતભેદ થાય, તો એ મિત્ર પણ નથી મટતો અને ભાઈ પણ નથી મટતો એવા અનેક દાખલાઓ છે પાણીમા હાઇડ્રોજનના બે ભાગ અને ઓક્સિજનનો એક ભાગ છે છતા તેનુ પૃથક્કરણ અને તેનુ એકીકરણ કરી બેઉ રીતે તપાસીએ અને પાણી ઉત્પન્ન થાય તો જ પાણીની શોધખોળમા આપણુ અનુમાન સાચુ કહેવાય તેવી જ રીતે આપણા રોજિદા વ્યવહારમા પણ ઘણી વાર એવુ બની જાય છે કે જે આપણને દીવા જેવુ ચોખ્ખુ દેખાતુ હોય છતા તે ખોટુ નીવડી શકે છે અને પૂરી તપાસ કર્યા વગર અનુમાન કાઢી લેવુ એમા સત્યનો અને અહિસાનો ચોખ્ખો ભગ છે આપણે જો સત્ય અને અહિસાને વરેલા છીએ તો આપણે છાશ પણ ફૂકી ફૂકીને પીવી જોઈએ એટલુ સાવચેત દરેક ક્ષણે આપણે રહેવુ જોઈએ રાજા મહારાજાના અનેક દોષો મારી જાણમા છે, છતા હુ તેમને માનથી મળુ છુ, આદરસત્કાર આપુ છુ, કારણ કે એમા

એમનો વાક નથી પરતુ સયોગોને લીધે જ તેમનો સ્વભાવ એવો બની ગયો છે પણ તેને પ્રેમથી જ ફેરવી શકાય અને તો જ તેમને લાગે કે આપણે તેના મિત્રો છીએ અને તેથી તેઓ પોતે જ ઘણી વાર પશ્ચાત્તાપ કરવાની હદ સુધી પહોચી જાય છે

"તમે જાણો છો કે, દીનબધુ એન્ડ્રુઝને અમતદારો હમેશા તિરસ્કારતા છતા એન્ડ્રુઝ તેમને ઘેર અવારનવાર જતા અને પરિણામે કેટલાયને પશ્ચાત્તાપ કરવો જ પડેલો તમારી વચ્ચે જો હુ અહિસા અને સત્યના પ્રયોગોને સિદ્ધ કરી શકુ તો જ હુ પજાબ કે દિ'હી જઈ શકુ અને તો તો મને દરેક જગ્યાએ સફળતા મળ્યા વગર રહે જ નહી એટલે અહિસક બનેલા માણસે આત્મનિરીક્ષણ સૂક્ષ્મતાથી કરવુ જોઈએ અને પ્રતિક્ષણે જાગ્રત રહી સાવધ રહેવુ જોઈએ '

એક ભાઈએ ના તરફ અનુમાન બાધી અવિશ્વાસની જરાક વાત કરી તેણે એક જ વાકય કહ્યુ તેના બદલામા બાપુજીએ ઉપરની હૃદય સ્પર્શી વાત સભળાવી અને પોતાના વાનરગુરુને મતાવ્યા કે, 'આ ગુરુ મને હમેશા એ જ પાઠ આપે છે કે કોઈ પ્રત્યે અવિશ્વાસથી જોવુ નહી, તેથી તેણે આખ બધ કરી છે કોઈની નિદા સાભળવી નહી, તેથી બે કાન બધ કર્યા છે અને કોઈવી કૂથની કે બીજાને દુ ખ થાય તેવુ એક પણ વચન મોમાથી ન કાઢવુ એટલે મોં બધ કર્યું છે"

બાકી તો નિયમ મુજબ ક્રમ ચાલે છે પ્રાર્થના અહી બાકી પુરના મેદાનમાં જ થઈ

પ્રાર્થનામા બાપુજી કહે,

'મારી ઉપર દિલ્હીમા કાગળો આવતા હતા બિહારના માણસોને શકા હતી કે હુ પાછો આવીશ કે નહી ? અને કેટલાક હુ અહી આવ્યો છુ એટલે સ્તુતિ કરે છે પણ સ્તુતિ તો શી કરવાની હોય ? જે માણસ ધર્મપાલન કરતો હોય તેની તારીફ કરવાની કશી જરૂર ન હોય દેનારા ગાળો પણ દે છે તે પણ મને સ્પર્શ નથી થતી, કારણ કે હુ તો મારા ધર્મનુ પાલન કરવા પ્રયત્નશીલ રહુ છુ કે મારે તો કરવુ છે અથવા મરવુ છે કોઈ કહે છે કે એક મુસલમાનના કહેવાથી અહી કેમ આવ્યો ? પણ જે મુસલમાનના કહેવાથી હુ અહી આવ્યો છુ તે તો સૈયદ મહમૂદ સાહેબ તમારો ખિદમતગાર છે તમારા પ્રખ્યાત સેવક મઝરુલ હક્ક સાહેબના તે જમાઈ છે તેમણે અનેક કષ્ટો દેશ ખાતર ભોગવ્યા છે એક વિદ્વાન અને બાહોશ માણસ છે અને

હિન્દુ મુસ્લિમ ઐક્ય માટે એ એમની કાયા નિચોવી રહ્યા છે એવા માણસે મને અહીં બોલાવ્યો પણ એ મુસલમાન છે માટે એના બોલાવવાથી હુ અહીં આવ્યો એમા મે ગુનો કર્યો?

"પણ બિહાર તો મારો દેશ છે. બિહારના લોકોએ જ મને બનાવ્યો છે. બિહાર સાથે મારી મમતા છે સાથે સાથે ડૉક્ટર માટે એની ગાળો પણ દેવાય છે કે, 'એ શેતાન છે એણે ગાંધીને બિહાર બોલાવી પોતાનુ ઘર સાજુ કર્યું, નોઆખાલી બગડી રહ્યુ છે' આવી ગંદી વાતો આપણે છોડવી જોઈએ નોઆખાલીનુ ભ્રમણ પણ હુ મુસલમાનોની વચ્ચે જ કરતો હતોને? તમને ખબર હશે કે, મારા વર્ષોજૂના છયે સાથીઓ અત્યારે ત્યા જીવના જોખમે કામ કરી રહ્યા છે એમા હુ આવી જ જાઉ છુ. અને ડૉક્ટર માટે આવા શબ્દો વાપરવા એ આપણી પતનીનુ નિશાન છે એણે કોંગ્રેસની કેટલી બધી સેવા બજાવી છે અને શેતાન કહેવાનો અધિકાર માનવીને નથી, ઈશ્વરને જ છે આજે તેઓ મને કેટલા પ્રેમથી રાખે છે? મારી આ છોકરીને પોતાની છોકરી કરતા વિશેષ પ્રેમથી સાચવે છે આખુ કુટુબ આ છોકરીને કેવી રીતે સાચવે છે તે તમે જુઓ તો ખબર પડે કે, એનામા હિન્દુ મુસલમાનનો ભેદભાવ છે? અને હુ જાઉ ત્યા મહેમાનોની ભીડ તો રહે જ છે એટલે એટલા બધા માણસોને એ આખુ કુટુબ તન, મન, ધનથી સાચવે છે અનસારી અને ડૉ. સૈયદ મહમૂદ જેવા બિહારમા ત્યાગી અને બાહોશ મુસલમાન પડ્યા હોય તો એને મિનિસ્ટ્રીમા લેવામા હુ કશો જ દોષ નથી જોતો. કારણ કે આવા મરવાની હિંમત ધરાવનારા બે જ મુસલમાન હોય તોપણ મારે માટે બસ છે

"ખાનસાહેબને જુઓ! એમણે પઠાણોમા કેટલાય હિંદુઓનુ રક્ષણ કર્યું છે એક માણસ ગુડો નીવડે તો આખી જાત પ્રત્યે નફરત બતાવવી? આવી સકુચિત મનોવૃત્તિ હવે આપણે કાઢવી જ પડશે. કારણ કે સ્વરાજ્યમા તો વિશાળ દૃષ્ટિ જ કેળવવી પડશે તો જ સ્વરાજ્યને સુરક્ષિત રાખી શકીશુ નહીતર સ્વરાજ્ય આપણી જ સકુચિતતાને પરિણામે કોઈક સમયે ભયમા આવી પડશે, એટલુ જ નહી પણ ફરી ગુલામી વહોરી લેશું.

"એક બિહારમા જ જો ઐક્યનું વાતાવરણ સર્જાઈ જાય, એક એક હિન્દુ બાળક અને એક એક મુસ્લિમ બાળક બેધડક નીડર બની જાય તો તેની અસર આખા હિન્દુસ્તાન પર પડ્યા વગર રહેશે નહી. અને બિહાર જો ધારે તો આખા હિન્દુસ્તાનને માર્ગદર્શન આપી શાંતિનો દીવડો થઈ શકે છે બિહાર તો રામનુ ભક્ત છે રામજીએ

તો ક્યારેય કોઈ ક્ષણેય ભૂડું કામ નથી કર્યું  તો જે થયું તે ભૂલી 'જાગ્યા ત્યારે સવાર' એ કહેવત પ્રમાણે, તમે ફરી જાગ્રત થાઓ મારી જોઈએ તેટલી અને તેવી મદદ માગી શકો છો અને મારી આ વિનતીને વિચારજો

"આવી અસહ્ય ગરમીને કારણે હુ હમણા પ્રવાસમા નથી જઈ શકુ તેમ કારણ કે ગરમીને લીધે બેએક કલાક કામ કર્યા પછી મારે થોડોક આરામ લેવો પડે છે અને થાક પણ લાગે છે પગણામા બેઠા બેઠા હું એ કામ શકય તેટલુ કરીશ જ"

પ્રાર્થના પછી બાપુજીની બેઠક બહાર કરી રાતના આઠ વાગ્યા છતા લૂ ઝરે છે

૯-૩૦ પછી બાપુજી ફર્યા અને સૂવાની તૈયારી ૧૦-૩૦ પછી આ ડાયરી પૂરી કરી હું હવે સૂવા જાઉ છુ

૧૬-૪-'૪૭

પટણા

આજે બાપુજી રોજ કરતાં કંઈક વહેલા ઊઠી ગયા પ્રાર્થના પહેલાં મારી સાથે બિહાર વિષે સામાન્ય વાતો કરતા કહે, "હજુ હુ સતોષ પામુ તેવુ કાર્ય નથી થઈ રહ્યુ એકબીજા પર આક્ષેપ નાખવામાથી જ માણસો નવરા નથી પડતા, અને એમા મારે કામ કરવાનુ છે, થાય તે ખરુ જ્યા સુધી દરેક હિદુસ્તાની—સ્ત્રી હોય કે પુરુષ—પોતે જ પોતાનો રક્ષક નહી બને, ત્યાં સુધી આપણો આરો નથી અને એ તો ત્યારે જ થાય કે જ્યારે દરેક વ્યક્તિ પોતાના પડોશીઓનું તન મન ધનથી હમેશા કલ્યાણ જ ઇચ્છતી હોય, પછી ભલે તે ગમે તે કોમ કે ધમની હોય ધર્મ અને કોમ એ તો વ્યક્તિગત છે પણ એ કામ ઘણુ કઠણ છે કારણ કે આપણે ૧૫૦ વર્ષથી જે રીતે ઘડાયા છીએ તે ઘડતર સાવ તો ક્યાથી ચાલ્યુ જાય? વાઈસરૉય પણ ઘણા જ કુનેહબાજ માણસ છે મારે કહેવુ જોઈએ કે, આટલા વાઈસરૉયને હુ મળ્યો પણ આમા કંઈક જુદા જ સસ્કાર છે"

પ્રાર્થના પછી મને ગીતાપાઠ કરાવ્યો અને ફાઈલમા પત્રો રાખવાની પ્રથા સમજાવી કે, "ગમે તે પળે ગમે તે કાગળનુ અનુસધાન જોઈએ તો તુરત જ મળી આવે"

૫-૩૦થી ૫-૪૫ બાપુજી સૂતા બાપુજીના પગમા કળતર થતું હતુ એમ કહેતા હતા ગરમીને લીધે છે નોઆખાલીમા તો અહી કરતાય બાપુજીને વિશેષ કામ રહેતું હતુ, અને રોજ બે વાગ્યાથી જાગી જતા હતા પરંતુ અહી કઈક વિશેષ થાકી જાય છે અહી માનસિક થાક પણ ઠીક ઠીક રહે છે, કારણ કે માણસને પોતાના જ ગણાતા માણસો છેતરે, તો પછી તેમની સાથે કામ લેવુ આકરુ પડે છે, તેવુ અહી છે માણસો એક વાત કહી જાય, હા પાડે, વચનો આપે, છતા તેનુ આચરણ જુદુ થાય છે જોકે બાપુજી તો એ બધાને પહોચી વળવાની શક્તિ ધરાવે છે પણ બીજા નમળા પોચા માણસનુ અહીના કામને પહોચી વળવામા ગજુ નથી

ફરતી વેળા એક ભાઈ પોતાનો ગુનો કબૂલ કરવા આવ્યા બાપુજીએ તેને કહ્યુ, "હવે પછી આવુ કદીય આપણા હાથે બનવા ન પામે એવો દૃઢ નિશ્ચય કરવો, એ જ સાચા પ્રાયશ્ચિત્તનો રસ્તો છે હવે પછી કદાચ કોઈ વખત પોતાને હાથે કઈક ભૂલ થઈ જાય તો, દિવસના ભૂલ થઈ હોય તો રાતે સૂતા પહેના એ ભૂલનો એકરાર કર્યા વિના ન રહેવુ ભૂલ કરવાથી તો કોઈ માનવી બચ્યો જાણ્યો જ નથી એટલે ભૂલ તો માણસથી થાય જ છે તેમા બહુ જોખમ નથી પણ એ ભૂલને સતાડવામા જોખમ છે કારણ કે એક ભૂલ થઈ તો તેને છુપાવવા જૂઠુ તો બોલવુ જ પડે, એટલે બીજી ભૂલ થાય એમ ભૂલોની પરપરા ચાલી આવે તો અનહદ નુકસાનના ભોગ થઈ પડાય શરીર ઉપર એક ગૂમડુ થયુ હોય તો તેને દબાવીને પરુ તો કાઢી નાખીએ, પણ એ ગૂમડામાથી જો ઝેર ન નીકળી જાય તો એ ઝેર માણસના શરીરમા ફેલાય અને માણસ મરણ જ પામે એ જ પ્રમાણે ભૂલ થાય તેનો એકરાર ન કરવામા બને પાપી માણસ ગમે તેટલુ પાપ કરે, પણ અતવડીએ જો પાપનો એકરાર કરીને પ્રાયશ્ચિત્ત કરે, તો પ્રભુ તેને માફ જ કરે છે અને આ પ્રભુની સૃષ્ટિમા દરેકે દરેક માનવી તો શુ પણ જીવજતુ અને પશુપક્ષી સુધ્ધાનુ કલ્યાણ થાય તેવી મનમા ભાવના રાખવી જોઈએ અને તે બળ મેળવવા માટે ઈશ્વરનુ સવાર સાંજ ધ્યાન

કરવાનો જ ઉપાય છે. સહુના કલ્યાણની સદ્ભાવનામાં જ પોતાનું કલ્યાણ આપોઆપ સમાઈ જાય છે."

આજે સવારના . . . જે ભાઈ આવેલા તેમને બાપુજીએ અત્યંત પ્રેમથી સમજાવ્યા, અને છેવટ હવે હિંદુ મુસ્લિમ ઐક્યના કાર્યમાં લાગી જવા કહ્યું અને ચોરેલો માલ બાપુજીને કે મૃદુલાબહેનને સોંપી જવાનું કહ્યું.

આજે ખાનસાહેબ પણ ખાસ કામ અંગે જ આવ્યા. તેમની તબિયત ઠીક લાગી. પહેલાંની જેમ હું તેમની સેવા કરવા લાગી છું, જોકે થોડાક જ દિવસ રહેવાના છે. ખાનસાહેબનું જરાક કામ કરું છું તો એમને એમ જ લાગે છે કે, જાણે હું તેમનું ઘણું કામ કરું છું. વારંવાર પૂછે છે કે, "તું થાકતી તો નથીને ? બાપુજીના કામમાં વિઘ્ન તો નહીં આવેને ?"

મેં કહ્યું: આપની સેવા કરવાથી તો ઊલટાનો મને લાભ મળે છે. *આપ કશી ચિંતા ન કરતા. સાંજે પણ ફરી પૂછતા હતા.*

૧૨–૩૦ આજે મને થોડોક તાવ હોવાથી સૂતી હતી. મને ઊંઘતી જોઈ હશે તેથી બાપુજીએ પોતે જ રેંટિયો તૈયાર કરીને કાંતવાનું શરૂ કરી દીધું હતું. બાપુજી કાંતી રહ્યા હતા ત્યારે હું જાગી ઊઠી. હુ રેંટિયો તૈયાર કરવાને માટે જ ઝબકીને જાગી હતી. મને જોઈને બાપુજી ખડખડાટ હસવા લાગ્યા. "હજુ થોડી વાર ઊંઘી જા તો મને વધારે ગમે."

મેં કહ્યું, "પણ મને જગાડી કેમ નહીં ?"

બાપુજી કહે, "મારે જોવું હતુ કે હું રેંટિયો તૈયાર કરી શકું છું કે નહીં. મને આ સારી તક મળી ગઈ ને ? કોઈ પોતાને લાભદાયી તક જવા દે ખરું ? તને તારી મેળે આમ મુડદાની માફક ઊંઘતી જોઈને હું ખૂબ રાજી થયો." એમ કહી કાન પકડ્યો.

હું નહોતી ઇચ્છતી કે મને તાવ આવ્યો છે તે બાપુજી જાણે. પણ મારો કાન પકડ્યો એટલે હું પકડાઈ ગઈ. પણ તાવની શરૂઆતમાં જ આરામ લીધો હતો, એટલે બાપુજીની નારાજગીમાંથી તો બચી ગઈ

હતી એટલુ જ નહી પણ મારી સાથે વિનોદ જ કરતા હતા તાવ વધીને ૧૦૩ ડિગ્રી થયો હતો

પ્રાર્થના પહેલા બાપુજી અને ઝીણા સાહેબે મળીને સયુક્ત નિવેદન કાઢ્યુ અને તેમા બન્નેએ સહી કરવી અને આ હુલ્લડ થયુ તેની હિદુઓ વતી બાપુજી સહી કરે, અને મુસલમાનો વતી ઝીણા સાહેબ સહી આપે જોકે બાપુજી કહેતા હતા કે, હુ કેવળ હિદુઓનો નથી, હુ તો બધાનો સેવક છુ છતા વાઈસરોય સાહેબના આગ્રહથી કે હિદની પ્રજાને તો આમ તમારા પર જ વિશ્વાસ છે, આથી બાપુજીને લાગ્યુ કે, જો આ પરિસ્થિતિ સુધરતી હોય તો મને સહી આપવામા કશી હરકત નથી એના છેલ્લા સમાચાર આવ્યા કે કાયદે આઝમ ઝીણા સાહેબે પણ સહી આપી છે

પ્રાર્થના સમયે તાવ લગભગ ઊતરી જતા બાપુજીએ પ્રાર્થનામા જવાની હા પાડી છતા માપવાનુ કહ્યુ ૯૯ ૬ હતો પણ મારી ઇચ્છા હતી કે પ્રાર્થના ન છોડવી એટલે હા પાડી પણ પ્રાર્થના એમ એમ દરમ્યાન સૂચવ્યુ પ્રાર્થનામા આજે ભારે ભીડ હોવાને કારણે પહેલા રામધૂન શરૂ કરાવી પછી જ પ્રાર્થના થઈ શકી

પ્રાર્થના પ્રવચનમા બાપુજીએ કહ્યુ કે

> તમને એક ખબર આપુ કે છેલ્લે જ્યારે હુ વાઈસરોય સાહેબને મળવા ગયો હતો ત્યારે તેમણે એક નિવેદન ઘડ્યુ હતુ અને તેમા તેમની સૂચના હતી કે મારી સહી આપુ તો સારુ તેમા કાયદે આઝમ ઝીણા સાહેબે પણ પોતાની સહી આપી છે અમે બન્ને માનીએ છીએ કે આજકાલ જે ગેરકાનૂન અને અમાનુષી વર્તાવ દેશમા ચાલી રહ્યો છે તે ઘણો જ ખરાબ છે અને તેથી દેશની નામોશી થઈ રહી છે અને નિર્દોષ માણસો માર્યા જાય છે આ તો રાજકીય બાબતો માટે જ આમ થાય છે કોઈની ઉપર જબરદસ્તી ન કરાવી શકાય અને તેને અમે વખોડી કાઢીએ છીએ
>
> આવા નિવેદન પર મારી સહી હોય કે ન હોય તેની કશી કિમત નથી કારણ કે હુ તો પોકારી પોકારીને કહુ છુ કે નિર્દોષોને મારો નહી. પરતુ કાયદે આઝમ ઝીણા સાહેબની સહીની કિમત ઘણી છે તેમણે વાઈસરોયની સાથે પોતાની સહી આપી છે હવે વાઈસરોય સાહેબની આ નવી યુક્તિ કેટલી સફળ થાય છે તે જોવુ રહ્યુ પણ આપણે તે પર

ભરોસો અને શ્રદ્ધા રાખવા જોઈએ કે હવેથી દગોફિસાદ બંધ થશે. લોકે મયદે આઝમ તો લીગના પ્રતિનિધિ પણ છે. હુ તો કોઈનો પ્રતિનિધિ નથી. હા, તમારો નોકર છુ અને મારો પોતાનો પ્રતિનિધિ છુ. છતા તમે બધા પ્રેમથી કહો છો કે, તુ જ અમારો પ્રતિનિધિ, તો તે માટે મારે તમારો આભાર માનવો જોઈએ. હુ કોઈ પણ ખાસ સસ્થાનો નેતા નથી જ. પણ મારી સહી લીધી છે તે મારા પોતાના માટે ખતરનાક વાત છે. હવે જો હિદુઓ 'મહાત્મા ગાધીની જય' કહીને કોઈને મારશે તો પહેલા મારે મરવુ પડશે. નોઆખાલી માટે તો મને અધિકાર મળી જ જાય છે. ત્યાના હિદુઓને હુ એટલુ વચન આપુ છુ કે, તેઓ સમજે અને માને કે હુ કરીશ અથવા મરીશ. આ મારા નિશ્ચય પર તેઓએ વિશ્વાસ રાખવો જોઈએ. મે આ સહી હિદુઓના કોઈ પ્રતિનિધિ તરીકે નથી આપી તેનુ સ્પષ્ટીકરણ અહી કરી લઉ છુ. હુ તો સર્વ ધર્મનો પ્રતિનિધિ છુ.

"પણ તમારે સહુએ મને આ કામમા મદદ આપવાની છે. એક જમાનો એવો હતો કે ઝીણા સાહેબ કોંગ્રેસના મોટા નેતા હતા, અને તે બધાને માટે ભાનતા હતા. ખાસ કરીને છાપાવાળાઓને કહુ છુ કે, આ બાબતમા કોઈ પણ જાતની ગેરસમજૂતી થવા ન પામે તેનુ લક્ષ રાખજો. છાપાવાળાઓએ સ્વતત્ર હિદમા ખૂબ સાવચેત બની સેવા કરવી જોઈએ.

"આ નવી ઘટનાથી મારા મગજ પર ઘણો બોજો આવી પડયો છે. આ ઘટનામા વાઈસરોય સાહેબની દરમિયાનગીરી છે. તેમની આ મહેનત માટે તેઓ ધન્યવાદને પાત્ર છે. પણ આના કરતા શોભન અને સારુ તો એ લાગત કે, વાઈસરોય સાહેબને તકલીફ આપ્યા વગર અમો બન્નેએ જ અદરોઅદર સમજીને આ કર્યું હોત. તે માટે મે મહેનત પણ કરી જોઈ. પણ એમા હુ ઝીણા સાહેબને સમજાવવામા સફળ ન નીવડી શકયો એ મારે કબૂલ કરવુ જોઈએ. પણ ભલે વાઈસરોય સાહેબ વચ્ચે રહ્યા. અને જો શાતિ થતી જ હોય તો એમા મને કશી હરકત નથી. પણ હવે ઈશ્વર અમને બન્નેને એવી સન્મતિ આપે કે, અમે સચ્ચાઈ પૂર્વક અમારી સેવા આપી શકીએ. અને આપને બધાને કહીશ કે આપ પણ અમને સાથ આપો. હવે અમારો ધર્મ શો છે તે વિચારજો. કોંગ્રેસ તથા લીગ મળીને પોતાનુ કર્તવ્ય શું છે તે સમજે અને સાથે મળી કામ કરે.

"આજે બિહાર શરીફમાથી અને મુગેર જિલ્લામાથી મને બે ભાઈઓ મળવા આવ્યા હતા. તેઓ મુસલમાન હોવાથી તેમને મળવાની નથી

મળતી અને બીજી વાત તેઓએ એ કરી કે, તેમને રાઈફલ રાખવાની હુ રજા આપાતુ

"મને આ વાતથી દુ ખ થાય છે અને શરમ આવે છે કે, બિહારના હિંદુ એક દહાડો કેના હતા? તેઓ મુસલમાનો સાથે હળીમળીને અનેક સત્યાગ્રહોની લડાઈ લડયા છે અને આજે એ જ ભાઈઓ વચ્ચે આવી દુશ્મનાવટ કે મજૂરી પણ ન મેળવી શકાય! મારી ઇચ્છા તો છે કે હુ મુંગેર જિલ્લામા જાઉ. પણ મારુ શરીર કામ નથી કરતુ અને એ કષ્ટથી બચાવવા તમે કોશિશ કરો કે હવે આ બુઢ્ઢાને શુ કામ સતાવો? અને રાઈફલની રજા હુ મેળવી આપુ? એ મારાથી તો બની શકે તેવી વાત નથી કારણ કે રાઈફલ માણસનુ રક્ષણ કરે છે તે સિદ્ધાતમા હુ માનતો નથી હા, રાઈફલની જરૂર કદાચ વાર આવે તો પડે પણ આજે તો હિંદુને મારવા કે મુસલમાનને મારવા માટે જ આ બધા હથિયારોની જરૂર પડે છે. બિહારીઓ તો રામાયણના પ્રખર અભ્યાસી કહેવાય છે તેમા પણ એક સુંદર વાત છે કે, વિભીષણે રામને પૂછયુ કે આપ રાવણની સામે શેની ગીને લડશો? તો રામે જવાબ આપ્યો કે, મારી પાસે મારી પવિત્રતા, સત્ય અને તપશ્ચર્યાનુ બળ છે અને તે શક્તિથી હુ લડીશ. આપણા ખ્યાલમા એ આવવુ જ ન જોઈએ કે, રાઈફલના બળે મારુ રક્ષણ થશે. દરેક પરસ્ત્રીને તમારી મા, બહેન કે દીકરી માનતા થઈ જાઓ.

"બીજી એક વાત મારે ખેડૂતભાઈઓને કહેવાની છે આપણા દેશમા આપણુ રાજ્ય આવ્યું, અને થોડા સમયમા તો આપણે પૂર્ણ રાજકીય સ્વતત્રતા પ્રાપ્ત કરીશુ જમીનદારી નાબૂદી માટે આજે વર્ષોથી સહુનો પ્રયત્ન છે. પણ હવે તો સ્વતત્રતા પ્રાપ્ત થયા પછી તે દિશા તરફ આગળનુ કામ ચાલશે પણ એનો અર્થ એવો નથી કે, ખેડૂતો જમીનદારો પર સવાર થઈ બેસે. આજે તો એવા સમાચાર મળ્યા કે, ખેડૂતો મારપીટ પણ કરે છે. આ રીતે ખેડૂત જરા પણ ઊંચો નહી આવી શકે ખેડૂતોને અન્યાય થતો હોય તો તમે સરકાર પાસે જરૂર દાદ માગવા જઈ શકો છો, પણ તમારાથી કાયદો તો હાથમા ન જ લેવાય. આપણા દેશમા આપણુ રાજ્ય આવ્યુ એનો અર્થ એ નથી કે જેને જેમ ફાવે તેમ વર્તી શકે ઊલટાનુ આપણે વધુ નમ્ર બનવુ જોઈએ અને ભલમનસાઈથી સહાનુભૂતિપૂર્વક કામ લેવુ જોઈએ તો જ હિંદુસ્તાન સુખી થઈ શકશે અને તો જ જમીનદારોને પણ શરમ આવશે કે, મારો ભાઈ ભૂખે મરે છે અને મારી પાસે હજારો એકર જમીન છે, માટે લાવ હુ મારા ભાઈને થોડીક જમીન તેનુ ગુજરાન ચાલુ થાય તેટલી વાવવા માટે આપુ એટલે કહેવાનુ એ છે કે, જે કામ સમાધાનપૂર્વક, કુશળતા,

અહમનસાઈ તથા પ્રેમથી શક્ય છે. તે ગમે તેવા કાનૂન કરવા છતાં સહજ નથી જ થવાનું. અને જમીનદારોએ પણ સમજવું પડશે કે, અત્યાર સુધી બીજાને ભોગે એશઆરામ ભોગવ્યો તે હવે નહીં ભોગવી શકાય."

પ્રાર્થના પછી અહીંનું પ્રધાનમંડળ મળવા આવ્યું. લગભગ દેઢેક કલાક ચર્ચા ચાલી. . . . હું તો અધોક કલાક બેઠી હતી. અને મારું કામ પતાવ્યું. તાવને લીધે કામ પતાવીને વહેલી જ ઊંઘી ગઈ હતી. પ્રધાનમંડળ ગયા બાદ બાપુજીએ પ્રાર્થનાપ્રવચન તપાસ્યું. અને ૧૦ વાગ્યે બધું પૂરું કરી મને ઉઠાડી.

બગીચામાં પાંચ સાત ચક્કર લગાવીને સવા દસ વાગ્યે બાપુજી સૂતા. હું પણ બાપુજીના માથામાં તેલ ઘસી પગ દાબીને સૂતી. સૂતાં પહેલાં બાપુજીએ તાવ મપાવ્યો હતો. ૧૦૧ થઈ ગયો હતો. પણ પછી કંઈ કામકાજ તો હતું જ નહીં તેથી સૂઈ જ ગઈ. મારી તબિયત જરા પણ બગડે છે તો હું બેચેન નથી થતી પણ બાપુજી પારાવાર બેચેન થઈ જાય છે. અર્ધા અર્ધા કલાકે પૂછ્યા કરે કે, "તને કેમ છે? માથું દુખે છે? હાથપગ તૂટે છે?" અને કલાકે કલાકે ગરમ પાણી પીવાનું મને પોતે યાદ આપ્યા જ કરે છે.

૧૭–૪–'૪૭
ગાંધી કૅમ્પ, પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થના પછી . . . ને લાંબો કાગળ લખ્યો, અને આરામ ન લીધો. આજથી હું જે હિંદી પ્રવચન લખું છું તેને એમનું એમ જ પ્રેસમાં આપવાનું બાપુજીએ મને કહ્યું.

'બિહાર સમાચાર' નામનું એક રોજનું બુલેટિન કાઢવાનું પ્રધાનમંડળ વિચારી રહ્યું છે, અને તેમાં બાપુજીનાં પ્રાર્થનાપ્રવચન અને શાંતિ સંબંધી વિચારો આવશે. અને તે ગામડે ગામડે પહોંચાડવાની કોશિશ થશે.

૮–૩૦ થોડીક બહેનો આવી. બાપુજીએ બહેનોને કહ્યું :

"તમારે તમારા આત્મામાં અને પ્રભુમાં જ સંપૂર્ણ ભરોસો રાખવો જોઈએ. આત્મવિશ્વાસ અને હિંમત કેળવવાં જોઈએ. ડરનારને સહુ કોઈ ડરાવે છે. એથી જો ડરપોક રહેશો તો ઈશ્વરે તમને જે હિંમત કેળવવાની

શક્તિનો સદુપયોગ કરવા માટે પણ તમારામાં રહેલી શક્તિનું તમારે માપ કાઢવું જોઈએ.

"ભારતની બહેનોને અબળા કહેવાનું કોણે શોધ્યું હશે તે તો દૈવ જાણે. 'અબળા' કહીને એ શક્તિને વગોવી છે. મારી દૃષ્ટિએ તો બહેનોને એક જાતની ગાળ આપી છે. આપણી સ્ત્રીઓ કદી પણ અબળા ન હતી અને નથી. આપણા દેશનો રજપૂત સમયનો, મોગલ સમયનો કે મહાભારતના સમયનો ઇતિહાસ વાંચશો, તો સ્ત્રીઓએ કરેલાં અદ્ભુત પરાક્રમોનું વર્ણન આવશે જ. એ પરાક્રમો કેવળ હથિયાર વાપરીને નહોતાં કર્યાં, પણ પોતાનું ચારિત્રબળ કેળવીને એ મહાન શક્તિ કેળવી હતી. અને બહેનો જ જો ધારે કે, તેમણે પોતાના દેશની મશાલ ઉજ્જ્વળ કરવી છે, તો એ દેશની કાયા ચંદ મહિનામાં પલટી જાય, કારણ કે બીજા દેશો કરતાંય આર્ય નારીમાં જે સંસ્કાર છે તે જુદા જ છે.

"બિહારમાં શું કે નોઆખાલીમાં શું, આખા દેશમાં આજે જ્યાં જુઓ ત્યાંથી એક જ સમાચાર મળે છે કે, અમુક જગ્યાએ અમુક સ્ત્રીઓને બગાડી, કયાંકથી ફેંકી દીધી. એવા ઘણા ખેદજનક સમાચાર સાંભળી મારું દિલ દ્રવી ઊઠે છે કે, આપણી સ્ત્રીઓ આટલી ભીરુ કેમ બની ગઈ? સ્ત્રીઓની પ્રતિષ્ઠા ઓછી થતી ગઈ તેમા સ્ત્રીઓ જ જવાબદાર છે. તમારે દ્રૌપદી અને સીતાની પેઠે ઈશ્વરમાં અસીમ શ્રદ્ધા રાખવી જોઈએ. હિંદુ, મુસલમાન, પારસી, યહૂદી એવા જાતિભેદો તમારે તમારામાંથી કાઢવા જોઈએ. અંગત ધર્મ ગમે તે પાળો, પણ જે પુરુષો સ્ત્રીઓને બગાડે છે તે કોણ છે? તમારા જ ભાઈ, બાપ કે દીકરા છેને? આખરે તો દેશબાંધવ છેને? તમારે આવાં ક્રૂર કૃત્યો કરતાં તમારા ઘરના પુરુષોને રોકવા જોઈએ કે, તમે એક મુસલમાન સ્ત્રીને બગાડશો તો અમને બગાડયા બરાબર છે, કારણ કે તે પણ અમારી બહેન છે. પણ આજે એવો વિચાર સ્ત્રીઓમાંથી ચાલ્યો ગયો છે. તેને બદલે પોતાનો દીકરો, ભાઈ કે બાપ અથવા ધણી પરસ્ત્રીને મારે કે હેરાન કરે તો ઘરની સ્ત્રીઓ ગર્વ લે છે અને દીકરાને શાબાશી પણ મળે છે. આવા દાખલા મે ઘણા જોયા છે. પણ યાદ રાખજો કે, આજે જે પુરુષો કે યુવાનો બહારની બહેનોની બેઇજ્જતી કરશે તે કાલે તમારી બેઇજ્જતી કરશે. પરિણામે સગાં ભાઈબહેનો વ્યભિચારી થશે. એ જ આ ખુનામરકીનું પરિણામ હું જોઈ રહ્યો છું. હુ તો એવું જોવા જીવવા નથી ઇચ્છતો. તમને પણ કહું છુ કે, આર્ય સંસ્કૃતિને કલંકિત કરવાનાં તમે સાક્ષી ન બનશો. તમે તો અત્યારે બાર પંદર બહેનો છો પણ કાર્યકર્તા બહેનો છો. અને

તમારી દ્વારા જો મારો અવાજ પહોંચી શકે, તો આખા દેશની પ્રત્યેક બહેનને મારી આ હૃદયવ્યથા પહોંચાડવા ઇચ્છું છું."

પંદર મિનિટ બાપુજીએ બહેનો વિષે, બહેનો પાસેથી રાખેલી આશા અને ઇચ્છા બહુ જ ભારે હૃદયે કહી

૮-૪૫ જમતી વખતે બાપુજીને મેં પૂછ્યું કે આપે અને ઝીણાસાહેબે શાંતિ માટે જે અપીલ કરી છે, તેનાથી કાંઈ ફાયદો થશે ખરો?

બાપુજી કહે, "હું તો વિશ્વાસુ માણસ રહ્યો. મારું શું જાય? પણ જો મુસ્લિમો ઉપર તેઓ અંકુશ રાખશે, તો ઘણું કામ પતી જશે. જોકે મને તો તેમાં પૂરી શંકા છે જ. પણ મારી સાથે દગો કરીને દગો કરનાર જ પડે છે કહેવત છે કે, દગો કોઈનો સગો નથી. તન, મન, ધનથી જો કામ કરતો હોઈશ તો મને કશી આંચ આવવાની નથી, તેના પર મને સંપૂર્ણ ખાતરી છે. અને તેમાં તમે જે મારી સાથે બે ત્રણ રહો છો તેનો પણ પૂર્ણ સાથ હોવો જોઈએ"

ભોજનમાં દૂધ અને ફળ જ લીધાં. આવી અસહ્ય ગરમીમાં કશો ખોરાક લઈ શકાતો નથી

બપોરના અહીંના સ્થાનિક કોંગ્રેસ કાર્યકરો મળવા આવ્યા. તેમાંના કેટલાક ભાઈઓ એકબીજા પર અંગત આક્ષેપ મૂકતા હતા અને અંતે વાતાવરણ ગરમ થઈ ગયું બાપુજી તો ચૂપચાપ સાંભળતા જ હતા પણ જ્યારે જોયું કે, મામલો કાબૂ બહાર જઈ રહ્યો છે, ત્યારે બાપુજી બોલ્યા :

"આજે સવારે જ મેં થોડીક બહેનોને મારા હૃદયની વ્યથા કહી હતી, તે જ વ્યથા તમે પણ મને કરશો એવી મેં આશા નહોતી રાખી. આપણામાં આ એક ભારે કુટેવ છે. જ્યારે જ્યારે કંઈક કામની વિચારણાની સભા મળે ત્યારે આપણે એકબીજા પર આવા અંગત આક્ષેપો મૂકી ગુસ્સામાં આવી જઈએ છીએ અને એવી રીતે વખત બગાડીએ છીએ કોંગ્રેસી કાર્યકરોના જાહેર જીવનમાં અને અંગત જીવનમાં એકબીજા પ્રત્યે વેરઝેર ફેલાવાતું જોવામાં આવે છે તેથી ગુંડાગીરી, શિસ્તનો અભાવ અને બેદરકારી દિનપ્રતિદિન વધતાં જ જાય છે. આજે હવે આપણું તંત્ર, આપણું રાજ્ય આપણા હાથમાં આવવાની તડામાર તૈયારીઓ ચાલી રહી છે, તે સમયે આપણી જવાબદારી વધે છે. ક્રોધ, અદેખાઈ આદિ દૂર થવાં જોઈએ, નહીંતર આપણે નભી નહીં શકીએ. એટલું જ

નહી પણ કદાચ આના કરતાય વધારે કોઈકની ગુલામગીરીમા સપડાઈ જઈશુ હુ તો એવુ સ્વરાજ્ય માગુ છુ કે જેમા દેશના કરોડો લોકો અને નિરક્ષર માણસો સ્વરાજની ખૂબી સમજે આ માટે તમે સહુ પાવરધા થઈ જાઓ બ્રિટિશોના જોહુકમી અને આપખુદ તત્રનો તેમ જ લોકશાહી અહિસક તત્રનો ભેદ તેમને આપોઆપ સમજાઈ જાય તેવુ તત્ર ગોઠવાવુ જોઈએ જોકે હુ તો આશાવાદી માણસ છુ મારી ખાતરી છે કે, આપણા હાથમા લગામ આવશે ત્યારે આપણે આપણી જવાબદારી સમજી શકીશુ અને આપણામા આ બધી જે કૃત્રિમતા છે તે જરૂર દૂર થઈ જશે

“ અણુબૉમ્બની ઉત્પત્તિ આટલી બધી થયા છતાય હુ તો હજુ પણ દિવસે ને દિવસે અહિસા અને સત્ય પરની મારી શ્રદ્ધામા વધુ દઢ થતો જાઉ છુ સત્ય અને અહિસાની શક્તિથી જગતમા બીજી કોઈ પણ શક્તિ વધારે નથી જ, એમા મારા મનમા જરા પણ શકા નથી. તમે જુઓ તો ખરા કે, એ એક નૈતિક અને આધ્યાત્મિક બળ છે એમા આત્માનુ અગાધ બળ કામ કરે છે, બીજામા શારીરિક તેમ જ અકુદરતી બળ છે, જે બળ નાશવત છે, આત્મા કદી નાશ પામતો જ નથી આ મારો સિદ્ધાત નથી, પરતુ વેદ અને ધર્મશાસ્ત્રોનો સિદ્ધાન્ત છે આત્માની શક્તિ જ્યારે જાગે છે, જ્યારે ઉદય પામે છે, ત્યારે તે દુનિયામા વિજય પામે છે આ શક્તિ માણસમાત્રમા રહેલી છે પણ જે વ્યક્તિ પોતાના જીવનની એકેએક વાતમા, મનના ખૂણામા પણ અને કોઈ નિદા કરે કે સ્તુતિ તેની પરવા કર્યા વગર, એ સિદ્ધાન્તનો અમલ કરે તો જ તે સફળ થાય ”

પીસ કમિટીના કાર્યકરો સાથે બાપુજીએ પોતાનુ હૃદય ઠાલવ્યુ

૩–૩૦ વાગ્યે દરભગાના મહારાજા આવ્યા તેમણે બાપુજી પાસે સદેશો માગ્યો બાપુજી કહે “ પ્રજાના સેવક બનો અને તમે તમારી તમામ મિલકતના ટ્રસ્ટી છો તે રીતે તે મિલ્કતમાથી પોતાની જરૂરિયાત પૂરતુ જ ખર્ચ કરવુ નકામો તમામ ખર્ચ કાઢી નાખવો આ જ મારો સદેશો તમામ રાજાઓને હોય છે ”

થોડી વાર બેસીને તેઓ ગયા ૫ વાગ્યે જમિયત ઉલ ઉલેમાના પ્રતિનિધિઓ આવ્યા એ બધા વાતો તો સારી કરી ગયા બાપુજીએ તો એ લોકોને કહ્યુ કે, “ તમારો પહેલો ધર્મ એ છે કે, હિંદુઓએ કેટના મુસનમાન માર્યા તે ખબર જાણવા કોઈ દિવસ ઇન્તેજાર ન

અનવુ પણ કેટલા મુસલમાનોએ હિંદુઓને કર્યાં માર્યા તે જાણી, સમજી અને તે મુસલમાન ભાઈઓને આ અધમ કૃત્ય ન કરવાને માટે સમજાવવા તેમ જ હિંદુઓને ત્યા જઈ તેમની સેવા કરવી તેમનામા વિશ્વાસ પેદા કરવો કે, બધા જ મુસલમાનો આવા નથી હોતા એ રીતે હિંદુઓને નીડર બનાવો. જો આટલુ પણ હિંદના રાષ્ટ્રીય મુસલમાનો પોતાના જીવના જોખમે કરતા થઈ જશે, તો મુસ્લિમો ચડશે, મુસ્લિમ ધર્મ ચડશે અને ખુદા તમારા પર દુઆનો વરસાદ વરસાવશે પણ આજે મારુ કોણ સાભળવા તૈયાર છે? ચાર કરોડ મુસલમાનોમાથી ફક્ત સો જ મુસલમાન ભાઈબહેનો મને આવા મળી જાય તો હિંદુસ્તાનના ચાળીસ કરોડ હિંદુ મુસલમાનની તમે સેવા કરી શકશો બોલો, તમે જેટલા આવેલા છો, તેમાથી છે કોઈ તૈયાર?"

પણ શો જવાબ આપે? જોકે સહુએ એમ તો કહ્યુ કે, "અમારા ભાઈઓ ખોટુ કરે છે પણ તેઓને અમારો કયા સાથ છે?"

બાપુજી કહે, "આપણુ દુખ જ આ છે કે, આપણે મારુ તારુ કરીએ છીએ તમારે એ સમજવુ જોઈએ કે, હિંદનુ એક બાળક પણ ભૂલ કરે તો આપણે ભૂલ કરી છે એવી ભાવના જ્યા સુધી નહી અપનાવીએ, ત્યા સુધી આપણી ખેરિયત નથી"

આજથી ૬–૪૫ વાગ્યે પ્રાર્થના શરૂ કરવાનુ નક્કી થયુ ૬–૩૦ વાગ્યે નમાજનો વખત હોવાથી આટલુ મોડુ કર્યું.

પ્રાર્થનાસભામા બાપુજી કહે

"મારા સાભળવામા આવ્યું કે, અહી નમાજનો સમય થાય છે, ત્યારે કેટલાક છોકરાઓ હાસીમજાક ઉડાવે છે આપણે કોઈના ધર્મની હાસી ન ઉડાવવી જોઈએ આજે આપણે એના ધર્મની હાસી કરીશુ તો કાલે તેઓ આપણા ધર્મની હાસી કરશે

"થોડાક મુસલમાન ભાઈઓ મને મળવા આવ્યા હતા એમણે થોડીક દુખદ કહાણી સભળાવી મારા નસીબમા હમણા હમણા દુખદ કહાણી સાભળવાનુ જ લખાયેલુ હશે હિંદુઓ હજુ પણ પોતે કરેલા કૃત્યો પર પસ્તાતા નથી, પણ ઊલટાના ધમકાવે છે બિહાર શરીફ માટે પણ મે એમ જ સાભળ્યુ. અને તેથી મુસલમાનો ત્યા જઈ શકતા નથી.

આ સાભળી મને દુ ખ થયુ અને આશ્ચર્ય થયુ કે, એક સમય એવો હતો કે બિહારના હિંદુ મુસલમાન ભાઈ ભાઈની જેમ રહેતા હતા પણ આજે એવો સમય આવી ગયો કે આટલી હદ સુધી દુશ્મનાવટ? મારી આશા તો છે કે મારે બિહાર શરીફ જવુ હમણા તો મારી તબિયત નબળી પડી ગઈ છે એક સમય એવો હતો કે હુ આવી કોઈ વાતોની પરવા નહોતો રાખતો પણ આજે તો હુ બુઢ્ઢો થઈ ગયો છુ તમારે ખરી રીતે હવે મને તકલીફ ન આપવી જોઈએ મારુ કામ સરળતાથી કરવા માટે આપ સૌએ સપીજપીને રહેવુ જોઈએ

' થોડાક મુસલમાન ભાઈઓએ મારી પાસે બદૂકના લાઇસન્સો માગ્યા છે તો ઇચ્છુ કે કોઈની પાસે રાઇફલ ન હોવી જોઈએ બદૂક શિકારને માટે રખાય છે, પણ અહી કઈ સિહવાઘનો ભય નથી કે તમારે રાઇફલોની જરૂર પડે પરતુ કમનસીબે આજે એકબીજાને ડરાવવા માટે જ રાઇફલોની માગણી થાય છે સરકાર તરફથી સપૂર્ણ બદોબસ્ત તમે માગો અને સરકારે તે સગવડ આપવી પણ જોઈએ પરતુ આજના સમયમા હુ વ્યક્તિગત હથિયારો રાખવાની તરફેણમા નથી

"આજે મારી પાસે જમીનદારો આવ્યા હતા તેમની વાતો પણ મારે કહેવી છે મે સાભળ્યુ છે કે, કિસાન અને મજૂરો એમ માનવા લાગ્યા છે કે હવે આપણુ રાજ્ય થઈ ગયુ છે, એટલે બધાને ગાળો દઈ શકાય, એમની માનમિલ્કતને હેરાન કરી શકાય એનુ પરિણામ સારુ નહી આવે એ રીતે ખેડૂતો પોતાના પગમા જ પોતે કુહાડી મારે છે એ વાત ખરી છે કે આજ સુધી જમીનદારોએ ખેડૂતોને ચૂસ્યા છે પણ તેનો અર્થ એ નથી કે, હવે આપણા હાથમા સત્તા આવી તો આપણે તેને લૂટવા એમા બહાદુરી નથી દરેક કામ સમજૂતીથી લેવુ જોઈએ "

પ્રાર્થના પછી દરભગાના મહારાજા તરફથી રૂા ૫૦૦૦ આવ્યા, તે બિહારના ફડમા આપ્યા થોડીક ખાદી આવી, અને તે નિરાશ્રિતોમા આપી આવ્યા અસહ્ય ગરમીને કારણે બાપુજી રાતે નાહ્યા ૧૦ વાગ્યા પછી સૂવાની તૈયારી

૧૮-૪-'૪૭

ગાધી કૅમ્પ, પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના પ્રાર્થના પછી ની સાથે વાતો કરતા બાપુજી કહે ' હવે તો સહુને ઈશ્વર જેમ સુઝાડે તેમ સેવા કરો નાની નાની વાતોમા અહી દોડી આવી નકામો સમય બગાડવો એ

ઠીક નથી લાગતું. આપણે એક વસ્તુ પર ખાસ ભાર મૂકવો કે, ક્યાંય જરાયે જુઠ્ઠાણું ન હોય, કોઈની વાતમાં રતીભાર અતિશયોક્તિ ન હોય, અને ઈશ્વર ઉપર પ્રબળ શ્રદ્ધા રાખવી. આટલું હશે તો ગમે તેવો વિકટ માર્ગ સરળ બની રહેશે."

ફરતી વખતે ડૉ. સૈયદ મહમૂદ સાહેબ તથા બીજા ભાઈઓ સાથે વાતો કરતાં બાપુજી કહે, "બિહારનાં તેમ જ મુખ્ય લીગ અને બિનલીગનાં કુટુંબોને મળી તેઓમાં એક થઈ તેઓના હૃદયને જીતી, સમજાવી, વિશ્વાસમાં લેવાં જોઈએ. હુલ્લડ કરનારા જ કેવળ હત્યારા નથી. પણ મોટા હત્યારા તો જે હુલ્લડ કરાવે છે તે છે, અને છતાંય તેઓ સદ્‌ગૃહસ્થોમાં ખપે છે. જો આ સદ્‌ગૃહસ્થોને આપણે વાળી શકીએ તો બિચારા જેઓ નિમિત્ત બનનારા છે, તેઓ તો પૈસાના લોભે જ કરે છે. તેઓને કંઈ કૃત્ય કરવુ ગમે જ છે એવું નથી. આ મુસ્લિમોને તમે વિશ્વાસમાં લઈ શકશો તો ઘણું મોટું કામ થશે. અનસારી સાહેબ સાથે પણ તમારે વાત કરવી જોઈએ."

માલિશમાં મેં બાપુજીને પૂછ્યું કે, આપ યંત્રોની વિરુદ્ધ તો છો, અને ગ્રામઉદ્યોગનું પણ કહો છો. પરંતુ ધારો કે લોકો ગ્રામઉદ્યોગ જ અપનાવે, તો મદ્રાસ, મુંબઈ, કલકત્તા, દિલ્હી, અમદાવાદ વગેરેમાં આટલાં કારખાનાં થયાં છે તેનું શું થશે?

બાપુજી કહે :

"એ લોઢામાં જે પૈસા નખાયા છે તેનો કદાચ ભૂકો થઈ જાય તો મને સહાનુભૂતિ નથી થવાની. સાચું હિંદુસ્તાન તો સાત લાખ ગામડાંઓમાં વસે છે. તને ખબર છે? યુરોપમાં મોટાં શહેરો લંડન આદિએ હિંદુસ્તાનને ચૂસ્યું છે, અને હિંદુસ્તાનનાં શહેરોએ તેનાં ગામડાંઓને ચૂસ્યાં છે, અને તેથી જ શહેરોમાં આવા મહેલો ઊભા થયા છે, અને ગામડાંઓ કંગાલ બન્યાં છે. મારે તો એ ગામડાંઓને સજીવન કરવાં છે. હું એમ નથી કહેવા માગતો કે, બધાં શહેરોની બધી મિલોનો કચ્ચરઘાણ વાળો. પણ ભૂલ્યા ત્યાંથી ફરી ચેતીને ચાલવું જોઈએ. ગામડાંઓને ચૂસવાનું બંધ કરે, અને જેટલો અન્યાય થયો હોય તેને ઝીણવટથી તપાસીને ગામડાની આર્થિક સ્થિતિ મજબૂત કરે."

પછી સત્ય અને અહિંસા ઉપર વાત કરતાં બાપુજી કહે:

"સત્ય અને અહિંસાથી આપણને વધારે તાકાત મળી છે, એમાં મને શંકા નથી, પણ જો દેશે અહિંસાના શસ્ત્રને ન અપનાવ્યુ હોત તો દેશ કદીય ઊંચો આવત જ નહીં. સત્ય જેવું જોઈએ તેવું દેશે નથી અપનાવ્યું. દેશમાં એટલું જૂઠાણું ચાલે છે કે ઘણી વાર આપણે હેરત પામી જઈએ. અહિંસાના આચરણમાં અલબત ખામીઓ તો ઘણી છે, પણ અહિંસા ન અપનાવી હોત તો આપણે આટલા ઊંચે ન શકત. જોકે સાધ્ય તો સત્ય જ છે. અને સત્યનું દર્શન તો અહિંસાના પાલન દ્વારા જ થઈ શકે; અહિંસા સાધન છે. સાચુ બોલવાની ટેવ તો મને બાળપણથી છે, પણ અહિંસાને અપનાવવા મારે મહેનત લેવી પડી છે. અહિંસા જો અપનાવી શકાય તો સત્ય એની મેળે જ અપનાવી શકીશું. અશુભમાંથી શુભ ઘણી વાર નીપજે છે, પણ એ તો ઈશ્વરી સંકેત છે. માણસને તો અનુભવ છે કે, જેમ શુભમાંથી શુભ તેમ અશુભમાંથી અશુભ જ હોય. હિંસાનો નાશ પ્રતિહિંસાથી થતો જ નથી. માણસજાતને જો હિંસામાથી ઊગરવું હોય તો અહિંસાને અપનાવ્યા વગર છૂટકો જ નથી. દ્વેષને તો માત્ર પ્રેમથી જ જીતી શકાય. સત્ય કે અહિંસાના સિદ્ધાન્તો આજના નથી, જ્યારથી આ સંસારની રચના થઈ ત્યારથી જ ચાલુ છે. મારા જીવનનાં સાઠ વર્ષોના અનુભવ પછી મારી શ્રદ્ધા દિવસે દિવસે દૃઢ થતી જ ચાલી છે."

માલિશમાં બાપુજીએ આખો વખત મારી સાથે ઉપર મુજબની વાતો કરી ને સૂતા નહીં.

સ્નાન પછી બાપુજીએ પત્રો લખ્યા. . . . ને લખ્યું:

જેને આપણે યજ્ઞ માન્યો હોય તે વહાલાઓની વેદના ટાળવાને અર્થે પણ બંધ નથી કરી શકતા. પણ જ્યાં પોતે કર્તા હોય અને કર્મ પણ હોય, ત્યાં તટસ્થતા કઠિન માનીને પોતાની વિરુદ્ધ કોઈ પગલું ભરાતુ હોય તો તે ભરાવા દેવું જોઈએ. વિચાર તો હતા તે જ છે અને એમાં હું વધારે દૃઢ થતો જાઉં છું, ત્યાં દોષ નથી જોતો. . . .

प्रिय बापुजी अणे,

आपके ता० १६ मार्चके खतको आज ही पहुच सक्ता हू। नूतन वर्षका सन्देशा बडे प्रेमसे आया वैसे ही पढ गया, लेकिन उत्तर देनेका मौका हीं न मिल सका। समय मिल

सकता था लेकिन भ्रमणमें सब चीज साथ नही रखता था। उसका परिणाम यह आया कि आज तक खत पडा रहा।

यहाका मामला बहुत गभीर है। एक दूसरोका इतबार उठ गया है। ऐसे मौके पर मेरे जैसेका सदेश अरण्यरुदन जैसा हो जाता है। और व्यासजीके अतिम वचन जो उन्होंने धर्मराजके मुखमे रखे थे, जो आप एक रोज मुझको सुना गये थे, उसे याद करके सतुष्ट रहता हू।

वहा कुछ हो सकता है क्या? एशियन कॉन्फरन्सका कुछ असर पडा?

પંડિતજીને—

चि जवाहरलाल,

जलियावाला बागके बारेमे मालवीजीके स्वर्गवासके कारण अब कौन दस्तखत चेकोमें करेगे? सरदार वहा है तो मशविरा करके मुझे खबर दो।

बापूके आशीर्वाद

થોડાક જમીનદાર ભાઈઓ આવ્યા તેમની વાતો સાંભળ્યા પછી બાપુજીએ તેઓને સમય ઓળખી લેવાની સલાહ આપતાં કહ્યું:

"જમીનદારો કે પૂજીપતિઓ જો હવે મજૂરોને કે ખેડૂતોને દબાવશે તો તેઓ ટકી શકવાના નથી. હવે તમે માલિકની જેમ નહી પણ ભાગીદારની જેમ, મિત્રની જેમ તેઓની સાથે વર્તો અને ટ્રસ્ટી બનીને રહો તો જ તમે જીવી શકશો. અગ્રેજ રાજ્યમા ઘણો સમય મજૂરો તેમ જ ખેડૂતોને ચૂસ્યા છે. એટલે તમારા ભલા માટે હુ તો તમને સલાહ આપુ છુ કે, તમે નહી ચેતો તો હવે તમારે નભવુ મુશ્કેલ છે."

સવા પાંચ વાગ્યે ખેડુત અને મજૂર સગઠનના આગેવાનો આવ્યા. બાપુજીએ તેમને પણ ઠીક ઠીક કહ્યુ:

"મજૂરોએ જો પોતાનો હક્ક સાબિત કરવો હોય, તો તેઓને (જમીનદારોને) હેરાન કરીને કે મારી નાખીને તે નહી થાય, પણ જમીનદારો સાથે મેળ સાધીને જ થશે. જમીનદારીનો નાશ કરવો એ ખડુ અઘરુ કામ નથી. આપણે ત્યાં જમીનદારો તો મુઠ્ઠીભર છે. પણ જો તમે કાયદો તમારા હાથમા લેશો, તો તમે પોતાના પગમા જ પોતાનો કુહાડો મારશો. તમારી જે ફરિયાદ હોય તે તમે સરકાર પાસે જરૂર રજૂ

કરો, પણ તમારાથી હાથમા કાયદો ન લેવાય (મારફૂટ ન કરાય) જેઓ બીજાનો નાશ કરવા જાય છે, તેઓનો પોતાનો જ નાશ થાય છે તેના અનેક દાખલાઓ છે પણ યાદવોનો દાખલો તો પ્રચલિત જ છે જો તમે તમને મળતા કનાકોમા તન મનથી કામ આપશો, તો તમારા માલિકોને તેની વાજબી મજૂરી ચૂકવ્યે જ છૂટકો છે પણ આમ હેરાનગતિ કરવાથી તમારી તરફ કોઈને સહાનુભૂતિ નથી થતી મે તો થોડી વાર પહેલા આવેલા જમીનદાર ભાઈઓને પણ મને જે લાગ્યુ તે સભળાવ્યુ અને તમને પણ કહુ છુ હુ બીજી રીતે બનેલો નથી મને સાચુ લાગે તે કહીશ જ"

પ્રાર્થનામા જતા પહેલા આજે તો ફક્ત મોસંબીનો રસ જ બાપુજીએ લીધો પ્રાર્થના બાંકીપુર મેદાનમા જ થઈ પ્રાર્થનામા આજે, આવેલા જમીનદારો અને મજૂર આગેવાનો સાથે થયેલી વાતો કહી અને ઉપરાંત મ્યુનિસિ ટેક્સની એક ભાઈની ફરિયાદ હતી તે વિષે બાપુજીએ કહ્યુ

"આજકાલ આપણે એટલા બેવફા થઈ ગયા છીએ કે, આપણે એક તરફથી ગુડાઓને આશરો આપીએ છીએ અને બીજી તરફથી રાડો પાડીએ છીએ કે, સરકાર ગુડાઓને પકડતી નથી અને આપણામા સરકારને ગાળો દેવાની જેટલી શક્તિ હોય તેટલી ગાળો દઈએ છીએ અને નિંદીએ છીએ બીજી તરફ સરકાર આવા ગુડાઓને પકડવા માટે જો ગામ ઉપર ટેક્સ નાખે તો ગામલોકો તે પણ સાખી નથી શકતા એ વાત સાચી કે, ગુડાઓને આશરો તો બેચાર ઘરોમા જ મળ્યો હોય પણ તેની સજા ગામની બધી જ વસ્તીને ખમવી પડે છે પણ તેમાથી બચવુ હોય તો એક જ ઉપાય છે કે, એવા માણસો ગામે શોધી કાઢવા જોઈએ કે કોણ બેવફા થઈ ગુડાઓને પોષે છે તેને સરકારને હવાલે કરી આપવામા મદદ કરવી જોઈએ તો સરકારને આખા ગામ પર કર નાખવાની બિલકુલ જરૂર નથી"

મુસલમાન વિદ્યાર્થીઓ આવ્યા હતા બાપુજીએ આ ભાઈઓની સાથે વાર્તાલાપમા કહ્યુ

"વિદ્યાર્થીઓએ આઝાદીની લડતમા જે ભવ્ય ફાળો અને ભોગ આપ્યા છે, તેની મારા મનમા ઊંડી કદર છે પણ આજે એ જુવાળ જુદી તરફ છે તમે ધારો તો હિંદુ મુસ્લિમ એકતાના મારા આ કાર્યમા ખૂબ મદદ કરી શકો છો તમે હિંદુ વિદ્યાર્થીઓને પોતાના મિત્ર બનાવો.

તેમની બહેનોને તમારી બહેન ગણો. તેમની પર જો આપત્તિ આવી હોય તો તમે જઈને તેના દુઃખમાં ભાગીદાર થાઓ. અને તમારું ચારિત્ર ઘડો. તમે આવતી કાલના દેશના ઘડવૈયાઓ છો. તમારામાંથી જ મહમદ પેગમ્બર સાહેબ જેવા અજોડ ધાર્મિક પુરુષ પાક્યા. અરે! આગળ શું કામ જાઉં? અત્યારનો જીવતોજાગતો જ દાખલો તમારી સામે છે ને? તમારામાંથી જ મૌલાના સાહેબ ને ખાનસાહેબ જેવા અહિંસક સત્યનિષ્ઠ સેવક પાક્યા છે. હવે એ બધા તો વૃદ્ધ થઈ ગયા છે. માટે દેશની લગામ પકડવાનું જોખમ તમારી પર આવે તો તે સાચવવાની શક્તિ તમે કેળવો. એ શક્તિ કેળવવા માટે ચારિત્રબળની ખૂબ જરૂર છે."

પ્રાર્થના પછી પ્રવચન જોયું. મેં પણ હિંદીમાં પ્રવચન તૈયાર કરી આપ્યું. આજે બાજુજી, ઘોષજી, રામકૃષ્ણજી, કૃષ્ણદાસભાઈ વગેરે આવ્યા છે.

બંગાળથી શ્રી અનિલભાઈ રોય તથા લીલાબહેન રોય આવેલાં. બંગાળાના ભાગલા સંબંધી વાતો કરી ગયાં. પણ કોઈ સબળ કારણ ન આપી શક્યાં. બાપુજી કહે, "ભાગલા પાડવા કંઈ બચ્ચાંઓના ખેલ નથી. મને આશ્ચર્ય થાય છે કે, આપણા દેશવાસીઓ નાનાં બાળકોની રમતની જેમ દેશની રમત કેમ રમી રહ્યા હશે! દેશના કરોડો માણસોના જીવનની સાથે ખેલ ખેલી રહ્યા છે, એ જવાબદારીનું ભાન કેમ નહીં થતું હોય? ઈશ્વર સહુને સન્મતિ આપે એ જ મારી તો પ્રાર્થના છે." ૧૦ વાગ્યા પછી સૂવાની તૈયારી.

હુ મને પોતાને 'હરિજન'નો માલિક નથી ગણતો માલિક ખરા તો તમે લોકો છો, જે ચીવટથી એને નિભાવો છો મારો અધિકાર જે કાઈ છે તે કેવળ નૈતિક છે એનુ મને પૂરુ ભાન છે

નોઆખાલીમા બાપુજી ગયા પછી, કામના અસહ્ય દબાણને કારણે 'હરિજન'મા લખવાનુ બધ કરેલુ તે ફરી ચાલુ થશે એથી પ્રજાને બહુ લાભ તો થશે જ

ચરખા સઘ, નઈ તાલીમ, ગ્રામઉદ્યોગ સઘ વગેરે સંસ્થાઓની મીટિંગ હોવાથી કાર્યકર ભાઈઓ અહી આવેલા છે ફરતી વખતે તેમાના બે ચાર ભાઈઓ સાથે વાતો કરતા બાપુજીએ પોતાના વિચારો જણાવ્યા કે

"કેળવણીમા જ્યા સુધી પાયાનો ફેરફાર કરવામા નહી આવે, ત્યા સુધી હિદુસ્તાનની આઝાદીની મજા માણી નહી શકાય ઉદ્યોગો મારફતે જ કેળવણી આપવી જોઈએ અત્યારે તો આપણા માટે જે પાઠ્યપુસ્તકો તૈયાર કરવામા આવ્યા છે, તે વાચી જઈ પરીક્ષાઓ પસાર કરીએ છીએ પણ હવે તે થોથાઓને ન ઉકેલતા પ્રયોગ કરીને, દા ત રૂ કેમ ઉગાડવુ એનો અભ્યાસ કરી, રૂ ઉગાડવાથી માડીને કાપડ તૈયાર થાય ત્યા સુધીનો પ્રયોગ થાય, અને પછી કયા દેશમા ક્યુ રૂ ઊગે છે અને તેનુ નામ શુ છે તે જાણી લઈ તે નમૂનાઓ પણ બાળકોને બતાવી શકાય ઇતિહાસ, ભૂગોળ, ગણિત અને ભાષાનુ જ્ઞાન તો આ ઉદ્યોગ મારફતે સહજ જ મળી જાય છે અને એમ કરવાથી આપણા દેશમા આળસ નામના રિપુએ જે ઘર કર્યું છે, તે આળસ ઊડી જઈ ઉદ્યમશીલ બનીશુ ઘણી શાળાઓમા જો આ પ્રમાણે ફરજિયાત થાય તો જ આ કામ સહેલાઈથી બની શકશે યુનિવર્સિટીની કેળવણી આપણા દેશમા કશા જ કામની નથી ઊલટુ તેનાથી ગેરફાયદો થાય છે અને નોકરી સિવાય જુવાનિયાઓને બીજુ કશુ સૂઝતુ નથી મારા ધ્યાનમા એવા કેટલાય યુવાનો છે, જેઓ ભણીગણી તૈયાર થયા હોવા છતા અધારામા બેઠા છે, એક કોડી કમાઈ નથી કરી શકતા તેના કરતા એક અભણ કારીગર મહિને ૬૦–૭૦ રૂ તો ઓછામા ઓછા કમાઈ શકવાની તાકાત ધરાવે છે આ કોલેજિયનો નોકરીના અભાવે રખડે તો છે, છતાય અમુક ભણેલા હોવાથી એમને અમુક રીતના કપડા, બૂટ, મોજા, આદિ જોઈએ જ. એટલે માબાપના પૈસા ભણતરમા તો ખરચાયા જ હોય અને વળી કામધધો ન મળ્યો હોય છતાય 'પોઝિશન'ને સાચવવામા ભણતર

કરતાં ડબલ પૈસા ખરચાય. આવી કંગાળ હાલત આપણા વિદ્યાર્થીઓની છે — તેથી પ્રજાની છે. એટલે પ્રજાને ઊંચે લાવવી હોય તો ઉદ્યોગો મારફતે કેળવણીની ઝુંબેશ ઉપાડવાની ખાસ જરૂર છે. પણ આવા ફેરફારો કેવળ ભાષણો કર્યાથી કે સરકારી હુકમો પાઠવવાથી નહીં બને. તે રીત મદદગાર તો અવશ્ય નીવડશે જ. પણ તેના કરતાં જો આગેવાનો, એટલે કે સત્તાધીશો નિયમિત દિવસના એકાદ કલાક પણ ઉદ્યોગમાં ગાળશે, તો તેની અસર બહુ સારી પડશે. મુઠ્ઠીભર અંગ્રેજો આપણા દેશમાં આવ્યા અને આટલાં બધાં વરસો સુધી આપણને ગુલામ કેમ બનાવી શક્યા? તેનું આ એક જ કારણ કે, તેમણે આવતાંની સાથે જ આપણાં બાળકોને કારકુનો તૈયાર થાય તે રીતનું ભણતર ભણાવવું શરૂ કરી દીધું."

માલિશ પછી મને સખત તાવ ચડ્યો. બાપુજીને ભોજન આપ્યા પછી સૂતી. ક્વિનાઇનનાં ઇંજેક્શન પણ હવે કામ નથી કરતાં. લગભગ ૭ તો લીધાં. બાપુજી જમીને મારી પાસે આવ્યા. મારી પથારીમાં બેસી પ્રેમથી પંપાળી મને કહે, "તને શરીરે નથી સુધારી શકતો એ મારા માટે ઓછું દુઃખ ન સમજતી. અઠવાડિયામાં બે વખત તાવ કેમ આવે? પણ તાવ કાઢવામાં તારી પાસેથી જોઈએ તેવી મદદ નથી મળતી, તે પણ તારે જાણી લેવું જોઈએ." ૨ વાગ્યે તાવ ઊતરી ગયો. વધીને ૧૦૫ થયો હતો. બાપુજી કહે, "રામનામ હૃદયગત થઈ જાય તો તારો તાવ ક્યાંય ચાલ્યો જાય." તાવ ઊતર્યા પછી ફરી કામે ચડી ગઈ. બાપુજીનું સૂતર ઉતાર્યું. આવતી કાલ માટે ખાખરા કર્યા. બાપુજીનાં કપડાં હુનરભાઈએ ધોયાં. ૨ થી ૪ ચરખા સંઘની સભા ચાલી અને ચરખા સંઘની સભામાં આવેલા બધા ભાઈઓની ચા નાસ્તાની વ્યવસ્થા કરવાનું ડૉ. સાહેબે મને સોંપ્યું હતું તે પતાવ્યું.

બે અંગ્રેજ બહેનો ૪ વાગ્યે મળવા આવી. તેઓએ થોડી વાતો કરી. બાપુજીએ તેમની સાથેના વાર્તાલાપમાં કહ્યું કે, "જોકે પરદેશી સત્તા તો હવે થોડા જ સમયમાં જશે, પણ અમારામાં, અમારી રગેરગમાં વ્યાપી રહેલી પશ્ચિમની કેળવણી, પશ્ચિમની સંસ્કૃતિ, પાશ્ચાત્ય રીતભાત, વગેરે જશે ત્યારે જ હું માનીશ કે અમે સાચી સ્વતંત્રતા સિદ્ધ કરી છે. કારણ કે એ સંસ્કૃતિએ અમારા દેશનાં ભાઈઓ કે

બહેનો બંનેનાં જીવન ખરચાળ અને કૃત્રિમ કરી દીધાં છે. એમાંથી જ્યારે મુક્તિ મેળવીશું ત્યારે જ અમે સાચી સ્વતંત્રતા પ્રાપ્ત કરી છે એમ લાગશે."

એ ગયા પછી અહીંનું પ્રધાન મંડળ આવ્યું. બાપુજીએ પ્રધાન મંડળ કે ગવર્નરે આઝાદ હિંદુસ્તાનમાં કેમ રહેવું તેની થોડી વાતો કરી:

૧. પ્રધાનો કે ગવર્નરોએ જ્યાં સુધી બને ત્યાં સુધી પોતાના દેશમાં ઉત્પન્ન થતી વસ્તુઓ જ વાપરવી જોઈએ અને કરોડો ગરીબોને રોટી મળે તે ખાતર પોતે, પોતાના કુટુંબે ખાદી જ પહેરવી જોઈએ અને અહિંસાના આ ચક્રને હંમેશાં ફરતું રાખવું જોઈએ.

૨. બંને લિપિ શીખી લેવી જોઈએ. બને ત્યાં સુધી અંદરોઅંદર વાતચીતોમાં પણ અંગ્રેજી ન વાપરવી. જાહેરમાં તો હિંદુસ્તાની જ બોલવી, અને પોતાના પ્રાંતની ભાષાનો છૂટથી ઉપયોગ કરવો. ઑફિસોમાં પણ બને ત્યાં સુધી હિંદુસ્તાની ભાષામાં જ તુમારો લખાય, હુકમો કે સરક્યુલરો નીકળે. આમ થવાથી લોકોને વ્યાપક રીતે હિંદુસ્તાની શીખવાનો ઉત્સાહ વધશે અને ધીમે ધીમે હિંદુસ્તાની ભાષા દેશની સામાન્ય ભાષા આપોઆપ બની જશે.

૩. પ્રધાનોના દિલમાં અસ્પૃશ્યતાના, નાતજાતના, કે મારું તારું એવા ભેદભાવ ન હોય. કોઈની જરા પણ લાગવગ ક્યાંય ન ચાલવી જોઈએ. સત્તાધારીને મન પોતાનો સગો દીકરો કે સગો ભાઈ, કે એક સામાન્ય ગણાતો શહેરી, કારીગર મજૂર બધા જ સરખા હોવા જોઈએ.

૪. એ જ રીતે પોતાનું અંગત જીવન પણ એટલું જ સાદું હોય કે તેની પ્રતિભા પડે. પોતે દરરોજ એક કલાક શારીરિક શ્રમ દેશને અર્થે કરવો જ જોઈએ. પછી તે રેંટિયો કાંતે કે પોતાના ઘરની આસપાસ અનાજ કે શાકભાજી વાવીને દેશના ખાદ્ય ઉત્પાદનમાં વધારો કરે.

૫. મોટર, બંગલા તો હોય જ નહીં. જોઈએ તેવું અને તેટલું સામાન્ય મકાન વાપરે. હા, જો દૂર જવું હોય, ખાસ કામે જવું હોય, તો જરૂર મોટર વાપરે. પણ મોટરનો ઉપયોગ મર્યાદિત થવો જોઈએ. મોટરની કંઈક તો જરૂર કદાચ રહેશે જ.

૬. હું તો ઇચ્છું કે, પ્રધાનોનાં મકાનો પાસે પાસે હોય કે જેથી એકબીજા એકબીજાના વિચારોમાં, કુટુંબોમાં, અને કામગીરીમાં ઓતપ્રોત બને.

૭ ઘરના બીજા ભાઈબહેનો કે બાળકો ઘરમા હાથે જ કામ કરે. નોકરોનો ઉપયોગ ઓછામા ઓછો થાય

૮ પરદેશી ખરચાળ ફર્નિચરો—આજે જ્યારે દેશના કરોડો માણસોને બેસવા શેતરજી તો શુ પણ પહેરવાનુય કાપડ નથી મળતુ ત્યારે—સોફાસેટ કે કબાટો કે ચમકદાર ખુરશીઓ વસાવવાની ન હોય

૯ અને પ્રધાનોને વ્યસનો તો કોઈ જાતના હોવા જ ન જોઈએ

આવા સાદા સરળ અને આધ્યાત્મિક વિચારો ધરાવનારા પ્રજાના સેવકોનુ પ્રજા જ રક્ષણ કરે અને પ્રજા આવા ઉત્તમ સેવકોનુ રક્ષણ કર્યા વગર રહે જ નહી, તેમા મને તલભાર શકા નથી તો તેમની આજુબાજુ પ્રત્યેક પ્રધાનના બગલે છ કે તેથી વધુ પોલીસોના પહેરા બેસે છે તે અહિસક પ્રધાનમડળને બેહૂદુ લાગવુ જોઈએ આથી ઘણો ખર્ચ બચી જશે

પણ આ બધા મારા વિચારોને માને છે કોણ? છતાય મારાથી કહ્યા વગર નથી રહેવાતુ કારણ કે હુ મૂક સાક્ષી રહેવા નથી ઇચ્છતો એક બિહાર કે જ્યા રાજેન્દ્રબાબુ જેવા પરમ આધ્યાત્મિક નેતા છે તે બિહાર જ જો આટલુ કરી બતાવે તો આખા હિદુસ્તાનને માટે જ નહી પણ કદાચ વિશ્વને માટે આદર્શ નમૂનો બની રહેશે, તેમા મને લવલેશ શકા નથી

બાપુજીએ પ્રધાનો સાથે તેમની રહેણીકરણી વિષેની આ વાતો એકશ્વાસે અને બહુ ગાંભીર્યભર્યા વાતાવરણની વચ્ચે સમજાવી જોકે આ બધી વાતો મુખ્યત્વે હમણા અહી ખાદી કાર્યકર્તાઓની મળનારી મીટિંગમા તથા નઈ તાલીમની સભામા પણ થશે પણ ખાદી કાર્યકર્તાઓની ફરિયાદ પણ સાચી છે કે જે ખાદીને એક દહાડો લોકોએ ધર્મ અને ફરજ સમજી અપનાવી હતી તે જ ખાદીને — જેને બાપુજીએ સ્વતત્રતા મેળવવાની, 'સૂતરને તાતણે સ્વરાજ્ય' લાવવાની સૂચક અને પવિત્ર ચાવી ગણી છે તેને — જ્યારે ગણ્યા દિવસોમા સ્વતત્રતા આવવાની છે, ત્યારે આગેવાનો ભૂલવા લાગ્યા છે એ બધા વિચારો દ્વારા આજે જેઓ એકઠા થયા હતા તેઓની પાસે અને આવેલા આગેવાનો પાસે પૂ બાપુજીએ પોતાનુ હૃદય ઠાલવ્યુ

પ્રાર્થના નિયમ મુજબ બાફીપુર મેદાનમા થઈ બાપુજીએ કહ્યુ

મારી પાસે બેએક કાગળો આવ્યા છે તે વિષે તમને થોડુક કહુ પજાબની એક બહેને સારા ૫૨ ગુસ્સામા કાગળ લખ્યો છે એ બહેનને

અહિંસામાં હવે વિશ્વાસ નથી રહ્યો. એમાં લખે છે કે, તું ભલો તો છે, મહાપુરુષ પણ છે, પણ તારી રાજનીતિ મને પસંદ નથી. એ બહેને પ્રાર્થનાસભામાં જવાબ માગ્યો છે. અને બીજું અનેક ગુસ્સાથી અને ગાળોથી ભર્યું છે. પોતે વિદુષી છે, અને ગીતાના અભ્યાસનો દાવો પણ કરે છે. પહેલી વાત તો એ છે કે, જો ભગવદ્ગીતાનો અભ્યાસ કર્યો હોય તો ગીતામાતા તો સ્પષ્ટ કહે છે કે જે ક્રોધ કરે છે તેને સંમોહ પેદા થાય છે અને સંમોહથી સ્મૃતિભ્રમ થાય છે, સ્મૃતિભ્રમથી બુદ્ધિનાશ થાય છે. આટલી સીધી વાત એ બહેન સમજતા હોય તેમ લાગતું નથી. વળી એ બહેનનો દાવો છે કે, હિંસા કર્યા વગર કોઈ રીતે બચી શકાય તેમ નથી. ત્યારે હું કહું છું કે, હિંદુસ્તાનની રક્ષા કેવળ અહિંસાથી જ થવાની છે, એમાં મને લવલેશ પણ શંકા નથી. પરંતુ મારા વિચારોમાં હું વધુ ને વધુ દૃઢ થતો જાઉં છું.

"બિહારના જ ચંપારણ જિલ્લામાં ગરીબ માણસોને કેટલી મુશ્કેલી હતી? ત્યાંના રાજકર્તાઓ કેટલા હેરાન કરતા હતા? પરંતુ ચંપારણના ખેડૂતોએ થોડી ધીરજપૂર્વક અહિંસક રીતે સામનો કર્યો તો એની મેળે બધું ઠેકાણે પડી ગયું. બિહારીઓએ તો એમાંથી જ બોધપાઠ લેવો જોઈએ.

"આજથી ૪–૫ દિવસ સુધી અહીં ચરખા સંઘ તથા નઈ તાલીમ સંઘની સભા થશે. ચરખા સંઘની મીટિંગ તો આજથી શરૂ થઈ ગઈ. હું જેલમાં હતો ત્યારે સ્વ. જમનાલાલજીએ ખાદીનું કામ ઉપાડયું હતું. પહેલાં તો રચનાત્મક કાર્ય જ મુખ્ય વસ્તુ હતી. અને આ કામને માટે સ્વતંત્ર સંસ્થા હતી ત્યારથી આજ સુધી ખાદીનું કામ ચાલે છે. પંડિત નેહરુએ પણ કબૂલ્યું છે કે, હિંદનો રાષ્ટ્રીય પોશાક ખાદી જ હોવો જોઈએ. જ્યારથી કોંગ્રેસનું આંદોલન ચાલ્યું, કોંગ્રેસનો ધ્વજ બન્યો, ત્યારથી મે માન્યું છે કે, આપણને આઝાદી અપાવનાર આપણું સુદર્શન ચક્ર આ ચરખો છે. ૧૨–૧૪ મહિનામાં અંગ્રેજો તો અહીંથી ચાલ્યા જશે. આપણે આટલી મંજલ કાપી તેમાં મોટો હિસ્સો ખાદીનો છે. કોંગ્રેસમાં તો ખાદીને જગ્યા મળી પણ હજુ દિલથી જે જગ્યા મળવી જોઈએ તે નથી મળી. ખાદી મારફત કરોડો રૂપિયા ગરીબ ભાઈબહેનોને ઘરે જાય છે.

"ખાદી તો અહિંસાની નિશાની છે. બિહારે ખાદીને સ્થાન આપવું જોઈતું હતું તે નથી જ આપ્યું. નહીંતર બિહાર આમ પાગલ તો ન જ બનત. સાત લાખ ગામડાં નિયમિત રેંટિયો ફેરવતા અને ખાદી ઉત્પન્ન કરતા થઈ જાય તો એક તસુ કપડું પણ આપણે બહારથી ન લાવવું પડે. ખાદી એટલી બધી પવિત્ર ચીજ છે કે, તે પહેરનારના મનમાં ગંદો

વિચાર પણ ન આવવો જોઈએ તેવુ આજે નથી આજે તો ખાદી ટોપી પહેરીને કાળા કામો કરનારા હજારો દાખલા મારી પાસે મોજૂદ છે એટલે મારે કબૂલ કરવુ જોઈએ કે, ખાદી પાછળ જે તપ થવુ જોઈએ તે તપ નથી થયુ, તેનું આ પરિણામ છે"

પ્રાર્થના પછી બાપુજીએ ટપાલ જોઈ, પ્રવચન સુધાર્યું. મે ફેડ ગણ્યુ બાપુજી ઘોડુ ફર્યા સાડા નવે સૂવાની તૈયારી

૨૦-૪-'૪૭

ગાંધી કેમ્પ, પટના

રોજ પ્રમાણે પ્રાર્થના ગરમ પાણી પીતાં બાપુજીએ કેટલીક ટપાલ લખાવી મને ગીતાપાઠ કરાવ્યો. . ને પત્રમા લખ્યુ કે:

દલિત વર્ગોની માગ મંજૂર ન થવી જોઈએ 'મેકડોનલ્ડ એવોર્ડ'ની બાબતમા જરા તપાસી લેવુ જોઈએ એણે પહેલી જ વાર હિંદુ હિંદુઓ વચ્ચે ફાટફૂટ કરાવી હતી કે, કહેવાતી શિડ્યુલ્ડ જાતિઓ માટે તેમા જુદા જુદા મતદારમંડળ હતા અને હિંદુ સમાજમા ખાસ આ ફાટફૂટની સામે મે ક્રાંતિની આગાહી કરી હતી પરિણામે ખાસ બેઠકોની સંખ્યા ઠીક ઠીક વધી ગઈ અને પ્રાથમિક ચૂંટણી જુદી રાખી. પરંતુ વિભાજીકરણ પૂરેપૂરી રીતે અમલમા ન આવી શક્યુ. વિભાજીકરણની નીતિવાળાઓ અને હિંદુઓમા ફાટફૂટ પડાવવાનો પ્રયત્ન કરવાવાળાઓ વધારેમા વધારે અહી સુધી જશે સંયુક્ત મતદારમંડળમા સવર્ણ હિંદુઓનો વિરોધ અને પ્રભાવ માગી સલાહ પ્રમાણે તો નકામા જ છે મતદારમંડળને કોઈ પક્ષમા ભેળવી દેવા એને સંયુક્ત મતદારમંડળ કહે છે તોપણ આજે જે કાઈ બૂરાઈઓ સંયુક્ત મતદારમંડળની પ્રથામા છે એ બધી તો સાચી તાલીમ દેવાથી અને સાચી દોરવણી મળવાથી નાબૂદ થઈ જશે જો થોડા સમયને માટે પણ આંબેડકરની મુશ્કેલીઓને સાથ મદદ કરત, તો હિન્દુત્વનો પાયો ભિખારી જ ભાગ માટે અધિકારના ભયથી ડરવુ ન જ જોઈએ.

કેળવણીમા કેટના અને કેવા ફાયદા છે? અને તે પ્રયોગ કરવા સારુ જ મે અહી રાખ્યા છે નહી કે મારી કોઈ કારકુની (દફતરી કામને) સારુ નઈ તાલીમ ત્યારે જ સિદ્ધ થાય, જો માણસ સહુથી પ્રથમ બીજાની ભૂલો કાઢતા પહેલા પોતાની શી ભૂલ છે તે જુએ ”

આ બધા ભાઈઓની વાતોનો માલિશમા ઉલ્લેખ કરતા બાપુજીએ મને કહ્યુ, “તારી પાસેથી પણ હવે એ આશા રાખુ છુ કે, અદરોઅદર જો કોઈનીય ગેરસમજ હોય તો તે ટાળવી અને સમાધાન કરાવવુ એ સ્નેહ તારામા છે તેને વાપરવી જોઈએ એવા જ મહાદેવ હતા આ તો ઘણી જ સામાન્ય વાત છે પણ ઘણી ગભીર વાતોમા મહાદેવ અદ્દ્ભુત રીતે સમાધાન કરી લાવતા પ્યારેલાલ પણ એવુ કામ કરી શકે છે ખરા પણ સ્ત્રીઓએ તો આ ગુણ ખાસ અપનાવવા જેવો છે કારણ કે સયુક્ત કુટુમ્બમા કે સમહમા સ્ત્રીઓ જો આ ગુણ કેળવે તો કુટુબો કે સમહ થકી એ રાષ્ટ્રની પણ સેવા કરી શકે છે એમા મને જરા પણ શકા નથી ”

કૃષ્ણદાસભાઈએ આજે બાપુજીને નવો રેટિયો આપ્યો છે, જેમા ફરકવાની અને કાતવાની બને ક્રિયા એકીસાથે થાય છે બાપુજીએ તેના પર એક કલાક કાત્યુ

કેટલાક ભાઈઓ બહારગામથી નઈ તાલીમની મીટિંગને માટે આવેલા છે તેમની સાથે કેળવણી વિષે વાતો કરતા બાપુજી બોલ્યા, “અક્ષરજ્ઞાન કરતા સસ્કારી કેળવણીને હુ વધારે મહત્ત્વ આપુ છુ બાળકે કેમ બેસવુ કેમ વાતો કરવી, કેમ કપડા આદિ પહેરવા, વગેરે રોજના જીવનમા નાનામા નાની વાતમા પણ સસ્કાર તરી આવવા જોઈએ ' એ ભાઈઓમા ગ્રામઉદ્યોગ સઘના ભાઈઓ પણ હતા તેમણે કેટલાક પ્રશ્નો પૂછ્યા હાલની સરકાર ગ્રામઉદ્યોગ સઘની વસ્તુઓ વાપરે તે અગે બાપુજીના વિચારો જાણવાની માગણી કરી

બાપુજી કહે “હુ તો એથી પણ આગળ જાઉ છુ ગરીબ દેશમા એક પણ પાઈનો નકામો ખર્ચ ન જ થવો જોઈએ નહીતર આપણી સરકાર અને અંગ્રેજ સરકાર વચ્ચેનો તફાવત નહી જોઈ શકાય પરદેશી એક ટાકણી પણ આપણી સરકારની ઑફિસોમા ન

આવવી જોઈએ. જો આપણને ટાંકણીની ગરજ જ હોય તો તે આપણા દેશની બનાવટની લેવી જોઈએ. નહીંતર તે ટાંકણી વગર આપણું કામ ચલાવી લેવું જોઈએ. એટલે કે કાગળને ગોપદોરાથી સીવી લેવો. આ તો મેં એક દાખલો આપ્યો. હું તો ત્યાં સુધી જાઉં છું કે પ્રધાનો કે ગવર્નરો જ્યારે દેશને વફાદારીના સોગંદ લે છે ત્યારે સાથે સાથે એ પણ સોગંદ લે કે, મારા જીવનની જરૂરિયાતમાં, મારી ઓફિસની જરૂરિયાતમાં હું મારા દેશમાં બનેલી જ વસ્તુઓ વાપરવાનો આગ્રહ રાખીશ. પણ મારું આજે સાંભળે કોણ? હું ગાંડો બુઢ્ઢો થઈ ગયો એટલે વિચારું છું કે મારે બુદ્ધિ નાઠી તો નહીં હોય?" બાપુજી-એ ખડખડાટ હાસ્યની વચ્ચે આ હૃદય સોંસરવો કટાક્ષ કર્યો

આપ્યો છે તે પુણ્ય ખૂટી ગયુ લાગે છે શું બિહારીઓ પોતાની આબરૂ ખોશે? ચરખામા મારી શ્રદ્ધા દિનપ્રતિદિન વધતી જ જાય છે જો આપણે ફક્ત આ એક કળા હાથ કરી લઈએ તો એની ફરતી ચોતરફ બીજી અનેક આપણી સામાજિક આર્થિક, આધ્યાત્મિક ઉન્નતિની પ્રવૃત્તિઓ એની મેળે આકર્ષાઈને આવશે એથી જ ચરખાને હુ સૂર્યની ઉપમા આપુ છુ

પ્રાર્થનામા આજે બેશુમાર ભીડ હતી ડૉ. સાહેબ અને બેગમ સાહિબા મને જણા પ્રાર્થનામા આવ્યા હતા બેગમ સાહિબાની તબિયત જરા ઢીલી છે ભીડને કારણે તેમને ચક્કર આવી ગયા

આજનુ ૧૦૬ ૨૦૦ ડિ થયુ પ્રાર્થનામાથી આવીને બાપુજીએ પ્રવચન લખ્યુ ખૂબ ગરમીને કારણે ઠંડા પાણીનો સ્પજ કર્યો માથા પગ ઠંડા પાણીના પોતા મૂક્યા ડૉ સાહેબે તો બરફ જ મગાવ્યો હતો, પણ બાપુજીએ એવુ મોટુ ખર્ચ કરવાની ના કહી અને માટના ઉપર ભીના પાણીનો કટકો બધાવ્યો એ પાણીના જ પોતા માથા પર મુકાવ્યા એટલે અર્ધા અર્ધા કલાકે બાપુજીનો ટુવાલ અને માટનાનો ટુવાલ બદલવાનો રહે છે ડૉ સાહેબ મને કહે "બાપુજીએ તારી પ્રવૃત્તિ વધારી દીધી રોજ એક રૂપિયાનો બરફ મગાવી લે તો આખો દહાડો ચાલે ને? અને બાપુજીને પણ ઠડક વધુ મળશે"

બાપુજીની સામે જ આ વાત કહી એટલે બાપુજી ખડખડાટ હસતા હસતા કહે "તમે તો કમાઓ છો, તમારા દીકરાઓ પણ કમાય છે પણ આ છોકરી કે મને કોઈ પગાર દેતુ નથી, એટલે એ છોકરી બરફ ક્યાથી મગાવે? અને આપણે ક્યા એવા સુંવાળા છીએ કે એટની બધી જરૂર પણ હોય? આ ભીનુ કપડુ વીટાળીએ એટલે મટકાના પાણીનુ જ કામ સરે એટલુ જ નહી પણ એ પાણી નિર્દોષ હોય બરફનુ પાણી તો વિકાર જ નહી, અને કદાચ આટની લૂમા એકદમ ઠડક કરીએ તો શરદી લાગી જાય"

ડૉ સાહેબ તો બિચારા આ વાત સાભળીને સાવ નરમ થઈ ગયા મને કહે, "બાપુની રજા લીધા વગર જ બરફ અહી આણી ગયો હોત તો જ વધારે સારુ હતુ રજા લેવા જતા મને શરીરની દૃષ્ટિએ

આખુ સાયન્સ સમજાવ્યુ" પછી કહે, "બાપુનુ મગજ કેવુ હશે કે એમની પાસેથી નાનામા નાની બાબતમા કે એક વાકચમા કૉલેજમા ખાસ્સુ એક 'લેક્ચર' આપી શકાય એવો પાઠ મળી જાય છે!"

રાતે ૧૦ વાગ્યે બગીચામા થોડા ચક્કર લગાવ્યા અને ૧૦-૩૦ પછી પથારીમા પડ્યા આજે બાપુને સૂવાનુ ઘણુ મોડુ થઈ ગયુ

૨૧-૪-'૪૭

**ગાંધી કૅમ્પ, પટણા**

નિયમ મુજબ પ્રાર્થના પ્રાર્થના પછી બાપુજીએ બગાળી પાઠ કર્યો અને મને ગીતાપાઠ કરાવ્યો

હમણા ચરખા સઘની સભા ચાલે છે અને તેમા ટ્રસ્ટી મડળમા બાપુજી થોડોક ફેરફાર કરવા ઇચ્છે છે બાપુજી કહે, "સરલાબહેન (સરલાબહેન સારાભાઈ) મિલમાલિકના પત્ની રહ્યા, પણ એમણે દેશ પાછળ ભેખ લીધો છે, અને તે કોઈના દબાણથી નહી પણ સ્વેચ્છાપૂર્વકનો છે એવા બહેન હિદુસ્તાનમા છે જ નહી એમ કહુ તો ચાલે એને ટ્રસ્ટી મડળમા લેવા જ જોઈએ અને તો જ જે ફેરફાર મિલમાલિકોના માનસનો હુ કરવા ઇચ્છુ છુ તે થશે હુ જાણુ છુ કે, ચરખા સઘના મિત્રો આ મારી વાત માનનાના નથી, પણ એમા એ ભૂલ ખાય છે એમા મને શકા નથી સરલાબહેન તો એવા મૂગા અને ઉમદા ગુજરાતણોમા તો કદાચ પહેલા જ હશે એ જેટલા કાર્યકર છે એટલા જ આદર્શ ગૃહિણી પણ છે" કરોડપતિના પત્ની, પણ સાદાઈ અને ત્યાગની સાક્ષાત્ મૂર્તિ છે બાપુજીએ ગરમ પાણી પીતા પીતા પૂ સરલાબહેન વિષેની વાત લખીને કરી પછી થોડી વાર આરામ કરીને કેટલાક પત્રો લખાવ્યા ને લખ્યુ કે,

> તમારે વિષે પરમ દિવસે ટ્રસ્ટી મડળ બેઠુ હતુ લગભગ બધાનો મત પડયો કે અત્યારે જ્યારે ખાદી ઉપર વાદળ ઘૂમે છે ને જ્યારે મિલોની સામે ખાદી નીતિ પ્રત્યક્ષ રીતે ચાલી રહી છે ત્યારે મિલોના રાજા જેવાના પત્નીનુ ટ્રસ્ટી મડળમા દાખલ થવુ ખડબડાટ જ કરી મૂકશે એમ છતા જો મારો આગ્રહ જ હોય તો ટ્રસ્ટી મડળ તમારી નિમણૂક કરવા તૈયાર થાય મે એ પ્રમાણે મહેરબાની માગવાની ના

પાડી ટ્રસ્ટી રાજી થયા તેથી તમારુ નામ મે ખેચી લીધુ આમા મારી ગણતરી કઈક ખોટી નીવડી આવુ આજકાલ થયા કરતુ હુ જોઉ છુ જે પ્રભાવ મારા વચનોનો સાથીઓ ઉપર એક વેળા પડતો હતો તે આજે નથી આ એક સતોષજનક ગણાતુ જોઈએ પૂર્વે હુ બુદ્ધિને રૂધતો હોઈશ એમ હોય હવે બુદ્ધિએ મારાથી સ્વતત્રતા મેળવી હોય! અથવા મારા વિચારો જ ક્યાક જઈ જમાનાને ઓળખતા ન હોય! ગમે તેમ હો, મે તો તમારી આગળ મારુ આખુ માનસ મૂકી દીધુ એવો તમારી પવિત્રતા વિષે મારો આદર છે તેથી હુ ઇચ્છીશ કે તમે ટ્રસ્ટી જ હો એવો રસ ખાદીવિદ્યામા લઈને શકાને ટાળજો ને બતાવજો કે, મિલના રાજાના રાણી સર્વોપરી ખાદીપ્રેમીના જેટલો પ્રેમ રાખી શકે છે

બાપુના આશીર્વાદ

આ પછી બીજા એક પત્રમા

I have had all your letters The work in front of me leaves me little room for correspondence that is not absolutely necessary You must have seen all I had to do with the Viceroy We have come to like one another Events will show of what he is made He is certainly working hard as behoves a naval man . My work is very difficult I knew the difficulty

નિર્વાસિતો માટે એક ભાઈએ પૂછેલી સૂચનાના જવાબમાં બાપુજીએ લખ્યુ

(१) पुनवसतिके लिय तैयारी करना आवश्यक है। लेकिन हकूमत या मुसलमान कुछ न करे तो हमारे लिये क्या चारा हो सकता है?

(२) अगर हकूमत कुछ भी न मदद दे तो हम क्या काम दे सकते है?

(३) मेरा दृढ अभिप्राय है कि हमें मिलका सूत नही मिलेगा। थोडा मिले तो काम नही देगा। हमारे हायका सूत पैदा करना चाहिये। ताकि लोग खुद काते और दूसर भी।

(४) सभी गिरफतारोंको मुक्त कर दें तो हम केस करनेमें न पड। वह हमारे क्षत्रके बाहर है।

(५) का खत पढा। मैं उसको महत्त्व नही देता हू।

(६) वहा डॉ महमूद आय है, देखें वे क्या करते हैं।

(७) मैं वहा आनके लिय (નોઆખાલી જવા માટે) उत्सुक हू। यहाकी हवा देखता हू।

. ને બીજો પત્ર

'બધામાથી જીવ ઊડી ગયો છે એ વાકય બરોબર નથી રામનામ લેનાર એવુ વાકચ ન લખી શકે સુખ કયા? દુખ કયા? કોને સુખ માનવુ? કોને દુખ માનવુ? તમે યજ્ઞ કરી રહ્યા છો કે શું? ગુજરાત જવાનો (પજાબમા આવેલ ગુજરાત પ્રાત) તમારો ધર્મ હું નથી જોતો હુ જાત પણ મને રોકયો એ કિસ્સો કોઈ વાર પણ અહી ધર્મ પાળી શકીશ તો તેની અસર ગુજરાત ઉપર તો પડશે સારા જગત ઉપર પડશે

બાપુના આશીર્વાદ

.. ને લખ્યુ

उस युवकने बीभत्स ख्याल प्रगट किया उससे क्यो चिंता हुई? तू वीरांगना है तो तू किसी भी बीभत्स कार्य करे उससे पहले तुझे मौतकी भेट होगी। हमारी सबकी वही तैयारी है। वही हमारा यज्ञ है। तेरे पास रामनाम रूपी बखतर है। तुझे क्या डर हो सकता है?

બાપુજીના આજના પત્રોમાથી બાપુજીની માનસિક સ્થિતિ ખૂબ સમજી શકાય તેવી છે

સ્વરાજ્ય મેળવી લીધા પહેલા કેવી જાતના કાર્યની દેશને જરૂર હતી અને હવે જ્યારે સ્વરાજ્ય આવી રહ્યુ છે ત્યારે દેશને ટકાવી રાખવા માટે હિંદના એકેએક માણસના સાથની જરૂર છે દા ત ગિરજાશકર બાજપાઈ તુ જાણે છે ને કે ૧૯૪૨મા તેમણે મને તો ઠીક પણ બાના મૃત્યુ વિષે પણ હડહડતુ જૂઠાણુ ચલાવ્યુ હતુ પણ આજે તેની શક્તિનો આપણે ઉપયોગ કરવો જ જોઈએ અને તે થઈ રહ્યો છે એવુ જ રચનાત્મક કાર્યમડળમા હોવુ જોઈએ પૂર્વગ્રહો છોડીને સહુએ એકસપથી જેની જ્યા શક્તિ હોય ત્યા વાપરી દેશને સધર બનાવવાની

ખૂબ જરૂર છે. એથી જ મે . . . ને ટ્રસ્ટી મંડળમાં લેવા ઇચ્છયાં હતાં. બાપુજીએ . . . ને લખાવેલા પત્ર પરથી કાપલીમાં લખ્યુ.

ફરતી વેળાએ નાથજી અને સ્વામીજી તરફથી આવેલા પત્રની નકલ કરવાનું બાપુજીએ મને સૂચવ્યુ. તેથી હું ફરવા ન ગઈ. પણ ફરવાનું છોડયું એ બાપુજીને ગમ્યુ નહીં. એટલે પોતે ફરીને આવ્યા પછી બે ચક્કર મને દોડી આવવા કહ્યું જેથી કસરત થઈ જાય

મૌનવાર હોવાથી બધુ સૂનુ સૂનુ લાગે છે પ્રાર્થનાપ્રવચન બાપુજીએ લખ્યુ. આજના પ્રવચનમા ખાદી ઉપર જ વધારે ભાર મૂક્યો.

"આજે પણ મારે તમને ખાદીની કથા જ સંભળાવવી છે. ખાદીનું રહસ્ય હાથના કાંતેલા સૂતરમા રહેલુ છે. અને તે કાંઈ નવુ નથી. પુરાણા જમાનામા પણ સ્ત્રીઓ કાંતણકળાને સારી પેઠે જાણતી હતી અને સમજતી હતી. અને વચ્ચેના યુગમાં તો સ્ત્રીઓ પાસે બળજબરીથી આ કામ કરાવવામાં આવતુ હતુ. અને વણાટનો ધંધો પુરુષોનો ગણાતો અને એ ધંધો તો હજુ પણ ચાલુ છે. પણ કાંતણનુ કામ ઘણું જ મંદ ગતિએ ચાલે છે. તેનો પુનરુદ્ધાર કરવાની ખૂબ જરૂર છે. અને તે નહી થાય તો વણાટનો ધંધો પણ જોખમાશે. સ્ત્રીઓ અને પુરુષોએ રૂ ઉગાડવાની ક્રિયાથી માંડીને સિવાઈ કરવા સુધીનુ કામ જાણી લઈ તે બાબતમાં તદ્દન સ્વાવલંબી બનવુ જોઈએ તો જ ખાદી પહેરવાની સાર્થકતા સિદ્ધ થશે.

"અને સ્ત્રીઓની સામે આજ સુધી કરેલા પાપનુ નિવારણ કરવું હોય તો હિંદના દરેક પુરુષે અને દરેક સ્ત્રીએ કાંતવું જોઈએ. તો મે જે ખાદી વિષેનું સ્વપ્ન સેવ્યુ છે તે સિદ્ધ થશે પુરુષોને મજૂરીને માટે કલાકના હિસાબે જે મહેનતાણુ આપવામા આવશે તે જ મહેનતાણુ સ્ત્રીઓને આપવામા આવશે. સ્ત્રી પુરુષની વચ્ચે મજૂરીના દરમાં ફેરફાર હોય જ નહી. પુરુષ સ્ત્રીઓ ઉપર જે ધણીપદુ ભોગવતો આવ્યો છે તેનો અંત આ રચનાત્મક કાર્ય દ્વારા થઈ શકે. આપણે પુરુષો એ વાતનો સ્વીકાર ન કરીએ તો વાત જુદી છે. પરંતુ એથી જે પરિવર્તન જગત કરી રહ્યુ છે તે અટકવાનુ નથી જ. પ્રભુએ પુરુષ અને સ્ત્રી મળીને એક અખંડ અને પૂર્ણ ઘટમાળ બનાવી છે. અને પ્રભુ પાસે તો બંનેનો દરજ્જો સરખો જ છે ખાદીનો આશય સ્ત્રી પુરુષની સમાનતાના આ સિદ્ધાંતની સાબિતી આપવાનો છે. જોકે મારે કબૂલ કરવુ જોઈએ કે,

એમાં ચરખા સંઘને હજુ જોઈએ તેવી સફળતા મળી નથી. હું તો ઇચ્છું છું કે, જ્યારે એક મિલમાલિકની ધણિયાણી ખાદીની સાચી ભક્ત બનશે ત્યારે જ ખાદી આખા હિંદુસ્તાનમાં સર્વશ્રેષ્ઠ સ્થાન મેળવશે અને મિલકાપડનો ત્યારે જ અંત આવશે. એવો રૂડો દિવસ આવે તે માટે સ્ત્રીઓ જો આ કાર્યને ધર્મ સમજી અપનાવે તો કેવું સારુ!"

પ્રાર્થના પછી બાપુજી થોડુંક ફર્યા. ફરતાં ફરતાં યંત્રોની વિરુદ્ધ બાપુજીએ વ્યાખ્યા આપતાં કહ્યુ કે, "યંત્રોની વિરુદ્ધ હું એટલા જ કારણસર છુ કે, તે માણસની મજૂરી છોડાવીને બેકારી અપાવે છે. એ યંત્ર છે માટે હુ તેની વિરુદ્ધ નથી પણ યંત્રોથી બેકારી આવે છે તેથી હુ યંત્રની વિરુદ્ધ છુ."

નઈ તાલીમ વિષે મેં બાપુજીને પૂછ્યું કે, પાયાની કેળવણીની જે વાત કરો છો તે ધારો કે એક બાળકે પોતાની ૧૪-૧૫ વર્ષની ઉંમર સુધી અપનાવી હોય અને ક્યારેય તે નિશાળમાં ગયો જ ન હોય તો તે કેવો હોઈ શકે?

બાપુજી કહે: "જો એ બાળકને શુદ્ધ વાતાવરણ મળ્યુ હોય તો તે હિંમતવાન, તંદુરસ્ત અને સેવાવૃત્તિવાળો થશે. તેનુ મન અને શરીર બને સુયોગ્ય પ્રમાણમાં વિકસેલા હોવાં જોઈએ તેનામાં કોઈ જાતનુ કપટીપણું કે ચારિત્રહીનતા ન જ હોવી જોઈએ અને ગામડામાં રહી ગામડાંની સેવા કરી ગ્રામજનતા જે મીઠું ને રોટલો આપે તે જ ખાવાની વૃત્તિ હોવી જોઈએ. અને પોતે જે સેવા કરે, જે કાંઈ શીખ્યો હોય, તેની સાચી દોરવણી પોતાની આસપાસ આપે અને એ રીતે બીજા અનેક યુવાન ભાઈઓને તૈયાર કરે આ નઈ તાલીમની કેળવણી પામેલા વિદ્યાર્થીની મારી કલ્પના છે. અને આવો વિદ્યાર્થી નઈ તાલીમ પામેલો વિદ્યાર્થી પાકવો જોઈએ એ મારી અપેક્ષા છે."

બાપુજી પર હમણાં હમણાં તાર અને ટપાલનો ઢગલો થાય છે. તેમાંનો પોણો ભાગ તો સાવ નકામો જ હોય છે. આ તાર પત્રોનો ઢગલો બાપુજી પાસે મેં મૂક્યો. તેવામાં શ્રીબાબુ આવ્યા. બાપુજીએ તેમની પાસે વિનોદ કરતાં કહ્યુ: "કોણ કહે છે કે હિંદુસ્તાન ગરીબ છે! બિસેને આમાંથી અર્ધા ભાગનાં કાગળિયાંઓ તો કાઢી નાખ્યાં

હશે, છતાંય આમાંથી કેટલાંય નકામા હશે નજીવી બાબતમાં લોકો તાર કરતા શીખ્યા છે ત્યારે મને વિચાર આવે છે કે, દેશમાં ધનિકો તો બે પાંચ ગણ્યાગાંઠ્યા છે ગરીબોને ચૂસીને તે પૈસાનો ઉપયોગ આવો થઈ રહ્યો છે ના ? (એક તાર બતાવીને) આ કામ બે પૈસાના પોસ્ટકાર્ડથી પણ પતી શકે એવો આ તાર છે પણ આપણી મૂર્ખાઈની હદ જ નથી આપણને ભાન જ નથી કે આપણે શું કરી રહ્યા છીએ આવા રોજના નકામા તારો અસંખ્ય માણસો કરે, તેની પાછળ એટલા ઑફિસરો, પટાવાળાઓ, મકાનો રોકવા પડે એટલે જો હિસાબ કાઢો તો આપણે આપણો પૈસો કેટલો વેડફી રહ્યા છીએ તેનો ખ્યાલ આવે ચાલો, હું તો બીજી વાતમાં ઊતરી ગયો આપણે આપણું કામ જલદી પતાવીએ તમારો સમય થોડો મે વધારે લીધો, પણ હું આની વાતો જોઉં છું તે મનમાં ખૂંચે છે તેથી તમારી પાસે મન ઠાલવ્યું ”

બાપુજીએ છાપાં સાંભળ્યાં અને ૧૦–૩૦ પછી સૂવાની તૈયારી

૨૨–૪–’૪૭
ગાંધી કૅમ્પ, પટણા

૩–૩૦ વાગ્યે પ્રાર્થના સુમી અને સીતા રાતે ૧૦ વાગ્યે બનારસથી આવ્યાં છાનામાનાં આવીને સૂઈ ગયાં (સુમી અને સીતા રામદાસભાઈ ગાંધી તથા મણિલાલભાઈ ગાંધીની દીકરીઓ) પ્રાર્થના પછી તેમની સાથે જ લગભગ બધો સમય વાતો કરી

૨૨ મી તારીખ પૂ મોટીબાની મૃત્યુતિથિ હોવાથી દર મહિનાની જેમ મેં ગીતાપારાયણ કર્યું પછી બાપુજીએ બંગાળી પાઠ કર્યો આશાબહેન સાથે વાતો કરી ફરતી વખતે ની સાથે બાપુજીની ખાનગી વાતો હતી એટલે મારે છૂટી જેવું હતું

બાપુજીએ એક કૉલેજિયન બાળા, કે જે પોતાની સાથે ભણતા યુવક સાથે પરણવા ઇચ્છતી હતી, તેને આ પ્રમાણે સલાહ આપી બાપુજી માને છે કે

અતિ છૂટનું પરિણામ ભયંકર આવે છે પ્રેમલગ્ન ઇચ્છનારાં ભલે વડીલોને ગમે તો જ સગાઈ કરી લે પણ આવી સગાઈ થયા પછી ત્રણ

વર્ષ લગી એ જોડાએ કાંઈ ખાસ સંબંધ ન રાખવો જોઈએ અને પોતપોતાની પ્રવૃત્તિમાં મગ્ન રહી તે પ્રવૃત્તિ પૂરી કરવી. આમ જે યુવક યુવતીઓ કરે તેની જિંદગી ખૂબ સુખી થાય એમાં મને શંકા નથી.

બાપુજીએ આ બધી વાતો મારે પણ સમજવા જેવી હોઈ મને એક શિખામણરૂપે કહી, "બીજાઓના જીવનમાંથી પણ આપણે ધારીએ તો ઘણું પામી શકીએ છીએ."

બાપુજીનાં કપડાં તો આજે સુમિત્રાએ ધોયાં. બને બહેનો છે એટલે મને તો ખૂબ આનંદ પડે છે; અને કામમાં પણ ખૂબ મદદ કરે છે. બે વાગ્યાથી તાલીમી સંઘની સભા ચાલી. ત્યાર પહેલાં ખાદી કાર્યકર ભાઈઓ આવ્યા હતા. તાલીમી સંઘની સભામાં સ્વાવલંબી કેળવણી ઉપર ભાર મૂક્યો. એક પ્રશ્ન એવો આવ્યો કે, સરકાર પાસેથી આ સંસ્થા માટે કેટલી રકમ લેવી? તેનો જવાબ બાપુજીએ જે આપ્યો તેમાં બાપુજીનુ કેળવણીનું દૃષ્ટિબિંદુ શું છે તે સમજાયુ.

બાપુજી કહે, "સરકાર તો આપણને અવશ્ય જોઈએ તેટલી મદદ કરશે જ. પણ સરકારની ઉપર આધાર રાખીને આપણે નભી નહીં શકીએ. જેટલા જોઈએ તેટલા જ વિદ્યાર્થીઓ લો. ભલે ઓછા વિદ્યાર્થીઓને આ લાભ મળે પણ એવી કેળવણી થાય કે કોઈની પાસે એક પાઈ પણ માગવાને હાથ ન લંબાવવો પડે. નાનાભાઈ ભટ્ટમાં ઘણી શક્તિ છે. પણ એમને પોતાની સર્વ શક્તિ, ભંડોળ એકઠાં કરવામાં વેડફી નાખવી પડી. એથી ભંડોળ કરીને કેળવણીની સંસ્થા ઊભી કરવાનો હું સખત વિરોધી છું. પ્રાથમિક મંડાણ માટે અમુક રકમ જોઈએ તે જ લેવાની અને ત્રણ વર્ષ પછી કોઈની પાસેથી રાતી પાઈ પણ ઉઘરાવવાની નહીં. જો એવી સ્વાવલંબી કેળવણી આપણે ન કરી શકીએ, તો પ્રજા સમક્ષ આપણે આપણી હાર કબૂલ કરવી જ જોઈએ. એથી આપણે જરા પણ નીચે નથી પડતા, પણ ઊંચે જઈએ છીએ. નહીંતર આ નઈ તાલીમ ચાલવાની જ નથી. એટલે સ્વાવલંબી બનવું છે એ વાત મનમાં રાખીને જ આ સંસ્થાનું બજેટ બનાવવું જોઈએ."

પ્રશ્ન — "સરકારી શાળાઓ સરકાર જો આવી સંસ્થાને સોંપે તો તે લેવી?"

બાપુજી — "સરકારી શાળાઓ ચલાવવાની આપણામાં શક્તિ હોય તો જ તે જવાબદારી લેવી નહીંતર આપણે પણ કામ નહીં કરી શકીએ અને સરકારને પણ હેરાન કરીશું આપણા હાથમાં સત્તા આવી છે, અને એથી આપણે જેટલું ખર્ચ ઇચ્છીએ તેટલું કરી શકીએ છીએ, એવી માન્યતા બંધાઈ ગઈ છે સ્વરાજ્યમાં હવે આપણને કોણ પૂછનાર છે, એવી વૃત્તિ આપણામાં આવી ગઈ છે પણ એવો દંભ ઝાઝો વખત નહીં ટકે એટલે પ્રજા જ જાગ્રત થશે અને મળવો ફાટશે હું તો કદાચ આવું બધું જોવા જીવતો નહીં હોઉં, એવી ઇશ્વરને પ્રાર્થના કરું છું આપણું કામ સંગીન હોવું જોઈશે એટલે આપણામાં જો સંપૂર્ણ શક્તિ હોય તો જ આ કામ હાથમાં લેજો જો એવી શક્તિ ન હોય તો કહી દેવું કે, અમે તો કેન્દ્રોમાં જ ચલાવી શકીએ તેવી અમારી સ્થિતિ છે પ્રાંતોમાં નહીં પહોંચી શકાય ભલે ફક્ત સેવાગ્રામમાં જ ચલાવો પણ એવું ચલાવો કે આખા હિંદુસ્તાનની આદર્શ સ્વાવલંબી કેળવણીની સંસ્થા બને હંમેશા નાના પાયાથી જે કામ ચાલે છે, તે જ મજબૂત બને છે એટલે તમે પાયો મજબૂત બનાવો તો ઇમારત એની મેળે મજબૂત બનશે પણ ઘણું નિકસાવી મૂકશો તો ક્યાયના નહીં રહેવાય

"નઈ તાલીમમાં ફક્ત કાંતવું કે સફાઈ કરાવવી એથી તે વિદ્યાર્થી પારંગત નથી બનતો પણ નઈ તાલીમમાં બુદ્ધિની શુદ્ધિ થાય, આત્માને અને શરીરને કેળવણી મળે દરેક ધર્મના સારા સિદ્ધાન્તો દ્વારા ધાર્મિક કેળવણી પણ આપી શકાશે એટલે મારો કહેવાનો અર્થ એ છે કે, કંતાઈ અને સફાઈ મારફત જો આત્માને ખોરાક ન આપી શકો તો તે છોડજો, અને તમારી હાર કબૂલ કરજો, કારણ કે હું તો માનું છું કે એ દ્વારા જ આપણી ઉન્નતિ છે અને તો મિલના તમામ કાપડનું સ્થાન ખાદી લઈ શકશે, તેવી મારી શ્રદ્ધા છે કરોડો ગરીબોને ઉન્નત કરી શકે એવી પ્રવૃત્તિ રેંટિયા સિવાય બીજી કઈ છે તે બતાવો તો હું મારી હાર કબૂલ કરીશ અને મારો પચાસ વર્ષનો સિદ્ધાન્ત પાછો ખેંચી લઈશ સહુ હિંદીઓ જો ફક્ત એક જ કલાક કાંતે તો હિન્દુસ્તાનને નથી મિલની જરૂર કે નથી બહારના કાપડની જરૂર

દરેકને ૭ કે આઠ કલાક જો કાતવુ પડે તો એવી ખાદી મરી જ જાય કારણ કે માણસને બીજા અનેક કામ હોય છે પણ એક કલાક કાતે તો આત્માને અને આર્થિક બને રીતે ફાયદો થાય છે

"અંગ્રેજોએ મિલનો પાયો આપણી તકલી અને આપણી સાળ પરથી જ નાખ્યો છે તેમણે મિલો કરીને આપણુ શોષણ કર્યું હિંદુસ્તાન જો યુરોપની નકલ કરશે તો હિંદુસ્તાનનો નાશ થશે તેથી આપણે તકલી રેંટિયો, અને આપણી સાળનુ જ શાસ્ત્ર રચવુ જોઈએ અને આવી તાલીમ પામેલો વિદ્યાર્થી મિલ તરફ નજર જ નહી કરે આજે ઘણા પ્રધાનો કે ઉદ્યોગપતિઓ મિલો ચલાવવાની જ વાતો કરે છે પણ આપણે તેઓને બતાવી આપવુ જોઈએ કે આપણે કરીએ છીએ તે બરાબર છે ધ્યેયને પાર પાડવાની શ્રદ્ધા રાખવી અને મરતા સુધી એ ધ્યેયને ન છોડવુ જોઈએ ચરખા સઘ અને તાલીમી સઘ કોંગ્રેસે જ કાઢ્યો છે પણ કોંગ્રેસે તેની સામુ નથી જોયુ કોંગ્રેસ રાજકીય કાર્યોમા જ પડી ગઈ કોંગ્રેસવાળાઓ પાસે પૈસા ન હતા અને બીજો અનુભવ ન હતો એટલે થોડુક રચનાત્મક કાર્ય કર્યું તેમા સફળતા પણ મળી દરમિયાન લડતો આવી સત્તા આવી પણ સત્તા પચાવવા માટે ઘણો સમય લાગશે એમ કેટલાક અનુભવો પરથી લાગે છે અને આપણે તો ભાવિ પ્રજાને ઘડવી છે તેમા અનેક મુશ્કેલીઓ આવશે તો તેનો સામનો કરવાનો મારે કબૂલ કરવુ જોઈએ કે પહેલાના જેટલી મારામા શક્તિ નથી રહી એમા સરકારનો વાક નથી આપણી સરદાર પાસે જે વારસો આવ્યો છે તે એવો જ ગદો છે પણ જે છે, તેનાથી ચલાવવુ રહ્યુ પણ હુ આજે જે કહુ છુ તે લોકોને ગળે નથી ઊતરતુ એટલે બુઢ્ઢો થયો તેથી કદાચ બુદ્ધિ તો બુઠ્ઠી નહી થઈ ગઈ હોય ? કારણ કે ઘણા લોકો મને એવી સલાહ પણ આપે છે કે, તારુ કામ હવે પૂરુ થઈ ગયુ છે અને હવે તમે ખસી જાઓ એટલે સભવ છે કે બુઢાપાને લીધે મારી બુદ્ધિ બગડી હોય !

"પણ તમે એટલુ નોંધી રાખજો કે, હુ જોઈ રહ્યો છુ કે કોંગ્રેસનુ તત્ર આજે તૂટતુ જાય છે હજુ પણ એને સભાળે તો બચી :

તેમ કે નહીતર કૉમ્યુનિઝમ આવતા વાર નથી લાગવાની અને લોહીની નદીઓ વહેશે એવો બળવો ફાટશે આ સહુને નથી દેખાતુ, પણ મને દેખાય છે

"સહશિક્ષણમા શિક્ષકો લાયક અને પવિત્ર તથા નઈ તાલીમની ભાવનાથી ભરેલા હોવા જોઈએ અને નઈ તાલીમનો શિક્ષક પણ કારીગર હોય તેના પત્ની અને બાળકોએ પણ તેમા સાથ આપવાનો રહે કે આખા હિંદુસ્તાનમા ગામેગામ નઈ તાલીમ ચાલી શકે તો એક મોટુ કામ થશે"

૪ વાગ્યે સ્થાનિક પ્રધાનો મળવા આવ્યા બાપુજીએ તેમની પાસે પણ પોતાનુ હૃદય ઠાલવ્યુ, "હુ ગભીરપણે વિચાર કરી રહ્યો છુ, આ બધામા મારી ફરજ શી છે? જોકે મારી શ્રદ્ધા છે જ કે ઈશ્વર મને તેમાથી રસ્તો તો સુઝાડશે જ અને અહિંસાની બાબતમા તો આજે મારા વચનની કિંમત જ નથી રહી લોકો મારા પર જે પ્રેમ વરસાવે છે તેની હું કદર કરુ છુ પણ તે કદરની કિંમત ચૂકવવાનો એક જ રસ્તો છે કે, ઈશ્વરે મને જે સત્ય બતાવ્યુ છે તે દુનિયા આગળ મૂકી શકુ અહિંસાનુ શસ્ત્ર આપણે સમર્થ બ્રિટિશ હકૂમત કાઢવા માટે વાપર્યું, અને હવે જો આપણે આપણા ભાઈઓ સામે હિંસા વાપરશુ તો આપણે કાયર ગણાશુ અને આપણી નામોશી થશે તમારી ઉપર હીરા મોતીના મુકુટ નથી, પણ કાટાનો તાજ છે"

બાપુજીએ જુદે જુદે સમયે પોતાના હૃદયની વ્યથા ઠાલવી. તેનો ધ્વનિ પણ એવો જ ગાભીર્યભર્યો હતો શબ્દે શબ્દ તોળી તોળીને બોલતા હતા ખૂબ થાક હોવાથી બાપુજીએ સાજે ભોજનમા કશુય ન લીધુ માનસિક થાક પણ ખૂબ છે અને સાજે થોડીક દ્રાક્ષ જ લીધી

પ્રાર્થનામા આજે સુમીએ ભજન ગાયુ પ્રાર્થનાપ્રવચનમા બાપુજીએ હમણા જે સભાઓ ચાલે છે તેને અનુરૂપ જ કહ્યુ કે,

"આજે બે દિવસથી અહી હિન્દુસ્તાની તાલીમી સઘની સભા ચાલે છે અને કૉંગ્રેસે તાલીમી સઘને કેળવણીનુ કામ સોપ્યુ છે તેથી એવી આશા સહુને જરૂર રહે કે, રાજ્યવહીવટ ચલાવવાની સત્તા મળી તો કૉંગ્રેસ તાલીમી સઘના નિષ્ણાતોની સલાહ લે પણ તેના કારણોમા

મારે ઊંડા ઊતરવાની જરૂર નથી. ડૉ. ઝાકીર હુસેન સાહેબ આ સંઘના પ્રમુખ છે. તેઓ કેળવણીના નિષ્ણાત છે અને જામિયા મિલિયાની સંસ્થાના આત્મા છે. આર્યનાયકમ્ અને તેનાં પત્ની આશાદેવી પણ તેમની મદદમાં છે. આ સંઘની સ્થાપનાને સાત વર્ષ પૂરાં થયાં અને આઠમું વર્ષ બેઠું. આ સંસ્થાનું નામ 'નઈ તાલીમ' રાખવામાં આવ્યું છે. કેમ કે આ કેળવણીને કોઈ બીજા મુલકમાંથી લાવવામાં નથી આવી, તેમ જ તેમાં કોઈની નકલ નથી અને પ્રજામાં તે પરાણે ઠોકી નથી બેસાડી. પરંતુ સાત લાખ ગામડાંના બનેલા હિંદમાં કઈ જાતની કેળવણી ઉપયોગી બને તે દૃષ્ટિ લક્ષમાં રાખી છે. મનુષ્ય ત્રણ તત્ત્વનો બનેલો છે. શરીર, મન અને આત્મા. અને નઈ તાલીમ એ ત્રણેય વચ્ચે સમતોલપણું જાળવી તેનો મેળ રાખશે. પશ્ચિમની કેળવણીની પદ્ધતિમાં અને નઈ તાલીમ વચ્ચે બહુ મોટો ભેદ છે. શરીર, મન અને આત્મા, આ ત્રણેયને જો ખોરાક આપવાનો હોય, ઉન્નત કરવાં હોય, તો શ્રમ કરી હુન્નરો મારફતે કેળવણી આપવાનો જ સહેલો રસ્તો છે. અને નઈ તાલીમમાં બીજી એ ખૂબી છે કે, વિદ્યાર્થીને તે તદ્દન સ્વાવલંબી બનાવે છે, એટલે કે તે પોતાનો ખર્ચ પોતે જ ઉપાડશે. એટલે પ્રજાની કેળવણી માટે કરોડો રૂપિયા ખરચવાની વાત જ રહેતી નથી. અને હવે જ્યારે આપણા જ હાથમાં આપણી સત્તા આવી છે ત્યારે સામાન્ય વ્યવહારમાં ભાષા અંગ્રેજીને બદલે હિંદી વાપરવી જોઈએ.

"મારી અને જીણાસાહેબ તરફથી જે શાંતિ અપીલ થઈ છે તેમાં મેં હિંદી અને ઉર્દૂમાં સહી કરી છે. આની સામે આપણા ગવર્નર જનરલ માઉન્ટબૅટન સાહેબે કશો જ વાંધો ઉઠાવ્યો નથી, કારણ કે તેઓ જાણે છે કે બ્રિટિશોએ થોડા સમયમાં અહીંથી જવાનું જ છે."

પ્રાર્થનામાંથી આવીને બાપુજી ફર્યા. ફરતી વેળાએ . . .ની સાથે ખાનગી વાતો. હું અને સુમિત્રા જુદાં ફર્યાં. અમે રમ્યાં. ફરીને બાપુજીએ પ્રવચન તપાસ્યું. પત્રો લખ્યા. આવેલી ટપાલ સાંભળી. કાંતવાનું બાકી હતું તે પૂરું કર્યું. આજે ખૂબ જ થાક છે. બહુ જ ધીમે ધીમે બોલી શકે છે. ૧૦ પછી સૂવાની તૈયારી.

૨૩-૪-'૪૭

ગાંધી કૅમ્પ, પટના

પ્રાર્થના પછી બંગાળી પાઠ કર્યો અને પછી મને ગીતાપાઠ કરાવ્યો . . . લીગવાળા ભાઈઓ મળવા આવ્યા, તેમની સાથે વાતો

કરતા બાપુજી બોલ્યા કે, "લીગને જો આગળ આવવુ હોય તો પોતાના ધ્યેયને ફેરવવુ પડશે તમે તમારા અંતરાત્માને પૂછો એવી હુ વિનતી કરુ છુ જોકે હવે તો વચગાળાની સરકારમા લીગ જોડાઈ છે પણ સગા ભાઈઓ એક ઘર ચલાવે તેવો વહીવટ હજી ચાલતો નથી તમે જો લીગના સાચા પ્રતિનિધિ હો તો તમારે ઝીણાસાહેબને કે લિયાકતઅલી સાહેબને સ્પષ્ટ કહેવુ જોઈએ કે આ માર્ગ ઊંધો છે તો જ તમે લીગની વફાદારીપૂર્વક સેવા બજાવી ગણાશે અને હજુ પણ નોઆખાલીમા, બગાળમા, પજાબમા, મુસલમાનોની કત્લેઆમ ચાલુ છે હિંદુઓ નથી કરતા એમ હુ નથી કહેતો, પણ હિંદુઓના આ કૃત્યને હુ, પંડિત જવાહરલાલ આદિ સખત શબ્દોમા વખોડીએ છીએ, જાહેર વિનતીઓ કરીએ છીએ તે રીતે હજુ લીગના કોઈ પ્રતિનિધિએ મુસલમાનોમા કહ્યુ છે? પાકિસ્તાન લેવુ હોય તોપણ આગેવાનો ભલે લડે પરતુ દરેક માણસ જો પોતાના હાથમા કાયદો લે તો કેમ ચાલશે? કાયદેઆઝમ ઝીણાસાહેબે કહ્યુ તો છે કે, લઘુમતીને પૂરુ રક્ષણ આપવામા આવશે પણ હજુ એ પળાયુ નથી, એ પણ મારે તમને કહેવુ જોઈએ કારણ કે હુ મને પોતાને બધાનો એક વફાદાર મિત્ર માનુ છુ અને એ મિત્રતા મારે સિદ્ધ કરવી છે હિંદુઓને સગા ભાઈની જેમ તમે ગણો એવી હુ તમને હૃદયપૂર્વક વિનતી કરુ છુ એથી તમારી ઉન્નતિ છે" વહેલી સવારે આ ભાઈઓને બાપુજીએ ઠીક ઠીક સાચી વાતો સભળાવી ત્યાર પછી મુબઈ સરકારના બેઝિક એજ્યુકેશન સ્કીમ ઉપરના કાગળો વાચ્યા બાપુજીને તે ગમ્યા અને થોડોક ફેરફાર કરાવ્યો

ફરતી વખતે મીતા, સુમી સાથે વાતો કરી અને થાકને લીધે બાપુજી આખો બધ રાખીને ફર્યા માલિશમા બાપુજી ઊંઘી ગયા હતા ભોજનમા આજે ફક્ત ત્રણ સતરા જ લીધા

તાલીમી સઘની અને ચરખા સઘની મીટિંગ ચાલી આજે પણ ખાદી ઉપર વાતો થઈ

"ખાદી એ તો દરેક ગામનુ મધ્યબિંદુ છે આપણને સહુને ખાદીની જરૂર છે મારી આગળ તો હિંદુસ્તાનના છ લાખ ગામ નો પ્રશ્ન છે હવે

એકલી કાંતણક્રિયા ન્નડયે કશું નહી વળે પણ કાંતણની સાથે દરેકે વણાટ પણ જાણવાનુ રહેશે નઈ તાલીમ તો અપૂર્ણ માણસને સંપૂર્ણ બનાવે અને તેથી કેળવણીમા ખેતી તો આવે જ ફળો, અનાજ, શાકભાજી અને ફૂલો આદિમા બુદ્ધિનો સારો વિકાસ થાય છે જ ગામડાના છોકરાઓને સારી રીતે શીખવી તેણે જીવનની જરૂરિયાતની તમામ વસ્તુની કળા સાધી લીધી હશે તો એથી મફત કેળવણી આપોઆપ થશે

"પણ દુ ખની વાત એ છે કે, આજે આપણુ તત્ર નબળુ પડતુ જાય છે પણ જ્યા જ્યા આપણા હાથમા સત્તા હોય ત્યા ત્યા પ્રાંતિક સમિતિ અને સરકાર એક હોવા જોઈએ તેઓ એકબીજાને ઓતપ્રોત થઈ બળવાન બનાવે તો જ આપણે ધારેલુ કામ સફળતાપૂર્વક પાર પાડી શકીએ સરકારે પણ પોતાની મર્યાદા આમા આંકવી પડશે હવે લોકો પાસેથી ફાળો ઉઘરાવવા ન જવાય અને નઈ તાલીમ માટે તો ફાળો કરવો એ પાપ સમજુ છુ જોકે સરકાર પાસે માગી શકાય

"આપણે જો સેવા કરવા ઇચ્છતા હોઈએ તો સેવા એક જ દિશામા વળવી જોઈએ

'એક મહાસાગર પાર કરવાનો છે હવે જ આપણી પરીક્ષા છે ચોતરફથી તોફાની વાદળો આવી રહ્યા છે અને ધૂધળાયેલુ વાદળુ વિખેરવાનુ છે જે સુકાની છે તેનાથી કોઈ બીજો સર્વશ્રેષ્ઠ સુકાની નથી કે જે આ જહાજને સમતોલ રાખી યોગ્ય દિશામા લઈ જઈ શકે એથી આપણે સહુએ કોઈનો વાક જોયા વગર કટિબદ્ધ થવુ જોઈએ

૩ થી ૫ આ સભા અને પ્રશ્નોત્તરી ચાલી આજે પણ સુશી સીતાની સાથે જ મારો બધો સમય ચાલ્યો ગયો હુ પણ તે લોકોની સાથે ડો સાહેબ અને બેગમસાહિબાની સાથે ટેબલ પર જમવા ગઈ ઘણા દિવસે ત્યા જમવા ગઈ તેથી બધા બહુ રાજી થયા

સાજના અગૂર ખાતા પીસ કમિટીના કોંગ્રેસના ભાઈઓ સાથે વાર્તાલાપ કરતા બાપુજીએ કહ્યુ

"આપણને આઝાદી જોઈએ છે કોંગ્રેસે આઝાદી મેળવવામા તનતોડ મહેનત કરી આટલા બલિદાનો દેવાયા એની પવિત્ર સસ્થાની તરફ આજે આપણુ બેદરકારીભર્યું વલણ શરૂ થયુ હોય તેમ મને લાગે છે જો એવુ કરવુ હોય તો બહેતર છે કે કા તો કોંગ્રેસને વિખેરી નાખવી અથવા આપણે કાંગ્રેસથી છૂટા પડવુ કોંગ્રેસે જે કમાણી કરી છે તે આપણે ગુમાવવી છે શુ? અહિંસાને રસ્તે ચાલવાની જો તમારામા બહાદુરી ન હોય તો જેણે તમને ફટકો માર્યો હોય તેને જ ફટકો મારો

એ હુ સમજી શકુ છુ પણ એનાથી ડરીને એ ફટકાનુ વેર નિર્દોષો પર લેવુ એવુ અધમ પાપ હિંદુસ્તાનીઓ કેમ કરી શકે? હિંસાત્મક વલણમાં પણ અમુક નિયમો અને મર્યાદા હોય છે. એ મર્યાદા ન જાળવી શકાય તો હિંસા કરનારનો જ નાશ છે એ દીવા જેવી સ્પષ્ટ વાત હુ તમને નથી સમજાવી શકતો એમા મારી ખામી છે આપણે સાચી રીતે મરી જઈએ તો તો હુ એમા જીવનની સાર્થકતા સમજીશ પણ આઝાદીના પગરણમા જ હુ અપશુકન એ જોઈ રહ્યો છુ કે, તમે અત્યારે ૧૫૦ વર્ષથી જે ગુલામી ભોગવો છો તેના કરતા પણ બીજી એવી ગુલામીમા સપડાશો કે કળ જ નહી વળે

"અત્યારે બિહારમા જે કાઈ શાતિ છે તે લશ્કરી બળોને લીધે છે. એને હુ શાતિ કહેતો જ નથી તમારી શાતિસેનાનો ચેપ પ્રજામા લાગશે, અને પ્રજા પોતાની મેળે સમજી જાય કે પ્રત્યેક હિંદુ કે પ્રત્યેક મુસલમાન મારો ભાઈ છે, મારા બહેન દીકરી છે, ત્યારે તે શાતિ ટકશે. પણ તમે જો એકસો એક ટકા હૃદયપૂર્વક સાચા હશો તો જ તેનો ચેપ લાગશે. નહી તો તુબડીમા કાકરા ભર્યા બરાબર છે મને સારુ લગાડવા કશુ ન કરશો. મારી વાત ગળે ન ઊતરે તો જરૂર છૂટા પડી જઈ શકો છો. પરતુ શાતિસેનાનો સૈનિક શાતિસેનામા જોડાયા પછી જો પોતાના મન, વચન, કે કર્મથી પણ બીજાનુ વેર લેવાની ધારણા રાખશે તો મને અત્યત દુખ થશે પણ ખોટા કામ કરવાની સામે અથવા બદલો લેવા ખાતર જો તમે તે ધર્મવાળાને મારશો તો એ નામરદાઈનુ કામ લેખાશે. અને હિંદુસ્તાનની આઝાદીને જોખમમા મૂકશો

"શૂરાની અહિંસા કેળવવી હોય તો અતર સાફ કરવુ પડશે. મનમાથી નામરદાઈના વિચારો કાઢી નાખવા પડશે અહિંસા જેણે અપનાવી છે તેને કોઈનાથી ડરવાનુ તો હોય જ શાનુ? તે જરા પણ ક્રોધ કર્યા વગર સ્પષ્ટ રીતે પોતાની વાત બીજાને સમજાવે એટલે જે તમને લાગે તે મને અથવા તો શ્રીબાબુને જરૂર પૂછી શકો છો આમા મુસલમાન ભાઈઓ પણ છે તેથી મને આનદ થાય છે તેઓને પણ કહુ છુ કે, તમને જે સાચુ લાગે તે કહી શકો છો. લડાઈ અને હિંસાને રસ્તે જવાથી પાકિસ્તાનને તમે પાક નહી બનાવી શકો એ ઝીણાસાહેબને જાહેર રીતે કહેવાની તમારામા હિંમત હોવી જોઈએ આપણે અદરો અદર લડીશુ તો આઝાદીની વાત વીસરી જ જવી પડશે અને કોઈ ત્રીજી જ સત્તા અહી સ્થાન જમાવશે હિંદુસ્તાન કેવી સુવર્ણ ભૂમિ છે, એનો વિચાર કર્યો છે? આપણી દૃષ્ટિ આપણે વિશાળ કરવી જોઈએ. નહી કે નાની નાની બાબતોમા ઝઘડા કરવા. આપણા દેશમા ખનિજ

કણ્યો, કીમતી ધાતુઓ અને એવી અનેક સમૃદ્ધિઓ પડેલી છે તેની શોધખોળ કરવામાં અને તે વાટે હિંદુસ્તાનને સમૃદ્ધ બનાવવામાં આપણે આપણા સમયનો ઉપયોગ કરવો જોઈએ. તેને બદલે આજે આપણે કયાં જઈ રહ્યા છીએ તેનો તમે વિચાર કર્યો છે? આપણી બેવકૂફીનો લાભ બીજાઓ લઈ લેશે. આ મારી વાત સમજ્યા હો તો તેનો વિચાર કરજો અને પોતાના જીવનમાં વણજો. એટલે આપોઆપ પ્રશ્ન પડશે. સેવક ઉપર બહુ મોટી નૈતિક જવાબદારી રહેલી છે. તે તમારામાં પાળવાની શક્તિ ન હોય તો નમ્રતાથી કબૂલી લેવું. નહીં તર બહાદુરીપૂર્વક આવેલી ફરજને તન, મન, ધનથી વફાદારીપૂર્વક અદા કરવી."

આ પ્રમાણે બાપુજીએ ત્રીસ જેટલા કાર્યકરભાઈઓની આગળ પોતાના મનની વાત કહી. બાપુજી લગભગ ૪૫ મિનિટ એકધારું બોલ્યા. આ ભાઈઓ ગયા પછી હાથ મોઢું ધોઈને સીધા પ્રાર્થના-સભામાં ગયા.

પ્રાર્થનામાં આજે પુષ્કળ ભીડ હતી લાખ ઉપરાંતની મેદની હશે. રામધૂનમાં તાળીઓ બરાબર પડતી હોવાથી પહેલાં તાળી કેમ મારવી તેની તાલીમ આપવાની બાપુજીએ સૂચના કરી.

પ્રાર્થનાસભામાં નઈ તાલીમ ઉપર જ [illegible]

વિચારવા જેવી છે. એને ભલે આપણે સત્ય હકીકત ન માનીએ. તોપણ તેમાં તથ્ય છે. અને કવિની કલ્પના કેટલી ઊંચી છે કે, બાળક માતાના પેટમાં હોય ત્યારથી જ જો તેને (માતાને) કેળવણી મળે તો બાળકને આપોઆપ કેળવણી મળશે. અને એવી કેળવાયેલી પ્રજા તદ્દન સ્વાવલંબી તો બને જ. આ નઈ તાલીમમાં મારી કલ્પના છે.

"ફક્ત જોઈતાં સાધનો વસાવવા માટે જ મૂડીનું રોકાણ થાય. તે સિવાય નઈ તાલીમમાં એક પાઈનુ પણ ખર્ચ ન હોય. શિક્ષકો જે વેતન લે તે પોતાની મહેનત કરીને લે. નવી તાલીમ જીવનની કળા ખીલવવાની હિમાયત કરશે. નવી તાલીમની પદ્ધતિથી ભણાવનારો શિક્ષક પોતાના ભણાવવાના, અને ભણનારો વિદ્યાર્થી પોતાના ભણવાના કામમાથી જ નવી સંપત્તિનું ઉત્પાદન કરે. આમ પાયાની કેળવણી જીવનને શરૂઆતથી જ સમૃદ્ધ બનાવે છે. અને તે કેળવણી પામેલા વિદ્યાર્થીને નોકરીના અભાવે રખડવાનું તો હોય જ નહી. આજે આપણી કમાણી સરેરાશ મહિને ફક્ત પાંચ રૂપિયા અને વાર્ષિક સાઠ રૂપિયા જ છે. તે ઉત્તરોત્તર વધતી જ જશે. અને પછી આપણને સત્વ વગરનો ખોરાક ખાઈને કે નાગાભૂખ્યા નહી રહેવું પડે. પરંતુ પોતે જાતમહેનત કરી અનાજ વાવ્યુ હોય, શાકભાજી વાવ્યાં હોય, ઢોરઉછેર શીખ્યા હોય, એટલે તાજા દૂધ ઘી તો મળે જ. અને જાતે કાંતેલ કપડું હોય. તો પછી પ્રજાને બીજુ જોઈએ પણ શું? હા, મોજશોખ કરવાનો, સિનેમા નાટક જોવાનો કે કોઈની સાથે લડવાડ કરવાનો અવકાશ જ ન રહે. કારણ કે પોતાની પળેપળ પ્રવૃત્તિથી ભરેલી હોય. આ છે નઈ તાલીમની કેળવણીનુ મારુ સ્વપ્ન. સ્વતંત્ર હિંદનો દરેક માણસ દૃઢ સંકલ્પ કરે અને થોડી મહેનત કરવાનું સ્વીકારે તો જ સ્વપ્ન સિદ્ધ થાય. પણ સહકાર અને આધાર વગર કેવળ સરકાર કશુ જ નહી કરી શકે. મારી આજની વાતોનો આપ સહુ વિચાર કરજો. એને ફેંકી નહી દેતા. એટલી આપ સહુને મારી નમ્ર પ્રાર્થના છે."

૨૪-૪-'૪૭
**ગાંધી કૅમ્પ, પટણા**

નિયમ મુજબ પ્રાર્થના. મને ગીતાપાઠ કરાવ્યો અને ટપાલ જોઈ. ગ્રામઉદ્યોગનો આખો હેવાલ વાંચવામાં જ ઘણો સમય ગયો.

ફરતી વખતે કૉલેજની કેળવણી અંગે બાપુજી બોલ્યા: "જ્યાં સુધી સ્ત્રી કે પુરુષ, યુવાન કે યુવતી પોતાના ચારિત્ર્યમાં સર્વાંગશુદ્ધતા ન આણે, ભલે સાથે હળે, ભળે, મળે, પણ તેમાં સહેજ પણ વિકાર

આવી જાય ત્યાં સુધી હું દોષવાળી જ કેળવણી ગણવાનો. ભલે બીજું ગમે તેટલું જ્ઞાન કદાચ તેમાં મળતું હોય." બાપુજીના મનમાં . . . ની વ્યથા ભરી છે.

પંડિતજીનો તાર આવ્યો છે કે, મે મહિનામાં બાપુજીએ દિલ્હી જવું જ પડશે.

બાકી બાપુજીનો બધો ક્રમ નિયમ મુજબ ચાલે છે. સવારના ખોરાકમા એ ખાખરા, શાક, દૂધ લે છે અને સાંજના ફક્ત અંગૂર કે સંતરાં.

છાપાંઓમાં બાપુજીનાં પ્રાર્થનાપ્રવચનો સરખાં નથી મુકાતાં. એટલે તે બાબતમાં શૈલનભાઈ સાથે વાતો કરી. વૉટ્સન સાહેબ બાપુજીને મળવા આવ્યા. તેમને બાપુજીએ કહ્યું કે, "નિરાશ્રિતોને માટે એક જ કૉલોની ઊભી કરાવી દેવી જોઈએ. બહુ પાકાં મકાનોની જરૂર નથી. ગામડામાં ગારમાટીનાં બને છે તેવા બનાવી લેવાં. હું તો ઇચ્છુ છું કે, આવાં મકાનો લોકો જાતે બનાવે અને યોગ્ય મજૂરી સરકાર આપે. મફત ખાવા દેવામા હું તો પાપ સમજું છુ.

૪ વાગ્યે સદાકત આશ્રમમાં કાર્યકરોની સભા ગોઠવી હતી ત્યાં ગયા. બાપુજીએ કાર્યકરભાઈઓની વાતો સાંભળીને આ પ્રમાણે કહ્યું :

"લક્ષ્મીબાબુએ જે ફરિયાદો કાર્યકર ભાઈઓ માટે મૂકી છે તે બિહારીઓ માટે શરમજનક ગણાય. વિકેન્દ્રીકરણની વાતો તો ત્રણ વર્ષથી ચાલે છે. હુ જેલની બહાર નીકળ્યો ત્યારે આ વિચાર મે પ્રગટ કર્યો. એમાં પહેલા થોડીક ગડમથલ ચાલતી હતી, પણ હવે તો મને દીવા જેવુ સ્પષ્ટ ભાસે છે અને લક્ષ્મીબાબુએ તો ત્યારે જ મારી આ વાતને વધાવી લીધી. તમે બધા વિકેન્દ્રીકરણની યોજનામા કયાં અટવાઓ છો તે મને સમજાવો તો મને સમજ પડે ને? ચરખાં સઘની છાયામાં રહીને વેચાણનો વધારો થઈ શકે તેમ નથી. તેમ તો ખાદીનો નાશ જ થશે. કાને તે પહેરે એટલે સાચા પહેરનારા જ રહેશે. અને મારે એવા સાચા જ સેવકો જોઈએ છે. તો કરોડો રૂપિયા જે ચરખા સઘમા રોકાયા છે તે બચી જ જશે. હિંદુસ્તાનમાં બિહારે ચરખાનું મહત્ત્વ ખૂબ વધાર્યું છે. યંત્રયુગ તો ૨૦૦ કે ૩૦૦ વર્ષથી જ છે. એની પહેલાં તો બધુ જ કામ આપણે હાથે જ કરતા, અને હોશથી કરતા હતા. યંત્રયુગ આવ્યો અને આપણા હાથે કાટ લાગી ગયો. અને હવે તો હાથકારીગરી, જાતમહેનત

આખરનો શ્વાસ લઈ રહ્યા છે એટલે આપણે આળસુ બની ગયા છીએ હવે ચરખા સઘને વ્યાપારના સ્થાને રાખીએ તો ખાદીની કિમત જ નથી શહેરીઓ કે ગામડાઓ કાતે અને પહેરે, જેમ કે ઘરઘરમા લોકો રસોઈ પકાવે છે એ કાઈ બહુ મોટી વાત નથી જ જો એમ નહી કરીએ તો આપણા બધાનો અત આવશે આપણે ન કરવાનુ કામ કરીએ છીએ એટલે ભૂખે મરવાનો સમય આવ્યો છે હિદુસ્તાન ચીનથી પણ ગરીબ દેશ છે જોકે આપણે આકૃતિમા ભલે માણસ છીએ, પણ હકીકતમા પશુવત્ જીવન ગાળીએ છીએ જો મનુષ્ય પશુ જેવા બની જશે તો ગાયનુ શુ થશે? જો હિદુસ્તાનનુ એકેએક ગામડુ ખોરાક કપડામા સ્વાવલબી બને તો એક અબજ રૂપિયા તો આપણે સહેજે બચાવી લઈશું, એમા મને જરા પણ શક નથી આપણે કોઈની જરા પણ મદદની જરૂર નહી રહે અને આખુ હિદુસ્તાન એક સહયોગ બની જશે સહયોગની સસ્થાઓ જાપાન જર્મનીમા છે તો આપણને લક્ષ્મીબાબુ જેવા એક આદર્શ ભાઈ મળી ગયા છે તેને આપણે મદદ કરવી જોઈએ વિકેન્દ્રીકરણ એક સ્વતત્ર પાઠ છે જેમ કે ઘરમા ચૂલો સળગાવી આપણી રોજની રસોઈ બનાવી લઈએ છીએ એવી ખૂબી વિકેન્દ્રીકરણમા છે અને આપણે સહુ જો કટિબદ્ધ થઈએ અને સ્વાશ્રયી ખાદી ઉત્પન્ન કરતા થઈ જઈએ તો લક્ષ્મીબાબુ જે પ્રયોગ અહી કરવા ઇચ્છે છે તે કદાચ આઝાદ હિદુસ્તાનનો પહેલો પાઠ હશે યુ પી મા વિચિત્રબાબુએ પણ મહેનત કરી છે પરતુ બધા જ ગામડાઓને સ્વાશ્રયી નહી કરીએ તો બધુ જ નકામુ છે

'અહી તો એક બીજો ઉદ્યોગ પણ વિકસી શકે તેમ છે કે, અળસીના જે ડઠ્ઠા હોય છે તેના રેસામાથી પણ કપડુ બનાવી શકાય છે અને તે પણ બહુ જ ખૂબસૂરત બને છે મારી પાસે સમય નથી નહી તો સાબિત કરી બતાવુ કે, મિલના કપડાનુ પરિણામ ઝેર જેવુ હોય છે, અને ખાદીનુ પરિણામ અમૃતમય છે ખાદી, એક પોશાક માટે તો બધાને સારુ છે જ, અને એ તો ચારિત્ર્યહીન પાપી દારૂડિયો જુગારી બધા જ પહેરી શકે, પણ ખાદીમા જે એક પવિત્ર ગુણ છે, અને તે એ કે ખાદી આઝાદીની નિશાની છે જેઓ આઝાદ હિદુસ્તાનમા જીવવા ઇચ્છતા હોય તેણે તો ખાદી પહેરવી જ રહી અને જે ખાદી પહેરે તે સત્યાગ્રહી બનશે, અને સત્યાગ્રહી તો તન ગીતાના અર્થમા કહ્યો છે તેવો સાત્ત્વિક હોવો જ જોઈએ આ ગુણ ખાદીના પોશાકમા છે'

સદાકત આશ્રમમાથી પાછા ફરી હાથ મો ધોઈ સીધા પ્રાર્થના-સભામા ગયા

હરિજન સેવક-સેવિકાઓ આગળ સદાકત આશ્રમમા જે વાતો કરી તેના ઉપર જ આજે પ્રાર્થનાસભામા બોલ્યા બાપુજીએ કહ્યુ. "આપણે જાણવુ જોઈએ કે, હરિજનો ફક્ત અડતા જ થાય તો અસ્પૃશ્યતાનિવારણ થયુ છે એમ માનવુ એ ભૂલભરેલુ છે કારણ કે એ ભેદનો તો હવે લગભગ નાશ થયો છે પણ આપણે તેઓમા સસ્કાર રેડના પડશે મારી આશા છે કે બિહાર આ બાબતમા અને ખાદીની બાબતમા સહુથી પહેલુ આવશે"

ત્યાથી આવીને ની એક મીટિગ થઈ બાપુજીએ એ લોકોને સાફ સભળાવ્યુ કે,

"..નો મને એક વાત કહી જાય છે, અને આચરણ બીજુ થાય છે આમ આપણે આઝાદી નહી નભાવી શકીએ આખરે તમે બધા આટલે ઊચે દરજ્જે પહોચ્યા શી રીતે? કોના થકી? મારી જ તાલીમ પામ્યા છો ના? રાજેન્દ્રબાબુના બિહારમા જ જો આવી ગોલમાલ થઈ શકે તો તો મારે કોઈનેય કશું જ કહેવાપણુ નહી રહે, એમ ભાસે છે મને આ ગમતુ નથી . બાબુ પણ સ્પષ્ટીકરણ કરી શકતા નથી, એ ખૂચે તેવુ છે બાહોશ છે, ભલા છે જો મારી જ દોરવણી માગે છે તો બીજુ શા માટે બની રહ્યુ છે? શું મને રીઝવવા હાકારો ભણાય છે? એમ કરશો તો તમે તમારા દેશને બેવફા નીવડશો મારે તો કઈ જ નથી, પણ પ્રજાને બેવફા નીવડવાનું પરિણામ સારુ નહી આવે મારુ બધુ જ સાચુ હોય તેમ માનવાને કશું જ કારણ નથી, પણ મારી 'હા'મા 'હા' કહેવામા બન્ને જણા ગુનો કરી બેસીશું પોતાને અતરમા પ્રગટલુ જોઈએ જો મારી વાત ગળે ન ઊતરતી હોય તો મને સમજાવવો જોઈએ, પણ કોઈનેય રીઝવવા ખોટી હા ન ભણવી બિહારમા જે કૃત્ય થઈ રહ્યુ છે તે ઘણુ જ શરમજનક છે તમે તમારી ડાયરીમા નોધી રાખજો કે, જો આવુ જ ચાલશે તો હિદુસ્તાનને ઇગ્લડ, અમેરિકા અને રશિયા જેવી, દુનિયામા ગણાતી ત્રણ મોટી સત્તાની નીચે ફરી ગુલામી વહોરવી પડશે આજે બિહાર, બગાળ અને પજાબમા જે ચાલી રહ્યુ છે તે હિદુસ્તાનની સ્વતત્રતાને અટકાવી રહ્યું છે, એમ કહુ તો ખોટુ નથી તમે અહીના મુખનીઓ છો જો મુખનીઓમા એખલાસ, મેળ અને સિદ્ધાન્ત નહી હોય, તો બીજા પાસે હું શું આશા રાખી શકુ?"

બાપુજીએ ઘણી જ વ્યથાથી આ મનનો ઊભરો કાઢ્યો

આજે બાપુજીએ પ્રવચન પોતે જ લખાવ્યુ કાલે અર્થનો અનર્થ થઈ જાય તે રીતે છાપામા કોઈએ છાપ્યુ હતુ

૧૦ વાગ્યા પછી સૂવાની તયારી કરતા પહેલા ને દિલ્હી જવા બાબત કાગળ લખ્યો કે

જવાહરલાલનો તાર છે કે મારે મેના આરભમા ત્યા આવી જવુ એટલે અહીંથી બીજી તારીખે નીકળી ત્રીજીએ સવારે ત્યા પહોચવાની આશા રાખુ છુ માણસો (મડળીના માણસો) તો એ જ હશે રહેવુ તો ભગીવાસમા જ ઘનશ્યામદાસ મૌલાના વ ને ખબર આપજે તમારી તબિયત સારી હશે 'હરિજન' વિષે તમારો તાર મળ્યો હતો હવે લખવાની તૈયારી કરુ છુ જીવણજીને કિશોરલાલને લખ્યુ છે હમણા તો ચરખા સઘ તાલીમી સઘની મીટિંગો ચાલે છે

બાપુના આશીર્વાદ

આ પત્ર લખીને પછી ૧૦-૩૦ વાગ્યે સૂતા ગયા

૨૫-૪-'૪૭

ગાંધી કૅમ્પ, પટણા

રોજ પ્રમાણે પ્રાર્થના, ગીતાપાઠ ઇત્યાદિ સવારના ફરતા બે અંગ્રેજ ભાઈઓ આવેલા, તેમની સાથે આઝાદીના પ્રશ્નો ઉપર વાત કરતા બાપુજી બોલ્યા કે,

'હિન્દુસ્તાનમા વહેલી કે મોડી આઝાદી તો નિશ્ચિત છે આટઆટલા બલિદાન પછી એ તપશ્ચર્યા અફળ જવાની જ નથી પણ જો લીગ સહકાર આપે તો જરૂર આઝાદી આવતી કાલે મળી જાય તેટલી શ્રદ્ધા મને છે પણ અત્યારે વચગાળાની સરકારમા લીગના મેમ્બરો જોડાયા છે તે સ્વેચ્છાએ નથી જોડાયા સપ હૃદયપૂર્વકનો હશે તો જ એમા મજા આવશે જગતમા આજે ભાષણોની જરૂર નથી કાર્યની જરૂર છે જે પાતે માને તે કરી બતાવે તો જ તેની કિંમત છે નહીતર કશુય થવુ મુશ્કેલ છે અને અમે તો અમારા સત્ય અને અહિંસાના હથિયારથી જ લડયા છીએ લોકો મારે કબૂલ કરવુ જોઈએ કે, મે જેટલી કલ્પના પ્રજાને તૈયાર કરવાની કરી હતી તેટલે સુધી તો નથી પહોચી શક્યો પરતુ જ્યા સુધી મારા અતરાત્માને જાણું છુ ત્યા સુધી મે પોતે તો મન, વચન અને કર્મથી એ આદર્શને પહોચવા મહેનત કરી છે અને કરી રહ્યો છુ અજાણ્યે કઈ ભૂલ કરી હોય તો મને ખબર નથી, પરતુ અહિંસાને રસ્તે ગયા વગર કોઈ પ્રજા સુખી થવાની નથી જ આ સિદ્ધાન્ત મારો

નથી અનાદિ કાળથી ચાલ્યો આવેલો છે રશિયા જેવો દેશ, જે પ્રજાની પડખે ઊભો રહ્યો હતો તે પણ સામ્રાજ્યશાહી સત્તામાં પડ્યો છે એ કેટલું દુઃખદ છે! અણુબૉમ્બની જેણે શોધ કરી છે તેણે વિજ્ઞાનશાસ્ત્રનું મોટામાં મોટું પાપ કર્યું હોય તેમ હું માનું છું દુનિયાને બચાવવી હોય તો અહિંસા જ એકમાત્ર શસ્ત્ર છે લોકો આજે જગતનો પ્રવાહ જે તરફ વહેતો થયો છે તે જોતાં હું તો સાવ એક મૂરખ માણસ જેવો જ સૌને લાગું છું અને એથી મને તેનું દુઃખ નથી થતું, પણ પ્રભુનો હું ઉપકાર જ માનું છું કે મને અણુબૉમ્બ શોધવાની શક્તિ નથી આપી એ મારા પર પ્રભુનો પારાવાર પાડ છે

"પશ્ચિમની પ્રજા આજે ઍટમબૉમ્બ પાછળ ગાડી થઈ છે, એમ મ્હેવામાં પણ ભૂલ છે એમાં એવા પણ માણસો પડેલા છે કે જેઓ હવે વિચારતા થઈ ગયા છે પણ હું એટલું તો સંપૂર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ સાથે કહી શકું છું કે, જ્યાં અહિંસા અને સત્ય હશે ત્યાંની જ પ્રજા સુખી હશે સંતોષી હશે લોકો અત્યારે તો આ બન્ને ચીજો લોપ થઈ છે પણ એ સર્વથા લોપ તો નથી જ થઈ, અને સાથે સાથે પરદેશીઓ વિષે તમે પૂછો છો એટલે એક છેલ્લી વાત કહું છું કે, પરદેશીઓએ હિંદુસ્તાની થઈને રહેવું હોય તો જ તેઓ રહી શકશે જો તેમ નહીં રહે તો તેઓ માટે અહીં સ્થાન નહીં હોય હિંદુસ્તાન સ્વતંત્ર થયા પછી અમારે પરદેશીઓ જોડે મૈત્રી સાધવી છે નહીં કે વેરઝેર ઊભા કરવા છે અમે જાણીએ છીએ કે આઝાદી જાળવતા જાળવતા અમારી અનેક ભૂલો થવાની અનેક મુશ્કેલીઓ નડશે પ્રજાને જોઈએ તેવો કદાચ સંતોષ પણ નહીં આપી શકાય છતાં પણ હું કોઈ પણ જાતનો ભય તેમાં જોતો નથી એમ કરતા કરતા જ અમે શીખશું, છતાં પણ જો કોંગ્રેસ સત્ય અને અહિંસા છોડશે તો કોંગ્રેસની ખ્યાતિ, કોંગ્રેસની પવિત્રતા ઓછી થયા વગર નહીં રહે છતાં સત્ય અને અહિંસાનું પાલન તો સ્વેચ્છાએ જ કરવાનું છે તો જ એ નભશે બળજબરીથી થયેલું કશું જ કામ નભતું નથી બધારણમાં એવા કાયદા લખવાના ન હોય એ તો જેમ શરીર ઉપર કપડું પહેરવું જ જોઈએ—પછી તે સારું હોય કે ખરાબ પણ શરીર ઢાંકવું એ જેવો જીવનનો સિદ્ધાંત છે, એ જ પ્રમાણે સત્ય અને અહિંસા અપનાવવાનો પ્રત્યેક માનવીનો ધર્મ છે એટલી હદ સુધી હું તો જાઉં છું"

સવારના ફરતી વેળા ઉપર પ્રમાણે વાતો કરી, અને આ બન્ને પરદેશી ભાઈઓ ખૂબ સમજીને અને ખુશ થઈને ગયા પણ જતાં

પહેલાં બાપુજીનો દૈનિક કાર્યક્રમ જાણ્યો. બાપુજી ક્યાં નહાય છે? માલિશ ક્યાં અને કેવી રીતે કરે છે? બાપુજીનાં કપડાં કેવાં છે? કેમ ધોવાય છે? હજામત કોણ કરે છે? શું ભોજન લે છે? — વગેરે જાણ્યું. ખડખડાટ હાસ્યની વચ્ચે બાપુજી મારા વાંસામાં ધબ્બો મારીને પેલા ભાઈઓને ઓળખાણ આપી કે, "આ મારી પૌત્રી પણ છે, અને મારી 'હજામ' પણ છે. અને વળી સાબુ વગર જ એ હજામત કરી આપે છે અને હું તે વખતે ઊંઘી જાઉં છું." એ લોકો તો આ સાંભળીને પેટ પકડીને હસ્યા અને મને 'પાવરધી હજામ' કહીને અભિનંદન આપતાં 'શેકહૅન્ડ' કર્યાં. મેં કહ્યું: વાત સાચી છે, પણ 'હજામ' એટલે જે બિનઆવડતવાળા હોય તેને હિન્દુસ્તાનીઓ કહે છે કે સાવ હજામ જેવા છે! હજામ જેવા! — એટલે બાપુજી પેલા ભાઈઓને કહે, "જુઓ! આ છોકરી શું કહે છે? આ જમાનામાં યશ મળવો મુશ્કેલ છેને?" સહુ ખૂબ હસ્યા અને તેઓ બાપુજીની વિદાય લઈને ગયા. બાપુજીએ બંને જણાને બબ્બે ખાખરા ખાવા માટે કાગળમાં વીંટાળીને આપ્યા.

બાપુજી પણ મહેમાનોનું સ્વાગત કરતાં ચૂકતા જ નથી. અહીંથી તેઓ બંને જણા દિલ્હી જશે. અને ત્યાંથી મુંબઈ થઈને ઇંગ્લંડ ઊપડી જશે. વૉલ્ટન સાહેબના સગા હતા. તેમાંના એક ભાઈ તો ઇંગ્લંડમાં એન્જિનિયરિંગ ખાતાના ઉપરી છે.

પછી માલિશ સ્નાન વગેરે નિયમ મુજબ, અને ટપાલ લખી. શ્રી . . . ને પત્રમાં લખ્યું કે,

> કોંગ્રેસને વિષે જે તમે લખો છો એ હું પણ દુઃખિત હૃદયે જોઈ રહ્યો છું. આપણે એ આશા રાખીએ કે, છેવટ ઈશ્વરનું ચાલશે અને સેતાનનું ભાંગશે.

આજની ગરમી અસહ્ય હતી. બાપુજીને માથે ઠંડા પાણીનાં પોતાં મૂકતાં છતાં અકળામણ લાગતી હતી. એથી બપોરની મુલાકાતો લગભગ બંધ જેવી જ રાખી હતી.

પ્રાર્થનાનો સમય અર્ધો કલાક મોડો કર્યો. સાંજે કેટલાક હિંદુ મહાસભાવાળા ભાઈઓના પત્રો આવ્યા, તેમાં મુખ્યત્વે ગૌરક્ષા ઉપર

વાતો લખી હતી અને મુસનમાનો ગાયનુ માસ ખાય છે તેથી તે હિંદુઓના દુશ્મન જ છે, વગેરે

ગાપુજીએ તેનો જવાબ પ્રાર્થનાસભામા ખૂબ સરસ આપ્યો બાપુજીએ કહ્યુ

' સાચી ગૌરક્ષા કોને કહેવાય તે જ આપણે જાણતા નથી મારો દાવો એવો છે કે ગૌમાતાનો સાચામા સાચો જે પૂજારી હશે તેમા મારી વ્યાખ્યા પ્રમાણે હુ તો ગણાઈશ હુ ગૌમાતાનો ભક્ત છુ તે આપણને દૂધ આપે છે એટલે તો ગાયને હુ જન્મદાતા મા જેવી જ પૂજ્ય માનુ છુ લગભગ ૪૦ વર્ષ પહેલા 'હિંદ સ્વરાજ *ના પુસ્તકમા મે એ વિષે લખ્યુ હતુ કે, હિંદુસ્તાનમા ચાલતી એવી કેટલીય મડળીઓ છે જે ગાયનુ રક્ષણ નથી કરતી પણ ભક્ષણ કરે છે એ જે ચાળીશ વર્ષ પહેલાનો મારો વિચાર હતો તે જ આજે છે ગાયની ખરી સેવા અને ભક્તિ જેના હૃદયમા વસતી હોય તેણે તો હૃદયમા ઉદારતા રાખવી જોઈએ તેની દૃષ્ટિ વિશાળ હોવી જોઈએ અને તેના ઉછેરની સપૂર્ણ તાલીમ હોવી જોઈએ આખી દુનિયામા જોશો તો કયાય નહી અને અહી આ દેશમા ગાયની પૂજા કરવામા આવે છે અને છતા ગાય તથા તેના વાછડાવાછડી પ્રત્યે આપણે જે વર્તાવ રાખીએ છીએ તેવો જુલમ તો દુનિયાના કોઈ પણ ભાગમા થયેલો મે સાભળ્યો નથી બળદો ઉપર આપણે જે ક્રૂરતા કરીએ છીએ તે તેની કતલ કર્યા બરાબર નથી? હુ તો માનુ છુ કે કોઈને રિબાવવાની સજા કરવી તેના કરતા કતલ કરવી એ વધારે ઉત્તમ છે કે તે જીવનો જલદી નિકાલ તો આવે।

"તમને ખબર છે કે અગ્રેજો ગૌમાસનો કેટલો વેપાર કરે છે? એ લોકો તેમાથી બીફ એક્સ્ટ્રેક્ટ બનાવે છે અને મે તો એવા કેટલાય હિંદુઓને જોયા છે કે જેઓ અત્યત સ્વાદથી ગૌમાસ ખાય છે તેની સામે આપણે કશુ નથી કરી શકતા અને આ એક વાતને પકડીને તેનો નાશ કરવાનુ કહીએ છીએ ભલભલા વૈષ્ણવો અને મરજાદીઓ પણ બીફ એક્સ્ટ્રેક્ટ નામની દવા સ્વાદથી ખાય છે

'ખિલાફતના જમાનામા હજારો ગાયોની કતલ થતી બચાવી લેવામા આવી હતી હુ માનુ છુ કે હિંદુઓની લાગણીને ખાતર ગાયોની કતલ બધ થવી જ જોઈએ પણ સાથે સાથે એ પણ જાણુ છુ કે હિંદુઓએ ગાય અને તેના બચ્ચાઓને કઈ રીતે સાચવવા એનો ખ્યાલ પૂરેપૂરો

---

*પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ-૧૪, કિ ૨ ૦-૬-૦ ટપાલરવાનગી ૦-૩-૦

કેળવવો પડશે. અને મુસલમાનો ગાયની કતલ કરે છે માટે તેના પર રોષ રાખવો અને વેર લેવુ એ તો તદ્દન બેવકૂફી છે

"બીજાઓની ટીકા કરતા પહેલા આપણે પોતાના પગ તળેનુ બળતુ જોઈએ તો વધુ સારુ. આપણા પોતાના ધર્મોની ઇમારત અત્યારે સાવ ખખડી ગઈ છે, એટલે જો તેને મજબૂત કરાશે તો બાકીનુ બધુ જ આપોઆપ સીધુ થઈ જ જશે એ નિશ્ચિત વાત છે.

"ગાયને કેવળ ચાદલો ચોડીએ, અને તેનુ દૂધ તો કસીને લઈએ છીએ. તેને મારવામા બાકી નથી રાખતા, અને ખવડાવવામા લોભ કરીએ છીએ. ગાય ઘરડી થાય અને વસૂકે એટલે પાજરાપોળ હોય તો તો ત્યા મૂકી આવીએ, નહીતર આ માતાને રખડતી મૂકીએ છીએ. હુ આ જે વાતો તમને કહુ છુ તે જો સત્ય ન હોય તો તમે મને પૂછી જ શકો છો. પણ બીજાની ભૂલો કાઢવામા આપણે એટલા બધા શૂરા છીએ કે તે એક આપણી સ્વાભાવિક ટેવ જ પડી ગઈ છે માટે મારી આજની વાતનો જરાયે અનર્થ ન કરતા તેના પર વિચાર કરજો કે સાચી કતલ કોણ કરે છે?"

પ્રાર્થના પછી બાપુજીએ અર્ધો કલાક આખ બંધ કરી આટા માર્યાં અને પ્રવચન તપાસ્યુ આજે બપોરે ગરમીને કારણે બાપુજી કાતી નહોતા શક્યા એટલે રાતે ૯–૩૦ પછી કાત્યુ અને કાતના કાંતનાં મે છાપાઓ સભળાવ્યા

લગભગ ૧૧ વાગ્યા પછી સૂવાની તૈયારી કરી આજે તો અત્યારે (રાતે બાર વાગ્યે આજની ડાયરી પૂરી કરુ છુ) ગરમ ગરમ પવન આવે છે, એટલો અસહ્ય તાપ છે

૧૨–૩૦ પછી હુ સૂવા ગઈ સુમી મીતા આજકાલમા જ જશે. આજે જવાનુ કહેતાં હતાં હમણા અમે ત્રણે જણા બહુ આનદથી રહીએ છીએ આજે તો આનનાળી રમ્યા બાપુજી એ જાણીને કહે. "મને રમાડ્યો હોત તો હુ પણ તમારી સાથે રમતને?"

૨૬–૪–'૪૭
ગાંધી કેમ્પ, પટણા

આજે પ્રાર્થનામા સુમી મીતા ઊભા ન હતા. બાપુજીને આ બહુ ગમ્યુ નહી બાપુજી કહે, "બધુય છોડાય, પણ પ્રાર્થના ન જ છોડી શકાય પ્રાર્થના તો આપણા મનને સ્વચ્છ કરવાની સાવરણી છે તે

છોડીએ તો કચરો અને જાળાં ભરાઈ જાય અને આત્મા ગંદો બને. હું તો તમારી પાસેથી એ આશા રાખું કે, કોલેજમાં ભણતી બધી છોકરીઓ વહેલી જાગો અને પ્રાર્થનાનું વાતાવરણ જમાવો. કોલેજમાં તમે બે છોકરીઓ તો છો જ. આશ્રમનું કોઈ પણ બાળક કે બાલિકા, ભાઈબહેન જ્યાં જાય ત્યાં આશ્રમી વાતાવરણ જમાવી દે એ મારી ખ્વાહિશ હંમેશાં રહેલી છે; અને મરીશ તોયે હંમેશા—ગમે ત્યાં હોઈશ તોપણ રહેશે. બીજું કંઈ પણ ન કરો તો કાંતવાનું, સાદો ખોરાક, સાદાઈ, ખાદી, અને પ્રાર્થના—આટલું તો આશ્રમમાં રહ્યા પછી જીવનમાં સદાને માટે સ્થપાઈ જવું જ જોઈએ. પણ એમાં તમે શું કરો? બધી જ ઇચ્છાઓ સફળ થોડી જ થાય છે? (આ છેલ્લું વાક્ય બાપુજીએ બહુ જ ધીમેથી કહ્યું, અને પછી કહે,) મારી જ ક્યાંક ખામી લાગે છે જેનો આ પડઘો તો ન હોય?"

પ્રાર્થના પછી બાપુજીએ ગીતાપાઠ કરાવ્યો. બંગાળી કક્કો પોતે લખ્યો. હવે તો બાપુજી બંગાળી કાગળો પણ સુંદર લખે છે. છતાં રોજ નિયમિત કક્કો, બારાખડી લખે જ છે.

આજે ફરવામાં કોઈ ન હતું. અમે ત્રણેય બહેનો અને બાપુજી જ હતાં. સુમીએ ફરતી વખતે ઠીક આનંદ કરાવ્યો.

માલિશમાં બાપુજી મને કહે, "કુદરતે આપણા જીવનનો તાળો મેળવવા બહુ સ્પષ્ટ વસ્તુઓ દેખાડી છે. (હું આનો અર્થ તુરત ન સમજી શકી, પણ થોડી વાર પછી સમજી કે, પ્રાર્થનામાં આ બંને બહેનો ન હતી તેના અનુસંધાનમાં બાપુજી બોલી રહ્યા હતા.) તારા આ વીખરાયેલા વાળ છે તેવું તારું પ્રતિબિંબ પડી રહ્યું છે. (હું તડકે ઊભી હતી.) તું ઓળીશ તેવો જ પડઘો પડશે. આ બધું શું કામ થતું હશે તેનો વિચાર કરવો જોઈએ. એ બધું બતાવે છે કે આપણે જેવું કરીએ તેવું જ દુનિયામાં બને છે. કોઈ બનાવતું નથી, પણ માણસ પોતાની ભૂલો ઓળખી કાઢે તેટલી શક્તિ જોઈએ. એટલે આશ્રમમાં મારી તાલીમમાં ક્યાંક અપૂર્ણતા હોવી જ જોઈએ. જો એ તાલીમબદ્ધ હોય તો આશ્રમના નિયમો માટે આશ્રમીઓને શા માટે

મારે જરા પણ ટોકના પડે ? અથવા આવી છોકરીઓને કહેવુ પડે કે તું પ્રાર્થનામા શા માટે નથી ઊઠતી ? આ બધુ બહુ વિચારવા જેવુ મારે માટે છે ”

બાપુજી ખૂબ વિચારમા હતા એક નાનકડા પ્રસગમાથી બાપુજી આટલુ ઊડુ રહસ્ય બતાવે છે

નાહ્યા પછી બાપુજીએ પોતાની ટપાલ નખાવી કેટલીક હાથે લખી એ ગ્રામઉદ્યોગનો જે હેવાન મોકલ્યો હતો તેના જવાબમા જણાવ્યુ કે

તમારો રિપોર્ટ વાચી ગયો છુ જો એ તમારુ વ્યક્તિગત વિચારો દર્શાવનારુ નિવેદન હોત તો હુ તમને ધન્યવાદ આપત અને સાથે સાથે કેટલીક અગત્યની સૂચનાઓ પણ આપત તમે મોટા અર્થશાસ્ત્રી છો, વિદ્વાન છો, અને મોટો વેપાર ખેડ્યો છે પણ ગ્રામઉદ્યોગને વિષે હુ વધારે જાણનારો છુ તેથી કઈક વધારે હુ તમને આપી શકુ એવી સમજણથી, આપણે ચાલ્યા છીએ અને જો એ વચન બરોબર ન હોય તોયે હુ તો ચાલ્યો જ છુ એમા મારા અહકારે કામ નથી કર્યું, પણ વસ્તુસ્થિતિ એવી જ છે જે હુ વાચી ગયો એ તો મુબઈ સરકારે નીમેલી કમિટીનુ છે જેમા તમે પ્રમુખ એ દૃષ્ટિએ એ નિવેદન વિષે મારે બહુ જ કહેવાનુ છે સદ્ભાગ્યે ચરખા સઘના વાલીઓની અને નઈ તાલીમના સભ્યોની એમ બેની બેઠક હતી તેમા કુમારપ્પા હતા ધોત્રે હતા એટલે બેયની સાથે વાતો કરી શક્યો હમણા તો હુ ‘હરિજન’ જોઈ નથી શકતો જે છપાય છે, તે છપાયા પહેલા મારી પાસે મગાવતો નથી પ્યારેલાલ પણ એમા કાઈ લખતા નથી

જે ઠરાવની રૂએ કમિટીની નિમણૂક થઈ છે તે ઠરાવ જ મને તો ગમતો નથી એ ઠરાવની નીચે લક્ષ્મીદાસ અને ધોત્રે કામ ન જ કરી શકે એવો મારો અભિપ્રાય છે એ ઠરાવ કરતા પહેલા મુબઈ સરકારે ચરખા સઘ ગ્રામઉદ્યોગ સઘ હિન્દુસ્તાની તાલીમી સઘની સાથે વિચાર કરી લેવો જોઈતો હતો તમે કદાચ નહી જાણતા હો કે એ ત્રણેય સસ્થાને કાગ્રેસનો ટુકો છે અને તે કાગ્રેસની ગણાય છે એ ત્રણેય સસ્થા પાસે ગ્રામઉદ્યોગો વિષે જે અનુભવ છે તે હિન્દુસ્તાનમા બીજી કોઈની પાસે નથી ન હોવો જોઈએ છતા આ ભૂલ કેવી રીતે થઈ છે એ તો હુ ન કહી શકુ કમિટીના રિપોર્ટમા તમારે લક્ષ્મીદાસ અને ધોત્રેને સહી કરતા

રોકવા જોઈતા હતા, એમ મને તમારી બુદ્ધિને જોતા લાગે છુ તો એમ પણ કહુ કે તમે પોતે પણ એવો રિપોર્ટ ન કરી શકો કેમ કે કેટલીક મૂળ વસ્તુઓની અવગણના કરીને રિપોર્ટ કરો તો રેતી ઉપર ચણતર કર્યા જેવુ થાય અને એવુ આમા થયુ છે આથી વધારે અત્યારે નથી સૂચવી શકતો જો તમારી હિંમત ચાલે તો હુ સૂચવુ ખરો કે મુબઈ સરકારને લખી મોકલો કે તમારો રિપોર્ટ અધૂરો ગણે અને તેનો હમણા કાઈ અમલ ન કરે ધોત્રેએ તો પોતાની સહી પાછી ખેચી લીધી છે એના કાગળની નકલ એણે તમને મોકલી હશે મારે લખવાનુ તો ઘણુ છે પણ વખત નથી સુજ્ઞેષુ કિ બહુના

ને લખ્યુ

એ તમને વિગતવાર લખ્યુ હશે મારા મત પ્રમાણે તો મુબઈ સરકારની જે ગ્રામઉદ્યોગ સમિતિમા તમે નામ આપ્યુ છે તેમા સરમરતુ માર્ગદર્શન જોતા તમે નામ આપી જ શકતા ન હતા વળી તમારે ચરખા સઘ, ગ્રામઉદ્યોગ સઘ અને તાલીમી સઘ સાથે મળીને એમનો અભિપ્રાય લેવો જોઈતો હતો ગુણદોષ ઉપર તો ઘણુય કહેવા જેવુ છે પણ એ મૂકી દઉ છુ જો તમારા વિચારોમા મૌલિક ફેરફાર થયા હોય તો જુદો જ પ્રશ્ન ઊઠે પણ એ તો અહી નથી એમ માનુ છુ ધોત્રેએ બાળાસાહેબને કાગળ લખ્યો છે તેમા તમારે સહી દેવી જોઈએ એમ મારો અભિપ્રાય છે એ રિપોર્ટ પ્રમાણે સરકાર કઈ પણ કામ શરૂ કરે તેની પહેલા તેણે આપણી નીતિ સ્પષ્ટ સમજી લેવી આવશ્યક છે મે તો ભાઈ ને પણ લખ્યુ છે

તમારી તબિયત સારી હશે પૂરતુ કામ શરીર આપી શકે છે કે?

ને

तुम्हारा पोस्टकार्ड मिला। हिन्दुस्तानीमें लिखनेका अच्छा प्रयत्न है। क्या ही अच्छा होगा जब मै इतना बगलामें लिख सकू? बगला पाठ हमेशा चलता ही है। और आजकल बिमा पढ़ाता है। प्रात कालका भजन मनु भी बगालीमें ही गाती है। दर्वें आखरमें क्या होगा? यहा गरमी तो खासी पडता है। खिडकियो पर खसकी टट्टी लगा दी है। इसलिए सहनीय हो गई है। मुझे इस माहकी आखरमें देहली जाना होगा। कितना ठहरना पडेगा सो नहीं जानता हू।

दीदीमणिने* मुझे कुछ नहीं लिखा । वहुत दु:खित रहती है क्या? मेरा समय बचानेके लिये कुछ नही लिखती है। अगर ऐसा है तो कहो कि मैं इस तरह समय बचाना नही चाहता हूं।

* * *

. . . ने:

ચિ. . . . વિષે હું પોતે કંઈ નહીં કરી શકું. પંડિત જવાહરલાલ બહુ શુદ્ધ વ્યક્તિ છે. એ બધી અરજીઓ ગુણ-દોષ પર તપાસાય છે. . . ને સારુ ભલામણની જરૂર નથી રહેવાની.

* * *

. . . ने:

तुम्हारा खत मिला। अंग्रेजीमें क्यों? हिन्दुस्तानी नहीं जानते हैं तो मराठीमें लिख सकते थे। मैं तो दूर पड़ा हूं।

* * *

ચિ. . . .

તમારો કાગળ ૨૦ મીનો મળ્યો. વિગતવાર જવાબની વાટ જોઉં છું. તમારી ભાષામાં તો પ્રેમ ઝર્યા કરે છે, જે હું તમારે બધાને વિષે અનુભવી રહ્યો છું. (તેટલું જ) તમે અનુભવતા હો તો મારે કંઈ જ કહેવું ન પડે. પણ તમારા કાગળો ઉપરથી મને જુદો આભાસ આવ્યો.

. . .એ . . .ની પાસે જવું જ જોઈએ એ હું તમારા કાગળ પરથી માનતો થઈ ગયો છું.

* * *

ચિ. . . .

. . . હું આમની મિલકત હોવાથી એ મિલકતનું અંતર અંદર બહારથી તપાસવાનો આમજનતાને પૂરો અધિકાર છે. એમ છતાં આમ જે ખાંખત માંડે તો અકળામણ પેદા થાય. . . વિષે નોખી વાત છે. તેઓ તો સાથે કામ કરનારા રહ્યા, મારી પાસેથી દોરવણી લેનારા રહ્યા. આજે એમને મારા વર્તનનો કે વિચારનો કોઈ ભાગ ખૂંચે તો તેની પૂરી ચર્ચા કરવાનો તેમને અધિકાર હોવો જ જોઈએ. અહીં દુ:ખનું

---

* દીદીમણિબહેન—સતીશબાબુના મોટાં દીકરી. તેમના પતિ એકાએક ...ીમાં સપડાયા અને તેમનો દેહાંત થયો, તેનો ઉલ્લેખ પૂ. બાપુએ કર્યો છે.

કારણ એ છે કે, લોકોની અને મારી વિચારધારા નોખી જણાતી લાગે છે. એટલે એ વિચાર ઉપરથી રચાયેલા આચાર પણ નોખા હોય અને તે ખૂંચે. મારા વિચાર અને આચાર એ આજના નથી, એ પંચાવન વર્ષના જૂના છે એમ કહી શકું. એ હું સ્પષ્ટ રીતે લખાણમાં કે વાતમાં ન મૂકી શક્યો હોઉં એ બનવા જોગ છે. લખ્યું જ છે એમ હું નથી લખતો, કારણ કે મારાં બધાં લખાણો વાંચવા જેટલો વખત બચાવી શકું તો પ્રસંગોપાત્ત લખાયેલાં વાક્યો ટાંકી શકું. એમાં પડવાથી શો લાભ? વિચારોની ચર્ચા . . .ને અને મારી વચ્ચે ચાલ્યા કરે છે. ચર્ચાને રોકવાનું કશું કારણ નથી. એ ચર્ચાથી અકળાઈ જવાનું પણ કશું કારણ નથી. એ ચર્ચા થવાથી મારી વિચારમાળામાં કદાચ ભૂલ હશે તો તે સુધરી જશે, અથવા કોઈમાં સુધારાને અવકાશ જ નહીં હોય તો બંને વિચારભેદને અને કદાચ આચારભેદને સહન કરીશું. મારી આશા એવી છે કે એવું પરિણામ નહીં આવે. એક અથવા બીજા ભૂલ સુધારીને એક જ ઠેકાણે હોઈશુ.

* * *

. . .ने:

तुम्हारे खत मिले। अब मैं समझा हू कि निर्मलबाबु एक दिनके बाद आयेंगे। जब आयेंगे तब तो वहाका पूरा चित्र (नोआखालीका) मेरे सामने आ जायेगा। (बंगालकी अधाधुधीका) मुझको यह डर लग रहा है कि मेरी तैयारी देहली जानेकी हो रही है। शायद मुझे ३० तारीखको जाना पडेगा। देखता हू कि क्या होता है मेरी उम्मीद तो ऐसी है कि नोआखालीमें सब शांति रहेगी।

तुम्हारी तबियत अच्छी होगी। अच्छी ही रखनी चाहिये। इन गरमीके दिनोंमे पानीका प्रबंध वहा कैसे रखता होगा?

* * *

એક માંદા યુવાન પુત્રની માતાને નીચે પ્રમાણે લખ્યુ:

. . . તારો દુ:ખદ કાગળ મળ્યો. તને અને . . .ને આટલું દુ:ખ વેઠવું પડ્યું એનું મને આશ્ચર્ય થાય છે. પણ સુખદુ:ખનો વિચાર આપણે કરવાનો જ નથી. એ વસ્તુ બતાવે છે કે, મારી સાથે જેને પનારો પડ્યો છે તેને સારુ સેવાગ્રામ સર્વશ્રેષ્ઠ છે. જેની ત્યાં જ જીવવાની આપત્તા સરજાયેલી નેમ હોય એ જ તરે. એમ ન હોય તો બૂડે. મેં બે

તાર તો દીધા છે મામાને તેડાવ્યા એ ઠીક કર્યુ કે નહી એ તો ભગવાન જાણે આવી ગયા હશે તો આશ્વાસન મળશે મને લખ્યા કરજે અને રામરટન કરજે

આજે જમ્યા પછીનો બધો સમય લખાવવામા જ ગયો અને ઘણુ કામ પતાવ્યુ.

સાજના પ્રાર્થનામા બાપુજીએ પ્રવચન કર્યુ જમિયત ઇસ્લામિયા કૅાન્ફરન્સમા ગયા મને પડદાવાળી બહેનો પાસે લઈ ગયા જોકે બાપુજીને આ બહુ ગમ્યુ નહી (કારણ કે મુસનમાનોમા બહેનો આમ બેસી નથી શકતી એટલે જ મને ત્યા પડદામા લઈ ગયા) પરતુ બીજાને ત્યા જઈએ એટલે આવી મુશ્કેલીમા મુકાઈ જવાય પરતુ એક રીતે ઠીક જ થયુ, કારણ કે ત્યા બહેનોને મળાયુ, અને બહેનોએ મારી પાસે હિદુઓએ ગુજારેલા ત્રાસની વાતો કરી તેમા અતિશયોક્તિ પણ મને તો લાગી હજુ આ લોકોમાથી પૂરુ ઝેર ગયુ હોય તેમ ન લાગ્યુ મે તો એક જ વાત છેલ્લે કહી કે, "તમારામાથી થોડીક બહેનોએ નોઆખાલી જોવા જવુ જોઈએ અને પછી તમે તમારા મન સાથે ચર્ચા કરો તમારા કરતાય નોઆખાલીમા જે સિતમ—ત્રાસ હિદુ બહેનો ઉપર ગુજર્યો છે તે જો તમે જુઓ તો તમને ખબર પડે છતા હુ કોઈના બચાવ માટે નથી કહેતી હુ માનુ છુ કે, હિદુઓએ જે કૃત્ય અહી કર્યુ છે તે નહોતુ કરવુ જોઈતુ પરતુ તમે જે રીતે બચાવ કરો છો તે તટસ્થ બચાવ નથી"

કેટલીક બહેનોને મારો જવાબ જરાયે પસદ ન પડયો અને ત્યા જ ઘોંઘાટ કરવા લાગી પરતુ તેનામા પૂ બાપુજીને ઊઠવાનો સમય થઈ જતા મને બોલાવવામા આવી આ ભાઈઓએ બાપુજીને કઈ પણ બોલવાનુ ન કહ્યુ બાપુજીને જો બોલવાની તક આપી હોત તો ઘણુ જ ઠીક થાત

મોટરમા બાપુજીને મે બહેનો સાથે થયેલી વાતો કહી બાપુજીને મારો જવાબ ગમ્યો બાપુજી કહે, "મને હતુ કે હુ બે શબ્દ સભળાવી શકીશ. પણ એ લોકોય જાણે ને કે હુ સ્પષ્ટ સભળાવી દઈશ હજુ દગો ક્યા ઓછો ભર્યો છે? પણ આ રીતે કોમનુ નખ્ખોદ કાઢશે

અને જો મુસ્લિમો આવી જ રીતભાત રાખશે તો હિંદુસ્તાનમાં રહી નહીં શકે, એ પણ એટલી જ સાચી વાત છે."

ત્યાંથી પાછા ફર્યા બાદ ડૉ. સૈયદ મહમૂદ સાહેબ સાથે આજની વાતો કહી. બાપુજીએ કહ્યું: "તે દી તમારે ખૂબ સાવધાન રહેવું જોઈએ. અને ભાઈઓ કે બહેનો બધાંના હૃદયમાં હજુ મેલ ભર્યો છે, એટલે એ કઢાવવા કોશિશ કરવી જોઈએ."

રાતે સૂતા પહેલાં ફરી પંડિતજીનો તાર આવ્યો. એટલે તા. ૩૦ મીએ તો દિલ્હી જવું જ પડશે એમ લાગે છે. આજે તો રાતે પણ એટલો જ સખત બફારો લાગે છે. જોકે ગંગામૈયાને કિનારે જ અમે સૂઈએ છીએ. રાતે નાનકડી બોટ જે કાંઠા પર પડેલ છે તેની ડેક પર ફર્યા.

૨૭-૪-'૪૭

**ગાંધી કૅમ્પ, પટણા**

નિયમ મુજબ પ્રાર્થના પ્રાર્થના પછી બંગાળી પાઠ. રાજકુમારી-બહેન, સરદારદાદા અને ભાઈસાહેબ પર અમે દિલ્હી જવાના છીએ તેની ખબર આપવા પૂરતા કાગળો લખાવ્યા. દેવભાઈની સાથે પસ્તીના કાગળોમાંથી જ ફાઈલો બનાવવાનું કહ્યું, 'સેવાતી નહીં લેવાની.' . . .ને સેવાગ્રામ મારેની મકાનો આદિ યોજનાઓ લખાવી.

१. जमीन ग्रामसस्थाकी मानी जायगी, और हाउसिंग सोसायटीके ताबेमें होगी। मकानोका काम इसकी मातहतमें चलाना चाहियें। जो शेंरहोल्डर्स चदा देकर सदस्य बनेंगे और दूसरी शर्तें भी मानेंगे वे, चाहे एक रुपया भी चदा क्यों न हो, चदा देंगे और उन्हें ही मकान बनानेका हक मिलेगा। पहले कोऑपरेटीव बंक बनावें और काम शुरू करे, लेकिन यह बैंक व्यापारी ढगकी नही होगी। कुछ लोन लोगोंसे जमा हो। अुन्हे ३% सूद देंगे, ज्यादा रकम लगे तो मुझसे माग सकती है। हाउसिंग सोसायटीके कार्यकर्ता, ट्रस्टी बनकर काम करेंगे। व्यापारी ढगसे नफा नही उठायेंगे।

मो० क० गांधी

२ जो नयी जमीन खरीदी है उसका प्लॉट बनाकर बेचना शायद ठीक नहीं। यह व्यापारी ढंग होगा। किराया कमानेके लिए भी मकान नहीं बनने चाहिये। तब तक लगान देना पड़े तो भी कोई हरज नहीं। पहले इन्तजाम ठीक बनाना है। जब तक यह काम टस्टीकी पद्धतिसे नहीं होगा तब तक काम सूना रहे। पैसा कमाना यह धारण इसमें नहीं है। दरमियान कोऑपरेटीव मंडलीका काम कर सकती है।

मो० क० गांधी

३ मालगुजारी आदमीका राम धामस्थानके नामसे रखने दे। उसमेंसे खर्चके लिए जो रुपये रखने हैं वे रखनेमें कोई हरज नहीं। मो० क० गांधी

अितना याद रखना आवश्यक है कि मेरा यह अभिप्राय एकतरफी दूसरी तर्फ मैंने सुना नहीं है।

मेरी कल्पना यह है कि सारा ग्राम आरोग्यस्थान बनाना चाहिये। अस्पतालका इसमें कोई स्थान नहीं है। व्याधिको रोकनेके नामसे जो हो सकता है उससे भी संतुष्ट रहना। मेरी कल्पनामें आजके वैद्य दाक्तरोंका स्थान नहीं है। गांव-वालोंमें जो काष्ठ आपधि होती है उसीसे संतुष्ट रहना। रामनाम रामबाण दवा है।

२७ ४ ४७ मो० क० गांधी

એક વિધવા બહેનને તેનો પતિ ગુજરી જતા આશ્વાસન રૂપે લખ્યુ

મૃત્યુ તો એક સિક્કાની બે બાજુ છે તે શાંતિ બનશે તેથી રાજી થવો છોકરીઓ સાથ રહી. તારે હવે તેની પાછળ રોપવો ? કામોમાં લાગી જઈ તે મારફતે ઈશ્વરની સેવા કરવી

બાપુજીએ આજે ઘણા વખત પછી પૂરું ભોજન લીધુ - ખાખરા, ૮ ઔંસ દૂધ અને થોડી દ્રાક્ષ સુમિત્રા આજે સાંજે જવાની હોઈ બને તેટલી બધી જ બાપુજીની સેવા કરે છે એ જશે એટલે પર ખૂબ સૂનું થઈ જશે

બપોરે થોડીક પડદાવાળી બહેનો આવી. મૃદુલાબહેન તો બહારગામ ગયાં છે, એટલે આ બધી મુલાકાતો પણ મારે જ ગોઠવવાની રહે છે. બાપુજીએ તેમને કહ્યું :

"હવે તો હિંદુસ્તાન થોડા જ સમયમાં આઝાદ થશે તેવી અપેક્ષા રાખીએ. બહેનો જો ધારે તો ઈશ્વરે તેમનામાં મૂકેલી અજબ શક્તિનું દર્શન કરાવી શકે. એને માટે તમારે હમેશાં પ્રાર્થના કરવી જોઈએ. પણ આજે તો પ્રાર્થના કેવળ બુઢ્ઢી માતાઓ કે નિવૃત્ત જીવન ગાળનારાઓને માટે જ એક શોખની વસ્તુ ન હોય, તેવું વાતાવરણ થઈ ગયું છે. અને મારી પાસે તો એવા દાખલાઓ પણ પડ્યા છે કે, કેટલાંક યુવાન યુવતીઓને પ્રાર્થના કે ઈશ્વરભજન કરવા કે તેમની પાસે તેનો ઉપદેશ કરવો, એ હાસ્યજનક અને તુચ્છ લાગે છે. તેથી જ આજે પડતી થઈ રહી છે. પણ પ્રાર્થનામાં ભરેલા રહસ્યને જો સમજી શકાય તો એ અજબ શક્તિની ખબર પડે. પ્રાર્થના થકી જો આપણે આઝાદી મેળવીશું તો તે ટકી શકશે. પણ આધ્યાત્મિક સ્ત્રીપુરુષે સાથોસાથ અહિંસાનું રહસ્ય શું તે પણ જાણી લેવું જોઈએ. જો આપણી અહિંસા કમજોરની હશે તો સમજી લેવું કે આવી અહિંસાથી આઝાદી ટકી શકશે નહીં. અને તેથી એ પણ સાબિત થશે કે, હથિયારોથી પણ આપણે આપણું રક્ષણ નહીં કરી શકીએ. કારણ કે હથિયાર તો નથી, પણ હથિયાર કેમ ચલાવવું તેની કળા પણ નથી સાધી. એવે સમયે આપણી પાસે એક અજોડ અને અને અદ્વિતીય હથિયાર છે અને તે સત્ય, અહિંસા. આઝાદી હાંસલ કરવા પૂરતુ જ આ હથિયાર વાપરવુ એમ નથી, પણ જો આઝાદીને ટકાવી રાખવી હોય તોપણ અહિંસાને અપનાવ્યા વગર છૂટકો જ નથી. જેઓ આપણને પોતાના દુશ્મન સમજે તેઓને જો આપણે જીતવા હોય તો પ્રેમ અને અહિંસાથી જીતો. આ કામ બહેનો બહુ જ સહેલાઈથી કરી શકે છે. હું એક સાદો દાખલો ટાંકુ કે, તમે તમારી ૧૪-૧૫-૧૬ વર્ષની બાળાને કોઈક અજાણ્યા ઘરમાં પરણાવો છો, અજાણ્યા માણસને સોંપો છો અને એ છોકરી એ ઘરની દીકરી જેવી બની જાય છે અથવા એ અજાણ્યા ઘરની માલિકણ થોડા જ દિવસોમાં બની શકે છે. તેનું કારણ શું? એમાં એક પ્રેમાળ હૃદય મુકાયું છે. અને સ્નેહ, પ્રેમ અને અહિંસાથી એ બધાંને જીતી લઈ શકે છે. એ આપણે રોજના વ્યવહારમાં જોઈએ છીએ. તો આ મોટા સમાજમાં જો તમે ધારો તો હિંદુ બહેનો સાથે બહેનપણીઓ બની શકો છો. એના ગુણો તમે અપનાવો તો તમારા એ અપનાવશે જ. બહેનોમાં ત્યાગ કરવાની અજબ શક્તિ છે.

"જીવનની જુદી જુદી હાલતોમાં, અને પોતાના દેશને આગળ લાવવા માટે, મજબૂત બનાવવા માટે, પોતાપણું ભૂલી જઈ વીરતાથી પ્રાર્થના કરતાં કરતાં જો મરવાનો સમય આવે તો મરતાં શીખો. અને મરવાની હિંમત કેળવવા માટે પ્રાર્થના એ મરવાની કળા સાધવાનો પહેલો અને છેલ્લો મંત્ર છે. એમાં પૂર્ણ શ્રદ્ધાની જરૂર છે. અને શ્રદ્ધા વગર સત્યાગ્રહી સફળ થવાનો જ નથી. પછી ભલે કોઈ રામ કહે, કોઈ રહીમ કહે, કે કોઈ ગૉડ, અથવા અલ્લાહ કહે, ફાવે તે નામથી પુકારે, પણ તેનો કાનૂન તો હમેશાં એક છે.

"આ મારી વાતો ઉપર બહેનો! તમે વિચાર કરજો. તમે પડદો રાખીને આવ્યાં છો. આ પડદાનો સાચો અર્થ તો એ છે કે, તમે કામ, ક્રોધ, મોહની સામે પડદો રાખો. એટલે કે તમારા મનને કાબૂમાં રાખો. આ બાહ્ય પડદો તો કેવળ ધતિંગ જ છે. મન મેલું હોય અને બહાર પડદો રાખો તેનો કંઈ જ અર્થ નથી."

ચાર વાગ્યે આઝાદ હિંદ ફોજના ભાઈઓ સાથે વાતો કરતાં બાપુજી બોલ્યા કે :

"આઝાદ હિંદ ફોજનું નામ અહિંસક આઝાદ હિંદ ફોજ પાડવું જોઈએ ને? (હસતાં હસતાં) કેમ કે તમે મારી પાસેથી કોઈ બીજી વાતો નથી સાંભળી શકવાના. સુભાષબાબુ તો મારા દીકરા સમાન હતા. તેમના અને મારા વિચારોમાં ભલે ફેર પડયો હોય, તોપણ તેમની કાર્યશક્તિ અને દેશપ્રેમ માટે મારુ માથુ તેમને નમે છે. છેલ્લાં ૩૦ વર્ષથી કોંગ્રેસે જે સિદ્ધાંત અપનાવ્યો છે તેની મારફતે જ આઝાદી હાંસલ કરી શકાશે. અને આપણે કોઈને પણ આપણો દુશ્મન ન જ ગણવાનો હોય. દુશ્મની અને બુરાઈઓને તો આપણે છોડવી જ જોઈશે અને સ્થિતપ્રજ્ઞ થવું પડશે. આ કહું છુ ત્યારે તમે તમારા મનમાં કદાચ એમ કહેશો કે, અમે ક્યાં મહાત્માઓ છીએ? પણ મહાત્માઓ માટે જ આ સિદ્ધાંત છે એમ નથી. કોઈ પણ માણસને સુખી થવું હોય તો આ સિદ્ધાન્તને જીવનમા વણ્યા વગર છુટકો જ નથી.

"પરદેશોમા ભલે તમે હથિયારોથી લડયા. પણ તેનું જે પરિણામ આવ્યુ તે પણ તમે જોયું ને? તેનાથી તમને તો કશો જ ફાયદો નથી થયો. હા, તમે બહાદુરીથી અનેક કષ્ટો સહન કર્યાં. પરંતુ નેતાજીએ પણ કહ્યું છે કે, હિંદુસ્તાનમાં તો કોંગ્રેસમાં રહીને જ કામ કરવાનું છે. તો તમે તમારી ફોજનું જે રીતે બર્મામાં હથિયારો વડે રક્ષણ કરતા હતા અને દેશની આઝાદી મળે તે માટેની તમારી તૈયારી કરતા હતા, તે રીતે

હવે તમે પ્રેમ અને અહિંસા વડે કોમવાદનો ભેદ ટાળો અને કોઈ પણ નાતજાતના ભેદભાવને ભુલાવી દઈ આપણે સૌ એક જ દેશના ભાઈબહેનો છીએ, પ્રત્યેક સ્ત્રી મારી માતા, બહેન કે દીકરી છે, તે રીતે તમે લોકોને તૈયાર કરો અને નેતાજીએ આદરેલી તપશ્ચર્યા પૂરી કરવા મથો આઝાદ ફોજમા જે એક અપૂર્વ જીવન નેતાજીએ રેડયુ છે તે એ છે કે કોઈ પણ જાતનો ભેદભાવ આ ફોજમા નથી તો એ નીતિને તમે ઘર ઘર વિકસાવો

"તમે એટલુ સમજી લેજો કે, તલવારની તાકાત કળવવા કરતા આત્માના બળની તાકાત કેળવવી એ હજાર ગણી મુશ્કેલ છે

"મનુષ્ય અને પશુઓના આહાર, નિદ્રા વગેરેમા તો કાઈ ફરક નથી છતા આજે આપણા માટે કેવળ બે જ રસ્તા રહેલા છે કે, આપણે પશુવત્ જીવન જીવવુ કે મનુષ્યનુ ? હિંદુસ્તાનમા આપણે ત્યા અનેક ધાર્મિક સુદર શાસ્ત્રો પડેલા છે છતા મને કહેવા દો કે એ તો 'કથા સુણી સુણી ફૂટયા કાન તોયે ન આવ્યુ બ્રહ્મજ્ઞાન' એના જેવુ લગભગ છે આચરણમા કાઈ જ મૂકી શકતા નથી હુ તો અનેક અનુભવ પરથી અને નમ્રતાપૂર્વક કહુ છુ કે, અહિંસાનો માર્ગ હરિનો માર્ગ છે હરિનો માર્ગ શૂરાનો છે એમ કવિએ ગાયેલુ છે તે હરિ કોણ ? તે કોઈ હાથપગવાળો માનવી નથી પણ સત્ય અને અહિંસાનો માર્ગ શૂરાનો છે અને એવી શૂરવીર તાકાત તમારામા હોવી જોઈએ અને તેથી આખા હિંદુસ્તાનના ગામડે ગામડે ખૂણે ખૂણે તમે નેતાજીના નામને અમરપદ આપી શકશો એમની કીર્તિને તમે યુગોના યુગો સુધી જીવતી રાખશો, એટલે નેતાજી જીવે જ છે ભલે એ દેહધારી ન હોય દેહધારી મનુષ્ય જ જીવતો છે અને મરી ગયેલો મનુષ્ય જીવિત નથી, એ ખોટી વાત છે જેનુ જેનુ નામ અમર છે, જેની સેવા અખંડ છે, જે ગરીબોની વહારે ધાય છે તે મરેલા છતા જીવતા જ છે '

બાપુજીને આજે ખૂબ બોલવુ પડયુ એટલે થાકી ગયા છે પ્રાર્થનામા પણ અવાજ ખૂબ જ ધીમો પડી ગયો હતો ગરમી પણ દિવસે દિવસે ખૂબ પડે છે દિલ્હીમા તો અગાઉના કરતા પણ વધારે હશે

પ્રાર્થના પ્રવચનમા 'રામ કહો રહમાન કહો' એ ભજનનો ઉલ્લેખ કરતા બાપુજીએ કહ્યુ કે

"રામ—ગોડ—અલ્લાહ ગમે તે નામથી ઈશ્વરને પોકારો પણ ઈશ્વર જ માણસને માટે ભક્તિ કરવાને યોગ્ય છે ઈશ્વરને આપણે બાપ માતના

ભોગ ધરાવીએ એટલે તે રીઝે છે એમ માની લીધુ છે. આમ માણસ પોતાને ક્યા સુધી છેતરે છે તેની કોઈ હદ જ નથી બાધી આપણુ જો ઉત્તમ ચારિત્ર, ઉત્તમ વાણી, વર્તન અને સેવાનો ભોગ લગે, તો તે ભોગથી જ ઈશ્વર રીઝશે

"ગઈ કાલે જમિયત-ઉલ-ઇસ્લામની સભાનુ મને નિમત્રણ હોવાથી હું ત્યા ગયો હતો અને તમારી આગળ કશી વાતો નહોતો કરી શક્યો

"મને ત્યા જણાવવામા આવ્યુ છે કે, જમિયતના માણસો સાચા ખુદાના બદા છે. તેમની રહેણીકરણી સયમભરેલી અને સાદી છે અને તેમના મુસ્લિમ ભાઈબહેનોને તેઓ આત્મશુદ્ધિનો અને આત્મ જ્ઞાનનો સદેશો આપવા માગે છે ધર્મનુ રક્ષણ તલવારથી કદી નથી થયુ તે તો હમેશા ખુદાના બદાએ જ કર્યું છે ૯ કાલે તેમની સભામા ગયો તેમા કોઈકને એમ થયુ કે, હુ મુસલમાનની લાગણીને સતોષવા જાઉ છુ. તો તેનો જવાબ મારે તો એટલો જ આપવાનો રહે છે કે, આવી વાતોમા રહેલી બેવકૂફીનુ મૂળ તો વાતો કરનારના દિલમા વસેલા અભિમાનમા રહેલુ છે તમે હમણા જ ભજન સાભળ્યુ કે રામનો ભક્ત કેવો હોય? રામના ભક્તને આવુ અભિમાન છાજે જ નહી. રામના ભક્તે તો જગતમા જેટલા જીવજતુ છે તે બધા પર પ્રેમ જ રાખવો જોઈએ હિદુ ધર્મ તો તેથી જ ઊગરશે. પણ હિદુ ધર્મ એકલો જ નહી, કોઈ પણ ધર્મને ઉગારવો હોય, ઊચે ચડાવવો હોય તો વિશ્વ વ્યાપી પ્રેમ જ ઉગારી શકશે."

પ્રાર્થનામાથી આવીને બાપુજીએ મૌન લીધુ અને ખૂબ થાક હોવાથી માથા પર ભીનું કપડુ રખાવી ૨૦ મિનિટ આરામ કર્યો શરીર પણ થોડુક ગરમ લાગતુ હતુ. મેં થોડી વાર પગ દબાવ્યા પણ મને રાતે સૂતા મોડુ ન થાય એટલે મારુ કામ જલદી આટોપી લેવાનુ કહ્યુ અને પગ દબાવવાની ના પાડી આથી મને ન ગમ્યુ પણ બાપુજીની તબિયત સારી નથી એટલે હું કઈ ન બોલી થોડી વારમા સુશી આવી એટલે તેને બેસાડી તે આજે રાતે ૧૦ વાગ્યે ગઈ અને બાપુજી સૂઈ ગયા છે આ ડાયરીની છેલ્લી લીટી લખુ છુ અને ૧૦-૩૦નો ડકો ઘડિયાળમા પડે છે નાહીને સૂવા જાઉં છુ

નિર્મળબાબુ ગયા પછી બાપુજીને બીજા ગામનો બોજો ખૂબ રહે છે અને ટપાલનો તો ઢગલો થઈ જાય છે

નિયમ મુજબ પ્રાર્થના. ગીતાપાઠ અને બંગાળી પાઠ બાપુજીએ કર્યો. થોડી વાર આરામ કરી અહીંના લીગના મંત્રી ઉપર પત્ર લખ્યો :

> . . . મુસલમાનોએ જો હિંદમાં રહેવું હોય તો તેને પોતાનું વતન, પોતાનો દેશ માની સુખેથી રહી શકે છે. અને સરકારે એવાઓને રક્ષણ આપવું તે તેની ફરજ છે. પણ સાથે સાથે મુસલમાન ભાઈઓએ પોતાની ફરજ સમજવી જોઈશે. જો તેઓ મનમાં પણ હિંદુઓને ધિક્કારશે તો તેનું પરિણામ ૪ા કરોડ મુસલમાનોને ભોગવવાનું રહેશે, એ પણ એટલી જ સાચી વાત છે. મારે નમ્રતાપૂર્વક એટલું કહેવું જ જોઈએ કે, મારી પાસે એવી ફરિયાદો આવી છે કે જ્યાં મુસલમાનોની બહુમતી છે ત્યાં બિહારના લઘુમતી હિંદુઓને હેરાન કરે છે તેમાં સહાનુભૂતિ છે. આ વાત સાચી હોય તો તેનું પરિણામ હું સારું નથી જોતો.

આજે સોમવાર છે એટલે બાપુજી પાસે મુલાકાતો તદ્દન બંધ રખાવી છે. બાપુજી બોલી બોલીને ખૂબ થાકી જાય છે. બ્લડ પ્રેશર પણ રહે છે. તેથી દર અઠવાડિયે મુલાકાતીઓને બંધ રાખવાની વ્યવસ્થા કરાઈ છે. છતાંય કોઈ ને કોઈ આવ્યા તો કરે જ છે. આજે અહીંના થોડાક વિદ્યાર્થીઓ આવ્યા. તેમણે થોડાક સવાલો પૂછ્યા. એ બધા સવાલોનો એક મુસદ્દો કરી બાપુજીએ તેઓને માટે થોડુંક લખીને આપ્યું :

> આપણી આળસ જો ઊડે તો આપણે ખરા સમાજવાદીઓ ગણાઈએ. પણ હજુ આપણી આળસ ઊડી નથી. તમને પૂછું તો મને જવાબ મળશે જ કે પંદરેય વિદ્યાર્થીઓને ઘેર નોકર તો હશે જ.

બધાએ જવાબ આપ્યો કે હા, એક નોકર તો અમારે ત્યાં છે. બાપુજી અને સહુ હસી પડ્યા અને લખ્યું :

> ત્યારે તમે તમારા ઘરમાં જ તમારું કામ જાતે નથી કરતા તો તમે બીજાઓની સેવા કરવા ઇચ્છો છો અને તેને તમે સમાજવાદ કહો છો, એ મારી સમજમાં જ નથી આવતું. મારી સલાહ માનો તો હું તો કહું કે, વિદ્યાર્થી અવસ્થામાં વિદ્યાર્થીઓએ કોઈ પણ 'વાદમાં' ન પડવું ન જોઈએ. દરેક વાદ વિષે જરૂર વાંચે, વિચારે, શક્ય તેટલું આચરણમાં મૂકે. પણ તેના નેતા બનવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. સમાજમાંથી શોષણ અને હિંસા નાબૂદ કરવાં હોય તો શરીરશ્રમ અને મહેનત મજૂરી

કરવી જ જોઈએ અને તે વસ્તુ સર્વમાન્ય અને સ્વાભાવિક થવી જોઈએ આપણા ગામડા સુખી, સ્વાવલબી ગણાતા હતા ત્યા આજે બેકારી વધી તેનુ કારણ આપણી ગુલામી છે અને ઊચનીચપણાનો અને જાતિઓનો ભેદભાવ છે

આપણી રાજકીય પરાધીનતાનો હવે લગભગ અત આવે છે, એટલે આપણે હવે જ વધુ સાવચેત બનવાની જરૂર છે અને તે વિદ્યાર્થીઓ બહુ જ સારી રીતે કરી શકે છે દા ત (૧) તમે સવારના ઊઠીને તમારી પથારી જાતે ઉપાડી લો, (૨) તમારો નાસ્તો અને દૂધ વગેરે લેતા હો તે તમારા બા કે ભાઈ તૈયાર કરીને તમને આપે તેની રાહ ન જોતા તમે તેમા મદદ કરો, (૩) ઘર વાળવા ચોળવામા મદદ કરો, (૪) તમારા કપડા હાથે ધુઓ, (૫) તમારી માતાઓને તમે રસોઈમા, વાસણ માજવામા મદદ કરો, (૬) રોજ નિયમિત કાતી તમારા કપડા જાતે બનાવો, (૭) શાળાઓમા વપરાતા તમારા પુસ્તકો સાફ અને વ્યવસ્થિત રાખો નોટબુકોની શક્ય તેટલી કરકસર કરો, (૮) પચાસ રૂપિયાની ફાઉન્ટન પેનની જગ્યાએ બે આનાની શાહી કલમથી ચલાવતા શીખો

આવા અનેક નિયમો તમારા જીવનમા અપનાવો તો તમારે કોઈ પણ વાદની માયાફોડમા નહી પડવુ પડે અને દેશનો પ્રત્યેક વિદ્યાર્થી જો આટલુ કરે તો મારી ખાતરી છે કે, વાલીઓનો અનેક ગણો બોજો ઓછો થશે અને આપોઆપ આપણે સમાજવાદી કહેવાઈ જઈશુ પરતુ મારી વાતો તમને ગળે ઊતરશે કે કેમ તેની મને શકા છે છતા ઘેરે જઈને વિચાર કરજો કે, એક ૭૮ વર્ષના અનુભવી બુઢ્ઢાએ મૌનને દહાડે લખીને અમને જે બે શબ્દો કહ્યા છે તેમા કઈ વજૂદ છે કે નહી ?

બપોરના સુશીલાબહેન, રાજાજી, સરદારદાદા, કિશોરલાલકાકા, બ્રિજકિસનજી વગેરેના ઘણા કાગળો આવ્યા તે વાચ્યા

ભોજનમા બપોરના બાપુજીએ ફક્ત દૂધ ૮ ઔંસ અને થોડીક અગૂર લીધી હતી અસહ્ય ગરમીને કારણે બપોરના લગભગ આટલુ જ લે છે સાજે ૪ વાગ્યે મોસબીનો રસ લીધો અને પ્રવચન લખ્યુ

"૩૦ મી તારીખે સવારના મારે દિલ્હી જવાનુ નક્કી થયુ છે બે મહિનાની પહેલી તારીખે દિલ્હીમા રાષ્ટ્રીય મહાસભાની કારોબારી શરૂ થતી હોવાથી તેમા પડિત નેહરુ અને આચાર્ય કૃપાલાનીએ મને આગ્રહ પૂર્વક બોલાવ્યો છે મને અહીથી તમને સહુને છોડીને જતા દુ ખ થાય

છે. કારણ કે જ્યાં સુધી મુસલમાનો મુક્તપણે એમ ન કહે કે તમે અહીંથી જાઓ, અને હિંદુઓ મને નિર્ભય ન કરે કે અમે અમારા જાનના ભોગે પણ મુસલમાનોનું રક્ષણ કરીશું ત્યાં સુધી મારે બિહાર છોડવું ન હતું કારણ કે નોઆખાલી અને બિહાર બંને જગ્યા માટે મારો તો એક જ મંત્ર છે કે 'કરેંગે યા મરેંગે'. મારો આત્મા મને આદેશ આપે છે કે, લઘુમતી કોમ માટે તારી જાત તું સમર્પણ કર એટલે બંને સ્થળોના હિંદુઓ અને મુસલમાનો પોતાનું વેરઝેર ભૂલી જાય તો મારો નવો જન્મ થયેલો હું માનીશ પણ આ આકરી કસોટીમાંથી આખરે શું નીકળશે તે તો ઈશ્વર જ જાણે માણસ તો પોતાને કરવાનું હોય તે કરી છૂટે, અને બહુ તો તે કરતાં કરતાં મરી જાય

"ઈશ્વર સર્વસમર્થ છે, તે જ સર્વજ્ઞ છે આપણે તો કેવળ મીંડા જોઈએ. અહીં જે હું કરું છું તે જ કામને માટે હું દિલ્હી જાઉં છું. અને થોડા જ વખતમાં ફરી અહીં તમારી સેવામાં હાજર થઈશ

"મારી ઉપર હજુ પણ એવા કાગળો આવે છે કે, મેં મુસલમાનો સાથે દોસ્તી બાંધી હિંદુઓના હિતને નુકસાન પહોંચાડ્યું છે આવી જાતના કાગળોથી મને તો નવાઈ જ લાગે છે. પણ હું તો મુસ્લિમોનો દોસ્ત થઈને જ સાચો હિંદુ થયેલો છું અને એ જ રીતે હિંદુઓની અને હિંદુ ધર્મની સાચી સેવા કરી છે. પણ ૬૦ વર્ષની સાર્વજનિક સેવા એથી પણ લોકોને હું ન બતાવી શક્યો હોઉં તો ખાલી શબ્દોથી હવે કેવી રીતે બતાવી શકીશ? સાચો ધર્મ તો એને જ કહેવાય કે, માણસોએ સહુ કોઈની સાથે મૈત્રી રાખવી જોઈએ અને સહુ કોઈની સેવા કરવી જોઈએ આ હું છેક બાળપણથી એટલે કે મારી માના ખોળામાંથી શીખ્યો છું બાકી તો 'મજહબ નહીં સિખાતા આપસમેં બૈર રખના' એ લીટી કહી બતાવવા સિવાય મારી પાસે બીજો કોઈ બચાવ નથી મિત્રોની સાથે મૈત્રી રાખવાનું સહેલું છે પણ જે પોતાને તમારો દુશ્મન ગણે તેની સાથે મૈત્રી રાખવી એ જ સત્ય ધર્મનો મર્મ છે બાકી બીજી બધી દોસ્તી અને મૈત્રી એ તો દુન્યવી છે'

પ્રાર્થનામાંથી આવ્યા બાદ બાપુજીનું મૌન છૂટ્યું આવીને લીંબુનું પાણી જ લીધું ખૂબ થાકી ગયા હતા થોડી વાર સૂતા આજનો ઉકળાટ પણ અસહ્ય હતો

૯-૩૦ પછી બાપુજીની સૂવાની તૈયારી પણ બાપુજીને આજે કાંતવાનું રહી ગયું હતું મને યાદ તો હતું, પરંતુ બાપુજીની તબિયત સારી

ન હોવાથી મેં યાદ ન આપ્યુ આથી બાપુજી સૂતા હતા ત્યાંથી ઊઠ્યા મને કહે,

"રેંટિયાને આપણાથી ભુલાય જ કેમ? કાંતણની પ્રવૃત્તિનો અર્થ એ છે કે આપણે સહુ સરખાં છીએ. રેંટિયામાંથી આપણને એક અજોડ પાઠ એ મળે છે કે, ચાલીસ કરોડમાના એક થઈને તેના એક તારની જેમ રહેવાનું છે. અને તેમાં કોઈ શેઠ કે નોકરની ખેંચતાણ, જે દુનિયામાં અત્યારે ચાલી રહી છે, તે રહેવા જ નહી પામે. આજે આપણામાં ઊંચનીચનો કેવો ભેદભાવ છે? પણ રેંટિયો આપણને સાવધાન કરે છે. એટલે એ દેવની પૂજા કર્યા વગર કેમ જ રહેવાય?"

બાપુજીએ કાંતતાં કાંતતાં મને કહ્યુ એથી સૂવાનુ ૧૧ વાગ્યા પછી જ થયુ

૨૯-૪-'૪૭
ગાંધી કૅમ્પ, પટણા

પ્રાર્થના પછી બગાળી પાઠ આજે બગાળી પાઠમાં બાપુજીએ ૧૦૦ એકડા ઘૂંટયા. પછી કેટલાક કાગળો લખ્યા.

. . ને કાગળમાં લખ્યુ કે,

તારો ૧૪મીનો કાગળ કાલે મળ્યો. પ્રલયકાળ કોણે જોયો છે? કોઈક દિવસે તે પણ આવશે. આ વખતે એક બે રહી ગયા હશે કે બધાય જશે એની આપણે શાની ફિકર કરીએ? પ્રતિક્ષણનો આપણો ધર્મ આપણે બજાવીએ એટલે આપણે ન્યાયાધીશની સામે ઊભા રહી શકીશું . . . હવે તારી પાસે પહેલી તકે આવશે એમ માનુ છું. . . . બાફેલા શાક અને ફળ ઉપર જ તુ નભી શકે તો હુ તો રાજી જ થાઉં. ઘી, તેલ, માખણ વિના સહેજેય ચલાવી શકાય એમ છે. કેમ કે તુ દહીં લે છે. જો દહીં પૂરતા પ્રમાણમાં લેવાતું હોય તો અને સાથે શાક, ફળ, દૂધ હોય એટલે સંપૂર્ણ ખોરાક થયો. એથી શક્તિ જળવાવી જોઈએ. તેથી મગજ પણ તદ્દન સાફ રહે છે. શાક ને ફળમાં પસદગી બરાબર થવી જોઈએ. સૂકો મેવો એટલે નટસ લે છે? અને લેતો હોય તો શું? મને વિગતવાર લખશે તો ગમશે. કેમ કે નૈસર્ગિક ઉપચારમાં હું વિશેષ ખૂંચ્યો છુ ના? આ ખોરાકથી તારા ચહેરામાં પણ ફરક પડવો જ જોઈએ. . . .

ફરતી વેળાએ બાપુજીએ આખો બંધ કરી હતી નોઆખાલીની અને જૂની વાતો કરતા બાપુજી મને કહે,

"હું અતિશયોક્તિ અને નાનુકાળાની વચ્ચે પીરાઈ પડ્યો છું શોધતા છતા હજુ સત્ય મળ્યુ નથી પણ હું ઈશ્વરની અને સત્યની વધુ નજીક પહોંચ્યો છુ એમ તો લાગે જ પરંતુ એથી મારી કેળવણીય પુરાણી દેખાતી તૂટી પણ છે છતા મને એનો બિલકુલ અફસોસ નથી થતો એ હકીકત ઈશ્વરની સમીપ જવાની જે હું વાતો કરુ છુ તેનો પુરાવો છે ને સહુને સ્પષ્ટ કહી શકુ છુ, લખી શકુ છુ જે એકાદશ વ્રતોને મે અનુમોદન આપ્યુ છે તેને હું પૂરા આચરણમા લાવી શક્યો છુ, એ ૬૦ વર્ષની તપશ્ચર્યાનુ પરિણામ છે અને એમા તુ નિમિત્ત બની છે વર્ષોથી જે પવિત્રતાના અને સત્યના દર્શન માટે હું ઝંખતો હતો તે દર્શનની ઝાંખી મે આ યજ્ઞમા કરી છે, અને તેમા તે પૂરો ફાળો આપ્યો છે છતા તારી ઉમર એટલી નાની છે કે આ યજ્ઞનુ પરિણામ તુ આજે નહી અનુભવી શકે તારી ડાયરીઓ હુ રોજ વાચુ છુ ત્યારે મને મહાદેવનુ સહેજેય રોજ સ્મરણ થાય છે અત્યારે જે તુ લખે છે જે અભ્યાસ કરે છે, અને તુ યજ્ઞને સમજી શકવાની શક્તિ ધરાવે છે, ત્યારે એમ થાય છે કે મહાદેવ હોત તો આ છોકરી કંઈક જુદી જ ખીલી હોત હું તને સંતોષકારક વખત નથી આપી શકતો અને કેટલીક શક્તિમા મહાદેવ મારા કરતા ઘણા ચડિયાતા હતા આ તો આજે કોઈ ફરવામા વાતો કરનારા નથી આવ્યા, એટલે તારી સાથે આટલી વાતો કરવાનો વખત મળી ગયો"

બાપુજીએ ઘણા વખતે આજે પોતાના મનની વાત મને કહી મહાદેવકાકાને પણ બાપુજીએ યાદ કર્યા અને એમની શક્તિ પોતાના કરતા પણ અમુક બાબતોમા વધુ હતી એ વાક્ય બોલતા વાતાવરણ વધુ ગભીર બની ગયુ

માનિશમા બાપુજી અર્ધોક કલાક સૂઈ ગયા હતા અતિશય થાક છે ભોજનમા ઘણા દિવસો પછી આજે એ ખાખરા, દૂધ આઠ ઔંસ, પનીર અને શાક લીધુ જમીને થોડી વાર આરામ કર્યો

કાલે રેટિયો ભૂલી ગયા હતા અને રાતે જાગવુ પડ્યુ હતુ એટલે પહેલેથી જ મે રેટિયો મૂકી દીધો

૩ વાગ્યે પીસ કમિટીની અડી નિમણૂક કરી તેમાં હાજરી આપી. આ કમિટીના સભ્યો દરેક ગામડે ગામડે ફરશે અને એકતાનો પ્રચાર કરશે.

૩ા થી પા અહીંનું પ્રધાનમંડળ આવ્યું બાપુજીએ તેઓની પાસે પોતાનું દિલ ઠાલવ્યું. "તમારાથી વધારે ઊંચા માણસો તો હું ક્યાંથી કાઢીશ? તમારી ઉપર મારી મોટી આશા છે. પણ જ્યારે તમારું ક્યાંય વગોણું સાંભળું છું અને તે વગોણામાં તથ્ય ભાળું છું ત્યારે મને દુઃખ થાય છે કે, આપણે રાજ્યકારભાર કરી શકીશું કે કેમ?" . આ આખી વાતનો સાર હતો

પ્રધાનોની મીટિંગ દરમિયાન બાપુજીએ ૬ ઔંસ દૂધ અને ખજૂર લીધા.

આવતી કાલે દિલ્હી જવાનું હોવાથી હું મારી તૈયારીમાં હતી

પ્રાર્થનાસભામાં આજે અસહ્ય ભીડ હતી આવતી કાલે પૂ બાપુજી દિલ્હી જવાના હોવાથી કંઈક નવી જાહેરાત કરશે એમ માનીને ખૂબ મેદની હતી પ્રવચન કરતાં બાપુજીએ કહ્યું કે:

"આવતી કાલે સવારે દિલ્હીની ટૂંકી મુલાકાત માટે મારે જવાનું છે, એ તો મે તમને કાલે જ કહ્યું છે એને સહુથી પહેલા તમને સહુને મારી નમ્ર પ્રાર્થના અને વિનંતી છે કે, મને વિદાય આપવા માટે સ્ટેશન પર ભીડ ન કરશો તમારો જો મારી ઉપર સાચો પ્રેમ હોય તો તમે હું સંતોષ પામું તેવું એકતાનું કામ કરો, ગરીબોની સેવા કરો, અને ઊંચ નીચના ભેદભાવને ભૂલો. આટલું કરશો તો તમને મારી ઉપર પારાવાર પ્રેમ છે એમ હું માનીશ. આ ઉંમરે હવે મારાથી જયનાદના શોરબકોર સહન નથી થઈ શકતા. અને મારા જયનાદની મને અત્યંત ઘણા ઉત્પન્ન થઈ છે કે, 'મહાત્મા ગાંધીકી જય' કહીને નિર્દોષ બહેનો, બાળકો અને માણસો ઉપર છરાના ઘા પડ્યા છે, બીજી બાજુ 'અલ્લાહો અકબર' કહીને મુસલમાનોએ હિંદુઓ ઉપર ઘા માર્યા છે નિર્દોષો પર જુલમ કરવામાં આપણે ઈશ્વરનું નામ દેવું એના કરતાં કોઈ પાપ વધુ નહીં હોય

"જનરલ શાહનવાઝ સાહેબ, જેઓ આઝાદ હિંદ ફોજના મોગ કર્નલ હતા, તેઓ મથુરા જિલ્લામાં સુંદર કામ કરી રહ્યા છે તેઓએ જે લખ્યું છે તે તમને આજે વાંચી સંભળાવું તો તમને આનંદ થશે

તેઓ લખે છે કે, 'લોકોને પાછા વસાવવાના કામમા સારી પ્રગતિ થઈ રહી છે અને આ પ્રદેશ તો હિંદુઓનો છે, છતા મુસલમાનોને સારી રીતે રાખે છે તેના થોડાક દાખલા આપુ

"'૧. અતરપુરા નામના ગામમા અમે સ્થાનિક લોકોની મદદથી ગ્રામ પચાયતની નિમણૂક કરેલી છે અને બે હજાર પછી પચાયતના વડા પટેલ પણ આવ્યા અને મુસ્લિમ નિરાશ્રિત કેમ્પમા નિરાશ્રિતોને મળ્યા તેમણે સહુને ખાતરી આપી કે, તમે પાછા આપણા ગામે ચાલો અને અમારા જાનના ભોગે પણ અમે તમારો બચાવ કરીશું.

"'આને પરિણામે પચાસેક મુસલમાન કુટુંબો અતરપુરામા પાછા ફર્યા છે અને બહુ શાતિથી તેમ જ સ્થિરતાથી રહેવા લાગ્યા છે અને છતા અહીં પોલીસ દળ પણ રાખવામા આવ્યુ નથી અને ફરી વસેલા લોકોએ પોલીસનુ રક્ષણ પણ માગ્યુ નથી

"'૨. મે એ ગામે જઈને નિરાશ્રિતોને માટે અનાજની વ્યવસ્થા કરી તો તે હિંદુઓને ન ગમ્યુ અને આ વાત ન સ્વીકારતા કહે કે, મુસલમાનો તો અમારા મહેમાન ગણાય અમે જ હાલ તુરત તેમની બધી જવાબદારી ઉપાડી લઈશુ

"'બીર નામના ગામના એક મુસ્લિમે મારી પાસે આવીને કહ્યુ કે, મારે બીર જવુ છે, પણ મને બહુ ડર લાગે છે તે ખૂબ રડતો હતો મે મારી મોટર આપી અને આઝાદ હિંદ ફોજના મારા બે સૈનિકો પણ આપ્યા રસ્તામા બીર ગામના ગ્રામ પચાયતના એક સભ્ય મળ્યા, અને આ મોટર રોકી પૂછપરછ કરીને કહ્યુ સિપાઈઓ શા માટે લઈ જાઓ છો? પેલા મુસ્લિમ ભાઈએ જવાબ આપ્યો કે, મને બહુ ડર લાગે છે. એટલે પેલા હિંદુ સભ્યે કહ્યુ, ગાધીજીએ પોતે આટલી આટલી સલામતીની ખાતરી આપ્યા પછી પણ તમારી સાથે પોલીસો લાવવા પડે તે અમારે માટે શરમાવા જેવુ ગણાય પણ તમારો જો વાકો વાળ પણ થાય તો તમે મને મરી ગયેલો જાણજો.

"'અને આ ખાતરી પછી પેલા મુસલમાન ભાઈ જ મારી પાસે કહે, હવે મારે રક્ષકની જરૂર નથી

"'ત્રણેક દિવસ પહેલા પોતાને ગામે પાછા ફરેલા એક મુસ્લિમ માદા નિરાશ્રિત મરી જતા લેફ્ટનન્ટ કરતારસિંગે પોતાને હાથે તેની લાશને માટે કબર ખોદી, અને બધાયે મુસલમાનોને તે હવે બહુ જ પ્રિય થઈ પડ્યા છે મસ્જિદમા ભરાતી સભાઓમા પણ હિંદુ મુસલમાન સાથે જ જાય છે'"

શાહનવાઝ સાહેબનો આ આખો રિપોર્ટ વાંચી સંભળાવી બાપુજી કહે,

મને લાગે છે કે, હિંદુઓ સાચા દિલથી ખરેખર મુસલમાનોની મૈત્રી કરશે તો આજે સર્વ સ્થળે વ્યાપી ગયેલી આગ ઠરી જશે આજુ બાજુ ચોતરફ આગ લાગે છે ત્યારે તેને ઠારવા માટે ચારેય તરફથી દોડાદોડ કરી મૂકવાને બદલે મુખ્ય જગ્યાએ જે આગ બુઝાવવામાં આવે તો તે આગ જલદી કાબૂમાં આવે છે

બિહાર કંઈ નાનો પ્રાંત નથી અને બિહારના હિંદુઓ અને મુસલમાનો પોતાની ફરજને વફાદારીપૂર્વક અદા કરે તો પંજાબ કલકત્તા અને બીજા સ્થળોએ એની મેળે શાંતિ થશે

પ્રાર્થનામાંથી આવ્યા બાદ બાપુજીએ તરત પ્રવચનનું અંગ્રેજી કર્યું મેં મારે દિલ્હી જવાની તૈયારી કરી અનુગ્રહનારાયણ સિંહ સાથે એક કલાક બિહાર વિશેની વાતો કરી ૮-૩૦ પછી થોડાક આંટા માર્યા આજે કાંઈક ઠંડક હતી ૮-૩૦ પછી બાપુજી પથારીમાં પડ્યા બાપુજીના પગ દબાવી તેલ ઘસીને મેં હરિજન ફંડનો અને બીજો હિસાબ ચોખ્ખો કર્યો અને બીજું પરચૂરણ કામકાજ આટોપી આજની ડાયરી લખી લગભગ ૧૨-૪૫ થયા છે બાપુનું સૂતર ઉતારીને સૂવા જઈશ

૩૦-૪-'૪૭

**પટણાથી દિલ્હી જતા ગાડીમાં**

૩-૩૦ વાગ્યે બાપુજીએ જગાડી પણ આંખમાં ઊંઘ એટલી બધી હતી કે એ વખતે તો ઊંઘતા ઊંઘતા ઊઠી ગઈ એટલે બાપુજીએ મને ૧૫ મિનિટ સૂઈ રહેવા જ દીધી અને ૩-૪૫ વાગ્યે તો જાગવું જ જોઈએ મને ફરી જગાડી ત્યારે બાપુજીએ દાતણ પાણી કરી લીધાં પછી જ મને ઉઠાડી મને કશી ખબર ન રહી બાપુજીને પૂછ્યું ત્યારે મને કહે 'આજે જવાનું હોવાથી અને તે રાતે વહેલી ઉઠવાનું કહેલું હોવાથી તને એ વખતે તો દબાવીને ઉઠાડી, પણ તું ફરી ફરી સૂઈ ગઈ એટલે તને ઊંઘની કેટલી બધી જરૂર છે એ હું જોઈ શક્યો અને તારી ઉપર હું ક્રૂરતા કરું છું એમ મને લાગ્યું એટલે સૂઈ રહેવા દીધી ૧૫ મિનિટ પછી પણ તને ઉઠવાની ઇચ્છા નહોતી

હતી, પણ તું નાહકની મનમાં બળીશ એટલે ઉઠાડી. તું રાતે આટલી મોડી સૂતી એટલે હવેથી તને સજા આપવા માટે પણ નહોતી ઉઠાડી."

મેં હસતાં હસતાં કહ્યું, "મને સજા આપો તે હિંસામાં ન ખપે?"

બાપુજી કહે, "હું એને હિંસામાં તો ન જ ગણું, પણ સૂક્ષ્મ રીતે અહિંસા છે. અને છતાંય હકીકતમાં જો તું હિંસા માને તોપણ મને પરવા નથી. પણ પ્રાર્થના પછી ફરજિયાત તારે સૂઈ જવાનું છે. ૭ વાગ્યે ઉઠાડીશ. આપણી ગાડી તો આઠે ઊપડે છે."

હું તો આ પરિણામથી થંભી જ ગઈ અને મને કે કમને ૭ વાગ્યા સુધી સૂઈ જ રહેવું પડ્યું. સવા છ વાગ્યે બાપુજી ફરવા ગયા અને મને ઉઠાડી. હું ફરવા ન ગઈ. કેનો સામાન તૈયાર કર્યો. બિસ્તર બાંધ્યો અને સામાન સ્ટેશન પર મોકલ્યો. પણ બાપુજીએ સવા છ વાગ્યા સુધી પોતાની પડખે જ સુવાડી રાખી એથી પાછળનો સામાન બાંધવાની ખૂબ ખેંચ પડી ગઈ અને ત્રીજા વર્ગનો ડબ્બો ફિનાઈલથી ધોવાયો નહીં એટલે મનમાં ખૂબ ખૂંચ્યું.

ડૉ. મહમૂદ સાહેબને બાપુજીએ નોઆખાલીની હાલત જોવા મોકલ્યા હતા, તેમની સાથે સ્ટેશને આવતા સુધી વાતો કરી. સ્ટેશન પર મોટી માનવ મેદની હતી. ૭-૪૧ અમે સ્ટેશને આવ્યા. અમારી સાથે આભાબહેન, ઓમિયોબાબુ, નિર્મળભાઈ અને પ્રેસના માણસો છે. અમારી ગાડી બરાબર આઠ વાગ્યે ઊપડી. ગાડી ઊપડ્યા પછી બાપુજી માટે શાક અને દૂધ પ્રાઇમસ પર ગરમ કર્યાં.

૧૦-૩૦ બાપુજીએ જમીને થોડી વાર આરામ કર્યો. મેં પગે ઘી ઘસ્યું. અમારી મંડળીના બધાઓને ખાવાનું આપ્યું. ૧૧-૩૦ વાગ્યે બાપુજીએ ફળનો રસ લીધો. દરેક સ્ટેશને સ્ટેશને ભીડ ખૂબ થાય છે અને ગાડીમાં પણ એટલી જ ભીડ છે. હરિજન ફંડ સરેરાશ દરેક સ્ટેશન પર ૧૦૦ રૂ. સુધીનું તો થાય જ છે. ફળોના ટોપલા પુષ્કળ આવે છે. વધારાના ફળો સ્ટેશન પરના ગરીબ માણસોને આપી દઉં છું.

૧૨ા થી ૧ા સુધી બાપુજીએ કાંત્યું, અને હું ઊંઘી ગઈ. ૨ વાગ્યે માટી લીધી. લોકો જયનાદો પણ ખૂબ કરે છે એથી બાપુજીને કાનમાં

આંગળી નાંખવી પડે છે. ૪ વાગ્યે અલ્લાહાબાદ આવ્યું. અલ્લાહાબાદની ભીડ એટલે માનવ મહેરામણુ મોજાની જેમ ઊછળતો હતો, અને એટલી જ અસહ્ય ગરમી આખે રસ્તે છે. ૪ વાગ્યા છતાં ધોમ ધખતો બપોર હોય એવો તડકો હતો. અને બહેનો બાળકોને લઈને બાપુજીનાં દર્શનાર્થે આવી હતી. મેદનીને શાંત કરવા માટે બાપુજીએ પાંચેક મિનિટ રામધૂન ગાવાની મને સૂચના કરી. અને ત્યારે જ વાતાવરણુ કાંઈક શાંત બન્યું.

બિહારથી પોલીસનાં બારેક જેટલાં માણુસો સાથે છે, છતાં માનવ-મેદની કાબૂમાં નથી રહેતી. બાપુજીએ પોલીસને વચ્ચે પડવાની ના કહી. પણુ રામધૂનથી લોકો વ્યવસ્થિત બની ગયા.

ઓમિયો બાબુ, આશાબહેન બીજા વર્ગના ડબ્બામાં છે. પણુ પ્રાર્થના સમયે બધાં અમારા ડબ્બામાં આવ્યાં. આજે ભજન મિત્તુએ ગાયું. પ્રાર્થના પછી બાપુજીએ દૂધ અને અંગૂર લીધાં અને સૂઈ ગયા. ૮I વાગ્યે કાનપુર આવ્યું.

કાનપુરમાં તો અલ્લાહાબાદને આંટી દે તેવી ભીડ હતી. બાપુજી ઊંઘી ગયા હતા. પણુ આ અસહ્ય મેદનીના ધસારાથી જાગી ગયા. ફાટક પાસે આવ્યા. લોકોનો ધસારો એવો હતો કે, બાપુજી રેલવેના ડબ્બાની ફાટક પાસે ઊભા રહ્યા હતા છતાં બાપુને ધક્કા વાગ્યા. અહીં શ્રી ગુપ્તાજી તરફથી અમારા માટે ગરમ રસોઈ આવી હતી.

અહીં બધું મળીને ૮૦૦ રૂપિયાનું હરિજન ફંડ થયું. એક ભાઈ બાપુજીનો ઑટોગ્રાફ લેવા આવ્યા. પણુ પાંચ રૂપિયા તેની પાસે ન હતા. કાંડાની ઘડિયાળ બાપુજીને આપી અને બાપુજીની સહી કરાવી. જોકે બાપુજીએ તો કહ્યું કે, "હું દિલ્હીથી પટણા પાછો ફરું ત્યારે તમે મને યાદ રાખીને પાંચ રૂપિયા આપી દેશો તો ચાલશે. હું એટલો વિશ્વાસ મૂકવા તૈયાર છું." પણુ પેલા ભાઈએ તો ઘડિયાળ આપી જ દીધી. ૫૦ રૂપિયાની આસપાસની કિંમત હશે. કાનપુર ગયા પછી બાપુજી હવે સૂતા છે. અને હુ આ ડાયરી પૂરી કરી રહી છુ. અત્યારે આ ડબ્બામાં હું અને બાપુજી એકલાં જ છીએ. બાકી બધાં પોતપોતાની જગ્યાએ ગયાં છે.

આખી રાતનો લગભગ ઉજાગરો હતો. પણ રોજ પ્રમાણે પ્રાર્થના. બંગાળી પાઠ કરી મને ગીતાપાઠ કરાવ્યો. થોડી વાર આરામ કર્યો. ટુંડલા સ્ટેશને એન્જિન બગડી ગયું એથી ત્રણ કલાક અમારી ગાડી મોડી પડી. ૮ વાગ્યે શાદરા સ્ટેશને મણિબહેન, રાજકુમારીબહેન, બ્રજકિસનજી, કૃપાલાનીજી, સુચેતાબહેન પણ હતાં. હું અને બાપુજી શાદરા સ્ટેશને ઊતરી ગયાં. બધો સામાન દિલ્હી જંકશને ગયો.

બાપુજી ફરવા માટે થોડું ચાલ્યા. હું તો સીધી ભંગી કૉલોનીમાં જ ગઈ. જતાં જ બાપુજી માટે ખાખરા કર્યા. તેવામાં ૭-૪૫ વાગ્યે બાપુજી આવ્યા. પગ ધોઈને સીધા માલિશમાં આવ્યા.. માલિશમાં દસ મિનિટ સૂતા. બાપુજી કહેતા હતા કે, "થાક ખૂબ લાગે છે. રાતના સરખી ઊંઘ નથી થઈ તેનો થાક લાગ્યો હોય જ." મુલાકાતીઓ ઘણા આવી પહોંચ્યા. બિધાનબાબુએ બાપુજીને તપાસ્યા. તબિયત એકંદરે ઠીક છે. માલિશ સમયે અને જમતી વેળાએ બાપુજી વાતો ન કરે એમ આગ્રહપૂર્વક કહ્યું. ૧૦-૩૦ વાગ્યે બાપુજી જમવા બેઠા, પણ એક પછી એક મુલાકાતીઓ આવવા જ લાગ્યા.

આશાબહેન અહીં જ રહ્યાં. પણ ઓમિયોબાબુની વ્યવસ્થ બીજે કરાઈ. અમારો સામાન લગભગ ૧૧ વાગ્યે આવ્યો તે બધે મેળવ્યો. ૧૨-૩૦ બાપુજી આરામ કરવા સૂતા. હું ખૂબ કામમાં હતં એટલે મુલાકાતીઓ ખાસ શી વાતો કરી ગયા તેનું બહુ ધ્યાન ન રહ્યું. હું નાહીને પરવારી ત્યારે લગભગ સવા વાગ્યો હતો. બે વાગ્યે અરુણાબહેન અસફઅલી મળવા આવ્યાં. એમણે હાલની પરિસ્થિતિ અંગે વાતો કરી. બહુ જ નરમ સ્વભાવનાં છે. મને બાપુજીની તબિયત કેમ રહે છે વગેરે પૂછપરછ કરી.

૩ વાગ્યે વર્કિંગ કમિટીની મીટિંગ ચાલુ થઈ. તે દરમિયાન હું કારોબારીના સભ્યો માટે ચા નાસ્તો વગેરે તૈયાર કરવાનું બાપુજીએ મને કહેલ એટલે તે કામમાં હતી.

અહીંની ગરમી તો અસહ્ય છે. અને તેમાં વર્કિંગ કમિટીમાં પણ સારી પેઠે ગરમાગરમ ચર્ચા ચાલી.

પ્રાર્થનામાં આજે ભીડ અને ગડબડાટ ખૂબ હતાં. બાપુજીએ પ્રવચનમાં કહ્યું :

"અહીંથી ગયાને હજુ તો મને વીસ જ દિવસ થયા છે. પણ મને કલ્પના હતી જ કે મારે કદાચ અહીં જલદી આવવું પડશે. પણ મારું સ્થાન તો નોઆખાલી અને બિહારમાં જ છે, એટલે પંદર દહાડા માટે પણ હું રોકાઈ શકું તેમ ન હતું. પણ હું તો જવાહરલાલનો કેદી છું એથી બિહાર ચાલ્યો ગયો.

"હું તમને બતાવવા ઇચ્છું છું કે મેં બિહાર જઈને શું કર્યું. ત્યાં ઘણું કામ થઈ રહ્યું છે. જનરલ શાહનવાઝ એક નાનકડા ગામડામાં બેઠા છે અને તેમને તેમના કામમાં ફતેહ પણ મળી છે. મુસલમાનો પણ હવે પોતાના ગામમાં પાછા ફરવા લાગ્યા છે. ત્યાંના સ્થાનિક માણસોએ ફરી વસવાટ કરતા હિંદુઓને પોતાના મહેમાન માન્યા છે. અને પોતે જ તેઓને ખવડાવવા વગેરેની વ્યવસ્થા કરવાનું માથે લીધું છે. આ કંઈ જેવી તેવી વાત ન જ ગણાય. પણ હવે લોકો મને પૂછે છે કે, તમે શાંતિની અપીલ કરી હતી તો શાંતિ કેમ નથી થતી? પણ જે હસ્તાક્ષર મેં આપ્યા છે તે કાંઈ ઝીણા સાહેબને મળીને કે એમની સાથે વાતચીત કરીને નથી આપ્યા. વાઈસરોય સાહેબને પણ મેં કહ્યું જ હતું કે, હું સહી દેનારો કોણ? હું તો કોંગ્રેસનો ચાર આનાનો પણ મેમ્બર નથી. અને મારી સહીની કિંમત પણ શી? હા, કાયદેઆઝમ સાહેબ તો મોટા નેતા છે, અને તેમની સહીની કિંમત પણ ખરી. છતાંય વાઈસરોય સાહેબનો આગ્રહ થયો કે તમારી સહી ઝીણા સાહેબ ઇચ્છે છે. મારી સહી વગર ઝીણા સાહેબ સહી આપવાના ન હતા એટલે જ મેં આ શાંતિ અપીલ પર સહી આપી.

"પણ હું સહી આપું કે ન આપું તે બધું મારે માટે સરખું જ છે. કેમ કે હું તો બધી કોમને માટે કામ કરી રહ્યો છું. પણ ઝીણા સાહેબની સહી એ બહુ જવાબદારીવાળી વાત કહેવાય. કેમ કે એ તો મુસલમાનોના પ્રતિનિધિ જ છે. મેં હિંદુઓ તરફથી મારી સહી આપી જ નથી, કેમ કે મારી કેદમાં કોઈ નથી. હું તો મને માનવજાતનો સેવક ગણું છું. જો બિહારમાં હિંદુઓ પાગલ બનશે તોપણ હું ઉપવાસ કરીને મરી શકીશ, એવી જ રીતે જો નોઆખાલીમાં મુસલમાનો પાગલ બનશે તો ઉપવાસ કરવાનો અધિકાર મને મળી જશે.

"પણ ઝીણા સાહેબ તો એક બહુ મોટી સંસ્થાના પ્રતિનિધિ છે. તો હું તેમને નમ્રતાપૂર્વક પૂછું છું કે, શાંતિની અપીલમાં એમની સહી હોવા છતાં પણ શા માટે એક પણ મુસલમાનને હાથે એક પણ હિંદુ મરે? અને હજુ પણ મુસલમાનો કેમ શાંત પડતા નથી? ડેરાઈસ્માઈલખાન અને સીમા પ્રાંતમાં શું બની રહ્યું છે?

"સીમા પ્રાંતના લોકો લીગી હોવા છતાં પણ જો ઝીણા સાહેબની વાતો ન માને તો હું નમ્રતાપૂર્વક કહીશ કે ઝીણા સાહેબ બધું છોડી પહેલાં એ લોકોને શાંત કરવાનું કામ કરે. શું એવી રીતે પાકિસ્તાન મળી જશે? જો પાકિસ્તાન લેવું હોય તો શાંતિથી સમજાવીને લે. અને તલવારના જોરથી જો કોઈ માણસ કંઈ લેવા ઇચ્છે તો એનાથી મોટી તલવારના જોરથી એ વસ્તુ ઝૂંટવાઈ જશે.

"પરંતુ હવે તો હું વાઈસરૉય સાહેબને પૂછવા માગું છું કે, આપે અમારા બંનેના હસ્તાક્ષર તો લીધા, પણ હજુ પણ કેમ તેનું પરિણામ નથી દેખાતું? ઝીણા સાહેબને આપ કેમ કંઈ નથી કહેતા? અને એમ છતાં પણ જો હિંદુ મુસલમાન લડતા જ રહે, શીખ લડતા જ રહે, તો અંગ્રેજોએ અલગ જ થઈ જવું જોઈએ.

"અને અંગ્રેજો સામે તલવારથી તો આપણે ટકી શકીએ તેમ નથી જ. અને અત્યારે પણ આઝાદી આપવાની વાતો અંગ્રેજો કરે છે તે તલવારના જોરે નહીં જ. પણ તેઓ કહે છે કે, હિંદુસ્તાને દુનિયાને એક નવું માર્ગદર્શન આપ્યું છે. એ જ આપણી આઝાદીનું કારણ છે. મારીને મારવામાં કોઈ બહાદુરી નથી, તેમ નથી સાચી શહીદી. પણ માર્યા વગર મરવામાં જ સાચી બહાદુરી છે.

"મારી આજની વાતો પર જેને જે કહેવું હોય તે કહે. પણ મારા હૃદયમાં ભરેલી વાતો તમને સંભળાવું છું. ડરાવીને તો કોઈ એક તસુ જમીન પણ નહીં લઈ શકે. તમે બહાદુર બનો. જો તમે બહાદુર નહીં થાઓ તો, અને હિંદુ, મુસલમાન, શીખ બધા જ પાગલ બની જશો તો અંગ્રેજો આપણને આઝાદી આપશે તોપણ તે ટકી શકવાની નથી. આપણે જે કાંઈ હાંસલ કરવું છે તે સમજાવીને, શાંતિથી કામ લેવાનું છે. તો તે આપણી ખેરિયત છે, નહીંતર હિંદુસ્તાન બરબાદ થઈ જશે એમાં મને જરા પણ શંકા નથી."

પ્રાર્થનામાં બાપુજીએ પોતાના હૃદયમાં ભરેલી વ્યથા ઠાલવી. આજે અનહદ થાક છે. ગઈ કાલ રાતની ગાડીનો થાક, અને સવારના આવ્યા ત્યારથી એકસરખી ધમાલ ચાલી રહી છે.

પ્રાર્થના પછી બાપુજી થાકને લીધે ફરવા ન નીકળ્યા. ગોપુ આવ્યો હતો એટલે તેની સાથે રમતમાં થોડોક વખત ગાળ્યો. ગોપુ પણ 'દાદા' કહેતો દોડતો દોડતો આવે છે. ૭-૩૦ થી ૯-૩૦ સુધી ફરી વર્કિંગ કમિટી ચાલી. ૧૦-૩૦ પછી બાપુજીની સૂવાની તૈયારી કરી. બાપુજીને આ વખતની વર્કિંગ કમિટીમાં બહુ રસ પણ નથી. બાપુજીનું મન તો બિહારમાં જ રહેવાનું છે. બાપુજી સૂતી વેળાં કહે, "વર્કિંગ કમિટીના મેમ્બરો નકામો મારો આગ્રહ રાખે છે. અને ખાસ કરીને જવાહરલાલ વધારે આગ્રહપૂર્વક મારી હાજરી ઇચ્છે છે. પરંતુ મારી હાજરીથી બહુ ફાયદો થશે એમ મને લાગતું નથી. કારણ કે આ વખતની મારી વિચારશ્રેણી સાવ જુદી છે. પણ જવાહરના આગ્રહને વશ થવું જ જોઈએ તે ખાતર આવ્યો. બાકી મારું મન બિહારમાં છે. અહીં વધુ દહાડા નહીં રહેવું પડે તેમ લાગે છે. કદાચ કલકત્તા જવું પડશે. કલકત્તામાં પણ સાવ શાંતિ તો નથી જ થઈ. નાના મોટા રોજ ને રોજ નવા નવા બનાવો બન્યા જ કરે છે."

મેં ભાઈ સાહેબ સાથે થોડીક વાર વાતો કરી, બિહાર અને દિલ્હી અંગેની. અને આ ડાયરી પૂરી કરી. ૧૧-૩૦ વાગે છે.

૨-૫-'૪૭

ભંગીનિવાસ, નવી દિલ્હી

રોજ પ્રમાણે ૩-૪૫ વાગ્યે પ્રાર્થના. પ્રાર્થના પછી કેટલાક કાગળો બાપુજીએ વાંચ્યા. પટણાની ટપાલ તો ખૂબ ચડી ગઈ છે. અહીં તો બાપુજીને એક મિનિટની ફુરસદ નથી રહેતી. ૫-૩૦ વાગ્યે મને ગીતા કરાવી. તેવામાં રાજકુમારીબહેન આવ્યાં. તેમને થોડીક ટપાલ લખાવી. ૫-૪૫ રાજેન્દ્રબાબુજી પણ આવ્યા. ફરતી વખતે . . .ની સાથે, ગઈ કાલે રાતે જે વાતો મને કહી હતી તે જ તેમને કહેતા બાપુજી બોલ્યા કે, "મારી ઇચ્છા અહીં બહુ દહાડા રહેવાની નથી. હું માનું છું કે બિહાર કે નોઆખાલીમાં કંઈ કરી શકીશ તો દેશનું બહુ મોટું કામ આટોપાશે. જ્યાં સુધી લોકોના દિલમાં શાંતિ નથી ત્યાં સુધી સ્વરાજ્ય મળશે તોપણ ન મળ્યા બરોબર છે. અને હું માનું છું કે મારું કામ અહીં કરતાં ત્યાં વધુ છે. પણ હું તો જવાહર અને

સરદારની કેદમાં છું. તેઓ મને જેવી રજા આપશે કે પહેલી જ ટ્રેનમાં જવા હું ઇન્તેજાર હોઈશ."

મારે કામ હોવાથી હું બહુ વખત ફરી ન શકી. બાપુજીની માલિશની અને નાહવાની તૈયારી કરી ફરકર મૂક્યું. માલિશમાં બાપુજી અડધો કલાક બરોબર સૂતા તે બતાવે છે કે કેટલા બધા થાકી ગયેલા છે. કિરણશંકર રોય અને બિધાનબાબુ આવ્યા. તેઓ બંગાળના ભાગલાની વિરુદ્ધ છે. બાપુજી પણ ઇચ્છતા તો નથી જ.

બાપુજીએ કહ્યું કે, તેઓ (કિરણશંકર રોય) જો ઝીણા સાહેબને મળે તો તેમાં ખોટું નથી. જો મળશે તો સારું જ છે. અને બાપુજીએ તેમને બાંહેધરી પણ આપી કે, "જો તમારી સલાહ પડતી હશે અને જરૂર જણાશે તો હું તો અહીંથી સીધો કલકત્તા જઈશ. મારે માટે તો બંગાળ અને બિહારમાં એક જ સરખાં કાર્યો છે.

બાથમાં પણ બાપુજીએ પાંચેક મિનિટ ઝોલાં ખાઈ લીધાં આજે વળી હજામત કરવાનો વારો હતો. બાપુજીને બે મિનિટ મળે તોયે ગમે ત્યારે ઊંઘી શકે છે. બાપુજી કહે, "એ તો રામજીની મહેરબાની છે. જે દિવસે મારી ઊંઘમાં વિક્ષેપ પડશે તે દિવસથી સમજવાનું કે મારો અંતકાળ સારો નહીં હોય જો રામજીએ મને આવી ઊંઘવાની શક્તિ ન આપી હોત તો હું ખલાસ જ થયો હોત."

નાહ્યા પછી જયરામદાસજી આવ્યા. સર દાતારસિંહજીનાં પુત્રી કિરપાલબહેન પણ આવ્યાં. એમણે મારી પાસેથી પરાણે બાપુજીનાં ધોવાનાં કપડાં લઈ લીધાં, અને પોતે જ ધોયાં. બાપુજીને ભોજન આપી હું નાહીને જલદી પરવારી. બાપુજી દૂધ, ટામેટાંનો રસ, અને શાક બધું જ ભેગું કરીને પી જાય છે. કેમ ભાવતું હશે એમ લાગે. ગરમી તો અસહ્ય પડે છે, અને મને નસકોરી ફૂટવાનુ પણ શરૂ થઈ ગયું છે.

૧૨ વાગ્યે જવાહરલાલજી આવ્યા. તેમની સાથે ઝીણા સાહેબની સાથે મુલાકાત લેવી કે નહીં તે અંગેની ચર્ચા થઈ. એકાદ કલાક બેઠા. એ ઊઠ્યા ત્યારે બાપુજી છેલ્લું વાક્ય બોલતાં કહે, "...

તુમ્હારી ઉંદમે હૂ ઐસા સમઝો તુમ્હારા હુકમ મિલેગા તભી જાઉંગા "
રી બાપુજીની નમ્રતા !

પછી શૈલનભાઈએ છાપાઓ સંભળાવ્યા દોઢ વાગ્યે પ્રકાશમ્ આવ્યા ૨–૩૦ ખેરસાહેબ આવ્યા ખેરસાહેબ તો ખાસ પ્રણામ કરવા પૂરતા જ આવ્યા હતા પાંચ સાત મિનિટ તબિયતના ખબરો પૂછી ચાલ્યા ગયા

૩ થી ૫ વર્કિંગ કમિટીની બેઠક ચાલી વર્કિંગ કમિટી પછી બાપુજીએ ખાવામા દ્રાક્ષ, દૂધ અને એક ક્રીમ કરેલુ સક્કરજન લીધુ પાચ વાગ્યે વાઈસરૉય સાહેબનો કાગળ આવ્યો કે રવિવારે બાપુજી સાથે તેમણે મુલાકાત ગોઠવી છે

ગોપુ સાથે ખૂબ રમ્યા અને પછી પ્રાર્થનામા ગયા

આજે પ્રાર્થનામા વિક્ષેપ પડ્યો એક માણસે 'હિદુ ધર્મની જય હો, કુરાન નહી પઢા જાયેગા,' કહીને બૂમો પાડી એથી પ્રાર્થના બધ કરાવી ભાષણ થયુ ભાષણમા બાપુજીએ કહ્યુ કે

> "આજે કુરાનની આયાત પઢાની હતી અને એક ભાઈએ વિરોધ કર્યો એટલે મારે પ્રાર્થના રોકવી પડી પોલીસવાળાઓ વચ્ચે પડ્યા તે પણ મને નથી ગમ્યુ રોજ પોલીસના માણસો અહી આવે અને તેમના બળ ઉપર હુ પ્રાર્થના કરુ એવી પ્રાર્થના કરવી મને ગમતી નથી જો તમે મને રાજીખુશીથી પ્રાર્થના કરવા દેશો તો જ હુ પ્રાર્થના કરીશ હિદુ ધર્મની જય કહેવાથી હિદુ ધર્મનો જય થતો નથી, પણ એનાથી ધર્મ ડૂબે છે બીજાને પ્રાર્થના ન કરવા દેવામા ધર્મની રક્ષા કેવી રીતે થવાની છે?
>
> 'મારા ધર્મની રક્ષા પોલીસ કેવી રીતે કરી શકવાની છે? મારા ધર્મની રક્ષા કરનારો તો ઈશ્વર જ છે હુ ઇચ્છુ છુ કે, એ યુવકભાઈ શાંત બની મારી વાત સાભળે અને વિચારે ધર્મપાલન જોરજુલમથી નથી કરાવાતુ, ધર્મનુ પાલન કરવા માટે તો મરવુ પડશે દુનિયામા એવો ધર્મ નથી કે જેમા બલિદાનો ન દેવાયા હોય મરવાનો પાઠ શીખીશુ તો જ ધર્મમા તાકાત આવશે જે ઈશ્વરનુ સ્મરણ કરે છે, ઈશ્વરનુ સ્તવન કરે છે કે, હે ભગવાન તુ અમને સાચો રાહ બતાવ એવા મહાન પુરુષો થકી જ ધર્મ ટકે છે

' ઈસાઈ કે પેગમ્બર સાહેબનો ઇતિહાસ તપાસીએ તો તેમાથી પણ આપણે એ જ શીખીશુ કે કુરબાનીથી જ ધર્મ ચ ચો છે હિંદુ ધર્મ એવો છે કે જેમા બિનકુલ ખૂનખરાબી કરવાનુ નથી શીખ યુ એના શાસ્ત્રો પણ એ ના જ ઊચા છે છતા હવે તેમા પણ મારફાડ કરવાનુ શરૂ થઈ ગયુ છે

ધર્મના નામ પર માનવીઓ આજે ભયભીત બની ગયા છે હિંદુ શીખ આખુ પજાબ આજે વ્યાકુળ બની ગયુ છે બીજી તરફથી બગાળ પણ એટલુ જ ભયભીત બની ગયું છે લોકો કહે છે કે પજાબ અને બગાળના બે ટુકડા કરો જો ટુકડા જ રવાના હોય તો વાઈસરૉયની પાસે શા માટે જાય છે? શુ પાકિસ્તાન હિંદુ અને શીખને મારી ગાદી લોહીની નદીઓ વહેવડાવીને લેશે? ઝીણા સાહેબ સુધી મારી વાત પહોચી શકે તો હુ પૂછુ છુ કે, તમે કહ્યુ હતુ કે લઘુમતીને સંપૂર્ણ સલામતી આપીશુ તો આજે આ વાત ક્યા ગઈ? જે કહો છો તે કરીને કેમ નથી બતાવતા? સિંધ જેવા પ્રદેશમા તો કેવળ પચીસ ટકા જ હિંદુઓ છે અને છતા તેઓ પણ ત્યા કેમ સુરક્ષિત નથી?

ઝીણા સાહેબ મને પૂછી શકે છે કે બિહારમા હિંદુઓએ શું કર્યું? વાત સાચી છે કે, ત્યા હિંદુઓએ ભયકર ભૂલ કરી છે પણ એ જ બિહાર આજે પોતાની ભૂલ કબૂલ કરે છે, અને તેનુ પ્રાયશ્ચિત્ત પણ કરી રહેલ છે

આખરે એટલુ તો સમજીએ કે આપણા હાથમા આઝાદી જેવી એક પવિત્ર ચીજ આવી રહી છે અને તે વખતે આપણે અદરોઅદરનો ઝઘડો છોડવો જ જોઈએ અને તેમાથી બચવાનો એક જ માર્ગ છે કે ઈશ્વરથી જ ડરવુ જે માણસ ફક્ત ઈશ્વરથી જ ડરનારો હશે તેને રાઇફલ બદૂકની ગરજ નહી પડે મારી તો અહિંસામા અખૂટ શ્રદ્ધા છે કે, એ જ શક્તિ અગ્રેજોની તાકાતને મટાડનારી છે

પ્રાર્થનામાથી આવીને શ્યામાપ્રસાદ મુકરજી આવેલા તેમની સાથે વાતો કરી તેમની સાથે આ વિરોધ વિષે વાતો કરતા બાપુજીએ કહ્યુ, "જો તમે મારી પ્રાર્થનામા કુરાન વચાય છે તેમા કશો બાધ ન જોતા હો તો તમારો ધર્મ છે કે તમારે એક નિવેદન બહાર પાડવુ જોઈએ " તેમણે ગોળ ગોળ અસ્પષ્ટ જવાબ આપ્યો

બાપુજીને માનસિક થાક ખૂબ છે આજે બ્લડ પ્રેશર પણ ઊચુ હતુ ગરમી અને રાજકીય ગરમી ખરેખર અકળાવનારી છે

બાપુજી ૧૧ વાગ્યે સૂતા. સૂતી વેળાએ આશાદીદીએ મારી તબિયત ખરાબ રહે છે તે બાબતની ફરિયાદ કરી. બાપુજી કહે, "એનુ પેટ સુધારી શકું તો તો કંઈ જ વાંધો નહીં આવે. જે કંઈ છે તે આંતરડાંની ખરાબીને લીધે તબિયત ખરાબ રહે છે. પણ મારામાં અને એ છોકરીમાં રામનામ જેટલું અંકિત હશે તેટલી તેની તબિયત સુધરી જ જવી જોઈએ. એ છોકરી મારા યજ્ઞમાં ભાગીદાર છે અને તેથી મન વચન કાયા વડે જે કંઈ થાય તેની અસર મારા કાર્યમાં પડે અને મારા મન વચન કાર્યમાં જેટલી શુદ્ધતા કે અશુદ્ધતા આવે તેટલી તેનાં કાર્યો પર અસર પડે એમાં મને જરા પણ શંકા નથી. એટલે હું પણ જેટલું હૃદયગત રામનામ લઈ શકીશ તેટલો ફાયદો તેને પહોંચવો જ જોઈએ."

મને આજે થોડોક તાવ હતો. એટલે બાપુજીએ તુરત સુવાડી દીધી. અને મને પ્રેમથી પંપાળતા ઉપરની વાતો કરી. પ્રાર્થનામાં વિક્ષેપ પડે છે તેની અસર બાપુજીના મન ઉપર ખૂબ છે. અને તેમાં મને તાવ ચઢ્યો એટલે બાપુજી વધુ ગમગીન હતા.

**૩-૫-'૪૭**
**ભંગી નિવાસ, નવી દિલ્હી**

રોજ પ્રમાણે પ્રાર્થના. પ્રાર્થના પછી બંગાળી પાઠ કર્યો. . . . ક્ષિતીશબાબુના મૃત્યુ માટે કાગળ લખ્યો.

> "क्षितीशबाबुके स्वर्गवासकी खबर मैंने देहली आते हुअे रेलगाडीमें पढी। कल देहली पहुचा और ठक्करबापाने भी तुम्हारा नाम बताया और ठीकाना भी।
>
> क्षितीशबाबु जैसे प्रखर कार्यकर्ताके जानेसे हम सबको बुरा लगना ही चाहिये, लेकिन हम अगर सब अुनका ही काम करते हे तब अुनका स्वर्गवास हो गया है अैसा हमें लगना तो नही चाहिये। बापाने मुझसे कहा कि तुम्हारी बहन भी तुम्हारे साथ है। मेरी अुम्मीद है कि तुम दोनो अिस तरह सेवा करोगे कि क्षितीशबाबुका नाम हमेशाके लिअे तुम्हारे जीवनमें अमर हो सके।"

બીજો પત્ર સાતે ગુરુજીને—

भाभी माने गुरुजी,

आपका तार मिला। मुझे दु:ख होता है कि मेरी सरल बात नहीं समझ सकते हैं। मूल बात तो चार-पांच आदमियोंकी टीकाके कारण अनशन करना था, अब मंदिर हरिजनोंके लिअे खुलनेकी बात होती है। अुसमें धर्म क्या है, मैं नहीं समझता हूं। मेरी तो फिर भी प्रार्थना है कि आप अनशन छोड दें।

शंकररावजी और बाबासाहेब आपके मित्र हैं, दुश्मन नहीं। आप अैसे मित्रोंकी बात भी सुनें। अीश्वर आपको सन्मति दे।

आपका

मो० क० गांधी

૫-૩૦ રાજકુમારીબહેન આવ્યાં. એમની સાથે બાપુજીએ ખૂબ નિરાંતે વાતો કરી. ૭ વાગ્યે રાજેન્દ્રબાબુ અને હરિકૃષ્ણ મહેતાબ આવ્યા. તેમની સાથે પણ ભાગલા અંગેની જ ચર્ચાઓ થઈ. બાપુજી તો હિંદુસ્તાનના ભાગલા કોઈ પણ હાલતમાં ન જ થવા જોઈએ તેમાં મક્કમ જ છે. મેં ગઈ કાલ રાતની ડાયરી સવારે પૂરી કરી. બાપુજી સાથે હમણાં ફરવા નથી જઈ શકાતું. કારણ કે માલિશનો, રસોઈનો અને બાપુજીને ફરવા જવાનો એક જ વખત થઈ જાય છે. ૬-૧૫ બાપુજી ફરવા નીકળ્યા. અર્ધો કલાક પછી બાપુજી આવ્યા. પગ ધોઈને માલિશ કર્યું. માલિશમાં વીસ મિનિટ સૂતા. સવારના રામદાસકાકાનો કાનો આવ્યો. કાનાએ બાપુજીને છાપાં સંભળાવ્યાં બાપુજી ક્યાંક ક્યાંક તેના ઉચ્ચારો સુધારતા હતા. બાપુજી કહે, "હું તો શિક્ષક રહ્યો એટલે મને મારો ધંધો હર હાલતમાં મળી જ જાય." બાપુજી ૮-૩૦ વાગ્યામાં તો પરવારી જાય છે. અને નવ વાગ્યે ભોજન પણ લઈ લે છે. અહીં પટણા કરતાં બાપુજી કંઈક જમી શકે છે. તોપણ એક પાતળો ખાખરો, શાક, અને દૂધ જ લે છે

આજે કેરી આવી હતી તેનો રસ કાઢ્યો. પણ મને કહે, પહેલાં તપાસ કર કે આ કેરીની કિંમત શું? મેં માન્યું કે, બાપુજી વિનોદ કરી રહ્યા છે, એટલે બહુ મહત્ત્વ ન આપ્યું. અને હું બાપુજીની ટપાલની

નકલો કરવાની હતી તે કરવા લાગી ગઈ થોડી વાર પછી હું બાપુજી પાસે આવી ને ફરી રસ લેના કહ્યુ તો ફરી મને એ જ કહ્યુ કે, "હુ તો સમજતો હતો કે તુ કેરીની કિમત પૂછીને જ આવશે જોકે કેરી આવી હોય તેની કિમત પૂછ્યા પછી જ તારે મને ખાવા આપવી જોઈએ એ તો તે ન કર્યુ પણ મે તને પૂછ્યા પછી પણ તુ જવાબ ન લાવી કેરીના ફળનું એક નગ દસ આનાનુ છે એમ મારા સાભળવામા આવ્યુ જો આ હકીકત હોય તો એ ફળ ખાધા વગર હુ જીવી શકુ તેમ છુ આ રીતે કરવાથી મારા શરીરમા લોહી વધતુ નથી પણ ઊનટાનુ ઘટે છે આવી અસહ્ય મોઘવારીમા અને આટલી વ્યથામા તે ચાર કેરીના રસનો મને ખાસ્સો ગ્લાસ ભરી આપ્યો, એટલે અઢી રૂપિયાનો આ પ્યાલો થયો એ કયા મોઢે હુ ખાઈ શકુ ?'

આ વાત બાપુજી ખૂબ ગભીરતાથી કરતા હતા તેનામા જ બાપુજીને પ્રણામ કરવા એક બે નિરાશ્રિત બહેનો પોતાના બાળકોને લઈને આવી અને બાપુજીએ તરત જ એ બને બાળકને બે જુદા જુદા વાટકામા આ રસ પીવા આપી દીધો મને કહે, "ઈશ્વર મારી મદદે છે તેનો આ તાદશ દાખલો હુ મારા મનમા ખૂબ કોચવાતો હતો અને વિચારતો હતો કે હુ કયા છુ? નહીતર આ છોકરીનેય આવુ કેમ સૂઝે કે આવી મોઘી કેરીનો મારા માટે રસ કાઢે? પણ પ્રભુએ આ બાળકોને મોકલી આપ્યા, અને તે પણ જેવા બાળકોની હુ ઇચ્છા રાખતો હતો તેવા જ બાળકો આવ્યા કેવી ઈશ્વરની દયા છે તે તો તુ જો!!"

બાપુજીની આ વ્યથાથી તો હુ પણ થરથર કાપતી હતી પણ બાપુજીની મનની વેદના પણ સમજી શકાતી હતી ૧૦ વાગ્યે મુનશી આવ્યા ૧૨-૩૦ વાગ્યાના પડિતજી આવ્યા હતા, ૧-૩૦ વાગ્યે ગયા હિદુસ્તાન અને પાકિસ્તાનની નીતિની વાતો ચાલી બગાળના ભાગના અગે પણ વાતો થઈ ૨ વાગ્યે બાપુજીએ માગી લીધી બાપુજીના પગ દુખતા હતા એટલે થોડી વાર દબાવ્યા પા કલાક માડ બાપુજી સૂતા તેવામા બારડોનાઈ આવ્યા બલદેવસિહજી, પતજી ગયા પછી કિરણશકર રૉય આવ્યા બધાની સાથે બાપુજી તો એક જ વાત કરે

છે કે, દેશના ટુકડા થવામા દેશનુ અહિત છે જ બાપુજી કહે, "આવી ખૂનખરાબી અને હિજરત કરાવીને જો અગ્રેજો આપણને સ્વરાજ્ય આપના માગતા હોય તો તેવુ સ્વરાજ્ય આપણે ન જોઈએ ઝીણા સાહેબની દરખાસ્ત છે કે, પાકિસ્તાનમા લઘુમતીને બરાબર રક્ષણ મળશે, પણ તે બોલના પૂરતુ જ છે આચરણમા તો શૂન્ય છે તો અગ્રેજોનો ધર્મ થઈ પડે છે કે, લઘુમતીને જે અન્યાય થઈ રહ્યો છે તેનો વિરોધ કરવો અને વાઈસરૉય સાહેબે નિવેદન પણ બહાર પાડવુ જોઈએ પરતુ તેવી કશી હિલચાલ તો હુ જોતો નથી પણ હવે તો હું બુઢ્ઢો થઈ ગયો હોઉ અને મારી બુદ્ધિ બુઢ્ઢી થઈ ગઈ હોય તેમ બને કહેવત છે ના કે 'સાઠે બુદ્ધિ નાઠે', એમ મારુ પણ થતુ હશે તેથી મારા પક્ષે હવે હુ એકલો જ છુ અને 'એકલા ચલો'નુ ગુરુદેવનુ ભજન મને આશ્વાસન આપે છે અને હવે એમા જ સળગી જવાની (કરેંગે યા મરેંગે) મારી અભિલાષા છે બીજુ કાઈ નહી તો ઇશ્વિર મારી એટલી પ્રાર્થના તો જરૂર સાભળશે યાદ રાખજો કે, તમે આજે હિદુસ્તાનના ટુકડા કરશો તો કાલે પ્રાત અને નાના નાના રાજ્યોના ટુકડા થશે અને રજપૂતાનાનો અસલી ઇતિહાસ કે ગુજરાત, જોધપુર, બિહાર, દિલ્હી, મહારાષ્ટ્ર, પજાબ, એમ જુદા જુદા ટુકડા થશે અને તેની અસર આપણે તો કદાચ નહી ભોગવીએ, કેમ કે આપણે તો હવે કાઠે આવ્યા, પણ ભાવિ પ્રજા આપણને ક્ષણે ક્ષણે ગાળો આપશે કે, અમારા પૂર્વજોએ આ કેવુ સ્વરાજ્ય લીધુ ?"

પ્રાર્થનામા ગયા, અને પ્રાર્થના શરૂ કર્યા પહેલા જ બાપુજી બોલ્યા કે

> રોજની જેમ તમારે સહુએ શાતિ રાખવી જોઈએ અને આખી પ્રાર્થના તો શાતિપૂર્વક લોકો કરવા દે છે પરતુ કુરાનની આયત સમયે જ ગરબડ થાય છે એટલે આજે કુરાનની આયતની શરૂઆત કરીને જ પ્રાર્થના શરૂ કરીશુ 'મજહબ નહી સિખાતા આપસમે બૈર રખના' કોઈ મજહબમા એવુ નથી લખ્યું કે અદરોઅદર લડાઈ ઝઘડા કરવા એવા રત્ન સમાન મુસલમાનો પણ પાક્યા છે અને એવા હિદુઓ પણ પાક્યા છે આજે આપણી સ્થિતિ અતિ નાજુક છે આખી દુનિયા આપણી તરફ મીટ માડી રહી છે

"બીજી વાત મારે ખાસ તો એ કહેવાની છે કે, આપણાં છાપાંઓ વિદેશી છાપાંઓનું અનુકરણ ન કરે. એક છાપામાં આપણા પ્રધાનો અને વાઈસરૉય વચ્ચે શી વાતો ચાલે છે અને વર્કિંગ કમિટીમાં શું બની રહ્યું છે તેની કલ્પના કરીને આખો હેવાલ પ્રગટ કર્યો છે. એ અખબાર પણ નાનુંસૂનું નથી. અને આ રીતે ખોટાં સાચાં અનુમાનો લગાવી છાપાંઓમાં ગપગોળા લગાવવા અને પ્રજાને ઉશ્કેરવી તેના જેવું બીજું કોઈ પાપ નથી. હું જાણું છું કે, કેટલા ખબરપત્રીઓ એવા પણ છે કે જે થોડું અહીંથી પૂછે, થોડું ત્યાંથી પૂછે અને અંદાજ લગાવે. હું પણ છેલ્લાં પચાસ વર્ષથી એક અખબારનવીસ છું એટલે હું જાણું છું કે અખબારોમાં શું ચાલે.

"અંગ્રેજોએ તો એક સારામાં સારા અને કાબેલ આદમીને અહીં મોકલ્યા છે. તેઓ પોતાનાથી બનતો તમામ પ્રયત્ન કરે છે, અને એ રીતે એને કલ્પનાનું ભૂત કરીને જો અખબારો વગોવશે તો એક પવિત્ર વસ્તુનો આરંભ થઈ રહ્યો છે તે બગડશે. આપ સૌની મારફતે હું અખબારવાળાઓને સંભળાવવા ઇચ્છું કે, જો તમારું પેટ ન ભરાતું હોય તો તેને ફોડી નાખો, પણ મહેરબાની કરી તમે તમારા સ્વાર્થ માટે દેશનું વાતાવરણ ન ઉશ્કેરો; અને મોટા મોટા ટાઇપે અક્ષરો છાપી લોકોને ઉસ્તુ ન બનાવો. ઇંગ્લંડ અમેરિકાની ગંદી રીતનું અનુકરણ તમે ન કરો.

"આજે જવાહરલાલે પણ મારી પાસે આવીને પોતાનું દુઃખ બતાવ્યું. એ કોને કોને પોતાના હૃદયની વ્યથા કહે? હું પણ એને શો દિલાસો આપું? આપણે તો ધર્મથી જ સત્ય અને અહિંસાથી જીત્યા છીએ, અને એમાં અખબારો પોતાથી બનતી મદદ કરે એ જ મારી નમ્ર પ્રાર્થના છે.

"વાઈસરૉય સાહેબે તો સ્પષ્ટ કહ્યું છે કે, 'ગમે તેમ થાય પણ જૂનની ૩૦મી તારીખ ૧૯૪૮ના રોજ અમે તો તમને સઘળું સોંપીને જ જવાના છીએ. અમે નથી ઇચ્છતા કે અમે જ્યારે તમને સોંપી દઈએ ત્યારે તમે અંદરોઅંદર લડાઈ કરતા જ રહો. જો તમને મારો કંઈ પણ વિશ્વાસ હોય તો હું જે કંઈ કરું છું તે મારા અંતઃકરણને પૂછીને જ કરું છું. એ વાત સાચી કે હું એક જહાજનો કમાન્ડર છું. હિંસાશક્તિ પર વિશ્વાસ રાખું છું. પરંતુ જેમ તમે ઈશ્વરમાં માનો છો તેમ હું પણ ઈશ્વરમાં સંપૂર્ણ વિશ્વાસ રાખું છું. ખુદાએ મને જેટલી અક્કલ આપી છે તે મુતાબિક ચાલવા પ્રયત્નશીલ રહું છું. હું પૂરી કોશિશ કરીશ કે તમે લોકો સુખસંપથી રહો, અને મારાથી બનશે તેટલું મારા ધર્મનું પાલન કરવાનું નહીં ચૂકું.'

"આ વાઈસરૉય સાહેબની વાણી ઉપર આપણે વિશ્વાસ રાખવો જોઈએ. જોકે આ બધી વાતો તમને કહેવા જેવી ન હતી, પણ છુપાવવાપણું પણ કશું જ નથી. લૉર્ડ માઉન્ટબૅટન માટે કંઈ પણ ખોટું કહેવું એ એમને અન્યાય કરવા બરોબર છે.

"મારી સમજમાં નથી આવતું કે, એક ધર્મને બીજા ધર્મની સાથે દુશ્મનાવટ શા માટે છે. આપણાં શાસ્ત્રોમાં વિષ્ણુસહસ્રનામનું ખૂબ મહત્ત્વ છે. પણ એનો અર્થ શો છે તે કદી વિચાર્યું છે? દુનિયામાં જેટલાં માણસો છે તે ભગવાનનાં જ નામો છે. જે રીતે આપણે તે નામસ્મરણની પૂજા કરીએ છીએ તે રીતે માનવસમાજની પૂજા કરવી જોઈએ. ઈશ્વર, ખુદા, ગૉડ, અહુરમઝ્દ, કંઈ પણ કહીએ, પરંતુ ઈશ્વરની દુનિયા એટલી વિશાળ છે કે તેનો અંત જ નથી. તો પછી તેનું કોઈ પણ રૂપે નામ લેવામાં શું પાપ થઈ ગયું છે તે જ હું સમજી શકતો નથી. તમે મને ભલે પ્રાર્થના કરવા ન દીધી, પણ શાંતિથી સાંભળ્યો છે. હવે આપણે બે મિનિટ મૌનપૂર્વક શાંતિ જાળવી ઈશ્વરનું સ્મરણ કરી છૂટા પડીએ."

પ્રાર્થનાસભામાં આવેલા લોકોએ સંપૂર્ણ શાંતિ જાળવી. વાતાવરણ ખૂબ ભવ્ય બન્યું હતું. પ્રાર્થના પછી ફર્યાં. પછી સુચેતાદીદીને તાવ આવ્યો હોવાથી તેમને જોવા ગયા. હું પણ સાથે ગઈ હતી. ત્યાંથી આવીને પણ લોકો એક પછી એક મળવા આવતા જ હતા, એટલે છેક ૧૧ વાગ્યા પછી જ સૂઈ શક્યા. અસહ્ય ગરમીને કારણે બાપુજીને માથા પર આખો દિવસ ઠંડા પાણીનું કપડું રાખવું પડે છે, અને રાતે માટી લીધી. હું પણ ૧૧-૩૦ વાગ્યે મારું લખવા વગેરેનું પૂરું કરી સૂવા ગઈ. દિવસના ૮-૧૦ વખત મારી નસકોરી ફૂટે છે.

૪-૫-'૪૭

ભંગી કૉલોની, નવી દિલ્હી

પ્રાર્થના પછી બાપુજીએ બંગાળી પાઠ કર્યો, અને મને ગીતાપાઠ કરાવ્યો. આવેલી ટપાલ વાંચી. રાજેન્દ્રબાબુ, રાજકુમારીબહેન અને મહેતાબ આવ્યાં. બીજા બે પોલીસના ભાઈઓ પણ હતા. તે સૌની સાથે વાતો કરતાં બાપુજી બોલ્યા :

"મારે કબૂલ કરવું જોઈએ કે, આપણી લડતો શુદ્ધ રીતે અહિંસક ન હતી. જો બધા જ કૉંગ્રેસીઓએ પ્રામાણિકતાપૂર્વક અહિંસા પાળી હોત, તો આજે આપણી સ્થિતિ જે ત્રિશંકુ જેવી થઈ છે તેવી ન થઈ

હોત આપણે જેને અહિંસક લડાઈઓ માની લીધી તે અહિંસક ન હતી, તેમ મને હવે દિવસે દિવસે ભાસે છે નહીતર આપણામા કોમવાદનુ ભૂત જાગત જ નહી, આપણામાથી અસ્પૃશ્યતાનો અ ત જ આવી જાત, શેઠ અને મજૂરનો ભેદ નીકળી જાત જેટલુ મજૂર કામ આપે તેટલુ જ શેઠ કામ કરે બહેન દીકરીઓની આબરૂ આપણા દેશમા છડેચોક લૂટાઈ રહી છે તેવી ક્યાય લૂટાતી સાભળી નથી જો અહિંસા અને સત્યને રસ્તે આપણે ગયા હોત તો આમ માનવતા આપણા માનસમાથી ચાલી ગયેલી આપણે ન જોત, સમાજ સુવ્યવસ્થિત હોત, અને ઈર્ષાનુ નામનિશાન પણ ન હોત તેને બદલે કોઈ સારુ ચિહ્ન આપણે જોતા નથી જ્યા ત્યા કોંગ્રેસીઓ ધિક્કારાય છે અને હવે આપણામાથી લોકોને વિશ્વાસ ઊડી ગયો હોય તેવુ લાગે છે મુસ્લિમ લીગને આપણામા ભને વિશ્વાસ નથી, પણ દેશી રજવાડાઓને પણ આપણી તરફ અણગમો છે તેમા ગુનેગાર આપણે અને કદાચ 'હુ' છુ. જો આપણે સો ટકા સત્ય, અહિંસા અને ત્યાગને વર્યા હોઈએ તો કોંગ્રેસને જનતા તો શુ પણ એક નાનુ બાળક પણ પૂજત, પરતુ તેને બદલે ઊલટુ જ વાતાવરણ છે એથી હજુ પણ આપણે આપણી ભૂલ શોધી કાઢવી જોઈએ અને કયા ભૂલીએ છીએ તે જાણી ભૂલો સુધારવાનો પ્રયત્ન કરવો જોઈએ નહીતર ફક્ત એક દાયકામા છેલ્લા સાઠ વર્ષનો કોંગ્રેસનો ઉજ્જ્વળ ઇતિહાસ ભૂસાઈ જશે

"જ્યા સુધી આપણામા શુદ્ધ અહિંસા અને સત્યની જ્યોત નહી પ્રકટાવીએ ત્યા સુધી આપણે પૂર્ણ સ્વરાજ્ય નહી મેળવી શકીએ તો આપોઆપ હિંસાવૃત્તિ નાબૂદ થઈ જશે અને હિંસક ઉપદ્રવો પણ કાબૂમા આવશે

તેમ છતા આટલા વિશાળ રાજ્યમા અને જ્યારે હિંદુસ્તાનમા અનેક રગની પ્રજા વસે છે ત્યારે પોલીસનુ સાવ સ્થાન ગયુ જ હશે એમ મે નથી માની લીધુ અત્યારનુ વાતાવરણ જોતા મિલિટરી વગર પણ આપણે ચલાવી શકવાને શક્તિમાન નથી, તો પોલીસ વગર ચલાવવાનુ કહેવાની હિંમત જ કયા મોઢે થાય? જોકે પોલીસ વગર ચલાવી શકાય એ કલ્પનાનુ ચિત્ર જરૂર મારા મગજમા છે, પણ તેને 'પોલીસ' શબ્દ બદલીને હુ 'સમાજસુધારક' નામ આપુ તેઓ લોકોના સેવક હશે, સરદાર નહી

"જેમ હિંસાની તાલીમને માટે મારતા શીખવુ પડે છે, તેમ અહિંસાને અપનાવવા મરતા શીખવુ જોઈએ અહિંસામા ડરને તો ક્યાય સ્થાન જ નથી એટલુ જ નહી પરતુ કુટુબ જાય, મિલ્કત જાય, કે પોતાનુ શરીર જાય તેની તેને પરવા ન હોય આવી ઉચ્ચ કક્ષાની ત્યાગવૃત્તિ કેળવવી

જોઈએ. અહિંસા દેવીના પૂજારીને તો માત્ર એક ઈશ્વરનો જ ડર હોય બાહ્ય શરીરની રક્ષાને સારુ હિંસાની ગરજ છે. પણ આપણને ભાન થવુ જોઈએ કે, શરીર તો ક્ષણભંગુર છે, આત્મા જ ખરો છે અને આત્મ સ્વમાન જાળવવુ હોય તો અહિંસા સિવાય બીજો કોઈ રસ્તો નથી.

"આવી અહિંસાની કોઈ શાળા હોતી નથી એ તો સાહસ કરીએ ત્યારે જ આપણી કસોટી થાય. આજે એ રીતે આપણી કસોટી થઈ રહી છે, અને મારી દૃષ્ટિએ આપણે તેમા નિષ્ફળ નીવડયા છીએ નહીતર આ હુલ્લડમા કોંગ્રેસના ચાર આનાના એ એક સભ્યે કા તો હુલ્લડને શાંત કરવા પ્રયત્ન કરવો જોઈએ, અથવા મરી ફીટવુ જોઈએ તેને બદલે પડોશામા કોઈ કપાતુ હોય, અરે! એવી વાતો પણ મારી પાસે આવે છે કે, પોતાનો જીવ બચાવવા પોતાની પત્ની કે મા, બહેન, દીકરીને જોખમમા મૂકીને નાસી છૂટયા છે. આ સાભળુ છુ ત્યારે મારુ હૃદય કપી ઊઠે છે કે આપણી કેવી કાયરતા? જોખમો ખેડીને સાચા અહિંસકે પોતાની પરીક્ષા કરવી જોઈએ અહિંસકની વીરતા હિંસકની વીરતા કરતા અનેક ગણી ઊચી છે પણ મારુ કોણ સાભળે? છતા એટલી આશા તો રાખુ છુ કે, મને કોઈ મારવા આવે તો હુ જરા પણ ગુસ્સો કર્યા વગર અડગ રીતે હસતે મોઢે મારા ઇષ્ટદેવનુ સ્મરણ કરતો મરુ આટલી શક્તિ ઈશ્વર મને આપશે એવી મને શ્રદ્ધા છે છતાય મારામા પણ ઊંડે ઊંડે કઈક ખામી હશે, દભ હશે, તો તેનો પુરાવો તો મારો અતકાળ જ હશે ૧૨૫ વર્ષ જીવવાની હુ વાતો કરતો હતો તેવી શ્રદ્ધા હવે નથી, કારણ કે દિવસે દિવસે ચોતરફ હુ નૂતહાણુ અને દગો જ જોઉં છુ. પણ અહિંસકને શોભે તેવો મારો અતકાળ ઈશ્વર આપશે એ શ્રદ્ધામાં દિન પ્રતિ દિન દૃઢ થતો જાઉં છુ"

હમણાં હમણા વર્કિંગ કમિટી ચાલે છે હિંદનું રાજકારણ ખૂબ અટપટુ બન્યુ છે અને હુલ્લડો ફાટી નીકળ્યા છે એ બધી હકીકતની બાપુજીના મનમા કેટલી વેદના છે? આજ સવારના ફરતી વેળાએ એમણે ખૂબ ગાભીર્યથી વાતો કરી

માલિશના સમયે ડૉ જીવરાજભાઈએ બાપુજીને તપાસ્યા માનસિક બોજો તો ખૂબ છે જ એટલે બ્લડ પ્રેશર ઊંચું છે.

ભોજનમા ચાર બદામ, ચાર કાજુ અને ૭ ઔસ દૂધ તથા બાફેલુ શાક લીધુ ઘનશ્યામદાસજી બિરલા મળવા પૂરતા આવ્યા હતા ભોજન બાદ વીસ મિનિટ આરામ લીધો

૧૦-૩૦ થી ૧૨-૩૦ સુધી પંડિતજી સાથે એકાંતમાં વાતો કરી. વાઇસરૉયને મળવા જવાનું હોવાથી મસલત કરવા આવ્યા હતા. એ વાગ્યે મદ્રાસના વડા પ્રધાન આવ્યા. ત્રણ વાગ્યે વર્કિંગ કમિટીની મીટિંગ શરૂ થઈ. બાપુજીને તો ચાર વાગ્યે વાઇસરૉયને મળવા જવાનું હોવાથી બાપુજી ગયા, પણ મીટિંગ પાંચ વાગ્યા સુધી. ચાલી. ૪-૪૫ બાપુજી પાછા ફર્યા.

હાથ મોં ધોતાં બાપુજીએ વાઇસરૉયની સાથેની વાતોનો સાર મને કહ્યો કે, "એ તો સ્પષ્ટ કહે છે કે, અમે ૩૦મી જૂન ૧૯૪૮માં જવાનો જ નિશ્ચય કર્યો છે. હું કોઈનો દોરવાયો દોરાતો નથી. મારી ઇચ્છા એ છે કે, હવે હું આ હિન્દુસ્તાનનો છેલ્લો જ વાઇસરૉય હોઉં!"

મારી ડાયરીમાં આટલી હકીકત નોંધી લેવાનું મને કહ્યું, જેથી કદાચ ક્યારેક વાઇસરૉયની વાણીની તારીખનું અને સમયનું અનુસંધાન જોઈએ તો મળે.

સાંજે ફક્ત લીલી દ્રાક્ષ જ ખાધી. પછી પ્રાર્થનાસભામાં ગયા.

આજે તો પ્રાર્થનામાં રવિવાર હોવાથી પુષ્કળ ભીડ હતી. અને બાપુજીએ બોલવાનું શરૂ કર્યું કે જનતા શાંત થઈ ગઈ.

બાપુજીએ પૂછ્યું કે, 'આજે કુરાનની આયતથી પ્રાર્થના શરૂ કરવી છે. પણ તેની પહેલાં હું પૂછીશ કે, એવી હજુ કોઈ વ્યક્તિ છે કે આટલા મોટા જનસમુદાયને પ્રાર્થના કરતી રોકે? કદાચ પ્રાર્થના શરૂ કરતાં જો કોઈ રોકશે તો પ્રાર્થના તો બંધ થશે, પણ એ બહુ અસભ્ય લાગશે. એટલે જો કોઈને વિઘ્ન નાખવું હોય તો શરૂઆતમાં જ મને કહી દે."

આટલું બાપુજી બોલ્યા ને એક યુવાન ભાઈ ઊભા થયા, તેમણે કહ્યું: "મારો વિરોધ છે."

બાપુજીએ કહ્યું, "શા માટે?"

એટલામાં તો જનતામાં એ ભાઈ પ્રત્યે રોષ ફેલાયો. કોઈ એને બેસાડી દેવા માટે પ્રયત્ન કરવા લાગ્યા. બાપુજીએ જનતાને શાંત રહેવાની અને તે યુવાન ભાઈ સાથે વાત કરવા દેવાની વિનંતી કરી. અને અંતે

એક ભાઈને ખુશ કરવા માટે બાપુજીએ પ્રાર્થના તો બંધ કરી, પણ પ્રવચનમા બોલ્યા કે :

"હું એ બતાવવા માગુ છુ કે, આપણા ધર્મમા સભ્યતા અને અહિંસાનુ પૂરુ સ્થાન છે તમે મને રોજ પ્રાર્થના કરતો રોકો છો હિંદુ ધર્મને તમે નીચે ઉતારો છો તમને મારી પ્રાર્થના સાભળવી ન ગમતી હોય તો તમે અહીં ન આવો, પણ તમે આટલા હજારો માણસોના સમુદાયને ઈશ્વરભજન કરતો રોકો અને તે હિંદુ ધર્મને નામે એમા કયા ધર્મને તમે રક્ષો છો તે હુ સમજી જ નથી શકતો પણ હુ તો અહિંસાને વરેલો છુ, એટલે એક નાના બાળકનુ દિલ પણ દુભાવવા નથી માગતો કદાચ હુ આટલા સમુદાયમા પ્રાર્થના કરુ અને જો એ યુવાન બરાડા પાડે તો તમે એને મારીને કાઢી મૂકો એવુ વાતાવરણ ન બને તેટલા ખાતર હુ પ્રાર્થના નથી કરતો

"આજે વાઈસરોયની સાથે દોઢ કલાક સુધી મારી મુલાકાત ચાલી એ તો કહે છે કે, 'સુલેહશાંતિથી સત્તા સોંપણી કરવા માટે હુ અહીં આવ્યો છુ. અને ૧૯૪૮ની ૩૦મી જૂને અમારે અહીંથી જવુ જ છે' ઉપરાત તેમણે કહ્યુ કે, 'હિન્દુસ્તાનીઓ ગઈગુજરીને ભૂલી જાય. અમે તો જતા પહેલા કોમી એકતા થાય એ માટે પ્રામાણિકપણે પ્રયત્ન કરીશું હિંદમા કોમી વિખવાદ રહે તો બ્રિટિશરોની કે હિંદીઓની શોભા નથી'

'આ વાઈસરૉય એક સારા એવા નૌકાસેનાધિપતિ છે અહિંસામા માનવાવાળા તો નથી છતા ઈશ્વરમા પૂર્ણ શ્રદ્ધા રાખવાવાળા છે તેમણે કહ્યુ કે, 'જે સમયે અમે જવાને તૈયાર છીએ ત્યારે જો હિંદની ભૂમિ પર રમખાણો ચાલુ રહે તો કાયદો અને સુવ્યવસ્થા જાળવવાની જવાબદારી અમારી છે'

"મને લાગે છે કે, આપણે તેમની આ વાત પર વિશ્વાસ રાખવો જોઈએ અને તેની પ્રામાણિકતા પર શ્રદ્ધા રાખવી જોઈએ તેમા આપણે કશુ જ ગુમાવવાનુ નથી જો તેઓ દગાથી કહેતા હશે, તો તેમની ઉપર કાળી ટીલી ચોટશે અને પ્રામાણિકતાથી કહેતા હશે તો તો નામ અમર કરી જશે

'પણ હિંદુ મુસ્લિમનુ રમખાણ આપણે ચાલુ રાખશું, કતલ ચાલુ રાખશું, તો તેનો અર્થ એ થશે કે, બ્રિટિશો અહીંથી જશે નહી, અને આપણી ઉપર ઉપકાર ચડશે કે, 'તમને લડતા છોડીને અમારાથી ન જવાય'

' આજે આપણા દેશમા ખોરાકની અને અનાજની અસહ્ય તગી પ્રવર્તી રહેલ છે અને તેમા બધી જ કોમના માણસો પીડાય છે સહુને પેટનો ખાડો પૂરવાનો અને શરીર ઢાકવાનુ રહે જ છે જો પરસ્પર લડવાનુ છોડીને મૈત્રી કેળવો તો સહુ કોઈને અન્નવસ્ત્ર સાપડે

"કાયદેઆઝમ સાહેબે જો સાચા હૃદયથી સયુક્ત અપીલ પર સહી કરી હોય તો પજાબ અને સરહદમા ક્રૂરતા ભરેલા કૃત્યો થઈ રહ્યા છે તે અટકવા જ જોઈએ જો મારો અવાજ તેમના સુધી પહોચી શકે તો હુ તેમને વિનતી કરુ છુ કે, તેમણે સહી કરી છે તે ફક્ત કાગળ પર જ ન રહેવા દેતા આચરણમા મૂકે, અને જનતાનો વિશ્વાસ મેળવે કે ઝીણા સાહેબ ખરેખર શાતિ ઇચ્છે છે

૭-૩૦ થી ૯-૩૦ સુધી સમાજવાદી પક્ષના ભાઈઓ સાથે બાપુજીએ વાતો કરી

બાપુજીએ એ લોકોને પણ ઠીક ઠીક સભળાવ્યુ કે, અત્યારે દેશને લક્ષમા રાખી સનાતનપથી જ કામ કરવુ જોઈએ બીજાની ભૂલો કાઢતા પહેલા પોતે વિચારવુ જોઈએ અને 'ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના' એ કડીનુ બહુ સૂક્ષ્મતાપૂર્વક મનન કરવાની સૂચના કરી

એઓ ગયા પછી બાપુજીએ મૌન લીધુ

૧૦-૩૦ પછી સૂવાની તૈયારી અસહ્ય ગરમી છે, પવન સાવ પડી ગયો છે ૧૨-૩૦ બાપુજીને બહુ ગરમી લાગતા પખો કર્યો, અને માલીશ માથે પણ માલીશ મુકાની પછી જ ઊઘી શક્યા

**૫-૫-'૪૭**
**ભગી કૉલોની, નવી દિલ્હી**

રોજ પ્રમાણે પ્રાર્થના બગાળી પાઠમા એક બગાળી ભજનનો અનુવાદ કર્યો મૌનવાર હોવાથી રાજેન્દ્રબાબુ જલદી ચાલ્યા ગયા

આશ્રમવાસી એક ભાઈ મરણપથારીએ હતા તેને બાપુજીએ જણાવ્યુ કે

> તમારુ પત્ર મળ્યુ મૃત્યુ આપણો ખરો અને અચૂક સાથી છે, સહુને પોતાને વખતે લઈ જાય છે એટલે જવુ જ પડે તો સુખમા અને દિલમા રામને રાખીને હસતે મોએ તેને ભેટજો ક્યા છે?
>
> બાપુના આશીર્વાદ

દરેક શુભ કાર્યમા સફળતા છુપાયેલી જ છે મને ગીતાપાઠ કરાવ્યો ૭ વાગ્યે ફરવા ગયા મસાજ સ્નાન વ નિયમ મુજબ ટકનજી આવ્યા હતા એમણે હિંદુસ્તાનના ભાગના વિષે ચર્ચા કરી ઇગ્લડમા બાપુજીની દીકરી જેવાં એક બહેન જમુનાબહેનને અને ઓસ્ટ્રેલિયામા રહેતા સાવિત્રીબહેનને પત્ર લખ્યો આ બન્ને બહેનો અગ્રેજ છે પણ બાપુજીએ તેઓના નામ બદલ્યા છે

સુહરાવર્દી સાહેબનો કલકત્તા વિષે પત્ર આવ્યો રૂટરના ખબરપત્રી સાથે બાપુજીને જે સવાલ જવાબ થયા હતા, તે તેમણે બાપુજીની જાણ માટે લેખિત મોકલ્યા બાપુજીએ એમને જે જવાબો આપ્યા છે તેમા અત્યારના રાજકારણ વિષે બાપુજીના શા વિચારો છે, તેની સારી પેઠે માહિતી મળે છે

પ્રશ્ન—હિંદુસ્તાનમા ભાગના પાડવા શક્ય છે? અને તો કોમી સવાલનો અત આવશે અને શાતિ સ્થપાશે?

બાપુજી—હુ ભાગના પાડવાની વિરુદ્ધમા હતો અને હજુ પણ મારા વિચારોમા ફેરફાર નથી થયો

પ્રશ્ન—ધારો કે હુલ્લડો આમ ને આમ ચાલે અને ત્રીસમી જૂન સુધી કોમી અશાતિ ચાલુ રહે તો બ્રિટિશોને કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે તેમ જ હિન્દુસ્તાનીઓના રક્ષણને માટે હિંદમા તેઓએ રહેવાનો ધર્મ ઊભો થાય એમ આપ માનો છો?

બાપુજી—અમારા ઉપર ઉપકાર કરવાને માટે તેઓએ રહેવાની જરૂર જ નથી અને બ્રિટિશો હિંદને વહેલી તકે છોડી જાય તેમા જ અમને લાભ છે તેઓ જેટલુ લબાવે છે તેમા અમને નુકસાન છે છતા પણ હુ કોઈ પણ જાતની શકા કરતો નથી, તેમ જ વાઈસરોય સાહેબની સચ્ચાઈમા પણ મને પૂરતો વિશ્વાસ છે કેમ કે હું તો વિશ્વાસુ માણસ રહ્યો 'દગો કોઈનો સગો નથી' તે કહેવતમા હું માનુ છુ હજુ તેર મહિના સુધી પણ શા માટે લબાવે છે? બ્રિટનને હિંદ છોડી જવા માટે આટલો લાબો ગાળો શા માટે જોઈએ તે હુ સમજી શકતો નથી અમે બદૂકની અણીથી કે હિંસાથી બ્રિટનને હરાવ્યુ નથી પણ નૈતિક બળથી જ અમે જીત્યા છીએ છતા પણ અત્યાર સુધીની જાહેરાત મુજબ ૧૯૪૮ ની ૩૦ મી જૂને જો બ્રિટન હિંદને મુક્ત કરશે તો હિંદના ઇતિહાસમા અને દુનિયાના ઇતિહાસમા તેનુ આ ઉદારતાભર્યું વલણ સુવર્ણ અક્ષરે નોધપાત્ર થશે છતા તેર મહિનાના લબાણમા હિંદને વધુ મુશ્કેલી

પડશે, કારણ કે બ્રિટિશોનું લશ્કરી તંત્ર અહીં ખૂબ મોટું છે. વળી હિંદી પ્રજાને એવી તાલીમ મળી છે કે, બ્રિટનની મદદની રાહ જોયા કરે નોઆખાલી,' બિહાર અને સરહદની લઘુમતીએ ગોરી મિલિટરીની સહાય માગી અને એથી હું પોકારી પોકારીને કહું છું કે બ્રિટિશોએ હિંદમાંથી વહેલી તકે ચાલ્યા જ જવું જોઈએ એટલું જ નહીં પણ અત્યારે જે અંધાધૂંધી ફેલાઈ ગઈ છે તે બ્રિટિશો અટી છે તેને આભારી છે એમ કહેતાં હું અચકાતો નથી તેના વગર અમે અંદરોઅંદર કપાઈ મરીશું તો અમે વધારે શુદ્ધ બનીશું અને અમારામાં તેથી વધારે હિંમત આવશે એ હું પસંદ કરું છું પણ બ્રિટિશોની દયા યાચતો નથી કે, તે અમને રક્ષણ આપવા ખાતર અહીં રોકાય

પ્રશ્ન—હિંદુસ્તાન આઝાદ થશે પછી તમે બ્રિટિશ સાથે કેવો સંબંધ રાખશો?

બાપુજી—બ્રિટિશો જો અહીંથી હૃદયપૂર્વક અને સ્વેચ્છાથી જશે તો મારી માન્યતા છે કે, હિંદ અને બ્રિટન વચ્ચે અત્યંત ગાઢ મૈત્રી બંધાશે

પ્રશ્ન—સંયુક્ત રાજ્યોની સંસ્થાની હાલના તબક્કે જે જાતની રચના થઈ છે તે જગતમાં કાયમી સુલેહશાંતિ જાળવી શકશે?

બાપુજી—મને નથી લાગતું કે કાયમી શાંતિ સ્થપાય પણ મારાં મનમાં ઊંડાણની ખીજ છે કે દુનિયા હજુ લડવાથી થાકી નથી છતાં મારી ધારણા છે કે, જો હિંદુસ્તાનમાં બધાં રૂડાં વાનાં થાય અને અહિંસક રાજ્ય સ્થપાય તો દુનિયાનો દીવડો હિંદુસ્તાન બનશે. અને તેથી દુનિયા લાંબો સમય શાંતિ અને સુખ ભોગવી શકશે છતાં તેનો બધો આધાર તો બ્રિટિશ મુત્સદ્દીગીરી પર જ રહેલો છે

પ્રશ્ન—પેલેસ્ટાઈન વિષે આપનો શો અભિપ્રાય છે?

બાપુજી—પેલેસ્ટાઈનનો સવાલ અટપટો બની ગયો છે જો હું યહૂદી હોઉં તો કહું કે, પાગલપણું છોડો, અને ક્રૂરતા વરતાવી બીજાને જેર કરવાની આકાંક્ષા છોડો રાજકીય આકાંક્ષા હોય તો તેની મારે મન કશી કિંમત નથી યહૂદીઓએ પેલેસ્ટાઈનમાં જવાની ઇચ્છા શા માટે રાખવી જોઈએ? માનવ જાતિમાં એ પણ એક વિશાળ અને અનોખી જાતિ છે કારણ કે દક્ષિણ આફ્રિકામાં હું યહૂદીઓ જોડે ઘણાં વર્ષો રહ્યો છું અનેક યહૂદીઓ મારા મિત્રો અને મદદગાર હતા અને જો તેમની ઝંખનાનું કારણ ધાર્મિક હોય, તો તો તેમાં ત્રાસ વરતાવવો, હિંસા કરવી સાવ અસ્થાને છે પણ હું તો તેમને એક મિત્ર તરીકે સલાહ આપું છું કે આરબોને સામે જઈ મળે તેમની મૈત્રી કેળવે અને અમેરિકા

કે અંગ્રેજોની મદદની ઉપર આધાર ન રાખે; કેવળ સમજૂતી કરે અને બંને પક્ષના હિતમાં હોય તેવો શાંતિ અને સુલેહભર્યો માર્ગ ગ્રહણ કરે તેમાં જ સહુનું હિત સમાયેલું છે.

બાકી બધું નિયમ મુજબ ચાલ્યું. બે વાગ્યે માટી લીધી. સરદારદાદા અને મણિબહેન આવ્યાં. સરદારદાદાએ વાઈસરૉયની અને બંગાળની વાતો કરી. . . . પંજાબમાં પણ ખૂબ ઉશ્કેરાટ છે. બિહારના વડા પ્રધાન શ્રીબાબુ ત્રણ વાગ્યે આવ્યા.

કુરાનની આયત ઑઝબિલ્લાહનો તરજુમો કરાવ્યો તે પ્રાર્થનામાં પ્રથમ વાંચવાનો હતો. પણ પ્રાર્થના સમયે મુશળધાર વરસાદ તૂટી પડ્યો. એથી સમિયાણામાં થોડાં ભાઈબહેનોની વચ્ચે ઊભા ઊભા જ પ્રાર્થના થઈ. આ પ્રાર્થનામાં કોઈએ વિક્ષેપ નહોતો નાખ્યો.

સવા પાંચ વાગ્યે પંડિતજી આવ્યા. પંડિતજીની વાતો પરથી બાપુજીને બે ચાર દિવસમાં કલકત્તા જવું પડશે એમ લાગે છે. ચોતરફ દાવાનળ સળગી ઊઠ્યો છે. તેથી તેઓ ખૂબ બેચેન છે. બાકી તો આખો દહાડો મૌન હોવાને લીધે બધું વાતાવરણ શાંત છે.

વરસાદ હોવાથી ઓરડામાં સૂવાનું રાખ્યું. આજે તો સવા નવ વાગ્યે બાપુજી સૂવા ગયા. આ રીતે ઘણા દહાડે આજે વહેલા સૂવા પામ્યા. હમણાં હમણાં થાક પણ ખૂબ રહે છે. વજન પણ બે પાઉંડ અહીં ઘટી ગયુ છે. ગરમીને લીધે બાપુજીથી ખોરાક નથી લઈ શકાતો. આખી રાત વરસાદ વરસ્યો. પ્રવચન તો આજે કરવાનું રહ્યું જ ન હતુ.

[illegible]

ભંગી કૉલોની, નવી ।

નિયમ મુજબ પ્રાર્થના, બંગાળી પાઠ, અને મને ગીત કરાવ્યો. પછી આશાબહેન સાથે સેવાગ્રામ વિષે નઈ તાલીમ અ વાતો કરી. ફરતી વેળાએ નિયમ મુજબ રાજેન્દ્રલાલજી આવ્યા. ફર્યાં. પછી મૌલાના સાહેબ આવ્યા. હમણાં તો એક જ જ હવા છે કે, 'ભાગલા' અને રમખાણો ફાટી નીકળ્યાં છે, તેનું કરવું? બાપુજી પણ આજ સવારથી સારી પેઠે ગહન વિચારોમાં તેવું લાગે છે.

ખાનસાહેબ સવારે દસ વાગ્યે આવ્યા  હું મળી એટલે ભેટી પડ્યા સરહદના રમખાણની ત્રાસભરેલી કહાણી સંભળાવી  એમનું હૃદય ખૂબ ઘવાયેલુ છે

રેટિયો કાતતી વેળાએ ખબરપત્રી તરીકે કામ કરતા એક અંગ્રેજ બહેન આવ્યાં તેમની સાથે અમ્માજાન (સરોજિની નાયડુ) આવ્યાં હતાં બાપુજીનો રેટિયો ખૂબ અભ્યાસપૂર્વક તેમણે નિહાળ્યો બાપુજી તેમના એક પ્રશ્નના જવાબમા કહે

"અમારી પ્રજાને ઉગારવી હોય અને અત્યારે ચોતરફ જે હિંસા ફાટી નીકળી છે તેમાથી બચવુ હોય તો આ અમારા 'સુદર્શન ચક્ર' જેવા એક ચક્રનો જ આશરો છે

"અમારા કપાસનો ઇતિહાસ પણ સમજવા જેવો છે. અમારે ત્યા કારીગરો જે જાતનુ કપડુ ૧૫૦ વર્ષ પહેલા બનાવતા હતા તેનો નમૂનો સુધ્ધા બ્રિટિશોએ રહેવા નથી દીધો સાપ ગયા અને લિસોટા રહ્યા જેવુ છે. હિંદમા જો એક એક માણસ રેટિયો ફેરવતો થઈ જાય, તો એક ઇંચ પણ કપડુ બહારથી ન લાવવુ પડે. અમારી સરકાર કહે છે કે બંગાળ ગરીબ છે, ઓરિસ્સા ગરીબ છે. પણ મને તે ગળે જ નથી ઊતરતુ અમારા દેશમા રૂનો જેટલો પાક છે તેટલો બીજે નથી. સાચી વાત એ છે કે, અમે ગરીબ નથી પરંતુ આળસુ છીએ જો આળસને તજી દઈ જ્ઞાનપૂર્વક ફક્ત અર્ધો જ કલાક આ રેટિયો ચાલે, તો અમારી સર્જક શક્તિ આપોઆપ જાગ્રત થાય હુ ખોરાક વગર ચલાવી શકુ છું, પણ યજ્ઞાર્થે કાતણ વગર એક દિવસ પણ નહી ચલાવી શકુ. રેટિયામાં જ સ્વરાજ્ય અને શાંતિ છે મે જ્યારે પહેલો રેટિયો હાથમા લીધો, ત્યારે તેની પાછળ કોઈ ખાસ જ્ઞાન નહોતુ પણ મારા ભત્રીજા મગનલાલે આ રેટિયા પાછળ ભેખ લીધો અને તેણે અનેક શોધ કરી. જેની પાસે આ રેટિયો છે તે સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે. જેઓ મિલોના કાપડ ઉપર આધાર રાખે છે, તેઓ મિલમાલિકોના આપોઆપ ગુલામ બને છે દરેક માણસે પોતાની જરૂરિયાત પોતે શોધી લેવી જોઈએ. અને તે જરૂરિયાત પૂરી પાડવા માટે પોતે જ પ્રયત્ન કરવો જોઈએ. જ્યારે સાવ અસહ્ય થાય ત્યારે જ બીજાની મદદ લેવી જોઈએ. જ્યા સુધી પ્રત્યેક માણસનુ માનસ આ જાતનું નહી કેળવાય અને સંપૂર્ણ સ્વાવલંબી નહી બને, ત્યા સુધી કદી સ્વતંત્રતાનું સુખ માણી શકવાનુ નથી."

કલકત્તાના ખબર ખૂબ ખરાબ છે. બાપુજી એક અને સહુ બાપુજીને બોલાવે છે. ડેરા ઇસ્માઇલખાંથી થોડાક ભાઈઓ આવેલા. બહાદુર પઠાણોની આંખમાં પાણી આવી ગયાં અને રડતાં રડતાં તેમની ઉપર ત્યાં જે જુલમો થઈ રહ્યા તેની વિગતો આપી. બાપુજીએ તેઓને આશ્વાસન આપ્યું અને બહાદુર બનવાનું કહ્યું. હિંમત હાર્યે કશું જ વળે તેમ નથી.

આજે આખો દહાડો આવી દુઃખભરેલી વાતો જ સાંભળવા મળી છે. જેમણે લોકોના સુખ ખાતર અને કરોડોને ગુલામીમાંથી મુક્ત કરવા ખાતર અને હિંદનાં એકેએક બાળક, સ્ત્રી અને પુરુષને માનવતા-ભર્યું જીવન ગુજારવાનું મળે તે માટે સાઠ વર્ષથી તપશ્ચર્યા કરી છે, જેઓ અહિંસાના પૂજારી છે અને જેમના કોષમાં 'વેર' જેવો કોઈ શબ્દ જ નથી, તે બાપુજીને આઝાદીના મંડાણમાં જ આવી લોહીની વહેતી નદીઓ, ચોતરફ વ્યાપેલું હિંસાનું વાતાવરણ અને ઊઠતા 'વેર' 'વેર'ના પોકારો — આવું ભયંકર વાતાવરણ જોતાં પોતાના દેશભાઈઓએ પોતાના જ દેશભાઈઓએ કાપી નાખ્યાની ક્રૂરતા ભરી કથની સાંભળતાં કેટલી વ્યથા થઈ રહી હશે એ તો સહજ કલ્પી શકાય છે. ઈશ્વર પણ બાપુજીની સારી પેઠે કસોટી કરી રહ્યો છે.

આજે બપોરના થોડી વાર હું ઊંઘી ગઈ હતી. બાથરૂમમાં જતાં બાપુજીએ મને ઊંઘેલી જોઈ. હું જાગી ન જાઉં તેવી રીતે ધીમે પગલે અંદર ગયા. પણ થોડી જ વારમાં હું જાગી ગઈ એટલે બાપુજી ખુશ થયા કે, "તને ઊંઘેલી જોઈને મને શેર લોહી ચડ્યું હશે. જો રોજ બપોરે અર્ધો કલાક ઊંઘી જતી હોય તો શરીર બગડે જ નહીં. અને જેને સેવા કરવી તેણે પોતાનો ડૉક્ટર બની ક્યાં ખોટ-ખાલી છે તે શોધી કાઢી તેનો ઉપચાર સમજી નીરોગી રહેવું જોઈએ. તો જ આ સેવાની કિંમત અંકાય."

વાઈસરૉયે સિમલા જતાં પહેલાં પંડિતજી પર સંદેશો મોકલ્યો કે, "મને દુઃખ છે કે હું જતા પહેલાં બાપુને નથી મળી શકતો. જો મારા આવ્યા સુધી બાપુ હશે તો જરૂર મળીશ."

સાંજે ૫–૩૦ વાગ્યે બાપુજી ઝીણાસાહેબને બંગલે મળવા ગયા . . .ને આ બહુ નથી ગમ્યુ. પ્રાર્થનાના સમય સુધી પાછા નહોતા આવ્યા, એટલે અમે પ્રાર્થના શરૂ કરવા ગયાં પણ કુરાનની આયતનો વિરોધ થવાથી પ્રાર્થના અમે ન કરી. ગઈ કાલે મૌનમાં બાપુજીએ જે લેખિત સંદેશો લખ્યો હતો અને વરસાદને લીધે તે વાંચી નહોતો શકાયો તે આજે વાચવામાં આવ્યો. એ કુરાનની આયતનો અર્થ છે:

'હુ પાપાત્મા, શેતાનના હાથમાથી બચવાને માટે પરમાત્માનુ શરણ લઉ છુ.

'હે પ્રભો! તારા નામનુ જ સ્મરણ કરી હુ મારા તમામ કાર્યોનો આરભ કરુ છુ. તુ દયાનો સાગર છો, તુ કૃપાળુ છો, તુ આખા વિશ્વનો સર્જનહાર છો, તુ જ માલિક છો. હુ તારી મદદ માગુ છુ. આખરી ન્યાય દેવાવાળો એક તુ જ છો. તુ મને સીધો રસ્તો બતાવ. મને એવો રસ્તો બતાવ કે જે તારી કૃપા મેળવવા ભાગ્યશાળી બન્યા હોય. જેના પર તારી અકૃપા હોય, જે ખોટે માર્ગે હોય, તેનો રસ્તો મને કદી ન બતાવીશ.

'ઈશ્વર એક છે. એ સનાતન છે, નિરાકાર નિરજન છે, અજ અને અદ્વિતીય છે, આખી સૃષ્ટિનો સર્જક છે'

કુરાનેશરીફમાથી રોજ જે આયત બોલાય છે તેનો આ અર્થ છે. આવા ગૂઢ અર્થો ભરેલી પ્રાર્થના માટે શા સારુ વિરોધ કરવામાં આવે છે એ હુ સમજી જ નથી શકતો. આ પ્રાર્થનાનુ એકેએક વાકય હૃદયમા અકિત કરવા જેવુ છે. પણ આપણે આપણી અજ્ઞાનતા દૂર ન કરીએ ત્યા સુધી આપણો કોઈ હાલતમા ઉદ્ધાર નથી

પ્રાર્થના પછી પણ, હમણાં ૭–૩૦ થયા છે છતાં, બાપુજી હજુ નથી આવ્યા, એથી ખૂબ ચિંતા થવા લાગી છે અનેક જાતના વિચારો આવી ગયા.

છેક ૮–૩૦ વાગ્યે બાપુજી ઝીણાસાહેબ પાસેથી આવ્યા. હું તો ખૂબ ફિકરમાં પડી ગઈ હતી. મે બાપુજીને આવતાંની સાથે જ કહ્યુ કે, આટલું બધુ મોડું ઝીણાસાહેબને બંગલે થયુ અને આપ એકલા જ ગયા હતા. તેથી ખૂબ ખરાબ વિચારો આવ્યા, કે આપને કોઈએ કંઈ કર્યું હશે? બાપુજી હસી પડ્યા અને કહે- "ઓહો! ઝીણાસાહેબના

દેખતાં જો તેમને બંગલે મને કોઈ મારી નાખે એવાં મારાં અહોભાગ્ય કયાંથી?"

મેં કહ્યું: "બાપુજી! આપ તો આટલા મોટા છો. તો ઝીણા-સાહેબને શા માટે સામેથી મળવા જાઓ છો? એમની અહીં આવવાની ફરજ નથી! ઉંમરમાં પણ એ આપના કરતાં નાના છે."

બાપુજી કહે: "ઉંમરમાં નાના હોય તેથી શું? પણ હોદ્દામાં તો એ મારા કરતાં મોટા છેના? એ તો મોટા પ્રેસિડેન્ટ છે, અને હું તો એક નાનકડો પ્રજાજન છુ. અને એમની પાસે મોટી સત્તા છે. મારી પાસે કશુંય નથી. એટલે હું તો એમની સરખામણીમાં નાનામાં નાનો માણસ છુ, તેથી મારે જ તેમને મળવા જવું જોઈએના?"

મેં કહ્યું: "આપ પણ અમારા મોટા નેતા છો, આપને દુનિયા 'મહાન પુરુષ' 'મહાત્માજી' જેવા ઇલકાબ આપે છે તેનું શું?"

બાપુજી હસતા હસતા કહે. "હુ તારો નેતા ખરો. અને બાળકોનો નેતા તો સહુ કોઈ બની શકે છે. હું મને મહાપુરુષ પણ નથી માનતો અને મહાત્મા પણ નથી માનતો. હુ તો સેવક છું. બાકી તારા જેવાં અજાન અને મૂરખ માની લે તો હું શું કરું? દુનિયા તો ઘડીકમાં મહાન ગણે અને ઘડીકમાં કોડીના કરે, એની જનતામાં કિંમત શી? અને દુનિયા ઇલકાબો આપે એટલે માણસ પોતે માની લે કે હું મહાન માણસ છું અને મહાત્મા છું તો તે દહાડાથી એ માણસની પડતી સમજવી. ઈશ્વર સિવાય કોઈને એ ઇલકાબ લેવાનો અધિકાર નથી. મારી શક્તિ શી? જે કાંઈ થાય છે તે પ્રભુ કરાવે છે તો જ થાય છે. એની ઇચ્છા વગર આ દુનિયામાં એક પાંદડું પણ હાલી શકતુ નથી. અને હું સેવક છું માટે જ મારે ઝીણાસાહેબ પાસે જવું જ જોઈએ. તેઓ મને અહીં મળવા આવે તો મારી શોભા શી? દા. ત. ધાર કે બહારગામથી અહીં કોઈકને ત્યાં તું આવી હો અને કોઈને ત્યાં રહેતી હો. હું અહીં હોઉં તો તું મને મળવા આવે તે શોભે કે હું તને મળવા આવું તે શોભે? એટલે હવે સમજી હોઈશ કે, ઝીણાસાહેબ એક મોટી સંસ્થાના પ્રમુખ છે, નેતા છે. અને હું તો

કોઈ નાયે પ્રતિનિધિ કે નેતા નથી. કૉંગ્રેસના ચાર આનાના સભ્ય પણ નથી. એટલે મારે જ જવું જોઈએ."

બાપુજી હાથમાં ધોવા બાથરૂમમાં આવ્યા ત્યારે આમ અમારી વાતો ચાલતી હતી. ત્યાં જ એક અંગ્રેજ બહેનને બાપુજીએ સમય આપ્યો હતો, અને ઘણા સમયથી તે આવીને બેઠાં હતાં તે બાપુજીને યાદ આવતાં, મારી વાત કાપી નાખી અને બાથરૂમમાંથી હાથમાં જલદી ધોઈને બહાર આવ્યા.

તરત જ તે બહેનની બાપુજીએ માફી માગી અને ઝીણાસાહેબ પાસે ધાર્યા કરતાં ઘણું મોડું થઈ ગયું તે કહ્યું અને પછી મારી સામે આંગળી કરીને કહે: હું ઝીણાસાહેબ પાસેથી મોડો આવ્યો એટલે આ ગાંડી છોકરીને ફિકર થઈ કે મને કોઈએ મારી તો નહીં નાખ્યો હોય? એટલે બે મિનિટ તેની સાથે વાત કરવામાં ગઈ. ઓરડામાં બેઠેલાઓએ મારો આ વિચાર સાંભળ્યો અને સહુ ખડખડાટ હસી પડ્યા. હું શરમાઈ ગઈ.

એમણે ફક્ત બે જ મિનિટ બાપુજીને મળવાની માગી હતી એટલે ઘડિયાળમાં જોઈને ફક્ત બે જ મિનિટ વાત કરી.

તેમણે કહ્યું કે: "યુરોપ તો અત્યારે મશીનરીમાં ફસી ગયું છે. પણ હિંદુસ્તાન પણ તેમાં પડી જશે એમ આપને નથી લાગતું? હું તો હમણાં જ્યાં જ્યાં ગઈ ત્યાં ઉદ્યોગીકરણની જ વાતો સાંભળું છું."

બાપુજી કહે: "વાત તો સાચી છે, પણ પશ્ચિમનો પવન અત્યારે અહીં જોરમાં ફૂંકાયો છે. ગ્રામઉદ્યોગમાં માનવાવાળો હું અત્યારે એકલો છું એમ કહું તો ચાલે. હા, બીજા મારા સાથીઓ છે. સેવાગ્રામ આશ્રમમાં તેઓ પ્રયોગો કરે છે. પણ કરોડોમાં સો કે હજાર માણસો ગ્રામઉદ્યોગમાં માને એ તો સમુદ્રમાં બિંદુ સમાન પણ ન ગણાય. છતાં હું એ કહેવાની હિંમત કરું છું કે, હિંદુસ્તાનમાં મિલોની કે મશીનોની યુરોપ જેટલી આવશ્યકતા નથી જ અને હિંદુસ્તાન ઇચ્છે તો તેમાંથી બચી શકે છે.પણ એ મોહમાંથી છૂટવું એ કંઈ સહેલી વાત તો નથી જ."

બે મિનિટ પૂરી થઈ અને તુરત જ તેમણે બાપુજીને કહ્યું: "મેં બે જ મિનિટની માગણી કરી હતી. અને આપે આપના કીમતી સમયમાંથી મને બે મિનિટ આપી જેથી આપની સાથે વાતો કરવાનું અને આપનાં દર્શન કરવાનું સદ્‌ભાગ્ય આજે સાંપડ્યું છે, તે હું કદી નહીં ભૂલું. આજની મારા જીવનની અણમોલ ઘડીનું મીઠું સ્મરણ લઈને મારા દેશમાં જઈશ, એ મારા અહોભાગ્યની વાત છે."

બાપુજીએ પણ તેમણે પ્રામાણિકતાથી અને ચીવટપૂર્વક બે જ મિનિટ લીધી તેને માટે તેમનો આભાર માન્યો અને કહ્યું કે, "જેમ તમને આનંદ થયો તેમ મને પણ તમને મળીને આનંદ થયો છે."

એ ગયા પછી બાપુજી કહે: "આ લોકોની આ જ ખૂબી છે કે, વિવેક અને 'ડિસિપ્લિન'માં એ પ્રજા પહેલી છે એમ કબૂલ કરવું જ જોઈએ."

પછી બાપુજીએ ૭ ઔંસ દૂધ અને અંગૂર લીધી. તુરત જ સમાજવાદી ભાઈઓ આવ્યા. એમની સાથે વાતો ચાલતી હતી તેવામાં પંડિતજી આવ્યા. ૧૧–૩૦ પછી બાપુજીની સૂવાની તૈયારી.

ખાનસાહેબ પોતાના નિયમ મુજબ પગ દબાવવા જાગતા હતા. તેમની તબિયત ઠીક નથી છતાં બાપુજીના પગ દબાવવા માટે ૧૧–૩૦ સુધી જાગ્યા, એટલે મેં કહ્યું: "આપની તબિયત સારી નથી તો આપ શા માટે જાગો છો!"

મને હસતાં હસતાં કહે: "તારી શિખામણ માટે તો તને ધન્યવાદ આપવા જોઈએ. પણ હવે અમે થોડા જ સમયમાં પરદેશી ગણાઈશું. જે આઝાદી માટે વર્ષોથી લડ્યા તેને બદલે અમને થોડા સમયમાં પાકિસ્તાનની હકૂમત નીચે મૂકશે, પછી ક્યાં બાપુ હશે! ક્યાં તું હોઈશ! અને ક્યાં હું હોઈશ? તેની કોને ખબર છે? બાપુજીના સાંનિધ્યમાં રહી તેમની જેટલી સેવા કરવાની તક મળે તેનો તો સદુપયોગ કરું!!"

ખાનસાહેબની વાતમાં બાપુજી પ્રત્યેની અનહદ ભક્તિ, અને અત્યારના વાતાવરણથી અને સરહદમાં ચાલતા અત્યાચારથી તેમના મનમાં અનહદ વ્યથા ભરી છે. તેથી હું તો આટલી વાત પછી એકદમ

ચૂપ થઈ ગઈ. પરંતુ સૂતા પહેલાં બાપુજીના પગ હું ગરમ પાણીએ ધોતી હતી ત્યારે બાપુજીએ ખાનસાહેબની તબિયત કેમ છે, એમણે શું ખાધું, તે વિષે મને પૂછપરછ કરી અને હજુ સુધી જાગે છે એ જાણી બાપુજીને દુઃખ થયું. મને કહ્યું: "તારે ખાનસાહેબને સુવડાવી દેવા જોઈએ." ત્યારે મેં ઉપરની મારી અને ખાનસાહેબ વચ્ચે થયેલી વાતો કહી એથી બાપુજી કહે: "ખરા ફકીર છે! આઝાદી તો મળશે પણ એ ઊલટાના ગુલામીમાં પડશે એમની સ્થિતિ ખરેખર ગંભીર છે. છતાં સંતપુરુષ છે. કાલથી એમને ખાતર પણ મારે વહેલા પથારીમાં પડવું પડશે."

કેવી બંને વચ્ચે એકબીજા પ્રત્યે અસીમ ભક્તિ છે!

૭-૫-'૪૭
**ભંગી કૉલોની, નવી દિલ્હી**

નિયમ મુજબ પ્રાર્થનાના સમયે બાપુજીએ મને જગાડી નહીં. ભાઈસાહેબે (વ્રજકિશોર ચાંદીવાળાએ) દાતણ કરાવ્યું. અને પ્રાર્થના શરૂ કરી. પ્રાર્થનાના અવાજથી હું જાગી ગઈ, ઊભી થઈ, જલદી દાતણ કરીને પ્રાર્થનામાં બેઠી.

પ્રાર્થના પૂરી થયા પછી મને ન જગાડવા માટે બાપુજીને પૂછ્યું તો બાપુજી કહે: "તું રાતે બે વાગ્યે ઊંઘમાં કણસતી હતી. મેં ઊઠીને તને જોઈ તો તારું શરીર ખૂબ તપતું હતું. લગભગ ૧૦૩ ડિગ્રી સુધી તાવ હશે. છતાંય તુ ભરઊંઘમાં હતી એટલે મેં તને ત્યારે જગાડી નહીં." બાપુજીએ ક્યારે મને તપાસી તેનીય ખબર નથી, અને આટલો બધો તાવ હશે તેની કલ્પના ન હતી. રાતે માથું દુખતું હતું. પણ બાપુજીની આવી સંભાળ છે.

ગરમ પાણી અને મોસંબીનો રસ બાપુજીને આપ્યો. બાપુજીએ મને સૂઈ જવાનો હુકમ કર્યો. શેઠ કાછલિયાએ (ટ્રાન્સવાલ હિંદી કૉંગ્રેસના મંત્રીએ) દક્ષિણ આફ્રિકામાં એક બિનયુરોપિયનને કાયદાથી મળતા હક્ક માટે અપાત્ર ઠરાવવામાં આવે છે તેથી ત્યાં એક સંયુક્ત પરિષદ ભરાય છે, તે માટે સંદેશો માગતાં, બાપુજીએ જણાવ્યું કે:

દક્ષિણ આફ્રિકાનો આ સવાલ અટપટો છે માત્ર હિંદીઓની અયોગ્યતાનો સંપૂર્ણપણે વિચાર કરીએ તોયે સહેલાઈથી આ સવાલ ઊકલે તેમ નથી લાગતુ લડત ખૂબ ઊચે ધોરણે ચલાવજો, અને સત્ય તથા અહિંસાના પાયા પર લડત ચલાવશો નહી, તો તેમા જોખમ રહેલુ છે હુ આ પરિષદના નેતાઓને એક ખાસ ભલામણ કરું છુ કે, તમે જોશીલા ભાષણો જ માત્ર ન કરતા, અને પ્રજાને ખોટા વચનો આપીને કે કોઈ પણ જાતની લાલચ આપીને ભરમાવશો નહી, પણ સંયમથી સાચી હકીકત રજૂ કરજો જગતનો ઉદ્ધાર સત્ય અને અહિંસાના માર્ગ પર જ રહેલો છે, એ હું સાઠ સાઠ વર્ષના અનુભવ પછી કહુ છુ. એ સિવાય બીજો કોઈ માર્ગ નથી

બાપુજીએ ફરવા જતી વખતે મને ૬-૩૦ વાગ્યે ઉઠાડી બાપુજી ફરવા ગયા રાજેન્દ્રબાબુજી, રાજકુમારીબહેન સાથે છે સવારનુ કામ કાજ આટોપ્યુ, અને બાપુજીએ લખેલા સંદેશાની નકલ કરી ખાનસાહેબને ચાનાસ્તો તૈયાર કરી આપ્યો, આજે સાંજે અમારે કલકત્તા જવાનુ નક્કી થયુ છે

(રાતે નવ વાગ્યે બાપુજી વાઈસરૉયને પત્ર લખી રહ્યા છે, અને હું આ ડાયરી લખુ છુ દિલ્હીથી પટના રસ્તે જતી ગાડીમા)

બાપુજીએ માલિશ પહેલા મૌલાના સાહેબ સાથે વાતો કરી પ્રાર્થનાસભામા વિક્ષેપ પડે છે અને કલકત્તાની ચિંતા, એ ઉપર વાતો ચાલી. માલિશ, સ્નાનાદિ અને ભોજન વગેરે નિયમાનુસાર થયુ પદ્માબહેન નાયડુ, માવળંકરદાદા અને રાજકુમારીબહેન આવ્યા હતા મુખ્યત્વે હિંદના ભાગલા વિષે જ વાતો ચાલી બાપુજી તો પોતાના વિચારમા મશગૂલ છે દરમિયાન સ્થાનિક મુસલમાનો અને દિલ્હીની બે સામાજિક સંસ્થાના પ્રતિનિધિઓ આવ્યા હતા, તેમની સાથે વાતો કરતા બાપુજી કહે

"પાકિસ્તાન શું છે તે જ હુ સમજી શકતો નથી આવી લોહીની નદીઓ વહેવડાવીને પાકિસ્તાન લેવાનુ? હુ તો મારા વિચારોમા એકલો જ છું કદાચ બુઢ્ઢો થયો છું તેથી મારી બુદ્ધિ બુઠ્ઠી થઈ ગઈ હોય! છતા સાચી હકીકત કહ્યા વગર કેમ રહું? કારણ કે મને હુ પ્રજાનો સેવક માનુ છું, એટલે હૃદયમા ભર્યું હોય તે ન કહુ તો પ્રજાને બેવફા નીવડુ હુ તો કહીશ કે, પ્રાંતના ભાગલા પાડવા કે નહી તે બધી બાબતોમા

અંગ્રેજી સત્તા ગયા પછી આપણે (લોકોએ) અંદરોઅંદર મળીને શાંતિ-પૂર્વક નક્કી કરવું જોઈએ. અંગ્રેજોને શા માટે વચ્ચે રાખવા? એમને વચ્ચે રાખવા એ આપણી કાયરતા અને પરસ્પર અવિશ્વાસ સૂચવે છે. બે ભાઈઓનો કજિયો કોઈ ત્રીજું માણસ સાંભળે ને ન્યાય આપે તે શું સગા ભાઈઓ માટે શોભાસ્પદ ગણાય? વળી તેઓ આપણી આ નબળાઈનો કેવો લાભ ઉઠાવશે તેની કોઈને કેમ કલ્પના નથી આવતી, તેનું મને આશ્ચર્ય થાય છે. દરેક બાબતમાં બ્રિટિશ સત્તા તરફ મીટ માંડવી એ આપણી તાકાતને ચૂંથી નાખે છે, આપણે અપંગ બની જઈએ છીએ. હું તો દેશી રજવાડાંઓ માટે પણ કહીશ કે, તેઓની તો એટલી બધી પાંગળી હાલત છે કે તેમની મને દયા આવે છે. બ્રિટિશો તેમના છત્ર સમા હતા. પણ હવે જો તેઓએ સુખી થવું હોય તો હિંદુસ્તાનના એક અંગ બનવું પડશે અને પોતાની સત્તા પ્રજાને સોંપી પ્રજાના સેવક તરીકે રહેવું પડશે.

"બે દહાડાથી મારી પાસે સમાજવાદીઓ આવે છે, તેઓને પણ હું એ જ વાતો સંભળાવી રહ્યો છું કે, જો તમારે હિંદુસ્તાનમાં સમાજવાદ લાવવો હોય તો વ્યક્તિગત વેરઝેર ભૂલી જાઓ, શ્રમ કરો, તમારાં અંગત તેમ જ બાહ્ય જીવનને સંપૂર્ણ રીતે તપાસી ચારિત્ર્યબળ કેળવો. સમાજવાદ કંઈ ખુરસી ઉપર બેસીને કે મંચ પરથી ભાષણો આપીને નહીં આવે; પરંતુ સવારના ઊઠવાથી તે રાતે સૂતા સુધીમાં તમારા જીવનની ક્ષણેક્ષણ તપાસો. તમારું ધ્યેય સ્પષ્ટ તેમ જ સર્વાંગસંપૂર્ણ રાખવું પડશે, અને તેમાં જો સત્ય અને અહિંસા સૂક્ષ્મ રીતે નહીં જાળવવામાં આવે, તો તમે જે સમાજવાદ લાવવા માગો છો તે ક્યાંય ખીણમાં અફળાઈ જશે અને તમારું નામનિશાન નહીં રહે. એ જ વાત કૉંગ્રેસને લાગુ પડે છે. જો કૉંગ્રેસીઓ કે સમાજવાદીઓ, જેનાં નામ અને અર્થો ખૂબ સુંદર છે, પણ તેના સિદ્ધાન્ત પ્રમાણે નહીં ચાલે, તો દેશમાં બળવો ફાટી નીકળશે, સામ્યવાદ દાખલ થઈ જશે. હું તો એ જોવા જીવવાનો નથી; પણ ભાવિ પેઢી તમને ગાળો ન દે તે વાત ખાસ લક્ષમાં રાખીને તમે તમારી પ્રવૃત્તિને વિકસાવજો.

"જે દહાડે સહુ ધર્મ ચૂક્યા તે દહાડે આપણી પડતી છે. આજે તો હિંદુઓ અને મુસલમાનો પોતાનો ધર્મ ભૂલ્યા છે, પરંતુ મારી આશા અને શ્રદ્ધા છે કે, જેમ નદીઓમાં પૂર આવે ત્યારે તે પાણી ડહોળું હોય છે, અને ઘણી ગંદકી પોતાની સાથે તાણી લાવે છે, પણ એ પૂરનો વેગ શમી જાય છે ત્યારે પાણી કેટલું સ્વચ્છ થઈ જાય છે!—તેમ અત્યારે સમાજમાં આ એક પૂર આવ્યું છે, અને તે શમી જશે એટલે સ્વચ્છ

સરિતાની માફક વહેશે અને દુનિયાને પ્રફુલ્લિત કરશે, કારણ કે આપણને ધર્મથી અને તપશ્ચર્યાથી આઝાદી મળશે

"એક સમય એવો હતો કે, બ્રિટન દરિયાની મહારાણી ગણાતુ હતુ, અને તે સામે કોઈની ફરિયાદ ન હતી એટલે બ્રિટન જો હિંદની સાથે સાચી અને પ્રામાણિક મૈત્રી રાખશે, તો દુનિયામા આધ્યાત્મિક સદ્ગુણમા તેનો નબર પહેલો હશે અને જગત તેને વદન કરશે. એટલુ જ નહી પણ મહારાણી કરતાય મોટો હો‍ો મળશે, જગતનુ ભાવિ ઘડાવવા સહુને તેમની પાસે જવુ પડશે કારણ કે અગ્રેજોમા એ ગુણો અને શક્તિ પડેલી છે તે મે અનુભવ્યુ છે કેટલાય વર્ષો હુ અગ્રેજોની વચ્ચે રહેલો છુ અનેક અગ્રેજ સ્ત્રીપુરુષ મારા દોસ્તો છે"

બે અગ્રેજ ભાઈઓ પણ આ મડળીમા હતા, એટલે તેમની સાથે પણ ઉપર મુજબની વાતો કરી

બાપુજી પોતાના વિચારોમા એકલા હોવા છતા રાજાઓને, હિંદુ, મુસલમાન, અગ્રેજ, 'વાદોવાળાઓ'ને, વ્યક્તિઓને કે સ્ત્રીઓને જે સ્પષ્ટ ભાષામા કહે છે તે એમની વાણી ખરેખર આજે નહી તો વર્ષો પછી પણ લોકોને માટે દીવાદાડી રૂપ બન્યા વગર રહેવાની નથી બાપુજી પાસે દુનિયાના જાત જાતના અને ભાત ભાતના લોકો આવે છે ત્યારે એમ લાગે છે કે, ભગી મોલોનીના ઝૂપડામા બેસતા ૭૮ વર્ષના મૂઠી હાડકાના આ બુઢ્ઢા તરફ જ છેવટે સહુની નજર જાય છે, અને તે દ્વારા જગત હિંદુસ્તાનને પૂજે છે, કારણ કે બાપુજીએ નરસિંહ મહેતાના કથનોને જીવનમા વણ્યા છે કે

"હુ કરુ હુ કરુ, એ જ અજ્ઞાનતા
શકટનો ભાર જેમ શ્વાન તાણે"

પોતે જ બધુ કરતા છતા પોતે કશુ જ કર્યું નથી

આજે તો બાપુજી જવાના હોવાથી એક પછી એક માણસો આવતા જ હતા બે વાગ્યે જવાહરલાલજી, સરદારદાદા, અમ્માજાન (મિસિસ નાયડુ), મૌલાના સાહેબ, રાજાજી, રાજેન્દ્રબાબુજી, વ આવ્યા તે છેક સવા ૭ સુધી રહ્યા એ લોકો માટે બપોરે ચાનાસ્તાની વ્યવસ્થા બરાબર છે કે નહી તે જોવાનુ બાપુજીએ કહેલુ, એટલે હુ તેમા રોકાઈ હતી અને બપોરના નાસ્તા માટે આમરા ક્યાં સાસાપ્ત બાક્યો

૩-૩૦ વાગ્યે એક બહેન મને બાપુજીને આપવાનો પત્ર આપી ગયાં. તે પત્ર આ પ્રમાણે હતો :

श्रीयुत महात्माजी,

मैं आपको यह सूचित कर देना चाहती हूँ कि अन्तर-आत्माकी प्रेरणासे मैं आपके साथ प्रार्थनामें कुरान पढ़नेका निम्न कारणोंसे विरोध करुंगी : १. मंदिरमें कुरान पढ़नेसे उसकी पवित्रता और मर्यादा नहीं होती है. २. कुरानको धर्मग्रंथ माननेवालोंने बंगाल, पंजाब आदिमें राक्षसी अत्याचार किये है, उसे देखते हुए कुरान पढ़ना पढ़ाना हिन्दुओंके लिये मैं महान पाप समझती हूँ. किसी मस्जिद मंदिरमें गीता या रामायण पढ़नेका साहस आज तक आपने किया है ऐसा मालूम नहीं होता.

हिंदुधर्मसेविका, उमादेवी

આ પત્ર બધી મંડળી બેઠી હતી ત્યારે જ હું બાપુજીને આપી આવી, કેમ કે કદાચ આ સંબંધી બાપુજીને કંઈક કહેવું હોય. બાપુજીએ આ પત્ર સહુને વાંચવા આપ્યો.

બાપુજી આજ સુધી પોતાની અહિંસાને વફાદાર રહેવા માટે, હજારો માણસો પ્રાર્થના કરવાના પક્ષમાં હોવા છતાંય, એક જ જણની ઇચ્છાને પોષતા. ઘણા જણા હોવા છતાં એકને દબાવી દેવું એ પોતાની દૃષ્ટિએ બાપુજી ગુનો માનતા. પણ આજે એક બહેને જ્યારે વાંધો લીધો ત્યારે એથી બાપુજીને લાગી આવ્યું. કેમ કે બાપુજીએ સ્ત્રીઓને હંમેશા ચડતી છે; તેમને ત્યાગ અને સમર્પણની મૂર્તિ કહી છે. નૈતિક ક્ષેત્રમાં સ્ત્રીઓનું સ્થાન ખૂબ ઊંચે છે એમ બાપુજી હમેશાં માનતા આવ્યા છે.

આજની વર્કિંગ કમિટીમાં ખૂબ ગરમાગરમ ચર્ચાઓ ચાલી. ખાનસાહેબ તો બેહદ દુઃખી છે.

સાંજે બાપુજીએ સ્ટીમ કરેલું એક સફરજન અને ૭ ઔંસ દૂધ જ લીધું.

પ્રાર્થનામાં જતી વેળાએ ઉમાદેવી બહેનનો પત્ર સાથે જ લીધો અને જતાં જ પૂછ્યું કે, "ઉમાદેવી આવ્યાં છે? જો આવ્યાં હોય તો તેઓ અહીં આવી શકે છે." અને બીજા વીસ માણસોએ પોતાની સહી આપીને એક પત્ર આપ્યો હતો.

બાપુજીએ કહ્યું:

"ઈશ્વર સિવાય મને કોઈ રોકી શકનાર તો નથી જ. પણ મારે તો ધીરજ રાખવી છે. ધર્મનું પાલન ધૈર્યથી જ થાય છે. હિંદુ ધર્મમાં સહિષ્ણુતાને બહુ મહત્ત્વ અપાયેલું છે. શંકરાચાર્યજીએ તો ત્યાં સુધી કહ્યું છે કે, સમુદ્રમાંથી એક એક ટીપું પાણી લઈને હલેચાને બીજા ખાડામાં નાખીએ અને એ રીતે સમુદ્રને ખાલી કરવામાં જે ધીરજ જોઈએ તેના કરતાં પણ વધુ ધીરજ કેળવવી જોઈએ. આપણે તો મુમુક્ષુ છીએ. અને મુમુક્ષુએ આવી ધીરજ રાખવી જોઈએ. આપણે ઈશ્વરની પ્રાર્થના કરવા અહીં એકઠા થયા છીએ. ખરી હકીકત તો એ છે કે, પ્રાર્થના તો અંતરમાંથી જ થાય. અહીં ગમે તેટલા ઘાંટા પાડીને પ્રાર્થના કરીએ અને હૃદયમાં તો કોઈને મારવાની ઇચ્છા જાગે, તો ઈશ્વર બોળો નથી કે પ્રાર્થના માની લે. એક બાળક અહીં વિરોધ કરે અને આપણે એને દબાવીએ કે પોલીસને સુપરત કરીએ અને પછી પ્રાર્થના કરીએ તેમાં આપણી શોભા નથી. પણ હવે હું એમની ચિઠ્ઠીનો જવાબ આપું.

૧. જે લખ્યું છે તેમાં, હિંદુ ધર્મનું સાચું રહસ્ય શું છે, તેનું તેમને જ્ઞાન નથી. અને એવી રીતે ધર્મને બચાવવાની જે ચેષ્ટા કરવામાં આવી છે તે, સાચું પૂછો તો, ધર્મનો નાશ નોતરવા બરાબર છે. હું તમામ હિંદુ શીખભાઈઓને વિનંતી કરું છું કે, આવે ખોટે માર્ગે તમે ન જશો.

૨. મંદિરમાં કુરાનનાં આવાં સુવાક્યોનું મનન કરવાથી મંદિર અપવિત્ર બની જાય છે, તેમ હું માનતો નથી. ઈશ્વરની સ્તુતિ કોઈ પણ ભાષામાં કરીએ તો તે અપવિત્ર થાય છે તેની સાબિતી શી? હાવે જ તમને કુરાનની આયતનો હિંદીમાં અનુવાદ સંભળાવ્યો, તેમાં તો કોઈએ પોતાનો વિરોધ ન નોંધાવ્યો. કોઈ ગીતાનો અનુવાદ અરબીમાં કરે તો તે અધર્મ બની જાય? એમ જો કોઈ માનતો હોય તો તે જ્ઞાની નથી, પણ પૂર્ણતાએ અજ્ઞાની છે. અહીં મારી સાથે ખાનસાહેબ છે તેઓ નમાજ પઢે છે અને તે સમયે પોતાના ઇષ્ટદેવને સ્મરે છે. તો મંદિર અભડાઈ ગયું કે અપવિત્ર થઈ ગયું એમ કહેવામાં નરી મૂર્ખતા જ છે.

૩ કદાચ તમે એમ માનતા હો કે, મુસલમાનોએ પાપ કર્યું છે, તો હું તમને પૂછું છું કે, હિંદુઓ પાપ કરવામાં ક્યાં ઓછા ઊતર્યા છે? બિહારમાં હિન્દુઓએ જે કર્યું છે તે તમારે જાણવું જોઈએ ત્યાં હિંદુઓએ મુસલમાન બહેનોને મારી નાખી છે, બાળકોને માર્યાં છે, બેઆબરૂ કરી છે, મકાનો લૂંટ્યાં છે એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે, કોઈ મુસલમાન આવીને મને કહે કે, ભગવદ્‌ગીતાના પાઠ કરવાવાળાઓ પાપી છે, તો તે કેટલી બેહૂદી માન્યતા છે? હું જાણું છું કે, મુસલમાનોએ અત્યાચારો કર્યા છે, પાપો કર્યાં છે પણ કુરાનને વાંચવાવાળા પાપાત્મા છે એટલે કુરાન શરીફ પાપી ગ્રંથ છે—તેની આયત પાપી છે એ હું સમજી નથી શકતો તો તો ગીતા, ઉપનિષદ, રામાયણ ગ્રંથસાહેબ આદિ આપણા ગ્રંથો પણ પાપી ગ્રંથો ઠરશે ગીતાના પણ અનેક અર્થો નીકળે છે અને ગીતાના વાચકો કહે છે કે, ગીતામાં લખ્યું છે કે આતતાયીઓને મારવા પણ હું તેનો અહિંસાત્મક અર્થ કરું છું, કારણ કે મને એ અર્થ સાચો લાગે છે

"અને મસ્જિદમાં મેં ગીતા નથી વાંચી કારણ કે મને ખાસ એવો મોકો મળ્યો નથી પરંતુ તમે જાણતા હશો કે, હું મુસલમાનોના ઘરમાં ફર્યો છું, રહ્યો છું તેઓને ત્યાં મેં મારી પ્રાર્થના કરી છે, ગીતાપાઠ કર્યો છે અને મસ્જિદમાં તો નહીં પણ મસ્જિદની તદ્દન નજીકમાં પણ રામધૂન તાન સાથે ગાઈ છે આ જ છોકરી જે અહીં કુરાનની આયત પઢે છે તેણે રામધૂન કૃષ્ણધૂન મુસલમાનોની વચ્ચે લેવડાવી છે હું મુસલમાન ભાઈઓને કહેતો હતો કે, તમે જેમ 'રહીમ' અને 'કરીમ'નું નામ લો છો તેમ અમે 'કૃષ્ણ' અને 'રામ'નું નામ લઈએ છીએ અને મારે કહેવું જોઈએ કે નોઆખાલીમાં ક્યાંય આ જાતનો વિરોધ થયો નથી

'તમે અત્યાચારની વાતો કરો છો પણ હું તો નોઆખાલી અને બિહાર બંને જગ્યાએ ગામડે ગામડે, અને ઘેર ઘેર ઘૂમ્યો છું પણ હું તમને કહું છું કે બિહારે નોઆખાલીને આંટી દીધું છે

વળી ઉમાદેવી લખે છે કે, હું મુસલમાનો પાસે જઈને પ્રાર્થના નથી કરી શકતો, પણ બિચારી ઉમાદેવી શું સમજે કે ગાંધી કયા સંસ્કારનો બનેલો છે? મને મારી આ વાત કહેતાં શરમ પણ આવે છે કે ઉમાદેવીના પતિ દૈનિક ના તંત્રી છે અને . રાજ્ય હિંદુ મહાસભાના મંત્રી છે, છતાં પોતે આવા અજ્ઞાન કેમ હશે? એથી મને તો ઉમાદેવી પર દયા આવે છે પણ સમુદ્રમાં જ આગ લાગે તો કોણ બુઝાવે?

સાચી વાત તો એ છે કે, આ વિરોધ કુરાનની આયત છે માટે

નથી પણ તે અરબી ભાષામા છે માટે છે કારણ કે કોને અનુવા૰ સમજાવ્યો તો કોઈનો વિરોધ ન હતો."

આટલુ કહી ગઈ કાલનો આખો અનુવાદ બાપુજીએ સભળાવ્યો પછી કહે

"હુ તો કુરાનની આયત પઢી ગયો અને તમે કોઈએ અને ખાસ કરીને ઉમાદેવીએ કેમ વિરોધ ન કર્યો? અને મને ચૂપ કેમ ન કર્યો?

"આપણા શ્લોકમા પણ છે કે, तमसो मा ज्योतिर्गमय તો આ અરબી ભાષામા છે એટલે એક ધર્મસેવકની પત્ની જ્યારે આટલુ નથી સમજી શકતી અને વિરોધ કરે છે ત્યારે મને દુ ખ થાય છે

"ગઈ કાલે હુ ઝીણાસાહેબ પાસે ગયો હતો અમારી વચ્ચે રાજનૈતિક વિરોધ ખૂબ છે તેઓ પાકિસ્તાન માગે છે, હુ તેનો વિરોધી છુ પણ કોગ્રેસવાળાઓએ લગભગ નિર્ણય કર્યો છે કે, પાકિસ્તાનની માગ પૂરી કરે, પરતુ પજાબમા અને બગાળમા જ્યા હિદુઓની બહુમતી છે તે વિભાગ પાકિસ્તાનમા નહી ભળે ફક્ત જ્યા મુસલમાનોની બહુમતી છે તે જ વિભાગ પાકિસ્તાનમા જશે

"હુ તો એની પણ વિરુદ્ધ છુ દેશના ટુકડાની વાતથી મને કમકમાટી આવે છે પણ આ વિચારમા અત્યારે હું એકલો છું અને હું કોઈ પણ પક્ષની તરફેણ નથી કરતો ઝીણાસાહેબને પણ સ્પષ્ટ કહી દીધુ કે હું તો હિદુ મુસલમાન, પારસી, શીખ જૈન, ઈસાઈ આદિ તમામ કોમનો સેવક છુ, ટ્રસ્ટી છુ તેથી પાકિસ્તાન બનાવવામા હુ રસ નહી લઉ અને તેની સ્વીકૃતિ પર હુ હસ્તાક્ષર નહી આપુ

"મે ઝીણાસાહેબને એ પણ નમ્રતાપૂર્વક જણાવ્યુ કે, તમે હિસાના બળથી કે આવા નામર્દાઈભર્યા વલણથી પાકિસ્તાન નહી લઈ શકો સમજાવીને શાતિથી આખો દેશ તમને ભલે સોપાય, તેમા હુ ખુશ હોઈશ અને સહુથી પહેલી વધાઈ હુ આપીશ

"તમને મારે એ પણ જણાવવુ જોઈએ કે હુ ઝીણાસાહેબ પાસે ગયો છુ તે ઘણા મિત્રોને નથી ગમ્યુ બધા મને પૂછે છે કે ઝીણાસાહેબ પાસે જઈને લાવશો શુ? હુ એમની પાસેથી કશુ જ લેવા નહોતો ગયો હું તો ફક્ત એમના હૃદયની વાતો જ જાણવા ગયો હતો અને મને ત્યાથી કશુય લાગ્યો નથી તેમ મે કશુંય ગુમાવ્યુ પણ નથી

"હુ તો તમને સહુને વીનવુ છુ કે આપણે હળીમળીને રહેવુ જોઈએ અને જેઓ પાકિસ્તાન લેવા માગે છે તેમને પૂછુ છુ કે મને સમજાવો કે પાકિસ્તાનથી શો ફાયદો છે? એમ જનતાને પણ સમજાવો પણ

બળજબરી કરીને મારી પાસેથી પાકિસ્તાન માગે તો એક તસુ પણ ન મળે.

"આજે મેં તમને ખૂબ કહ્યું અને પાકિસ્તાનનો હું શા માટે વિરોધી છું તે પણ તમને સમજાવી શકું છું, પણ હવે વખત નથી.

"આજે તો હું કલકત્તા જાઉં છું. ત્યાં જઈને શું કરીશ તે મને ખબર નથી પણ મને જ્યારે તમે બોલાવશો ત્યારે હાજર થઈશ. તેટલા સમયમાં તમે વિચારજો કે મને પ્રાર્થના કરતો રોકવામાં કોઈ ફાયદો નથી. હવે બે મિનિટની શાંતિ રાખી આંખો બંધ કરી મનમાં પ્રાર્થના કરો."

બે મિનિટની શાંતિ બાદ પ્રાર્થના પૂરી થઈ. પ્રાર્થના પછી જયરામદાસભાઈ, ખાનસાહેબ, સુચિતાબહેન, ઓમિયોબાબુ અને બીજાં ભાઈબહેનો હતાં. છેલ્લો દહાડો હોવાથી બાપુજીનો દરબાર ભરચક હતો. ૮-૩૦ વાગ્યે અમે સ્ટેશન પર આવવા રવાના થયાં. ગાડીને સાત મિનિટની વાર હતી, એટલે બાપુજીએ ફરતાં ફરતાં દેવદાસકાકા સાથે અત્યારની પરિસ્થિતિ અંગે વાતો કરી.

ખાનસાહેબ પણ આજે પેશાવર ગયા. એ પણ બાપુજીને વળાવવા આવ્યા. એમણે ગદ્‌ગદ અવાજે બાપુજીને કહ્યું:

"महात्माजी ! मुझको आपके सिवा और किसीका सहारा नही है। हम तो सैनिक है। आप जो हुक्म हमारे लिए करेगे वह हम मान लेगे। आप जो कुछ करेगे उस पर हमको पूरा अभिमान है।"

પછી મેં ખાનસાહેબને પ્રણામ કર્યા. મને આશીર્વાદ આપીને ભેટી પડ્યા. વાત્સલ્યથી કહે:

"बेटी ! पता नही अब तुझे मिलनेका मौका मिलेगा या नही ! मगर तुमने मेरी इतनी सेवा की है उसका बदला मैं नही दे सकता। बेटी ! खुदा तुझे महात्माजीकी खूब सेवा करनेकी ताकत दे यही दुआ करुगा . . . "*

*આજે એમના આ શબ્દો જ્યારે મારી ડાયરીમાંથી વાંચું છું ત્યારે એ દૃશ્ય આંખ સામે ખડું થઈ જાય છે. કારણ કે, અમારી આ મુલાકાત સાથે જ આખરી નીવડી, અને પૂ. ખાનસાહેબ પૂ. બાપુને ફરી ન મળી શક્યા! એ દૃશ્યનું વર્ણન આજે એક દુઃખદ ઘટના રૂપે બની ગયું. અને

મે મારી ડાયરી લખી અને ૧૧-૩૦ થયા છે દરેક સ્ટેશન પર લોકો દર્શન માટે તો આવે જ છે બાપુજી ૧૦-૩૦ વાગ્યાના ઊંઘી ગયા છે હજુ સુધી તો બે સ્ટેશનો પર શાંતિથી લોકોએ દર્શન કર્યાં છે

૯-૫-'૪૭

**(દિલ્હીથી પટણા થઈ કલકત્તા જતા ગાડીમાં)**

આજે રાતના સ્ટેશનો પર બહુ ધમાલ ન હતી હું પાંચ સાત વખત ઊઠી હતી, પણ લોકો બહુ જ શાંતિ જાળવી રહ્યા હતા કાનપુર અને અલ્હાબાદમા પણ હજારોની સખ્યામાં માણસો આવેલા પણ શાંતિ જળવાઈ, અને ફડ પણ એકઠું થયુ પરતુ મે મહિનાની આ તરફની અસહ્ય ગરમીએ બધાને ઠીક ઠીક અકળાવ્યા છે બાપુજીને તો દસે મિનિટે માથા પરનો ભીનો રૂમાલ ગરમ થઈ જાય છે લૂ પણ સારી પેઠે વાઈ રહી છે

સવારની પ્રાર્થના વગેરે નિયમ મુજબ થયુ આખે રસ્તે બાપુજીએ લગભગ બગાળી વાંચવામા જ વખત ગાળ્યો છે થોડી આવેલી ટપાલો જુદી કરી આપી હતી તે વાચી ગાડીનો અવાજ હોવાથી મારો પાઠ આજે બંધ રાખ્યો

અલ્હાબાદમા હુનરભાઈ અને મૃદુલાબહેન આવ્યા મારા માટે હુનરભાઈ ભોજન લાવેલા અને બાપુજી માટે બકરીનુ દૂધ તથા કાચુ શાક લાવ્યા

બાપુજી માટે પ્રાઇમસ પર શાક બાફ્યુ બે ખાખરા બાપુજીએ લીધા મૃદુલાબહેને બિહાર વિષે ખૂબ વાતો કરી મારી સાથે દિલ્હીના વાતાવરણ અગેની વાતો કરી મોગલસરાઈ પછી બાપુજીએ માગી લીધી

---

...ણા એક 'ગાધી' તો પ્રભુના દરબારમા પહોંચી ગયા અને (સરહદ ...) બીજા ગાધીની પાકિસ્તાનમા ભયકર કસોટી ચાલી રહી છે કાળ કેવો ...ઈ જાય છે! ઈશ્વરને પ્રાર્થીએ કે, પ્રભુ સહુને સન્મતિ આપે અને આપણા ... 'ગાધી' બીજા 'ફકીર' અને બીજા અહિંસાના બહાદુર પૂજારીને પ્રભુ ...ીમુખ્ય કરે અને આપણને દુનિયાને માર્ગદર્શન આપવા તદુરસ્તીમય આયુષ્ય આપે

અને આરામ કર્યો. મેં કાંત્યું અને બાપુજીનું સૂતર ઉતાર્યું. બાપુજીએ ૪–૩૦ થી ૫–૩૦ વાગ્યે પટના આવ્યું ત્યાં સુધી, એટલે એક કલાક કાંત્યું.

પટનામાં બધા પ્રધાનો આવ્યા હતા અને સ્ટેશન પર માનવ મહેરામણ હેલારા લેતો હતો. ટ્રેનની બારીમાંથી નજર કરીએ તો કાળાં માથાં કીડિયારાની માફક ઊભરાયાં હતાં. બહેનો અને બાળકો પણ એટલાં જ હતાં. સાંજના ૫–૩૦ નો સમય હતો. એથી ફરવાને બહાને પણ સહુને નીકળવાની અનુકૂળતા હોય. ખૂબ ફંડ એકઠું કર્યું અને દિલ્હીથી પટણા સુધીનું જેટલું ફંડ હતું તે બધું જ (ગણ્યા વગરનું) દેવભાઈને સોંપી દીધું. તેઓ ગણીને અહીંની બેંકમાં ખાતુ છે તેમાં ભરી આવશે.

બાપુજી બધા પ્રધાનો સાથે વાતોમાં મશગૂલ હતા. ટ્રેનનો ઊપડવાનો સમય થતો હતો. પણ સ્ટેશન માસ્તર બિચારા નોકરિયાત માણસ રહ્યા. તેઓ બાપુજીના ડબ્બામાં આવીને પૂછવા લાગ્યા, " ટ્રેન ઊપડવાનો સમય તો થઈ ગયો છે, પણ આપને જરૂર હોય ત્યા સુધી કહો એટલે તે સમયે ગાડી ઉપાડીએ " બીજા કોઈ જવાબ આપે તે પહેલાં જ બાપુજી બોલ્યા :

"તમે આ પૂછવા આવ્યા છો તેમા હુ તમારો દોષ નથી જોતો. તમને તાલીમ જ એ જાતની મળી છે. તમે જેમ અહીં પૂછવા આવ્યા તેમ ડબ્બે ડબ્બે પૂછવા જશો? જો ત્યા નહી જાઓ તો તમારે અહીં પણ ન આવવું જોઈએ. હુ કોઈ હાકેમ નથી અને આ પ્રધાનો તમારા હાકેમ ખરા, પણ મને કોઈ સત્તાથી મળવા નથી આવ્યા, કૌટુમ્બિક ભાવનાથી આવ્યા છે. અને તેઓ ન આવ્યા હોત તો એમને હું કાઈ કરી ન શકત. પણ લાગણીથી અમે વર્ષો જૂના સાથીઓ છીએ તેથી જેમ આ આખી ગાડીમા કેટલાંય એવાં હશે કે પોતાના લાગતા વળગતા મિત્ર સગાંસંબધી સ્ટેશનોથી પસાર થતાં હોય તો આવે તેમ આ લોકો આવ્યા છે. તમારી તો ફરજ છે કે, તમારા કાયદાની રૂએ તમારે જ્યારે ગાડી ઉપાડવાની હોય ત્યારે સીટી વગાડી જ દેવી જોઈએ. પછી ભલે ગમે તે મોટા હાકેમ કેમ ન હોય? સિવાય કે કોઈ હાઈલેવલ તમને તમારા વડાઓએ કઈ લેખિત પ્રોગ્રામ આપ્યો હોય. પણ જો એવું ન હોય તો તમારે તમારૂ રુટિન કામ કર્યે જવું જોઈએ. તો તમે પણ કેળવાશો,

આ પ્રધાનો પણ કેળવાશે અને પ્રજા પણ કેળવાશે પ્રધાનોને જોઈને તમારે ગભરાવુ ન જોઈએ એ તો પ્રજાના સેવકો છે એટલે ઊલટાનુ તમારે તેમની પાસે નીડર બનવુ જોઈએ અને પ્રધાનોએ પણ પોતાના ખાતામા જે માણસો હોય તેને નોકરો ન સમજતા નાના ભાઈઓ સમજવા જોઈએ તો જ આપણે સુખી થઈશુ અને સાચી લોકશાહીનો આનદ માણી શકીશું એટલે જે નિયમ આ આગગાડીમાના મુસાફરોને લાગુ પડે છે તે જ નિયમ મારે માટે હોય જોકે એ નિયમ સપૂર્ણતાએ પળાતો નથી એમ મારે કબૂલ કરવુ જોઈએ દા ત અમારા બે ત્રણ જણને માટે આ ડબ્બો 'રિઝર્વ' રહે છે (ત્રીજા વર્ગમા ફરવા છતા) પણ એને માટે મારી પાસે ઉપાય નથી કારણ કે નહીતર બધા જ માણસો આ ડબ્બામા ચડવા માડે એટલે અગ્રેજોના સમયથી તેમની મારા પરની આ મહેરબાનીની રૂઢિ ચાલુ રહેતી આવી છે અને હવે તો તમને હુ ઠપકો નથી આપતો તમે દુ ખ ન લગાડશો પણ આ તો આપણ સહુને એક શીખવા જેવો પ્રસગ સાપડી આવ્યો અને તે બાબત હુ ન કહુ તો તમને શી ખબર પડે? અને (વિનોદમા) હું તો શિક્ષક રહ્યો, એથી મારા સ્વભાવમા એ છે કે, જ્યા મારા અતરાત્માને ભૂલ લાગે ત્યા સુધાર્યા વગર નથી રહેવાતુ ચાલો તમને આટલી મિનિટ આપી અને હવે તમારી સગવડે તમે ગાડી ઉપાડવામા સકોચાશો નહી તમે લાગણી પૂર્વક કહેવા અને વિવેક કરવા આવ્યા છો તે હુ સમજ્યો, છતા મારા મનમા આટલી વાતો કહેવાની આવી ગઈ તેથી કહી'

પેલા ભાઈએ એકદમ બાપુજીને પ્રણામ કર્યા અને ઊતરતાના ખુશ થતા થતા કહે "મહાત્માજીની શી વિશાળતા અને નમ્રતા છે! આવુ કડક નિયમપાલન કરનારા દરેક ખાતામા ફક્ત એક જ અમલ દાર હોય તો અમારા નોકરિયાતોના સસ્કારો, નોકરિયાતોની સરળતા, અને નીડરતા કેટની વધે? તો અમને અમારો દેશ લાગે, અમને અમારા અમલદારો કે પ્રધાનો સત્તાધીશો ન લાગે, પણ અમારા વડીલો લાગે પરતુ મારા જીવનમા અને અનેક નોકરિયાતોના જીવનમાં એવુ બન્યુ હશે કે, પોતાના ઉપરીઓની અગત સગવડ ન જળવાય તો એ નાના નોકરિયાતોના બેહાલ થઈ જાય છે એથી અમારા સ્વભાવમા જ ઉપરીઓની અગત સગવડ, અમને જરા પણ મનમા ન ગમતુ હોય છતા, સાચવવાની ટેવ પડી ગઈ હોય છે નોકરિયાત જીવનમા પડ્યા પછી મારી ૪૫ વર્ષની ઉમરમા આવી નીડરતાનો, અને કડક

શિસ્તપાલનનો આ પહેલો જ દાખલો છે. એટલે જ તો મહાત્માજી દેશના રાષ્ટ્રપિતા કહેવાય છે, એટલે એમાં શું કહેવાનું હોય?" ઘડીભર તો આ બનાવથી એકદમ શાંતિ છવાઈ ગઈ. અને સત્તાધીશોની વચ્ચે આ બનાવ બન્યો એટલે બાપુજીએ આ નિમિત્તે સહુને એક પાઠ આપી દીધો.

પટણા છોડ્યા પછી પ્રાર્થના કરી. પણ પટણા પછીનાં સ્ટેશનોએ તો લોકો બાપુજીનાં દર્શન કરવા માટે ગાંડા બની ગયા હતા. જયનાદો પણ કાન ફૂટી જાય તેવા થયા. આ ડાયરી રાતે દસ વાગ્યે લખું છું. પણ નાનાં સ્ટેશનોએ જ્યાં અમારી ગાડી ઊભી નથી રહેતી ત્યાં લોકો ડંડાઓ લઈને પાટા ઉપર ઊભા રહે છે અને બાપુજીનાં દર્શન કર્યા પછી જ ગાડીને ચાલવા દે છે. એટલે બાપુજીના પ્રતાપે ગાડી ઠીક ઠીક મોડી કલકત્તા પહોંચશે અને આજ આખી રાત જાગવું પડશે એમ લાગે છે.

દસ વાગ્યા પછી બાપુજી માટે ગરમ પાણી (સવાર માટે) કરીને થરમૉસ ભર્યું. ગઈ કાલ અને આજ દિવસમાં પણ મને સૂવા નહોતું મળ્યું, એટલે કૉફી કરીને પીધી, જેથી રાતના જાગી શકાય. ઓમિયોબાબુના પણ મારા જેવા જ હાલ થયા છે અને બિસેનભાઈ તો એક મિનિટ પણ લાંબા નથી થઈ શક્યા.

૯-૫-'૪૭

**(સવારના પાંચ વાગ્યે ગાડીમાં)**

આખી રાત જાગવું પડ્યું. પટણાથી કલકત્તા આવતાં ઠીક ઠીક હેરાન થયા. બિસેનભાઈની મદદ વિના જનતાને રોકવામાં મારા શા હાલ થાત તે કલ્પી ન શકાય. પણ બિસેનભાઈ ખૂબ મદદગાર અને જબરા છે. એકથી બીજા સ્ટેશન વચ્ચે ચાલતી ગાડીમાં હું તો લાંબી થઈ જતી હતી. હજુ ફંડ પૂરું ન ગણાયું હોય ત્યાં બીજું સ્ટેશન આવે, પણ એ તો ફંડ ગણી હિસાબ લખી નાખે. એટલે એમણે આ વખતે ખરી મહેનત કરી.

નિર્મલદા રાતે અઢી વાગ્યે અમારી સાથે ઓચિંતા પહોંચી ગયા, ને ત્યાર પછીથી એમણે જનતાને સંભાળવાનો ચાર્જ લઈ લીધો. અમે

ઘણા વખતે મળ્યા એટલે મારા ઉપર તો પ્રેમનો વરસાદ વરસાવવા લાગ્યા અહીંથી પ્રાર્થના સમય સુધીમા તો અમે ખૂબ વાતો કરી પ્રાર્થના વખતે બાપુજી જાગ્યા ત્યારે નિર્મલદાને જોઈને રાજી થયા

પ્રાર્થના પહેલા દાતણુ કરતા કરતા બાપુજીએ કલકત્તાની હકીકત નિર્મલદા પાસે સાભળી

નિર્મલદા પણ કડક શિસ્તપાલક છે એમના બહેન અને માતુશ્રી બરદ્વાન સ્ટેશન ઉપર ૪-૩૦ વાગ્યે આવેલા જેમ બીજા ભાઈબહેનો બારીમાથી બાપુજીના દર્શન કરે તેમ આ બંને જોતા હતા તેનામા નિર્મલદા મને કહે "આ માજી તને કઈક પૂછવા માગે છે" માજી અને બહેનને નિર્મલદાએ મારી ઓળખાણુ આપી કે, આ છોકરી ગાંધીજીની પૌત્રી છે નોઆખાલીની હકીકત તથા બીજી વાતો કહી પણ મને તેઓની ઓળખાણુ ન આપી હુ સમજી કે નિર્મલદા ઘણી વાર ઘણાઓને એ પ્રમાણે કહે છે, એટલે આ બહેનોએ પણ કઈક મારે વિષે પૂછ્યુ હશે તેથી કહેતા હશે, અને માજી તથા બહેને પણ ન કહ્યુ કે, આ મારો દીકરો છે, કે ભાઈ છે બરદ્વાન સ્ટેશન ગયા પછી — ગાડી ઊપડયા પછી — નિર્મલદા મને હમેશા વિનોદમા અને લાડમા બુધ્ધુ કહેતા, એટલે તેઓ કહે "બુધ્ધુ! તુમકો એક બાત બતાઉ જિનકી સાથ મૈં બાતે કરતા થા વે મેરી માતાજી ઔર દીદી થી" હુ તો અવાક બની ગઈ મે કહ્યુ "શુ કહો છો?" તેઓ કહે "બાપુજીના દર્શન કરવા આવ્યા હતા" હુ જરા નારાજગીથી બોલી "તમે એમ કેમ કર્યું? બાપુજી તેમને મળીને કેવા રાજી થાત!" તેઓ કહે "આટલી બધી મેદનીમાં જે ભાઈબહેનો હતા તે બધાને જે રીતે દર્શન થાય-તે જ રીતે મારા માતા અને બહેનને થાય, તેમા જ બાપુજીની અને મારી શોભા છે મે પણ તેઓને ના કહી હતી કે, તમે મનુને કઈ પણ ઓળખાણુ ન આપશો તારી વાતો મે તેમને કરી હતી તેથી તેઓ તને જોવા ઇચ્છતા હતા એટલે તારી મુલાકાત કરાવી દીધીને! તારી પણ તેઓને મળવાની ઇચ્છા હતીને?" નિર્મલદા તરફ મને માન તો હતુ જ, પણ આ પ્રસગથી તો એમના તરફ મનમા ખૂબ પૂજ્યભાવ ઉત્પન્ન થયો મે બાપુજીને વાત કરી તો બાપુજી કહે

"આવા જ સાથીઓની હું શોધમાં છું. તેં ગઈ કાલે પેલા સ્ટેશન માસ્તરનો પ્રસંગ જોયો, અને આજે આ નિર્મળબાબુનો પ્રસંગ જોયો. નિર્મળબાબુ તો ત્યાગી માણસ છે એટલે એમને એ જ શોભે."

પ્રાર્થના પછી બાપુજીના બંગાળી ગુરુ નિર્મળદાસની સાથે બાપુજીએ બંગાળી પાઠ કર્યો, અને બંગાળીમાં પ્રગતિ કરી છે કે નહીં તેની એક વિદ્યાર્થીની જેમ તેમણે પોતાના ગુરુ આગળ પરીક્ષા આપી. નિર્મળદા તો બાપુજીની બંગાળીમાં થયેલી પ્રગતિથી ખુશ ખુશ થઈ ગયા.

કેટલાક પ્રશ્નોના જવાબ આપ્યા:

પ્રશ્ન—તમારી અહિંસા જેઓને ગળે ઊતરી છે તેવા હિંદીઓને લીગના મુસલમાનો મારી નાખશે, કારણ કે આગેવાનો આવા ગુંડાઓને ઠીક ઠીક પ્રમાણમા હથિયારો પૂરાં પાડે છે. એટલે તેમની આગળ હારી જ જશે.

બાપુજી—આ માની લેવામાં આવેલી કાલ્પનિક હકીકત છે. આગળથી ભયંકર કલ્પના કરીએ તો તો માણસ કદીય આગળ ન વધે. અને આમા જો કાંઈ વજૂદ હોય, તો તે પ્રાંતિક સરકારના વહીવટ પર ટીકારૂપ બને છે. પણ આ જાતની માન્યતા કે મારી પાસે આવેલી હકીકત છતાંય, મારા વિચારો જરાય નબળા પડતા નથી, પણ ઊલટાના હુ મારા વિચારોમાં મક્કમ થતો જાઉ છુ, કારણ કે અહિંસા જેવા હથિયારમાં જે જોરાવર તાકાત છે તે શક્તિ અણુબૉંબની છેલ્લી શોધ થઈ હોવા છતા તેમાં નથી. અને હુ કહુ છું તેનો હૃદયપૂર્વકનો પ્રભાવ પડે તો તો હું નાચું. પણ તેવુ નથી, અને છતા મારા સિદ્ધાન્તોને પોતાના મન ફાવતો અર્થ કરીને પાળે તો તેમાં હુ શુ કરીશ? ઉપદેશકની તે જવાબદારી નથી. બહુ તો તમે એમ કહી શકો કે, હું અહિંસા શીખવવાની જોઈએ તેટલી શક્તિ ધરાવતો નથી. એમા તો એટલુ જ બની શકે કે, આપણે ઈશ્વરને પ્રાર્થીએ કે મારા પછીનો અહિંસક ઉપદેશક વધારે શક્તિશાળી થાય અને પોતાના કાર્યમાં સફળતા મેળવે.

પ્રશ્ન—અંગ્રેજો હિંદમાંથી જશે, એટલે તેમનું લશ્કર પણ જશે. પછી તો ચોતરફ અંધાધૂંધી ફેલાશે. તો આપ એમ નથી માનતા કે, હિંદના રાષ્ટ્રવાદીઓએ તુરત જ હથિયારો ચલાવવાની તાલીમ લેવી જોઈએ? નહીતર એવો ભય છે કે, પાકિસ્તાન થાય કે ન થાય છતાંય લીગના જુલમમાં કચડાવું પડશે. અને સામ્યવાદ ડોકિયાં કાઢી રહ્યો છે તે આ અંધાધૂંધીનો લાભ ઉઠાવશે. એ સમયે તમે વ્યક્તિના અંગત

બચાવને માટે હથિયાર વાપરવાની છૂટ કેમ ન આપી શકો? અથવા તમારી અહિંસાને સુધારીને કંઈક નવું સ્વરૂપ આપો તો?

બાપુજી — પહેલી વાત તો એ જ છે કે, રાષ્ટ્રવાદીઓ, આગેવાનો જો મુસ્લિમ લીગથી ડરતા હોય તો મારે કહેવું જોઈએ કે તે શરમજનક બીના છે અને પોતાના ગૌરવભર્યા નામને લજવે છે મુસલમાનો પણ હિંદીઓ જ છે. અને બીજા હિંદીઓમા જે રાષ્ટ્રભાવના છે તે તેમનામા પણ કેળાય એ જાતની તેમની પ્રવૃત્તિ હોવી જોઈએ અથવા તો નેતાઓએ કહી દેવું જોઈએ કે, તેમનો અહિંસા પરથી વિશ્વાસ ઊઠી ગયો છે તો પછી તેમણે પોતાની પ્રવૃત્તિ — રાજકીય વ્યવસ્થા — જુદી રીતે ઘડીને તે પ્રમાણે ચાલવું જોઈએ. પણ ધોબીના કૂતરાની માફક, નહી ઘરના નહી ઘાટના, તેવું તો ન જ બનવા પામવું જોઈએ મારે પોતાને માટે તો, મે ઉપર કહ્યું તેમ, કોઈ પણ જાતનો ફેરફાર મારા વિચારોમા થયો જ નથી પણ આવી ભયંકર હિંસા દેશમા જેટલા જોરથી ચાલી રહી છે તેટલા જ જોરથી અહિંસાની શ્રદ્ધા મારા મનમા તો તીવ્રપણે ઉત્તરોત્તર દૃઢ થતી જાય છે અહિંસા કેવળ તાત્ત્વિક સિદ્ધાંત નથી, પણ છેલ્લા સાઠ વર્ષના અનુભવ પછી અનુભવાયેલી નક્કર હકીકત છે જે માણસે સુંદર મીઠી કેરી ખાધી હોય, અને તે ફળની મીઠાશ અનુભવી હોય, તે જ ફળને કડવું છે એમ કહેવાને કઈ રીતે તેને સમજાવી શકાય? જે લોકો કહે છે કે આંબાના ફળ કડવા છે, તો તેમને માટે એટલું કહી શકાય કે તેમણે કેરી ખાધી જ નથી, પણ તેના જેવું કંઈક બીજું ફળ ખાધું હશે અને તેને કેરી માની લીધી હશે સામ્રાજ્યવાદીઓ છૂપી રીતે કંઈક કાર્ય કરતા હોય અને અધિકારીઓ દુરુપયોગ કરવાનો છૂપી રીતે પ્રયત્ન કરતા હોય તે વાત કદાચ માની પણ લઉં. તોપણ હું તો પોકારી પોકારીને કહેવાનો છુ કે, અહિંસા કોઈથી ગભરાતી નથી ”

અમારી ગાડી પ્લૅટફૉર્મ ખાલી ન હોવાથી હાવરા સ્ટેશનની નજીક લગભગ કલાક પડી રહી એટલે તે દરમિયાન મે સામાન પૅક કરી લીધો અને જતાં જ જરૂરિયાતનો સામાન સાથે રાખવાનો જુદો કર્યો બાપુજીએ આપેલા પ્રશ્નોના જવાબો લખ્યા નહોતું સમજાતું ત્યા નિર્મળદાની મદદ હતી તેથી જલદી લખાઈ ગયા

એ પછી ડૉ. દાદુ અને ડૉ. નાયકર મારફત દક્ષિણ આફ્રિકાની પ્રજાને એક લેખિત સંદેશો મોકલ્યો:

"ફિલ્ડ માર્શલ સ્મટ્સ દક્ષિણ આફ્રિકામા પાશ્ચાત્ય સસ્કૃતિના ટ્રસ્ટી છે પરતુ મારી આશા છે કે, દક્ષિણ આફ્રિકામા વસતા એશિયાના વતનીઓ અને આફ્રિકાના વતનીઓને કચડીને આ સસ્કૃતિ ટકાવી રાખવાનો પ્રયત્ન નહી જ કરે. સાચુ પૂછો તો દક્ષિણ આફ્રિકાએ આ ત્રણેય સસ્કૃતિના સુમેળનો આદર્શ નમૂનો બતાવવો જોઈએ

"ત્યા વસતી ગોરી પ્રજાથી હુ સારી પેઠે માહિતગાર છુ અને તેમાના ઘણા મારા મિત્રો છે તેમને પણ નમ્રતાપૂર્વક વિનતી કરીશ કે, તમે રગની સામેનો પૂર્વગ્રહ છોડી દો અને તમારા પ્રતિનિધિઓને કફોડી સ્થિતિમાથી બચાવો. હુ તો માનુ છુ કે ગોરી પ્રજા પડદામા રહી આફ્રિકાની બીજી પ્રજાથી અળગી રહેવા માગશે તો ભવિષ્યમા તેઓના હાથમા કાબૂ રહેવાનો નથી અને આવા અણઘટિત વલણથી ત્રીજુ વિશ્વયુદ્ધ ફાટી નીકળશે, જ્યારે ડાહ્યા પુરુષો આ ઝનૂનની આફત ટાળવા પ્રયત્ન કરી રહ્યા છે.

"આફ્રિકાની પ્રજા જો સહકાર આપશે અને સત્ય-અહિસાને રસ્તે જશે, તો તેમાથી સહુને માર્ગદર્શક નીવડે તેવો ભાઈચારો કેળવ્યાનો યશ ખાટી જશે પણ ત્યા વસતા જે હિદીઓ પોતાની કોમની એકતામા અને વ્યવહારમા ભગાણ પાડવાનો પ્રયત્ન કરશે તે પોતાને પોતાના દેશને અને પોતાની કોમને ભયકર હાનિ પહોચાડશે, અને સત્યાગ્રહની લડત જેઓને માટે ચાલુ કરવામા આવી છે તેને તથા સ્વતત્રતાને લજવશે માટે જેઓએ સત્યાગ્રહની લડતમા ભાગ લીધો છે તેઓને પણ મારી સલાહ છે કે, એ ભવ્ય શબ્દને, કે જેનો અર્થ સત્યનો આગ્રહ થાય છે, તે સિદ્ધાતને સૂક્ષ્મતાથી વળગી રહેજો એવા સત્યાગ્રહી કદીય હારતા જ નથી અને હિદીઓનુ સ્વમાન જાળવવા આ લડત જે વર્ષોથી ઉપાડી છે તે સત્યાગ્રહીઓની મદદે હિદ હમેશા ઊભુ જ છે."

[ઉપરની ડાયરી સવારના ગાડીમા લખી હતી. અને હવે આ રાતે બાર વાગ્યે શોદપુર પહોચ્યા પછીથી લખુ છુ ]

સના ૭ વાગ્યે અમે હાવરા સ્ટેશન પર આવ્યા સતીશબાબુના ભાઈ ક્ષિતીશબાબુ અને શોદપુર આશ્રમના બીજા કાર્યકર ભાઈઓ બાપુજીને લેવા આવ્યા હતા ત્રણ જગ્યાએથી બાપુજીને રહેવા માટેનુ નિમત્રણ આવ્યુ હતુ શરદબાબુને ત્યાથી, મિરઝા પાર્કમાથી અને ડૉ બિધાનબાબુને ત્યાથી કેમ કે પ્રાર્થનામા લોકોને શોદપુર આવવુ ઘણુ દૂર પડે અને કર્ફ્યુ હોવાને કારણે કદાચ લોકો હેરાન થાય પણ

બાપુજીએ તો શોદપુરમા ઊતરવાનુ પસદ કર્યુ જતાવેત તો બાપુજી બે દહાડાથી ગાડીમા હોવાને કારણે ફર્યા ન હતા, એટલે ફરવા લાગ્યા મે માલિશ, સ્નાન અને ખાણ તૈયારીઓ કરી ફરવામા ચારુદા, મા, (સતીશબાબુના પત્ની), સતોકકાકીમા (મગનલાલ ગાધીના પત્ની), દ્વિતીશબાબુ, સતીશબાબુના પુત્રી અને પૌત્રીઓ એમ ઘણા હતા

સુશીલાબહેન પૈ પણ નોઆખાલીથી આવ્યા છે તેઓ મુબઈ જવાના છે માલિશ, સ્નાન બાદ ભોજનના સમયે પણ મોટુ ટોળુ બાપુજીની આસપાસ બેઠુ હતું અને તેઓની પાસે કલકત્તાના હુલ્લડ અગેની વાતો સાભળી હુ તો ખૂબ કામમા હતી અને રસ્તાન કપડાનો ઢગલો ધોવાનો હતો, તેથી બાપુજીને ખાવાનુ આપીને ચાલી ગઈ હતી ભોજનમા બે ખાખરા, શાક અને દૂધ આઠ ઔંસ લીધુ

મદાલસાબહેન (જમનાલાલજી બજાજના પુત્રી) અહી રહેવા આવ્યા છે ખૂબ મળતાવડા છે અને મને મદદ આપવા માટે કાળજી રાખે છે તેમની સાથે ખૂબ વાતો પણ કરી તેમણે જ બાપુજીના પગે બપોરે ઘી ઘસ્યુ બાપુજી તો ફક્ત અર્ધો જ કલાક આરામ કરી શક્યા લોકો એટલા બધા એક પછી એક આવ્યા કે, સહુની વાત બબ્બે મિનિટ સાભળે તોપણ ક્યા વાત જાય? પ્રફુલ્લદા અને કિરલાજી આ યા પ્રાતિક કોગ્રેસ કમિટીના સભ્યો ચાર વાગ્યે આવ્યા આજે હુ કોઈની આથેની વાતો સાભળી શકી નથી, કારણ કે બપોર સુધી ખૂબ કામ રહ્યુ બપોર પછી મને પણ અહી રહેતા કુટુબીજનો મળવા આવ્યા એટલે તેઓની સાથે ગપસપ માટે પણ બેસવુ પડ્યુ

સાજે બાપુજીએ ફક્ત દૂધ જ લીધુ બાકી કાતવાનુ વ નિયમ મુજબ ચાલ્યુ આજે ટાગોરની જન્મજયતી છે, એટલે પણ લોકો ખૂબ આવે છે પ્રાર્થનાસભામા ગુરુદેવની બની શકી મગાળીઓ ગવાને માટે પ્રખ્યાત છે એ રીતે સુદર રગોળી પણ કરી હતી

પ્રાર્થનામા ગરુદેવના 'હિસાય ઉન્મત્ત પૃથ્વી' અને 'એકલા ચલો'નુ ભજન ગાયુ

બાપુજીએ કહ્યું

"અહીં તો ઓચિંતુ જ આવવાનું બન્યું. અહીં આવવાનો મારો આગળથી કોઈ કાર્યક્રમ ન હતો પણ અહીંથી અનેક મિત્રોનો આગ્રહ થયો કે મારે કલકત્તા આવવું એથી મને પણ થયું કે, નોઆખાલી અને બિહારમાં જે કામ કરવાને હું ગયો તે જ કામ આગળ ચલાવવા કલકત્તા જવાનો મારો ધર્મ થઈ પડે છે

"અહીં જેમની છબીને સુશોભિત રીતે શણગારવામાં આવી છે તે ગુરુદેવની આજે જન્મતિથિ છે અને હમણાં જ તેમણે લખેલા બે ગીતો તમે સાંભળ્યાં મહાપુરુષો કદીય મરણ પામતા નથી અને તેમણે આરંભેલાં કાર્યો ચાલુ રાખી તેમના નામને ઉજ્જ્વળ રાખવાની આપણી સહુની ફરજ છે આજનું ભજન અત્યારે જે સંયોગોમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ તેને અનુરૂપ છે ભજનમાં કવિ ઈશ્વરને પ્રાર્થના કરે છે કે, હે પ્રભો! તું અમને અંધારામાંથી પ્રકાશમાં લઈ જા, અસત્યમાંથી સત્યમાં લઈ જા અને દુઃખમાંથી આનંદમાં લઈ જા આ જ મંત્ર કહીને તેમણે દીનબંધુ એન્ડ્રૂઝ અને પિયર્સનને દક્ષિણ આફ્રિકા જવા માટે વિદાય કર્યા હતા આખી દુનિયામાં ગુરુદેવના અનેક ભક્તો અને શિષ્યો થયા હશે તેમાં સહુથી મોખરે આ બે જણા હતા આપણા દેશમાં અનેક ઋષિ, મુનિઓ, વિદ્વાનો થઈ ગયા, અનેક શ્રેષ્ઠ વાતો અને ઉપદેશો તેઓ આપણને આપી ગયા છે. તે પ્રમાણે આપણે જો ચાલીએ તો હિન્દુસ્તાન એક શાંતિની ભૂમિ તરીકે પંકાય તમે સહુ જાણો છો કે એક શાંતિપત્રિકા પર મેં અને ઝીણા સાહેબે સહી આપી છે બિહારના હિંદુઓ અને નોઆખાલીના મુસ્લિમો યાદ રાખે કે, જો તેઓ શાંતિ નહીં જાળવે તો મારે આમરણ ઉપવાસ કરવાની ફરજ ઊભી થઈ જશે કારણ કે હિન્દુસ્તાનમાં મેં મુસ્લિમોની એવી સેવા કરી છે, અને હજુય હું હૃદયપૂર્વકની સેવા કરી રહ્યાનો દાવો કરું છું, એટલે મને એ અધિકાર આપોઆપ મળી જ જાય છે. કવિ ઇકબાલે કહ્યું છે તે યાદ રાખજો કે, 'મજહબ નહીં સિખાતા આપસમેં બૈર રખના' આ કડીને હૃદયમાં ઉતારી, આચરણમાં ઉતારી, હિન્દુસ્તાનને ભાઈચારાની અને સુલેહશાંતિની ભૂમિ બનાવજો

"અંગ્રેજો હવે લગભગ સત્તા છોડીને જશે તો હું તમને સહુને ખાસ સૂચવું છું કે, આપણી વચ્ચે કોઈ મતભેદ હોય તો સાથે બેસી ચર્ચા કરીને તેનું યોગ્ય નિરાકરણ લાવીએ તેમાં જ આપણી શોભા છે પરંતુ આપણા ભાઈ ભાઈ વચ્ચેના ઝઘડા અંગ્રેજો પાસે લઈ જઈએ તેમાં આપણી શોભા નથી એથી તો આપણી કાયરતા અને નબળાઈ જાહેર થશે અને તેથી આપણને કયો ગેરફાયદો થાય તે સમજદાર જોવાનો

વિચારશો તો તુરત સમજાઈ જાય તેવી હકીકત છે બ્રિટિશોને પણ હું નમ્રતાપૂર્વક કહીશ કે, તમે અહીંથી જેટલા વહેલા જઈ શકો તેટલા જાઓ. તેમા જ તમારું અને અમારું શ્રેય છે. અમે અમારુ ઘરમેળે પતાવી લઈશુ અમારે ખાતર તમે મહેરબાની કરીને ન રોકાશો ”

પ્રાર્થના પછી બાપુજી થોડી વાર ફર્યા અને ૯–૩૦ વાગ્યે શરદબાબુ આવ્યા તેમણે રાતના દસ વાગ્યા સુધી બાપુજી સાથે એકાન્ત મસલત કરી . વાતોનો સાર તો એ જ હતો કે, “અત્યારે કોમીનીય સામેના પૂર્વગ્રહો છોડીને સહુએ દેશના હિતમા વિચારવુ જોઈએ અને છુપી કરીઓ નિર્દોષો ઉપર ભોગવાય છે તે બધુ ‘વાર’ના પ્રતાપે જ તેમા નિર્દોષોને સહન કરવુ પડે છે કારણ કે જેઓ પક્ષના આગેવાનો છે તેને તો કોઈ મારવા જવુ નથી જો તેઓ આ રીતે મરતા હોય તો મને વાંધો નથી ભલે હુલ્લડો કરાવે. પણ આ તો નામર્દાઈનુ લક્ષણ કહેવાય ”

જોકે હુ તો મારુ કામ પતાવીને બે દહાડાની મુસાફરીનો ખૂબ થાક હતો એટલે છેક થાકીને ઊંઘી ગઈ હતી. શરદબાબુ ગયા પછી બાપુજીએ મને ઉઠાડી અને પગ ધોતા ઉપર મુજબની વાત ડાયરીમા ટાંકી લેવા કહી

લગભગ અગિયાર વાગ્યે બાપુજી પથારીમા પડ્યા બાપુજીને તેલ વગેરે મદાલસાબહેન અને સતીશબાબુના પુત્રી દીદીમણિબહેને, શુ ન બહેને પગ દબાવ્યા

મે તો એક ઊંઘ કરી લીધી હતી એટલે ઊંઘ ઊડી ગઈ બાપુજીનું સૂતર ઉતાર્યુ. મારો ગીતાપાઠ લખ્યો બાપુજીની ડાયરીની નકલ કરી, મારી ડાયરી પૂરી કરી ૧૨–૧૫ થયા છે હવે સૂવા જાઉં છુ

૧૦–૫–’૪૭
સોદપુર આશ્રમ (કલકત્તા)

નિયમ મુજબ પ્રાર્થના આજે પ્રાર્થનામા ભજન સતીશબાબુની પૌત્રી ગાયત્રીબહેને ગાયુ. બાકી આખી પ્રાર્થના અને ગીતાજી વ બધુ નિયમ પ્રમાણે મે કરાવ્યુ પ્રાર્થના પછી બાપુજીએ ટપાલના

કેટલાક કાગળો જોયા શહીદ સાહેબે લાંબો કાગળ લખ્યો છે તે જોયો. મેં મારું રોજનું કામકાજ પતાવ્યું

મુસ્લિમ લીગના મંત્રી અને તેમની સાથે બીજા બે વિદ્યાર્થીઓ હતા તેઓ બાપુજીને કહે, "આપ તો બુદ્ધ ભગવાને અને પેગમ્બર સાહેબે અહિંસાનું જે કામ કર્યું છે તેનું જ કામ કરી રહ્યા છો અને લોકો આપને તેમના અવતાર માને છે આપે કલકત્તાની અશાંતિને દાબવાની છે અને બિહારમાં પણ અમારા ભાઈઓને શાંતિ મળે એમ કરવાનું છે"

બાપુજી—પહેલી વાત તો એ છે કે, તમે મને બીજા બુદ્ધ કે પેગમ્બર માની રહ્યા છો તે જ ભૂલ છે મેં એવો દાવો કદીય કર્યો જ નથી હું તો એક મામૂલી આદમી છું હા, આપણા ધર્મશાસ્ત્રોએ અને મહાપુરુષોએ જિંદગીના જે સિદ્ધાંતો ઉપદેશ્યા તે પ્રમાણે ચાલવાની હું જરૂર કોશિશ કરું છું અને કેટલેક અંશે હું સફળ પણ થયો છું છતાં પણ હું કોઈ દૈવી પુરુષ છું અથવા તમારા મનાય છે તેવા પ્રકારનો છું એવો મારો દાવો નથી હું તો હિંદુ કહો કે મુસલમાન અથવા માનવમાત્રનો સેવક છું મારી એ ઇચ્છા છે ખરી કે, અત્યારે જે ખૂનખાર જંગ અંદરોઅંદર એક જ દેશના ભાઈબહેનો વચ્ચે ચાલી રહ્યો છે, તેને મટાડવાની મારામાં શક્તિ પેદા થાય તો હું રાજી થાઉં ખરો કૃષ્ણ ભગવાન કે બુદ્ધ જેવા અનેક મહાપુરુષો ઈશ્વરાવતાર થઈ ગયા અને તેઓમાં શાંતિ તથા સુખ લાવવાની દૈવી શક્તિ હતી એમ આપણાં શાસ્ત્રો કહે છે પણ હું હજુ શાંતિ સ્થાપી નથી શકતો, એટલે એનાથી તમે સહેજ સમજી શકો કે હું દૈવી પુરુષ તો નથી જ અને એવો ફૂલણજી થાઉં તો હું એક મિનિટ પણ આ દુનિયામાં નભી ન જ શકું હું તો મેં જે સત્ય અને અહિંસા આદિનાં વ્રતો લીધાં છે તેની કસોટીએ ચડ્યો છું ખરો તેથી જ તો હું નોઆખાલી, બિહાર, દિલ્હી ફરી અહીં આવ્યો છું અને તેમાં જ યા તો કરવું છે નહીંતર મરવું છે તમને જો એમ લાગતું હોય કે, ગાંધી કરે છે તેમાં અમને વિશ્વાસ છે અને ગાંધીની સફળતામાં જરૂર છે, તો

તમને સહુથી પહેલાં તો મારી એક નમ્ર વિનંતી કહું કે સૂચના કહું તે, કહો તો, કરું."

પેલા ભાઈઓ કહે, "હા, આપ અમને ગમે તે હુકમ ફરમાવી શકો છો."

બાપુજી — તો પહેલી વાત તો એ છે કે, તમે જે સંસ્થાના પ્રતિનિધિ છો કે કાર્યકર છો તે સંસ્થાને જો વફાદાર રહેવા માગતા હો, તો તમારે ઝીણાસાહેબને પૂછવું જોઈએ કે, પંજાબ, સરહદ, નોઆખાલીમાં હજારો હિંદુઓ મરે છે, હજારો બહેનોની આબરૂ લૂંટાય છે અને તમે તો ગાંધીની સાથે શાંતિપત્રિકામાં સહી કરી છે. તો તમે દિલ્હી શા માટે બેઠા છો? તમારી સંસ્થાનો એકેએક કાર્યકર શા માટે હિંદુઓના રક્ષણ અર્થે ખડે પગે ઊભો ન રહે? જો તમારે મુસલમાનોને બચાવવા જ હોય તો આ બધા હિંદુઓને રક્ષણ આપવું જ પડશે. અને તમારે તો, ઝીણાસાહેબનો હુકમ આવે કે ન આવે, પણ નોઆખાલીમાં જઈને બેસવુ જોઈએ. હિંદુઓને એ પુરવાર કરાવી આપો કે, તમે અમારાં ભાઈબહેનો છો અને જો કોઈ મુસલમાનો ધર્મને નામે તમને મારશે તો પહેલા અમે મરીશું, પણ તમારું સંપૂર્ણ રક્ષણ કરીશું. 'તમારી મા, બહેન, દીકરી તે અમારી જ મા બહેન દીકરી છે. આ વાત તેમને ફક્ત મોઢેથી કહીને નહીં પણ આચારમાં લાવીને જો તમે કરી બતાવો, તો હું તમને ત્રણેયને કહું છું કે, તમારો ધર્મ તમે બચાવશો, તમારી સંસ્થાને ઝગમગતી કરશો; તેની અસર આખા દેશમાં થશે, અને તમારા નેતાઓ તમારાં આવાં સુંદર કાર્યોથી શોભશે. આજે તમારા નેતાઓ — તમારી સંસ્થા, દુનિયામાં અળખામણી થઈ ગઈ છે. તેને જો તમારે મજબૂત કરવી હોય, હિંદના મુસલમાનોને સુખ, સંપ, શાંતિથી રહેવા દેવા હોય, તો આ એક જ રસ્તો છે, બીજો નથી. હું જાણું છું કે, તમને મારી વાતો નથી ગમવાની. પણ સાચું લાગે તે ન કહું તો હું તમને બેવફા નીવડયો ગણાઉં, કારણ કે હું તો તમને સહુને મારા મિત્રો અને મારા ભાઈઓ જ માનું છું. એટલે મિત્રધર્મ અને ભાઈનો ધર્મ મને સાચું કહેવાની ફરજ પાડે છે."

બાપુજીએ પણ સવારના પહોરમાં જ સ્પષ્ટ શબ્દો આ ભાઈઓને સંભળાવ્યા તેઓ તો એક પણ શબ્દ બોલ્યા વગર સાભળી રહ્યા અને બાપુજીની વાત પૂરી થઈ કે તુરત જ એકદમ ઊભા થઈ એટલું મહા મહેનતે સ્વીકાર્યું કે, "અમે અમારી સેના રાજ્ય હશે તેટલી આપીશુ" રખે બાપુજી કઈ બીજુ સભળાવશે તો? આવી ધાસ્તી પણ કદાચ એમના મનમા હોય! એટલે 'અદાબ' કરીને ચાલ્યા ગયા

મે બાપુજીને બાથમા કહ્યુ "આપે એ લોકોને બરાબર સભળાવ્યુ, પણ કોઈ એમ બોલ્યુ કે, અમે અત્યારે જ ઝીણાસાહેબને લાવો તમારી સામે જ લખીએ? અને આપનુ અહી 'માખણ' લેવા આવે છે કે આપ બહુ સારુ કામ કરો છો એમ શબ્દોમા ભનુ મનવે છે"

બાપુજી કહે "એમ ભલુ ન મનવે અને કામ કરતા થાય એટલા જ માટે મે આજે તેઓને સ્પષ્ટ સભળાવ્યુ હવે જોકે એ કામ તો કરવાના નથી, પણ અહી આવીને મને બુદ્ધ કે પેગમ્બરની ઉપમા આપી પોતા પરનો બોજો સાવ કાઢી નાખે છે તે તો નહીં કરે! મારા મનમા ભર્યું હતુ તે મારે કહેવુ જ રહ્યુ હુ તો કામનો ભૂખ્યો છુ, વખાણનો નહી હમેશા જે મોઢે મફ વખાણ કરે તેના પર બહુ વિશ્વાસ ન રાખવો તેના કરતા હુ જેઓ ટીકા કરે છે તેઓને મારા હિતેચ્છુ ગણુ છુ કારણ કે મારી ભૂલની તેઓ ટીકા કરીને મને ચેતવે છે, અને તેમાથી જ બન્ને પક્ષોને અરસપરસ ફાયદો પહોચે છે ન તો ટીકા કરનારાઓ સુધરી જાય છે, અથવા તો જેની થતી હોય તે ભૂલમા હોય તો સુધરે છે"

પછી હિંસા–અહિંસાની વાતો નીકળતા બાપુજી કહે, "શૂરાની અહિંસા પોતાના રોજના જીવનમા જેને અપનાવવી હોય તેણે પોતાનામાથી નિરાશા કે નામર્દાઈ ભરેલા વિચારોનો સદતર ત્યાગ કરવો જોઈએ, અને ઝીણામા ઝીણી વાતમા પણ પોતે સાવધ રહેવુ જોઈએ કોઈની ધાકધમકીથી તે દબાઈ ન જ જાય હિંદુસ્તાનમા આવા શૂરાઓની કઈ ખામી નથી તોપણ આજે દુનિયા કદાચ એમ પણ કહી શકે છે કે, હિંદુસ્તાનીઓ પાસે હથિયારો ન હતા એટલે વાપરતા ક્યાથી આવડે? પણ મારવા કરતા મરવામા કેવી બહાદુરી રહેલી છે? આપણને

પરદેશીઓએ કાયર ઠરાવ્યા છે એટલે આપણે તે માન્યતાને દૂર કરવી જ જોઈએ પણ તેને બદલે અત્યારે ઊંધુ જ ચાલી રહ્યુ છે માણસનુ માનસ એવુ છે કે, ઘણી વાર માણસને જેવો કહેવામા આવે છે તેવો તે ન હોવા છતા પરાણે ઠોકી બેસાડેલ વાતો માણસને મગજ પર અસર કરે છે, અને તેથી અંતે માણસ તેવો બની જાય છે અંગ્રેજોએ આપણી ઉપર દોઢ સો વર્ષ રાજ્ય કરીને આપણને શક્તિ વગરના છીએ એમ કહી, આપણે શૂરા હોવા છતા અત્યારે શક્તિ વગરના બનાવી મૂક્યા એમણે આપણો આત્મવિશ્વાસ હણી લીધો છે "

એ વાક્યોથી નોંધ આપના શરૂ થયા છે શરદબાબુ મનુભાઈ ભીમાની, બાગભાઈ મિરના હુકમ આવેલ મિરના હુકમની બદલે રૂ ૬૩૦૦ નોઆખાલી ફંડ માટે આપી ગયા મેં તે ચારુદાને તુરત સોંપી દીધા બાળભાઈ (કાકા કાલેલકરના દીકરા) સાથે એક કલાક વાતો કરી આજે મને જમણી તરફ પેટમા સખત દુખતુ હતુ સાંજે થોડોક તાવ પણ હતો એટલે શરદબાબુની સાથેની વાતો વખતે બેઠી ન હતી

પ્રવચનમા બે પ્રશ્નોના ઉત્તર આપ્યા

પ્રશ્ન—હિંદુઓ અને મુસલમાનો વચ્ચે વૈમનસ્ય રોજ રોજ વધતુ જાય છે તે જોતા બંને કોમ પરસ્પર ભાઈચારાથી રહી શકશે?

બાપુજી—આજે બંને કોમ વચ્ચે જે દુશ્મનાવટ ચાલુ થઈ છે, તે હમેશાને માટે કદીય ચાલુ ન રહી શકે આજે તો બંને કોમોમા થોડા સમય માટે પાગલપણુ આવી ગયુ છે છતાય હિંદુ અને મુસલમાન આખરે તો ભાઈઓ જ છે જો તેમ નહી થાય તો હિંદુસ્તાનમા બંને ધર્મો હરાઈ જશે અને બંને કોમો આઝાદીના કીમતી સંજોગને આ નજીવા પ્રલોભનમા વહેંચી નાખશે

બંગાળના જો ભાગલા પડશે તો તે માટે બંગાળી મુસ્લિમ બહુમતી રહેશે એટલુ જ નહી [illegible] જે મુસ્લિમ સરકાર છે તેની જવાબદારી રહેશે સુહરાવર્દી સાહેબની જગ્યાએ જો [illegible] વગેરે પ્રધાન હોય તો મારા ભાઈઓને હુ બંગાળનો બનાવ બની જવાનુ જ કહુ હુ કહુ છુ કે તમે જેવા બંગાળી છો તેવો જ હુ બંગાળી છુ આપણા ધર્મો જુદા હોવાથી આપણે કઈ જુદા થઈ જતા નથી તમે અને હુ બધા એક જ ભારત ભારતીઓ છીએ આપણને બંનેને એક જ સંસ્કૃતિનો વારસો મળેલો છે

જે બંગાળનું છે તે આપણા સહુનું સહિયારું છે, અને તે માટે આપણે સહુએ એકસરખું ગૌરવ લેવાનું છે. બંગાળ એ બંગાળ છે, પંજાબ નથી, મુંબઈ નથી, બીજું કશું જ નથી. જો સુહરાવર્દી સાહેબ આજ વચન આપવા તૈયાર હોય તો હું બંગાળમાં બંનેય તેમની સાથે ફરવાનું માથે લઉં અને તે બધી જગ્યાએ હિંદુઓ સાથે ચર્ચા કરવા અને તેમને સમજાવવા પ્રયત્ન કરવા તૈયાર છું. હિંદુઓ અને મુસલમાનો લૉર્ડ કર્ઝનના સમયમાં કેવી બહાદુરીથી લડ્યા હતા? જેથી તેમણે કરેલી યોજના પડતી મૂકવી પડી હતી. અને તે એકતાનો વિરોધ કરનારો એક પણ હિંદુ નહીં જડે. મારો અવાજ જો હું સુહરાવર્દી સાહેબને પહોંચાડી શકું તો હું તેમને મારી નમ્ર સૂચના મૂકું કે, તમે જેમ કહો છો તેમ જો હિંદુસ્તાનને વફાદાર રહેવા માગતા હો, તો તમે મુસલમાનોને કહો કે તમે હિંદુસ્તાનના ભાગલા પડાવવા માગો છો તો ખુશીથી પાડો, પણ તે પહેલાં મારા શરીરના કટકા કરો. મેં તો આજે સવારે મારી પાસે લીગના મંત્રી આવેલા તેમને પણ આ વાત કહેલી. બંગાળના હિંદુઓમાં ડર પેસી ગયો છે, જેવો બિહારના મુસલમાનોમાં છે, પણ બિહારે તો પ્રાયશ્ચિત્ત કરવાનું શરૂ કર્યું છે. જ્યાં પ્રેમ છે ત્યાં કોઈ જાતના ભેદભાવને સ્થાન જ હોતું નથી.

પ્રાર્થનામાંથી આવ્યા બાદ સુહરાવર્દી સાહેબને પત્ર લખાવ્યો. ખૂબ સ્પષ્ટ અને સાફ શબ્દોમાં તેમને તેમની જવાબદારી બતાવી હતી.

રાતે નિર્મલદાના એક મિત્ર રૂ. ૫૦૦૦ આપી ગયા. પોતાનું નામ આપવાની તેમણે ના કહી અને બાપુજીની ઇચ્છા હોય ત્યાં વાપરવાની સૂચના કરી.

બાપુજી ૧૦-૩૦ પછી પરવાર્યા. થોડાક બંગાળી શબ્દો લખ્યા અને શકુંતલાબહેન તથા તેની નાની બહેન સાથે, બાળકો સાથે બંગાળીમાં વાતો કરી. પાંચેક મિનિટ ખૂબ વિનોદ કર્યો અને બાળકોને બંગાળીમાં વાતો કરાવીને ખુશ કર્યાં. હાસ્યથી ઓરડો ઘડીભર ગાજી રહ્યો. પાંચ મિનિટ પહેલાં આ જ ઓરડામાં સુહરાવર્દી સાહેબને પત્ર લખાઈ રહ્યો હતો ત્યારે ગંભીર વાતાવરણ હતું તે એકદમ પલટાઈ ગયું. બાપુજીની ખૂબી જ એ છે કે, દરેક સ્થિતિ અને દરેક વાતાવરણને અનુકૂળ થઈને તેનો લાભ લે છે અને બીજાને આપે છે. આ બાળકો બાપુજીના પગ દબાવવા આવ્યા હતા, એટલે એમની સાથે વિનોદમાં

है कि हम हरिजनोके ज्ञानकी शक्ति बढावें, लेकिन यह तो मैंने तात्त्विक वस्तु लिख दी...।

બીજા પત્રમાં:

...श्री...को तुमने जो खत लिखा है वह उन्होंने मुझे भेजा है। तुमने अंग्रेजीमें क्यों लिखा? तुम्हारी और...की मातृभाषा एक ही है। अंग्रेजी भाषाका तुम्हारा ज्ञान कच्चा है ऐसा मैं तुम्हारे खतमे देख पाता हू।...

. . . ના વડા પ્રધાનને

...नें पचायतजराज विलके बारेमे श्री ..को लिखा है। ...उन्होंने दोनों खत मुझे भेजे हैं। खूबीकी बात है कि सब खतोंकी लिखावट अंग्रेजीमें है। और का अंग्रेजी नमूनेदार है। उन्होंने कांग्रेस पार्टीको खत लिखा है सो भी अंग्रेजीमें। हमारे कायदे भी अंग्रेजीमे। अंग्रेजी साम्राज्यसे सभव है कि हम निकल रहे हैं, लेकिन अंग्रेजी भाषाके साम्राज्यसे नही निकलेंगे। अगर हम नही निकले तो करोडों गरीबोंका क्या? अथवा हमारे सब प्रयत्न हिन्दुस्तानके समुद्रमें इनेगिने अंग्रेजी भाषा जाननेवाले हैं उनके लिए ही है? यह तो हुई अप्रस्तुत बात।

"प्रस्तुत बातके बारेमें कुछ भी अभिप्राय दे सकूं उसके पहले आपका बिल क्या है, और. .का उत्तर क्या है, सो मुझे जानना चाहिये।"

ફરતી વખતે બાપુજી કેટલાંક ભાઈબહેનો સાથે વાતો કરતાં કહે:

"આવા ભૂંડા બનાવો બને છે ત્યારે આપણે તેમને ગુંડાઓ કહીએ છીએ, પણ આ ગુંડાઓ આખરે છે કોણ? આપણા જ ભાઈઓ છે. અને તેમના કામને ગુંડાગીરી તરીકે આપણે વખોડીએ છીએ, તેનું લાંછન આપણને પણ લાગે છે. સારું કામ કે નરસું કામ જે કોઈ દેશને માટે કરે છે તે બધાના ભાગીદાર દેશવાસી તમામ ભાઈબહેનો છે. આપણો ખોરાક, આપણી નિદ્રા અને આપણી બીજી ક્રિયાઓમાં અને પશુની ક્રિયાઓમાં ફેર નથી પણ માણસ અને પશુમાં ભેદ એટલો છે કે, માણસમાં બુદ્ધિ હોવાને કારણે નૈતિક જીવન જીવવાનો જો પ્રયત્ન કરે તો માણસ અને પશુમાં ફેર પડે છે. 'હરિનો મારગ છે શૂરાનો નહીં

કાયરનું કામ નોને.' અહિંસામાં આવા શૂરાતનની જરૂર છે. પણ આજે તેને લોકોએ કાયરતા માની લીધી છે. હરિનો મારગ એટલે સત્ય અને અહિંસાનો મારગ છે. પણ એમાં ક્યાંક ભૂલ રહી ગઈ હશે. હું પોતે તો ભૂલો થાય ત્યારે તેનો એકરાર કરીને તેને સુધારવામાં માનનારો માણસ છુ. એકરાર કરવાથી માણસની આત્મશુદ્ધિ થાય છે. સાચી અહિંસા ફક્ત માર ખાવામા જ સમાયેલી છે એમ નથી. પરંતુ સમય આવ્યે પોતાને જે સાચી હકીકત લાગતી હોય તે કહેવી, અને તે પ્રમાણે પોતાની વર્તણૂક કરવી જોઈએ. એથી જ હું અહીંની સરકારને ઘે દહાડાથી સાચી વાતો કહું છુ. એ સમયે ચૂપ રહેવું એ નામર્દાઈનું લક્ષણ છે, અને એથી અહિંસા લાજે. અહિંસક માણસે એ હિંમત કેળવવી જ જોઈએ. એને સારુ માણસે અનાસક્ત થવાની પણ જરૂર છે."

બાકી નિયમ મુજબ મસાજ, સ્નાન વગેરે ચાલ્યું. ૯–૩૦ વાગ્યે પંડિતજીનો તાર આવ્યો કે ૧૬ મીએ વર્કિંગ કમિટીની મીટિંગ છે તેથી બાપુજીએ હાજરી આપવી પડશે. સાથે ગુરુજીએ ઉપવાસ છોડ્યાના સમાચાર પણ મળ્યા. બાપુજીની ઇચ્છા દિલ્હી જવાની બહુ જ મોળી છે. પણ કોઈ છોડે તેમ લાગતુ નથી. બાપુજી કહે:

"વળી દિલ્હી જવાનું છે. આપણે તો મુસાફર છીએ. ઈશ્વરે દુનિયાની મુસાફરી માટે આપણને જન્મ આપ્યો છે. તો આપણે દેશની મુસાફરી કરવાની. હવે હમણા સ્થિરતા આવવાની જ નથી. સ્થિરતા તો ત્યારે જ મળશે કે કા તો હુ મરુ, અથવા તો હિન્દુસ્તાનીઓ સમજી જાય. તને ખબર છે કે સ્વરાજ્ય લેવુ અને સહેલું લાગતુ હતુ, પણ તેને સાચવવું અઘરુ થઈ પડવાનુ છે. અત્યારના આ બધાં મંડાણ સારાં નથી. કસોટીનો કાળ તો હવે જ છે. સહુના ત્યાગની પરીક્ષા પણ હવે જ થવાની છે. નહોતુ મળતુ એટલે સહેજેય સાદુ જીવન ગાળવું પડે. પણ મળ્યા છતાં એ આપણુ નથી પણ પરમેશ્વરનુ છે એમ વર્તવુ ઘણુ અઘરુ છે. આપણી પ્રાર્થનામા પહેલો જ શ્લોક છે કે—

ईशावास्यमिद सर्वं यत्किञ्च जगत्या जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथाः मा गृध. कस्यस्विद्धनम् ॥

"આ શ્લોકના રચનારે સહુથી પ્રથમ તો પોતાની પાસે જે કાંઈ હોય તે ઈશ્વરને સોંપી દેવું જોઈએ અને પછી પોતાને જેટલુ જોઈએ તેટલું જ વાપરવું જોઈએ. પોતાના રોજના વ્યવહારમા જોઈએ તે કરતાં

વધારે ઉપયોગમાં લેવામાં પાપ છે. જેમ કોઈ પારકી ચીજ લઈએ તો આપણે ચોર કરીએ, તેમ અહીં પણ સર્વ ચીજ ઈશ્વરની માલિકીની છે અને તેમાંથી વધારે લઈએ તો આપણે ઈશ્વરના ગુનેગાર છીએ. આમ સાચા ત્યાગની તો હવે જ સમજ પડશે.

એ તો—

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના, કરીએ કોટી ઉપાય જી;
અંતર ઊંડી ઇચ્છા રહે, તે કેમ કરી તજાય જી.
વેશ લીધો વૈરાગનો, રહી ગયો દૂર જી,
ઉપર વેશ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂર જી.
કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગી મૂળ ન જાય જી,
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાય જી.
ઉષ્ણ રતે અવની વિષે, બીજ નવ દીસે બહાર જી;
ઘન વરસ્યે વન પાંગરે, ઇન્દ્રિય વિષય આકાર જી.
ચમક દેખીને લોહ ચળે, ઇન્દ્રિય વિષય સંજોગ જી,
અણભેટ્યે રે અભાવ છે, ભેટ્યે ભોગવશે ભોગ જી.
ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથ જી;
વણસ્યો રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથ જી.
ભ્રષ્ટ થયો જોગ ભોગથી, જેમ બગડ્યું દૂધ જી,
ગયું ઘૃત મહી માખણ થકી, આપે થયું રે અશુદ્ધ જી;
પળમાં જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગી જી.
નિષ્કુળાનંદ એ નરનો, વણ સમજ્યો વૈરાગ જી.

આવું આપણું છે.”

દિલ્હી જવાની વાતો ઉપરથી બાપુજીએ આ આખા ભજનની અને ઈશ્વરાર્પણની સાત્ત્વિક વાતો કહી. બાપુજી આવી આધ્યાત્મિક વાતોએ ચડી જાય છે ત્યારે તો એમ જ થાય છે કે જાણે સાંભળ્યા જ કરીએ, અને બાપુજી બોલતા બંધ ન થાય તો કેવું સારું? પણ બાપુજીની પ્રવૃત્તિ એક મશીનરીની માફક ભરચક જ રહે છે, અને તેઓ ફક્ત ઉપદેશ દેવામાં નથી માનતા પણ કર્મયોગને માને છે; એટલે આચરણમાં ઉતારીને ભૂમિતિના દાખલાઓની માફક ‘પ્રૂવ’ કરી બતાવે છે.

સ્નાન કરીને બહાર નીકળ્યા તો હજારો માણસો દર્શન કરવા માટે ઊભેલાં હતાં. બાપુજી ત્યાં ગયા. બિરલા મિલના મજૂરોએ આજે

હડતાલ પાડી છે, તેઓ તોફાને ચડ્યા છે, બાપુજી પાસે ન્યાય લેવા માટે આવ્યા છે. બાપુજી મજૂરોને કહે :

"આપણે હડતાળો ક્યારે અને કોની સામે પાડવી તેનો ચોક્કસ ન્યાય નથી કરતા આજકાલ તો હિંદુસ્તાનમાં હડતાળ પાડવી એ એક બહુ જ બહાદુરીનું નામ ગણાઈ ગયું છે વાત વાતમાં મિલોમાં હડતાલો પડે છે જરા જરામાં વિદ્યાર્થીઓ શાળા-કૉલેજોમાં હડતાલો પાડે છે આમાં નુકસાન કોને વધારે થાય છે તેનો કદી તમે વિચાર કર્યો છે? મજૂરો અને વિદ્યાર્થીઓને જ થાય છે પૈસાવાળાઓ, સરકારી શાળાઓ કે કાંઈ તેને નુકસાન નથી મિલમાલિકોની મિલ એકાદ દહાડો કે મહિનો માસ બંધ રહેશે તો તેમને રોટલાની અડચણ નહીં પડે, પણ તમે રોજનું લાવીને રોજ ખાનારા છો તેમનું શું થશે? એવી જ રીતે સરકારી ખાતાઓમાં કારકુનો-ટપાલીઓ હડતાળ પર જાય છે જોકે હું સમાન કક્ષાની મજૂરી સહુને મળે તેમાં માનવાવાળો જ છું શા માટે એક ભંગીને આખા દિવસમાં ફક્ત ચાર આના મળે અને એક વકીલને એક સો રૂપિયા મળે? પણ વાત એમ છે, કે દુનિયા હજુ એ આદર્શ સુધી પહોંચી નથી, કારણ કે વકીલ અને બૅરિસ્ટરને લોકો અનેક જાતની ગરજે પૈસા આપે જ છે સમાજમાં કમાણીનું ધોરણ એકસરખું કરતા હજુ બહુ વર્ષો જશે તમને અન્યાય થતો હોય તો તમે સમજપૂર્વક તમારા માલિક પાસે જાઓ, તેને સમજાવવાની કોશિશ કરો, પરંતુ તમને આજે સહુ કોઈ પોતપોતાના પક્ષો અને 'વાદો',—જે આજે રોજ રોજ નવા નવા ઊભા થતા જાય છે—તેઓમાંથી ચડાવે તો ચડી જશો નહીં. તમે અભણ પ્રજા છો, મજૂર વર્ગ છો, એટલે તમારો તેઓ દુરુપયોગ ન કરી જાય તે ખાસ જોજો અને હું માનું છું કે હવે મિલમાલિકોએ પણ સમજવું જ પડશે હવે તેઓ જો મજૂરોનું લોહી ચૂસશે તો મિલો લક્ષ્મીભૂત થઈ જશે તેઓના બંગલાઓ, મોટરો એ બધું તમારી મહેનતના બદલામાં છે પણ હું જાણું છું ત્યાં સુધી મિલમાલિકોનો મોટો ભાગ સમજુ વર્ગ છે તેઓ દેશની સ્થિતિ સમજીને મજૂરો પ્રત્યે વર્તશે એવી આશા હું રાખું છું માલિક અને મજૂર વચ્ચે બાપ-દીકરા જેવો સંબંધ આજે નહીં તો વરસે બે વરસે પણ હવે કેળવ્યે જ છૂટકો છે તેમાં જ બંનેનું શ્રેય છે નહીં તો બન્ને ભાગી જશે, એમાં મને જરાય શંકા નથી એટલે મારી તો તમને નમ્ર સૂચના છે કે, તમે સહુ કામે ચડી જાઓ તમારામાંથી પાંચ જણા જે તમને ઠીક લાગે તેની કમિટી નીમો. અને તે પાંચેય જણા માલિક પાસે જાય અને તમારો આખો

કિસ્સો તેમની આગળ રજૂ કરે. એની મુશ્કેલી તમે સમજો, તમારી એ સમજે. એમ બાંધછોડ કરીને યોગ્ય રસ્તો લો એ જ બન્ને પક્ષે હિતકર છે."

પ્રાર્થના પહેલાં સુહરાવર્દી સાહેબ, ફજલુલ હક્ક રહેમાન અને તેમના મંત્રી આવ્યા હતા. સુહરાવર્દી સાહેબ કહે કે, "હવે શાંતિ થઈ રહી છે અને અમારી ગવર્નમેન્ટમાં કંઈ જ ગેરઇન્સાફી નથી રહી." તેઓ આમ બોલે છે ત્યારે ઘડીભર મને તો ખૂબ ખરાબ લાગે છે.

બાપુજી કહે, "જબરા ભેજાવાળા માણસ છે. જાણે એની જીભમાં હાડકું જ નથી!"

સુહરાવર્દી સાહેબ કહે, "નવું બંગાળ બનાવવા ઇચ્છીએ છીએ તેમાં એક કોમ બીજી કોમ ઉપર જુલમ નથી કરી શકતી."

બાપુજી કહે, "ભવિષ્યમાં બનાવવા ઇચ્છો છો પણ તમે જાણો છો ના કે, ભાવિ વર્તમાનના સંયોગના આધાર પર અવલંબે છે? વર્તમાનની હાલત કેવી ખરાબ છે? કલકત્તાને ભવિષ્યમાં આદર્શ નમૂનો બનાવવા ઇચ્છો છો, પણ તેનાં પગરણ આજથી જ ઊંધાં છે તેનું શું? એટલે તમારે તમારી ઇચ્છા પૂરી કરવી હોય તો અત્યારે જ હુલ્લડ ચાલે છે ત્યાં જાઓ. કોઈ તમને કાપી નાખે તો કપાઈ જાઓ. પણ તમારા ભાઈઓને તમે સમજાવો. જો આટલું તમે એક દિવસ તો શું પણ એક કલાકેય કરશો તો સાચે જ કલકત્તા અને કલકત્તાના વડા પ્રધાન હિંદુસ્તાનની દીવાદાંડીરૂપ બનશે."

બાપુજીએ પણ વડા પ્રધાનને ઠીક ઠીક સંભળાવ્યું અને ચડાવ્યા. તેઓને ચા નાસ્તો પણ કરાવ્યો. પોતે પણ એમની સાથે થોડીક અંગૂર લીધી. પછી સી. આર. દાસનાં પત્ની અને તેમનાં પુત્રીઓ આવ્યાં. તેમની સાથે કૌટુંબિક ખબરઅંતર પૂછ્યા. તેવામાં પ્રાર્થનાનો સમય થઈ જતાં પ્રાર્થનામાં ગયા.

પ્રાર્થનાસભામાં બાપુજીએ સુહરાવર્દી સાહેબની મુલાકાતનો જરાક ઉલ્લેખ કરતાં કહ્યું, "શોદપુરમાં (અહીં) તેઓ મને મળવા આવ્યા હતા. જોકે મારે તો તેમને ત્યાં જવું હતું, પણ તેઓ મને

તેમને ઘરે શાના આવવા દે ? તે જાતે જ અહીં આવ્યા. એ તેમની મારા પ્રત્યે ઉદારતા છે અને મારે તે માટે તેમનો ઉપકાર પણ માનવો જોઈએ."

બંગાળના ભાગલા વિષે બોલતા બાપુજી કહે : "બંગાળનું ભાવિ નક્કી કરવા માટે બીજું કોઈ જ નહીં આવે, પણ બંગાળના જ હિંદુ અને મુસલમાનોએ નક્કી કરવાનું રહેશે, અને હિંદુસ્તાનના ભાગલા પડશે એ અત્યારે તો મારી કલ્પનામાં નથી આવતું પણ ધારો કે, એવી કમનસીબ ઘટના બનવાની ઘડી હિંદુસ્તાનના ભાગ્યમાં નિર્માણ થઈ હશે, તોપણ બંગાળીઓએ બંગાળી તરીકે નિર્ણય લેવાનો છે, હિંદુ મુસલમાન તરીકે નહીં " પછી તો ખાસ એકતા ઉપર બાપુજીએ ભાર મૂક્યો પ્રાર્થનાસભા ઘણી જ વિરાટ હતી.

પ્રાર્થનામાથી આવીને બાપુજીએ થોડાક આંટા માર્યા મૌન લઈ લેવાને કારણે તદ્દન શાંતિ છે પગ ધોઈ પ્રવચન સુધાર્યું, ત્યાં બાળ-મંડળી ભેગી થઈ ગઈ મૌનમા બાપુજી બોલી ન શકે તેથી થોડાક શબ્દો પોતે બંગાળીમા લખ્યા અને આ બાળકોને વંચાવ્યા અગિયાર વાગ્યે સૂવાની તૈયારી થઈ

૧૨-૫-'૪૭

ખાદી પ્રતિષ્ઠાન (કલકત્તા)

આજે તો સોમવાર હોવાથી ગીતાના અધ્યાયોમા પ્રાર્થના લાંબી ચાલી બે ભજનો પણ શુભ્લાબહેને ગાયા પ્રાર્થના પછી બાપુજીને ૧ ગરમ પાણી અને રસ આપીને હુ તાવ હોવાને કારણે સૂતી ફરતી વખતે એટલે સાત વાગ્યે બાપુજીએ તાવ માપ્યો ૧૦૩ ડિગ્રી હતો મલેરિયા હોય તેમ લાગે છે બાપુજી સાથે ફરવા ન ગઈ તેને બદલે ધીમે ધીમે બાપુજીની માલિશની તૈયારી કરી શાક, ખાખરા કર્યા

મને તાવ હોવાને કારણે માલિશ નિર્મળદાએ કરી અને બીજુ બધુ કામ મે કર્યું બાપુજીનું કામ તબિયતને કારણે છૂટે છે ત્યારે ખૂબ આરામ લાગે છે બાપુજીએ ચિઠ્ઠીમા લખ્યુ :

"તુ જેટલો વધારે આરામ લઈશ તેટલી વધારે જલદી સાજી થશે. રામનામ હૃદયગત કરવા પ્રયત્ન કરજે. એટલે મારુ કોઈ કામ નહીં છૂટે.

તુ આરામ લેશે તે પણ મારા કામનો એક ભાગ સમજ તે જ્યારે સર્વસ્વ મને અર્પણ કર્યું છે તો હુ કહુ ત્યા સુધી તારે સૂઈ જ રહેવુ જોઈએ તેને બદલે તુ કામ કરે છે એટલે તને ગીતાના અર્થો સમજાવુ છુ તુ રોજ પ્રાર્થનામા પણ 'ઈશાવાસ્ય'નો શ્લોક બોલે છે તે પ્રમાણે આચરતી નથી આટલા તાવમા તુ ખાખરા કરે, મારુ બીજુ કામ કરે, તો શરીર સહન ક્યાથી કરી શકે? આ શરીર તારુ નથી પણ ઈશ્વરનુ છે જેમ ભાડૂતી ઘરમા આપણે રહેતા હોઈએ છતાય તેને આપણા સ્વાર્થની ખાતર સાફસૂફ રાખવુ જોઈએ, તેવુ દેહનુ છે એટલે શરીર પાસેથી વધારે કામ લઈ તેને બગાડવુ એ પણ ઈશ્વરી ગુનો છે

બાપુજી પાસે હુ ખાવાની થાળી લઈ ગઈ ત્યારે ઉપર પ્રમાણે લખ્યુ અને કાન ખેચ્યો મારી આખમા તો પાણીની ધારા ચાલી પોતાની ગાદી પાસે જ સુવડાવી જમણી તરફ પેટમા દુખાવો રહે છે એટલે બાપુજીને ડર છે કે કદાચ એપેન્ડિસાઇટિસ હોય

મળવા આવનારાઓમા મુખ્ય તો સી આર દાસનુ કુટુબ, અને બાકી શહેરના જાહેર કાર્યકર ભાઈબહેનોની પુષ્કળ આવજા હતી નામ તો કોઈના નથી નોધી શકી કલકત્તાથી સોદપુરમા બાપુજીના દર્શન કરવા ખૂબ માણસો આવે છે બધાને બહાર બેસાડે છે, અને હજારોની સખ્યા થાય ત્યારે બાપુજીને કહીએ, એટલે બાપુજી બહાર જઈ ત્યા લોકોને મળી આવે છે આજે તો એવી રીતે ચાર વખત બાપુજી બહાર ગયા

બાકી તો મૌન હોવાને કારણે લગભગ બધુ સૂનુ જ છે બાપુજીએ પ્રાર્થના પ્રવચનમા લેખિત સદેશો આપ્યો

'આજે જે ગુડારાજ આપણા પર ઝપાટાબધ સવાર થઈ રહ્યુ છે તેની સામે શું કરવુ એનુ જ મથન રાતદિવસ મારા મનમા ચાલી રહ્યુ છે

હિંદુઓ એવુ માની લેવાની ગફલતમા ન રહે કે આપણી કોમનુ તો આમા ભલુ છે તેમ ન મુસલમાન કોમ એવુ માની બેસે હુ ચુસ્ત હિંદુ હોવાનો દાવો કરુ છુ અને તે દાવે સહુને વિનતીપૂર્વક કહુ છુ શેખચલ્લી જેવા વિચારો કરીશુ તો વાર્તા પ્રમાણે જેમ શેખચલ્લીનો ઘીનો ઘડો ઢોળાઈ ગયો તેમ આપણી બધી જ મહેનત પાણીમા જવાની છે આપણે એટલુ તો ચોક્કસ સમજી જ લેવુ જોઈશે કે, ગુડાગીરી કે ગુડારાજ હરગિજ પરદેશી હકૂમતનુ સ્થાન નહી લેવા પામે

"પ્રાર્થનામા જે દખનગીરી થાય છે તે કઈ નાનીસૂની વાત ન સમજતા અસહિષ્ણુતા પણ ગુંડાગીરીનો એક પ્રકાર જ છે હિંદુ કે મુસલમાન બધા જ રાજદ્વારી કાર્યકર ભાઈબહેનો પોતાના દિલને ખૂબ ઢઢોળે અને વિચારીને જ પગલુ ભરે ભાવિ પેઢી આપણા માટે એવુ ન મ્હે કે, પૂર્ણ સ્વરાજ્ય મેળવતા પહેલા જ તેને કેમ ગુમાવવુ એની વેતરણ આપણે કરવા માડી હતી !

"કેળવણીકારો અને હિંદુસ્તાનના એકએક નાનામોટા શિક્ષકો પાસે મારી નમ્ર પ્રાર્થના છે કે, તેઓ પાસે એક સારામા સારી સેવા રહેલી છે હવે થોડા જ સમયમા તેમના પર ગોરો અમલદાર ચોકી કરવાનો નથી તે સર્વનો ધર્મ થઈ પડે છે કે, તેઓએ પોતાના પ્રાણના જોખમે પણ સાચી કેળવણી બાળકોને આપવાની છે કારણ કે તેઓની ઉપર બાળકોને કેળવવાની અથવા 'ઘડવૈયા'ની એક મોટી જવાબદારી છે ઘડવૈયા જેવો ગૌરવભરેલો અધિકાર તેમની પાસે છે, તે અધિકારને શોભાવવાની હવે તેઓને તક સાપડી છે કારણ કે હવે પરદેશી હકૂમતના હુકમ પ્રમાણે નથી ચાલવાનુ હુ જાણુ છુ કે, શિક્ષકનો અથવા મહેતાજીનો ધધો કેટલાકને નાનમભરેલો અથવા નકામો લાગે છે જ્યારે 'શિક્ષક' જ એક એવી વ્યક્તિ છે કે હિંદુસ્તાનની શોભા, શાન કેમ વધારવી એ નક્કી કરી શકે આપણામા કહેવત છે કે, બાળપણમા જે સસ્કાર પડે છે તે જ સદાકાળને માટે રહે છે એટલે હાઈસ્કૂલ કે કૉલેજના શિક્ષકો કરતા હુ તો પ્રાથમિક શાળાના શિક્ષકોને દેશના બાળકોને ઘડવાનુ અમૂલ્ય પુણ્ય અને સેવાકામ મળ્યા બદલ અભિનદન આપુ કૉલેજના પ્રોફેસરોને મહિને ૫૦૦ રૂપિયા પગાર મળે, હાઈસ્કૂલના માસ્તરોને મહિને ૨૦૦ રૂપિયા મળતા હોય, તો પ્રાથમિક શાળાના માસ્તરને બિચારાને માડ ૨૫ રૂપિયા મળતા હશે મારા બાળપણમા તો ૧૦ રૂપિયા મળતાનુ મને હજીય યાદ છે પણ મારુ ચાલે તો અત્યારે જ હુ એ રીતને ફેરવી નાખુ કારણ કે પાયો મજબૂત કરવાની ખૂબ જરૂર છે અને એમા જ મહેનત છે એટલે પ્રાથમિક શાળાના શિક્ષકને હુ તો ૫૦૦ રૂપિયા આપુ આ વાતથી તમને સહુને હસવુ આવશે કે આ બુઢ્ઢો ગાડો થઈ ગયો છે અને મારી વાત કોઈ માનવાનુ નથી છતા મનમા પ્રાથમિક શાળાના શિક્ષકની ૫૦૦ રૂપિયાની કદર છે એ કિંમત હુ ભલે આપી શક્તો નથી માટે ફરી ફરીને કહુ છુ કે, સમાજવ્યવસ્થાની જવાબદારીને સાચુ વલણ આપનારી વાતો તમે શાંતિપૂર્વક વિચારો, અને ભાવિ પ્રજાને ઘડો કેવળ નિશાળ મા ૧૧ થી ૫ નોકરી કરવા માટે અને પાઠ ગોખાવવા માટેનો સમય

હવે ગયો છે હવે પુસ્તના પાઠો ગોખવાનુ ભુલાવીને જીવનના પાઠ ગોખાવો અને એ રીતે દેશના ઉત્થાનમા તમારો મહત્ત્વનો ફાળો આપો"

રાતે આઠ વાગ્યે સુહરાવર્દી સાહેબ આવ્યા તેમની સાથે અબદુલ હકીમ, અર્થમંત્રી મહમદઅલી સાહેબ, અબદુલ હસીમ સાહેબ, પ્રાંતીય લીગના મંત્રી આવ્યા

એમની સાથે વાર્તાલાપ વખતે તે હુ મારા ફોઈબા વગેરે મળવા આવેલા તેમની સાથે બેઠી હતી કારણ કે તેઓ પ્રાર્થનાના સમયથી આવ્યા છે, પણ આઠ વાગ્યા સુધી હજી હુ તેમની પાસે બેસી શકી ન હતી

આ મંડળી ૯–૩૦ પછી ઊઠી પગ ધોતા બાપુજીએ વાતોનો સાર સંભળાવ્યો

"આ લોકો તો એક જ વાત કહે છે કે, અમારે તો હિંદુ અને મુસલમાન સરખા જ છે અમારી ગવર્નમેંટમા કોઈ જાતનો ભેદભાવ નથી પણ મે સંભળાવ્યુ કે ઝીણાસાહેબ જે કહે છે તે કરી નથી બતાવતા લીગ જેવી મોટી સંસ્થાના તેઓ પ્રમુખ છે એટલે, ધારે તો ગુંડાશાહી નાબૂદ કરી શકે છે હુ તો કોઈનોય પ્રતિનિધિ નથી મારા હાથમા કોઈ સત્તા નથી હા એક વાત છે કે, હિંદુઓ મને પોતાનો સેવક ગણે છે, મારામા વિશ્વાસ રાખે છે તેથી તો બિહારના હિંદુઓ કેના શાંત થયા? અને આજે પણ એ પ્રજા કેટલુ પ્રાયશ્ચિત્ત કરે છે? તો તે ન્યાયે પણ ઝીણાસાહેબ અને તમે સહુ ધારો તે કરી શકો છો અને મારે કહેવુ જોઈએ કે, તમે અત્યારે ગુંડાગીરીને પોષવાની નીતિ અખત્યાર કરી છે એ આરોપ હુ તમારા પર મૂકુ છુ અને તમારા દ્વારા હુ ઝીણાસાહેબને મારા દિલની આ દર્દભરી મ્હાણીનો સંદેશો પાઠવુ છુ કેમ કે હુ મને પોતાને તેમનો વફાદાર મિત્ર માનુ છુ જે બોલો તે પાળી બતાવો તો તેમા ઇસ્લામનો જય છે, ઇસ્લામનુ રક્ષણ રહેવુ છે અને તેમા સહુનુ ભલુ છે પણ હવે તો એવો દિવસ ભગવાન દેખાડશે ત્યારે જ થશે એમ લાગે છે અને મારી ખાતરી છે કે મંત્રી મંડળ જો હુ કહુ તેમ કરે તોપણ ઝીણાસાહેબે પોતાની મ્હેની વાતો પંળી જ પડે પણ આજે તેવુ નથી મને વિચાર થાય કે, ઝીણાસાહેબ અને તેમના સાથીઓ આવો જાડો પ્રચાર કરે છે તો આપણા દેશની નાવડી ક્યા જઈને ઊભશે? અંગ્રેજોના સમયમા અસહકારની લડતોમા આપણે જેલ જતા લાઠીઓ ખાતા, અરે! ગોળીઓ પણ અનેક

નવાજુવાનોએ ખાધી તે આજના મુનાબને વધારે સહેલુ હતુ એમ મને લાગે છે હિંદુમુસ્લિમની સેવા કરવાનુ તો મે બાળપણથી શરૂ કર્યું છે હુ મારુ પેટ ભરવા એક મુસલમાનના મહેતાજી તરીકે જ દક્ષિણ આફ્રિકા ગયો હતો મારા બાળબચ્ચા, મારા કુટુબનુ તેઓએ ધ્યાન રાખ્યુ હતુ અને દક્ષિણ આફ્રિકાના અણજાણ પ્રદેશમા સુરત મુસ્લિમ કુટુબ સાથે જ હુ ગયો હતો એ મુસલમાનનો હુ દુશ્મન શી રીતે બની શકુ? ઝીણા સાહેબ તો માને છે કે હુ તેમનો મોટો દુશ્મન છુ પણ મારો આત્મા એ કઈ રીતે કબૂલ કરે? દુશ્મનાવટની કોઈ સાબિતી તો મને બતાવે? પણ આપણે બધા એક જ ખુદાના બદા છીએ એ સૂત્રને જીવનમા વણી લઈએ તો જ આપણે ચેનથી રહી શકીએ તમને મારે કડવા શબ્દો તો કહેવા પડે છે અને તેથી તમે મારા પર નારાજ થશો, ગુસ્સે થશો, ગાળોય કદાચ દેશો, પણ તેની મારા પર કશી જ અસર થવાની નથી કારણ કે હુ માનુ છુ કે મારુ કામ પૂરુ થયે ભગવાન મને પોતાની પાસે બોલાવી લેશે આ જગત ભગવાનની ઇચ્છાને આધીન છે, એ અનુભવ મારા જીવનમા મે અનેક વખત કર્યો છે એટલે એની મને ચિંતા જ નથી તેથી આટલુ કહી શકુ છુ મુસલમાનો માનતા હોય કે હિંદુઓને મારીકૂટીને બધુ લઈ શકીએ છીએ તો કશું જ નથી લઈ શકવાના પણ શાતિપૂર્વક જોઈએ તો આખુ હિંદુસ્તાન લઈ લે

"ખિલાફતના જમાનામા અદ્વિતીય જાગૃતિ આવી ગઈ હતી અને આજે મુસલમાનોમા લીગવાળાઓએ એવી ધૃણા બેસાડી દીધી છે કે, તેઓ હિંદુઓ સાથે વાત કરવામા પાપ સમજે છે પણ હુ તો કેવળ હિંદુ મુસલમાનને જ નહી, પણ અગ્રેજો અને માનવીમાત્રને કહુ છુ કે આપણે બધા એક જ રીતે પેદા થયા છીએ ઈશ્વરે સહુને જીવવા માટે સરખી શક્તિ આપી છે તો આપણે દુશ્મન ન બનવુ જોઈએ અને તમને એ પણ કહી દઉ છુ કે, અગ્રેજો જો તમને ચડાવતા હોય તોપણ ચેતજો એ લોકો આપણને આમ લડાવીને કદાચ પોતાની હકૂમત સ્થિર કરવા પ્રયત્નશીલ હોય તો તે આકાશપુષ્પવત્ વાત છે અને તેમ જો કોઈ વિચારતુ પણ હોય તો તે નરી બેવકૂફી જ છે આ મડળીને એ પણ કહુ કે, ઝીણાસાહેબ કહે છે કે, પાકિસ્તાન આપી દો એટલે બધુ જ અમનચેન થઈ જશે પણ આજે લીગની સરકાર જ્યા જ્યા છે ત્યા શા હાલ થઈ રહ્યા છે? આપણી નજર સામે જ આ શહેરમા જુઓ શુ થઈ રહ્યુ છે? સાચુ પાકિસ્તાન શુ છે તે તો કોઈ નથી જાણતુ હું તો કુરાનશરીફનો અભ્યાસી છુ અનેક વિદ્વાન મુસલમાનોના સપર્કમા

આવ્યો છુ કોઈએ એમ નથી કહ્યુ કે, ઇસ્લામ ધર્મમા કહ્યુ છે કે, બિન ગુનેગારો મારવા, સ્ત્રીઓની લાજ લૂટવી, અને હત્યા કરવી અને સુખી કુટુબોને હેરાન પરેશાન કરી દેવા તથા ઘરબાર વગરના કરી દેવા, રાતે ઘરોમા ઘૂસી જઈને માલમિલકતો લઈ લેવી અને ખૂનની નદી વહેવડાવવી ''

બાપુજી કહે ''રોજ તો સુહરાવર્દી સાહેબ પોતે જ એટલુ બધુ બોલે છે કે મારે બોલવાનો વખત જ નથી રહેતો બાહોશ માણસ છે એ જાણે છે કે હુ કઈ કહ્યા વગર નહી રહુ એટલે રોજ મારી પાસે બીજી ત્રીજી વાતો કરીને મારે કહેવુ હોય તે વાત કાપીને પણ કનાર કાઢી નાખે આજે તો મે પહેલા જ કહ્યુ કે આજે તમારે ચૂપ રહેવાનુ, મારે તમને મારા દિલની વાતો કરવી છે તેથી આ પ્રમાણે ખૂબ કહ્યુ ''

પગ ધોતા બાપુજીએ મને ઉપરની વાતો કહી ૧૦-૩૦ પછી બાપુજી પથારીમા પડ્યા મારા ફોઈબા બિચારા પાચ વાગ્યાના આવ્યા હોવા છતા બાપુજીને પ્રણામ કરવા જઈ શક્યા ન હતા બાપુજીને મે વાત કરી એટલે બાપુજીના કહેવાથી એ રાત રોકાઈ ગયા આજે રાતના માથામા તેમણે તેલ ઘસ્યુ મે પગ દાબ્યા આજે મોડુ થયુ હોવાથી બાપુજીની બાળમડળીના બાળકો બિચારા કટાળીને એક પછી એક સૂવા ચાલ્યા ગયા હતા મદાલસા બહેન પણ અહી જ છે તેમનો પુત્ર નાનકડો ભરત પણ કટાળીને ઊઘી ગયો બાપુજી તેમને રોજ ચીડવે છે ભરત (પ્રોફેસર શ્રીમનનારાયણ અગ્રવાલનો પુત્ર) 'અગ્રવાલ' તેની અટક છે એટલે બાપુજી તેને 'પીઠેવાન' કહીને વિનોદ કરે અને બાપુજી સાથે રમે પણ એ બિચારો સુહરાવર્દી સાહેબની મડળી વહેલી ન ઊઠવાને પ્રતાપે ઊઘી ગયો સાજ પછી મને તાવ ઊતરી ગયો હતો ડાયરી પણ દિવસની લગભગ લખી લીધી હતી આ મડળી સાથેની વાતો લખી હજુ બાપુજી મારા ફોઈબા સાથે વાતો કરે છે ૧૧-૧૫ થયા છે હુ પણ બધુ પૂરુ કરી સૂવા જાઉ છુ

૧૩-૫-'૪૭

**ખાદી પ્રતિષ્ઠાન (કલકત્તા—સોદપુર)**

નિયમ મુજબ પ્રાર્થના પ્રાર્થના પછી મારા ફોઈબા સાથે કુટુબની વાતો કરી અને ચિતાપૂર્વક સહુની ખબરો પૂછી રાતના ખાસ વાતો

નહોતા કરી શકચા મારી પણ થોડીક વાતો કરી મારા ફોઈબા બાપુજીને કહે "મને મનુની અદેખાઈ આવે છે"

બાપુજી કહે "વાત ખરી છે મારી પાસે ઘણી છોકરીઓ આવી ગઈ ઘણી છોકરીઓને મે ઉછેરી છે પણ આ છોકરીને હુ જે આપી રહ્યો છુ તેવુ આટલી નાની ઉમરની કોઈ છોકરી મારી પાસેથી પામી હોય એવુ યાદ નથી અને એ પણ આટલી હિમત કરીને નોઆખાલીમા આવી મને હતુ કે મારા યજ્ઞમા એ નભી નહી જ શકે એની અનેક વખત આમ્રામા આકરી કસોટી કરી છે, કારણ કે મે એની મા હોવાનો દાવો કર્યો છે, અને એણે મને મા જેવો ગણ્યો છે આગાખાન મહેલમા તેર ચૌદ વર્ષની નાની ઉમરમા જેલમા આવી બાની સેવા કરી, તે જોઈને જ એ છોકરીને હુ કેળવી શકુ તો કેળવવી એ મારી ઇચ્છા હતી પણ માણસની બધી જ ઇચ્છા ભગવાન પૂર્ણ કરતો નથી બા ગઈ અને હુ માદો પડ્યો મને સરકારે છોડ્યો સયોગોવશાત્ આ છોકરી પણ છૂટી પડી એને એમ જ લાગતુ હતુ કે બાપુએ મને અન્યાય કર્યો છે એની વાત હવે મને સાચી લાગે છે અને મારે કબૂલ કરવુ જોઈએ કે, જો મે એને નોઆખાલી ન બોલાવી હોત તો અને એને આટલી કમી ન હોત તો, એને હુ ઓળખી ન શકત અને મારી ઉપરનુ તેનુ મહેણુ કદાચ કાયમ રહી જાત કારણ કે મને ખબર નથી કે હુ આ દાવાનળમાથી ક્યારે નીકળીશ જ્યા સુધી હુ ન નીકળુ ત્યા સુધી મનુડી પણ ન નીકળી શકે યજ્ઞમા હોમ્યા પછી એનુ મનોબળ મજબૂત કરવા માટે પહેલેથી જ એને કહ્યુ છે કે તારાથી તારા કુટુબીઓને ત્યારે જ મળી શકાશે કે જ્યારે કા તો હુ મરુ અથવા કઈક કરુ ત્યા સુધી તારા પિતા કે બહેનોને ખાસ મળવા ન જવાય કે ન બોલાવાય (મારા ફોઈબાને સબોધીને) તુ તો અહી તારા કામને માટે સહજ આવી છે એટલે મળી છે અને મનુ વિષેની આટલી વાત તારી સાથે કરી શકુ તે માટે તને અહી રાત રહેવાની રજા આપી અને મારા કામમાં એ મસ્ત છે પણ એ કબૂલ કરવુ જોઈએ કે, હુ તેની પાસેથી તેના શક્ત ઉપરાત કદાચ કામ લઉ છુ અને એની બેદરકારી હજુ ગઈ

નથી એટલે અનારનાર તાવ આવી જાય છે આજે જ ૧૦૩° ડિગ્રી તાન હતો અને મારુ લગભગ બધુ જ કામ તેણે કર્યું તુ એની ફોઈ છે એગ્યે તારી શિખામણ માને તો થોડીક શિખામણ આપજે'

ફોઈબા કહે "બાપુ! તમે એટની બધી સભાળ રાખો છો કે, એની મા જીવતી હોત તો આટની સભાળ રાખત કે કેમ એની મને શકા છે આપની પાસે એ છે એથી અમે સહુ કુટુબીઓ આશ્વાસન લઈએ છીએ કે, અમારી છોકરી બાપુની સેવામા છે એ અમારુ સદ્‌ભાગ્ય છે"

(મારા ફોઈબા તેમની પુત્રી ખ્લકત્તા રહેતા હોવાથી અગત કામ માટે નકત્તા આવેના) સમાજના સડાનો બેયરોય બાપુને ઉકેનવાનો હતો તેનુ ભાન આ વાતોથી થાય છે કારણ કે બાપુજી માનતા કે "સમાજ આજે એક જાતના ગદનાડમા સબડે છે તેને ઊચો લાવવો હોય તો પુરુષોએ માતૃહૃદય કેળવવુ પડશે' પણ બાપુજી કદી 'પરોપદેશે પાન્ડિત્યમ્‌ મા માનતા ન હતા તેઓ તો પોતે આચરણમા ઉતારીને પછી જ ઉપદેશ રતા તેમણે મને સગી માતા ન જોવે એ રીતે કેળવી એ વાત્સલ્યની સાક્ષીના પુરાવા મારે માટે શબ્દોમા વર્ણવવા અશક્ય જ છે અને એવા માતૃસ્નેહની પરાકાષ્ઠાએ પહોચવા જ છે

આમ સવારના ફોઈબા સાથેની વાતોમા વખત ગયો સુહરાવર્દી સાહેબને બાપુજીએ એક પત્ર લખ્યો હતો તેમા સહી મરી તે પત્ર સુહરાવર્દી સાહેબને હાથોહાથ આપવા માટે એરોડ્રોમ પર નિર્મળદા જતા હતા એટલે ફોઈબા પણ તેમની સાથે ઘેર ગયા

અમારે કદાચ આવતી કાલે અહીથી પગપાળા જવાનુ થશે બાકીનો બાપુજીનો ક્રમ નિયમ મુજબ ચાલ્યો આજે મને તાવ ન હતો અને નિર્મળદા ટપાલ આપવા ગયેના હોવાથી બાપુજીને માલિશ રોજ પ્રમાણે મે જ કરી બાથમા બાપુજી દસ મિનિટ ઊઘી ગયા હુ હાથપગ ચોળતી હતી તેવામા બાપુજી આખ બધ કરીને ગરમ પાણીના ટબમા પડ્યા હતા પણ એ જ મિનિટમાં તો નસકોરા સભળાયા બરાબર દસ મિનિટે ઊઠ્યા બાપુજીનો ઊઘ પર આવો અજબ કાબૂ છે અને અહી ખૂબ શ્રમ પડે છે અહી માનસિક અને શારીરિક બન્ને રીતે થાક છે કારણ

સગવડ વધશે એટને રચનાત્મક કાર્યની જરૂર નથી, એમ કોઈ રખે માની બેસતા પણ અત્યારે હુ જે વાતાવરણ જોઉ છુ તે પરથી લાગે છે કે, સ્વતત્રતા આવ્યા પછી તો એક દાયકા સુધી આપણી દશા વધારે ખરાબ થવાની છે રાજકીય સ્વતત્રતા વડે આપણા પર જે અકુશો હતા તે દૂર થશે અને આપણે ધારેલુ કામ પાર પાડી બતાવી શકીશુ સ્વતત્રતા મળ્યા પછી જ ખરી મહેનત કરવાની રહેશે ગરીબાઈ અને બેકારીનો જ્યા સુધી હિંદુસ્તાનમાથી નાશ નહી થાય ત્યા સુધી સ્વતત્રતા મળી છે એમ હુ માનવાનો નથી હીરા, મોતી, ઝવેરાત કે રૂપિયા એ કંઈ ખરી મિલકત નથી પણ સાચી સપત્તિ તો એ જ છે કે, પ્રજાના એક એક બાળકને ખાવાનુ, કપડા, કેળવણી, આરોગ્ય અને રહેવાનુ સપૂર્ણ રીતે મળે એક માણસને જોઈએ તેટલુ સહેલાઈથી સાપડે ત્યારે જ એ સમૃદ્ધ અને સ્વતત્ર દેશ કહેવાય પણ આજે તો એક તરફ એશઆરામથી રહેનારા લોકો છે અને બીજી તરફ લાજ ઢાકવા પૂરતા કપડા ન હોય, પેટમા ઊડો ખાડો હોય એવી કરુણ સ્થિતિ છે માણસ આજે કામ વગરનો બેકાર બેઠો છે માણસને પોતાનો વિકાસ સાધવાની સપૂર્ણ તક તો મળવી જ જોઈએ અને એ તક ત્યારે જ મળશે જ્યારે રચનાત્મક કાર્યકરોમા જાગૃતિ આવશે દેશમા રાજદ્વારી માણસોની જરૂર છે પણ હવે જ્યારે દેશનો ઉત્કર્ષ સાધવાની સાધના કરવાની છે ત્યારે સાચા રચનાત્મક કાર્યકરોની જરૂર છે અને મારી ખાતરી છે કે લોકો મશીનરી તરફ આજે વળ્યા છે, પણ એમા ખત્તા ખાવાના છે અને સહુએ, ભલે થાકીને, પણ ઘેર ઘેર રેંટિયો ચલાવવો જ પડશે પોતાના દરેક કામમા સ્વાવલબી બનવુ જ પડશે લોકોની પોતાની સમજશક્તિથી જો નહી બને તો સમય અને સયોગો તેને કામ કરતા બનાવશે જ પણ આજે તો આ સ્વતત્રતાના પગરણ જે જાતના મડાઈ રહ્યા છે તે જોઈને ગભરામણ થાય છે અને ક્યાય પ્રકાશ દેખાતો નથી કારણ કે અગ્રેજો સત્તા સોપવાની તૈયારી કરી રહ્યા છે, ત્યારે હિંદુસ્તાનમા અનેક કામ છે તે સહુને થાય છે કે અમે સત્તા લઈએ પણ જો આપણે આપણુ કર્તવ્ય નહી બજાવીએ તો આપણે ગુલામીને સારી કહેવડાવીશુ નિર્ભયતા અને નીડરતા રચનાત્મક કાર્યકરોમા જેટલી હશે તેની અસર તેના કામ પર પડશે અને કામ દ્વારા એ આબોહવામા ફેલાશે અને પ્રજા આવી તદુરસ્ત હવામા શ્વાસ લેશે તો સ્વાભાવિક રીતે જ તદુરસ્ત થશે માટે દરેક રચનાત્મક કાર્યકરે હવે કમર કસીને કામ કરવાનો સમય આવ્યો છે આ સમયનો સદુપયોગ કરી લે, અને પ્રભુએ જે મનુષ્ય અવતાર આપ્યો છે તેને સાર્થક કરે "

સતીશબાબુની તબિયત ખરાબ હોવાના ખબર આવતા ચારુદા અને અજિતભાઈ તથા નરેનભાઈને બાપુજીએ (નોઆખાલી) મઝીરખીન મોકલ્યા બા* અહીં છે તેઓ બાપુ અહીં તેમના મહેમાન હોવાથી ન ગયા બાપુ કહે "હેમપ્રભાદેવી અને સતીશબાબુ બંને પોતાનુ કર્તવ્ય જરા પણ ચૂકે તેવા નથી હુ અહીં છુ તેથી પોતાના પતિની માદગીના ખબર આવ્યા છતા જરાયે ગભરાઈ નહી પોતે જ જવાની ના કહી તેમણે કહ્યુ 'ચારુબાબુ જે એમના દીકરા જેવા છે તે જશે અને હુ અહીં રહીશ એ જ એમને (સતીશબાબુને) ગમશે આપ અહીં હો અને હુ તેમની પાસે જાઉ તો તેઓ વધારે દુખી થશે'"

બહાર દર્શનાથી ઓ તો એક મ્યાનની અદર ઊભરાઈ જાય છે તેથી બાપુજીને વારવાર બહાર જવુ પડે છે

શાતિકુમારભાઈનો આજે જન્મદિવસ હોવાથી તેમણે બાપુજીને તાર દ્વારા પ્રણામ મોકલ્યા (શાતિકુમારભાઈ ન મોરારજી) બાપુજીએ તેમને તુરત જ આશીર્વાદનુ કાર્ડ લખ્યુ

પ્રાર્થનામા પણ આજે બેસુમાર ભીડ હતી પ્રાર્થનાપ્રવચનમા આજે પણ બે પ્રશ્નોના જવાબો બાપુજીએ આપ્યા

પ્રશ્ન—હિંદુ કે મુસલમાન પોતાની જાતને અથવા તો પોતાની સસ્કૃતિને બચાવવી હોય તો તે શુ કરે?

બાપુજી—કોઈ બીજા માણસો આપણી સસ્કૃતિનુ રક્ષણ કરશે એવી માન્યતા તમારા મનમા હોય તો તમે બહુ મોટી ભૂલમા છો આપણે જાતે જ આપણા સિપાઈ બનીને તેનુ રક્ષણ કરવાનુ છે દરેક માણસ જે જન્મ્યુ છે તેને મૃત્યુને આધીન તો થવાનુ જ છે પછી તે રાજા હોય કે રક હોય ડોક્ટર હોય કે મોટા વૈદ્ય હોય તેય મરે છે તો પછી મરણનો ડર શો રાખવો? સ્વતત્રતા અને સસ્કૃતિને બચાવવા માટે નિર્ભયતા કેળવવાની પ્રથમ જરૂર છે આપણી સસ્કૃતિનો નાશ આપણી બેવફાઈ અને કાયરતા વડે આપણે જ કરીશુ બગાળની સસ્કૃતિ એવી હોય એમ જો બગાળીઓને લાગે છે તો તેનુ રક્ષણ કરવાની જવાબદારી પણ બગાળની પ્રજાની છે

આપણે પડિત નેહરુને આપણા વડા પ્રધાન બનાવ્યા છે પણ ખરુ પૂછો તો તેને આધાર આપનાર આપણે જ છીએ આપણે તેના હાથ પગ

* શ્રી સતીશબાબુના પત્ની શ્રી હેમપ્રભાદેવી

નહી થઈએ તો તેમની શક્તિનો લાભ આપણે નથી મેળવી શક્વાના. હિંદુસ્તાનનુ સદભાગ્ય છે કે પંડિત નેહરુ જેવો પુરુષ આપણો વડો છે કે જેના પર આખી દુનિયાના દરેક ભાગના લોકો ફિદા છે પણ હવે તો લોકશાહીનો જમાનો આવવાનો છે તમે જેને ઇચ્છો તેને જ તમારા દેશનુ સુકાન સોપી શકવાનો અધિકાર તમને પ્રાપ્ત થયો છે તો તેઓ સીધા ન ચાલે તો કાન પકડીને તેઓને ઉઠાડી શકો છો પણ પ્રજા અજ્ઞાન રહેશે તો કશુય વળવાનુ નથી પ્રજા જો એટલુ સમજે કે, પાયાની મજબૂતાઈ પર જ મોટી ઇમારતનો આધાર રહેલો છે તો જ પ્રજાનુ કલ્યાણ થાય

હુ મને કોઈનો પ્રતિનિધિ ગણતો નથી હુ ફક્ત મારો જ પ્રતિનિધિ છુ હુ તો કેવળ મારા વર્ષોના અનુભવને આધારે તમને સલાહ આપુ છુ તેને સ્વીકારવી કે નહી તે તમારે વિચારવાનુ રહે છે એટલે બંગાળના ભાગલા પાડવા કે બંગાળ એક રાખવુ એ તમારા જ હાથની વાત છે'

પ્રાર્થનામાથી આવ્યા બાદ બાપુજી થોડુક ફર્યા મને નબળાઈ હોવાથી હુ ફરવા નહોતી ગઈ હમણા ત્રણેક દિવસથી બાપુજીએ મને પ્રવાહી પર જ રાખી છે

બાપુજીએ ફરીને ફક્ત અગૂર જ લીધી રાતે શ્યામપ્રસાદ મુ ટજી આવ્યા ૧૦-૩૦ પછી બાપુજી પરવાર્યા શ્યામબાબુએ હિ દુઓ પર થઈ રહેલા અત્યાચારનુ વર્ણન આપ્યુ અને સુહરાવર્દી સાહેબની ખૂબ ફરિયાદો કરી બાપુજીએ તેમને જો બને તો લેખિત આપવાનુ કહ્યુ

રાતે નક્કી કર્યુ છે આવતી કાલે સાજે અહીથી પટણા જવાનુ છે આ વખતે મદાલસાબહેન, ભરત અને શ્રીમનજી તથા સતોકકાકીમા સાથે આવશે મગનલાલકાકા (મગનલાલ ગાધી) પટણામા ગુજરી ગયા હતા તેથી સતોકકાકીમાને પટણા આવવાની ઇચ્છા છે

બાપુજીએ 'હરિજન' માટે લખવાનુ શરૂ કર્યુ છે આ અઠવાડિયે તો ફક્ત પ્રશ્નોત્તરો આપ્યા છે પણ હવે નિયમિત કદાચ લેખો આપશે તો બાપુજીનુ કામ ખૂબ વધશે

રાતે છાપાઓ સાભળ્યા, બાળકો સાથે બગાળીમા વાતો કરી અને નિયમ મુજબ ગરમ પાણીમા પગ ધોયા આ બધુ કરતા અને પથારીમા પડ્યા ત્યારે અગિયાર વાગી ગયા બાપુજીને માથામા તેલ ઘસી

પગ દબાવી મેં બાપુનું સૂતર ઉતાર્યું અને આ ડાયરી પૂરી કરી. હવે બાપુજી માટે દાતણનો કૂચો કરી થોડુંક પરચૂરણ કામ કરીને સૂવા જઈશ. ૧૧–૩૦ થયા છે. બાપુજી તો ઘસઘસાટ ઊંઘી ગયા છે. આજે તો પથારીમાં પડ્યા ત્યારે કોઈ વાતો કરનાર ખાસ ન હતું. હું માથું ઘસી પગ દબાવતી હતી ત્યારે જ લગભગ ઊંઘી જવાની તૈયારીમાં હતા.

૧૪–૫–'૪૭
**ખાદી પ્રતિષ્ઠાન, સોદપુર આશ્રમ**

રાતના બે વાગ્યે મને એકાએક ટાઢ ચડી, ઊલટી પણ થઈ. પેટમાં દુખાવો પણ વધતો ગયો. પણ હું ધીમેથી બાપુજી જાગી ન જાય તેવી રીતે મારા ખાટલામાંથી ઊઠીને ઊલટી કરવા તો ગઈ, પણ પાછી વળી ત્યારે બાપુજી પોતાની પથારીમાંથી મારી પથારી તરફ જોવા માટે બેઠા થયા હતા.

બાપુજી કહે: "કોણ જાણે એકાએક હું જાગી ગયો, અને તારી મચ્છરદાની હવામાં ઊડતી જોઈ એટલે મને થયું કે લાવ આ છોકરી-ની મચ્છરદાની તેણે સરખી દબાવી નથી તેથી પથારી નીચે દબાવી દઉં. પણ નજર નાખી તો તું જ અંદર ન હતી. મને થયું કે ભૂલમાં પ્રાર્થનાનો સમય થઈ ગયો જાણીને ઊઠી તો નહીં હોય?"

મને સખત ટાઢ આવી રહી હતી અને તેની બાપુજીને ખબર ન પડે તો સારું એટલે બાપુજી સાથે અત્યારે વાતો કરવા ઇચ્છતી ન હતી પણ મારું ચાલ્યું નહીં અને બાપુજી સમજી ગયા એટલે તુરત કહે "કેમ ટાઢ આવી છે ના?" તુરત બાપુજીએ પ્રેમથી પંપાળી. હું તે જે કાંઈ હાથમાં આવ્યું તે ઓઢીને સૂઈ જ ગઈ. અમારી પાસે તે ગાદલાં ગોદડાં ક્યાંથી હોય? બાપુજી જ એક સાવ રજાઈ જેવી પાતળી ગાદી પથરાવે છે. અને મારી પાસે પાથરવાની એક શેતરંજી અને ઓઢવાને માટે ગરમ શાલ તથા ચાદર જ છે. મોટા બિસ્તરા રોજના મુસાફરોને લેવા પરવડે નહીં. અને તેમાંય બાપુજી સાથે ફરવાનું હોય ત્યારે. એક જાડી શેતરંજી જેમાં બાપુજીનો બિસ્તરો બાંધું છું તેને ઓઢવામાં લીધી. બાપુજીના ઓરડામાં પથરાયેલ નાનકડો

બેસવાનો ઊનનો ગાલીચો પણ ઓઢવાના ઉપયોગમા લીધો રાતે બે વાગે બીજુ ન થાય ?

પ્રાર્થના સમયે તો તાવ ઓછો થઈ ગયો હતો ટાઢને બદલે પસીનો આવી ગયો અને બત્તી કરી બાપુજીને દાતણુ કરવા ઊભી થઈ અને પાથરણાને ઓઢવાના ઉપયોગમા લીધા હોવાથી તે દેખાવ મારી પથારીમા જોઈને બાપુજીએ વિનોદ કર્યો કે "માણસ કેવા નખરા કરે છે? અમસ્તા તને આ પાથરણા જો ઓઢવા આપ્યા હોય તો તુ એમ જ કહે કે ગધાના પગ પડ્યા હોય તે ઓઢવાને ન ગમે પણ રાતે ટાઢ લાગી ત્યારે તને આ પાથરણા કેવા મીઠા લાગ્યા હશે કેમ? ખાવામા પણ આપણે એમ જ કરીએ છીએ ભૂખ વગર આપણે ખાઈએ છીએ એટલે આપણને નખરા સૂઝે છે કે આ ખાટુ છે, આ કડવુ છે અને આ નથી ભાવતુ પણ ખરી જરૂરિયાત હોય ત્યારે જો સૂકો રોટલો મળે તો તે પણ મિષ્ટાન્ન સમજીને માણસ ખાય આ પરથી આપણે સમજવુ જોઈએ કે જ્યારે ખરી જરૂરિયાત હોય તે વખતે જ વસ્તુ વાપરવી જોઈએ આથી સહુને કેટલો બધો લાભ થાય?'

દાતણુ કરતા બાપુજીએ આમ વાતો કરી નિયમ મુજબ પ્રાર્થના પ્રાર્થના પછી મારો ગીતાપાઠ દસ મિનિટ ચાલ્યો બાપુજીને ગરમ પાણી અને રસ આપીને હુ થોડી વાર સૂતી બાપુજી પણ આજે લખતા લખતા ઊઘી ગયા હતા સાડા ૭ વાગ્યે ઊઠ્યા ફરવા ગયા બાપુજી ફરવા ગયા ત્યારે બીજુ કોઈ જ ન હતુ આજે ઘણા દિવસે હુ અને બાપુજી એકલા ફરવામા હતા મારી તબિયતની બાપુજી ખાસ ચિતા કરતા હતા એટલે ફરતી વેળાએ તે સબધી વાતો કરી આજે નબળાઈ વધારે લાગતી હોવાથી દૂધ લેવાનુ કહ્યુ આજે સાજે પરગણા જવાનુ હોવાથી તૈયારી કરવાની પણ વાતો કરી અમે દસ મિનિટ ફર્યા તેવામા એક પછી એક માણસો આવ્યા એટલે શુમ્લાબહેન અને મદાલસાબહેન બાપુજીની લાકડી થયા અને હુ માલિશની તૈયારી કરવા ગઈ માલિશ વેળાએ તો બિધાનબાબુ આવ્યા બાપુજીને તપાસ્યા બાપુજીને ખૂબ થાક છે, અને તેને લીધે નબળાઈ પણ છે અને તો

બે એક દહાડા મુનાકાતો બંધ કરાવીને મૌન લઈને આરામ લેવાની તેમણે સૂચના કરી

બાપુજી કહે "ચોતરફ આગ બળતી હોય ત્યારે એ રીતે આરામ કરીને જીવવાની ઇચ્છા નથી થતી"

તેમણે દલીલ કરી કે "આપને ક્યા આપના માટે આરામ લેવો છે? જનતાની વધુ સેવા કરી શકો તે માટે આરામ લેવાનો આપનો ધર્મ નથી થઈ પડતો?"

બાપુજી કહે "હા જો લોકો મારુ કઈક પણ સાભળે, અને હુ પ્રજા તેમ જ સત્તાધીશોને કઈક ઉપયોગનો હોઉ તો તો જરૂર એમ કરુ પણ હવે મારો ઉપયોગ ક્યાય હોય એમ હુ અનુભવતો નથી મારી બુદ્ધિ કદાચ બુઠ્ઠી થઈ ગઈ હોય! છતા પણ આ કટોકટીના કામમા હુ આરામ લેવાનુ પસદ કરવાને બદલે એમા 'કરવાનુ અથવા મરવાનુ' જ પસદ કરીશ કામ કરતા કરતા, અને રામરટણ લેતા લેતા મરવાની ઇચ્છા છે અને એ ઇચ્છા ઈશ્વર પૂરી કરશે એટલી શ્રદ્ધા આ યજ્ઞમા દઢ થતી જાય છે એમ હુ અનુભવુ છુ મારા અનેક વિચારોમા હુ એકલો છુ, છતા ગુરુદેવનું 'એકલા ચલો'નુ ભજન મને ખૂબ બળ આપે છે, એથી એકલતા નથી અનુભવતો અને અનેક મિત્રો સાથે દઢતાથી ઝઝૂમવાની હિમત ઈશ્વર આપી રહ્યો છે, એ જ મારે મન ઈશ્વરદર્શન છે, ઈશ્વરી મદદ છે ઈશ્વર દર્શન એટલે કોઈ હાથપગવાળો કે ચિત્રમા જોઈએ છીએ તેમ અનેક સાજથી સજેલો પુરુષ નહી, પણ દરેક ક્ષણમા આપણને જાગ્રત રહેવાની શક્તિ આવે અને તે થકી સીધા રાહ પર આપણે ચાલીએ એ જ ઈશ્વરની મદદ છે—ઈશ્વરનો સાક્ષાત્કાર છે"

પછી તુરત મારી તબિયત તપાસવાનુ તેમને કહ્યુ, અને રાતના તાવ ચડ્યો વગેરે બધી વિગત બાપુજીએ કહી યજ્ઞના સાક્ષી તરીકેની વાતો કરતા બાપુજી કહે "જો તેના હૃદયમા રામનામ હૃદયગત થઈ જાય તો તેને અવારનવાર તાવ ન જ આવે, પણ મારામાય હજુ એવી અનાસક્તિ કદાચ નહી આવી હોય, નહીતર આ છોકરી ચોવીસ કલાક મારી સાથે રહે છે, મારી ભાવનાપૂર્વક સેવા કરે છે,

એ માદી ન જ પડી જોઇએ કારણુ કે મે એને આ 'યજ્ઞ'ની ભાગીદાર બનાવી છે મારા હૃદયમા હૃદયગત રામનામ થયુ હોય તો તેનો રોગ જવો જ જોઈએ"

બાપુજીએ આવા મોટા ડૉક્ટરની સાથે આધ્યાત્મિક વાતો કરી પણ ડૉક્ટર મને તપાસ્યા પછી કહે કે, "મને એપેન્ડિસાઇટિસ હોય તેમ લાગે છે જો અહી મારે ત્યા રહી જા તો જરા સરખી તપાસીને તુરત કામમને માટે સારી કરી દઉ, કેમ કે પૂરી તપાસ કર્યા વગર મને ખબર નહી પડે વળી જો એપેન્ડિક્સ પાકી જશે તો બાપુજી જેવા હેરાન થયા હતા તેવુ થશે'

બાપુજીએ કહ્યુ છે કે, "મનુ માની જાય તો તમે રાખી લો"

મે કહ્યુ, "મારા ડૉક્ટર તો બાપુ જ છે, એટલે બીજાની સારવાર નીચે બાપુજીથી છૂટી પડીને રહેવાનુ હુ પસદ નથી કરુ"

બાપુજીને પણ તેમણે વાત કરી "હવે પટણા જઈને જોઈશુ" અહી ડૉક્ટરના એ મત છે કુદરતી ઉપચારક કુંવરજનબાબુ કહે છે કે એવુ કઈ નથી, અને વિધાનબાબુનો જુદો જ મત થયો, એટલે બાપુજી વિચારમા પડી ગયા

માલિશ-સ્નાન પછી ભોજન વગેરે નિયમ મુજબ ચાલ્યુ. બાપુજીના પગ આજે મદાલસાબહેને ઘસ્યા

૧૨-૩૦ પછી કૉલેજના આઠ દસ વિદ્યાર્થી ભાઈબહેનો આવ્યાં હતા, તેમની સાથે વાતો કરતા બાપુજી બોલ્યા કે

વિદ્યાર્થીઓ જ દેશના ખરા વારસદારો છે તે લોકો સારા નાગરિકો બનશે તો જ આ દેશની પ્રજાનો ઉદ્ધાર થશે અત્યાર સુધીની તમને આપવામા આવતી કેળવણી હવે સાવ નકામી છે અગ્રેજોએ જે કેળવણી દાખલ કરી છે તેમા તો તેમનો સ્વાર્થ હતો, કારણ કે તેમને તમારી ઉપર રાજ્ય કરવુ હતુ તેણે તમને આવી કેળવણી આપીને કારકુનો તૈયાર કર્યા જેમ એક ઑફિસમા કારકુનોએ તેના સાહેબોને તાબે રહેવુ પડે તેમ આ કેળવણી થકી આપોઆપ આપણે બ્રિટિશોના ગુલામ રહીએ એ એક જાતની એમની રાજ્ય કરવાની યુક્તિ હતી પણ જો મારુ ચાલે અથવા મારા શબ્દો સહુના કાન સુધી અને હૃદય સુધી પહોચાડી શકુ તો કહુ કે હિન્દુસ્તાનમા સ્વતત્રતા આવતાની સાથે જ કેળવણીમા

સહુથી પ્રથમ ધરમૂળથી ફેરફાર કરો અને નઈ તાલીમની દૃષ્ટિએ કેળવણી આપો, જેથી દરેક વિદ્યાર્થી સ્વાવલંબી થાય અને ભણી ગણીને એ પ્રશ્ન ન રહે કે હવે હુ શુ કરીશ? અત્યારની કેળવણીમા વિદ્યાર્થીઓને પુસ્તકોનો પારાવાર ખર્ચ થાય જ છે, પણ તેના કરતા કોલેજિયનની રહેણીના ખર્ચનો હિસાબ તમે તો કાઢયો હશે જ!! અગ્રેજી ભણવાનુ શરૂ કર્યું કે વિદ્યાર્થીને કોટ પાટલૂન, બૂટ મોજા, પેન ઘડિયાળ સુગધી તેલો વગેરે છેલ્લામા છેલ્લી ઢબનુ જોઈએ એ એક સ્વાભાવિક હકીકત બની ગઈ છે પણ હવે હિન્દુસ્તાનને સ્વતત્રતા મળી છે તેથી હિન્દુસ્તાની ઓનુ ઘડતર રાજ્ય ફાવે તેમ ઘડી શકે છે, હવે કોઈ જાતનો અકુશ નથી તો હુ સૂચવીશ કે વિદ્યાર્થીઓ અક્ષરજ્ઞાન, ભાષા ગણિત ઇતિ હાસ ભૂગોળ આદિ તમામ વિષયો ખેતીની મારફતે–શ્રમની મારફતે શીખી શકે છે વિદ્યાર્થીના હાથમા કોદાળી પાવડો આપીશુ એટલે આપોઆપ તેના કોટ પાટલૂનનો ખર્ચ બચી જાય છે કારણ કે વિદ્યાર્થીને પોતાને જ એ કપડા પહેરીને ખોદતા નહી ફાવે પણ સાદી ચડ્ડી અને પહેરણ પહેરીને ખોદવાનુ કામ તે સહેલાઈથી કરી શકે એટલે વિદ્યાર્થીની રહેણીમા એની મેળે જ પરિવર્તન આવી જશે એ જ રીતે ક્યુ બિયારણ કેવી રીતે ઓરાય છે અને તેનો પાક ક્યા સારો થાય છે? ક્યા સૈકામા, અને ક્યા રાજ્યવહીવટમા કયુ અનાજ, તેલીબિયા સારા પાકતા હતા? શા માટે? કેટલા પ્રમાણમા પાકતા હતા? આવા વિષયોમા દરેક જાતનુ જ્ઞાન વિદ્યાર્થીને મળી જ જાય છે આ તો મે તમને એક સામાન્ય દાખલો આપ્યો પણ જો નઈ તાલીમની દૃષ્ટિએ કેળવણીમા ફેરફાર કરવામા આવે તો મારી ખાતરી છે કે બાર વર્ષનો છોકરો કે છોકરી પોતા પૂરતા વસ્ત્ર અને અન્ન ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવશે આજે પચીસ વર્ષના વિદ્યાર્થી-મા તેણે એમ એની કે ગમે તેવી મોટી ડિગ્રી મેળવ્યા છતા અને મા બાપોના હજારો રૂપિયા બગાડયા છતા પરિણામે ભણ્યા પછી શુ કરવુ એની નિરાશા અને હતાશાપણુ દેખાય છે અને તબિયતને પણ એ જીવતો છતા તેની મૂએલા જેવી હાલત લાગે છે ત્યારે મારી કેળવણીમા કુદરતના ખોળામા ઉછરેલો બાળક તદુરસ્ત હોય અને તેને આધ્યાત્મિક વાતાવરણ મળે એટલે માનસિક તદુરસ્તી પણ સપૂર્ણતાએ જળવાય

"વળી જુદા જુદા રાજકીય પક્ષોમા પણ વિદ્યાર્થીઓનો સહુએ ખૂબ ઉપયોગ કર્યો છે એ એક મોટી ભૂલ થઈ હોય તેમ લાગે છે ભૂતકાળની આ ભૂલને હવે સુધારવી જ જોઈએ અને સ્વતત્ર પ્રજાના બાળકોની કેળવણી કેવી હોવી જોઈએ તેનો પણ હવે નવેસરથી વિચાર કરવો જોઈએ વિદ્યાર્થીઓએ પોતે પણ હવે વિચારતા શીખવુ જોઈશે પણ

એનો અર્થ તમે એ ન કરતા કે હડતાળો પાડી શિક્ષકો પર પથરાઓ ફેંકી પોતાના વિચારો અથવા પોતાની માગણીને સફળ કરવી. પરંતુ નિયામકો સાથે સમજાવટથી કામ લેવું જોઈએ.

"મેં હમણા જ કહ્યું તેમ પશ્ચિમની કેળવણી આપવાનું બંધ થશે તેની સાથે જ તેમાંની ફેશનો પણ આપોઆપ દૂર થશે. વિદ્યાર્થી વિદ્યાભ્યાસને 'વેઠ' નહીં ગણતા રાષ્ટ્ર તરફની એક ફરજ માની તેમાંથી સાચો આનંદ મેળવતો થાય ત્યારે જ તેને હું સાચી કેળવણી માનીશ. વિદ્યાર્થી જીવન પૂર્વજોએ સંન્યાસી જીવન જેવું જણાવ્યું છે તે સાચું જ છે. પણ વિદ્યાર્થીઓ પાસેથી આવી અપેક્ષા રાખતા પહેલાં મારે કહેવું જોઈએ કે સ્વતંત્ર હિંદની સરકારે પહેલાં વાતાવરણ તૈયાર કરી આપવાની ફરજ છે. જેમ બાળક જન્મે તો તેને વખતસર દૂધ પાવાની માતાની ફરજ થઈ પડે છે તો જ તેનું શરીર બંધાય અને બાળક મોટું થતું જાય, ખીલતું જાય, તેમ સરકાર અને વિદ્યાર્થીના ઘડતરની વચ્ચે છે."

આ ભાઈબહેનો તો બાપુજીના હસ્તાક્ષર લેવા જ આવેલાં અને તેમણે મને કહ્યું હતું કે, બે મિનિટમાં અમે ચાલ્યા જઈશું. પણ બાપુજીની આદત પ્રમાણે જે બે બહેનો આવી હતી તેને પૂછપરછ કરી, અને શું ભણો છો? ક્યાં ભણો છો? તેવા ખબરઅંતર પૂછતાં ઉપરની વાતો લગભગ દસ મિનિટ સુધી કરી. બાપુજી કહે: "તમે બે મિનિટ માટે આવેલાં પણ મેં જ તમને દસ મિનિટ આપી દીધી અને જ્યારે જ્યારે મને વિદ્યાર્થીઓ મળે છે ત્યારે તેઓની સાથે ભળવાનો અને વાતો કરવાનો મારો એક શોખનો વિષય છે. જોકે હું બીજી અનેક પ્રવૃત્તિમાં રહેતો હોવાથી એ શોખ પૂરો નથી કરી શકતો. પણ બોલો, આ સહીના બદલામાં તમે મને ફક્ત પાંચ પાંચ રૂપિયા જ આપશો? વળી મેં તો તમને બંગાળીમાં સહી કરી આપી છે એટલે તેની ફી વધારે આપવી જોઈએ એમ તમને નથી લાગતું?"

ખૂબ હસાહસ થઈ પડી. વિદ્યાર્થીઓ કહે: "બાપુજી! તમે તો આ વેપારીની રીત સમજાવી!"

બાપુજી કહે: "દરિદ્રનારાયણનો હું ધંધો લઈને બેઠો છું. એટલે બીજો ગમે તે ધંધો કરું તેમાં મારો ધંધો તો મધ્યબિંદુ છે. પણ તમે વધારે ન આપી શકો તો મારા એકતાના કામમાં મદદ કરજો. વિદ્યાર્થીઓ વચ્ચે કોઈ પણ જાતનો જાતિભેદ ન રાખતા, અને દુઃખી

ગરીબોને તમે મદદ ન કરી શકો તો છેવટ સહૃદયતાથી સહાનુભૂતિ બતાવજો એટલુ પ્રામાણિકતાથી કરશો તો હુ માનીશ કે તમે મને ઘણી કિંમત આપી છે ”

બે છોકરીઓમાની એકના હાથમા સોનાની વીટી હતી તે તેણે તુરત જ બધાની વતી કાઢીને બાપુજીના હાથમા દરિદ્રનારાયણ ફંડને સારુ આપી દીધી, અને બાપુજીને સહુએ પ્રણામ કર્યા બાપુજીએ સહુના વાંસામા મીઠી ટપલીઓ મારી સૌ હસતા હસતા વિદાય થયા

આવા દર્શનાર્થીઓ આવે છે ત્યારે ક્યારેક બાપુજી ઓચિંતા તેમની સાથે વાતો કરવા લાગે છે, અને સામાન્ય વાતોમાથી બાપુજીના કયા વિષય પર શા વિચારો છે તે જાણવા મળે છે આજે એવુ જ બન્યુ સારુ થયુ કે હુ ત્યા જ બેસી રહી નહીતર આ વિદ્યાર્થીઓ સાથે બાપુજીએ જે સુદર વાતો કરી તે સાભળવાનુ ગુમાવત

મે બાપુજીને કહ્યુ “હુ બીજા કામમા હોઉ ત્યારે આપને આના તો કેટલાય મળવા આવે છે તેમની સાથે કેટલી જાણવા જેવી વાતો કરતા હશો? આજે તો મને એમ જ થાય છે કે આ રીતે હુ કેટલુય ગુમાવતી હોઈશ!”

બાપુજી કહે “મે કશુ આગળથી તો ક્યારેય વિચાર્યું નથી હોતુ વાતો થતા થતા મારા મનમા જે ભર્યું હોય છે તે સ્વાભાવિક રીતે જ બહાર આવી જાય છે. તને એ બધુ સાભળવા-લખવાનો શોખ છે તે સારુ લાગે છે તે તો સહેજે મળે તેનાથી સતોષ રાખવો જોઈએ શરીર સાચવતા શીખી જા તો અત્યારે જે મળે છે તેના કરતાય વધુ મળે અને પછી તુ બીજુ કામ રાતે જાગીને પણ પૂરુ કરે તો મને દયા નહી આવે!”

મને તો ડર લાગ્યો કે, વળી બાપુજી શરીર પર લાબુ વ્યાખ્યાન આપશે હમણા તો મારી સાથે દરેક વાતમા મારી તબિયતને વચ્ચે મૂકી દે છે

બપોરે આખો સામાન પૅક કર્યો આ વખતે અમારી મડળી સોદપુર છોડવાને બદલે ભાઈનો બગ્રોમસ્ત આશ્રમના રસોડે જ કર્યો

આપતાં આપશે. એટલે તને ન લઈ ગયો એમાં મને કેટલો લાભ થયો તે તો જો! કારણ તને લઈ ગયો હોત તો તડકાને પ્રતાપે તુપ લાલ થઈ ગઈ હોત તો મહાનમાં ખપત. અને મને આ 'મહાન'નો હોદ્દો ન મળતને?"

આમ બાપુજી અને મારી વચ્ચે વિનોદ વાર્તાલાપ થતો હતો ત્યાં જ ક્ષિતીશબાબુ આવ્યા અને બાપુજીએ તેમને હસતાં હસતાં થયેલી આ વાતો અને મને નહોતા લઈ ગયા તેથી રિસાઈ હતી તે બધી વાતો કરી. અને સહુને બાપુજીએ બે મિનિટ હસાવ્યા અને સીધા પ્રાર્થનામા ગયા

પ્રાર્થનાસભામાં બાપુએ કહ્યુ કે:

"આજે અહીથી પટણા જાઉ છુ અને ત્યાથી દિલ્હી થઈ વેળાસર પાછો અહી આવવા પ્રયત્ન કરીશ.

"આજે હુ બગાળના વડા પ્રધાનની સાથે બે કલાક સુધી જ્યા રમખાણો થયા હતા તે વિભાગ જોવા ગયો હતો મારી આશા તો એવી છે કે આ રમખાણ હવે છેલ્લુ જ હશે "

પછી બાપુજીને પ્રશ્ન પૂછવામા આવ્યો·

પ્રશ્ન —"કલકત્તામા આજે હિંદુ મુસ્લિમ એમ બે ભાગલા પડી ગયા છે, તો સામાન્ય જીવનવ્યવહાર ચાલુ થાય તે માટે શુ કરવુ?"

બાપુજી—"હુ તો એક વાત કહેવાનો છુ કે, બેમાથી એક પક્ષ જો સપૂર્ણતાથી સત્ય અને અહિંસાનુ પાલન કરે, અને ઈશ્વર સિવાય કોઈનોય ડર ન રાખે, તો માણસને મારનાર કોઈ માનવી નથી એ તો નિમિત્ત બને છે પણ આયુષ્ય પૂરુ થાય એટલે મૃત્યુ-મિત્રને સહુ કોઈએ ભેટવાનુ રહે જ છે. પછી કોઈ હૃદયના રોગથી મરે, કે કોઈ અકસ્માતથી મરે, કે કોઈ ખાટલે રિબાઈને મરે. પણ જેનો જન્મ થયો તેને મરવાનુ નિશ્ચિત થઈ જ ચૂકેલુ છે આવા હિંમતવાન લોકોનો જો પક્ષ મજબૂત હશે તો બધા પક્ષના લોકો તેની સાથે મૈત્રી રાખશે જ. અને આના કરતા બીજો કોઈ સારો ઇલાજ હોય તો મારા ધ્યાનમાં નથી.

"પોતાના ધર્મનો અભ્યાસ તો દરેક વ્યક્તિ કરે, પણ સાથે સાથે બીજાઓના ધર્મગ્રથોનો અભ્યાસ પણ સહુએ કરવો જોઈએ કારણ કે આપણા દેશમા અનેક કોમ છે. હિંદુ, મુસ્લિમ, પારસી, ખ્રિસ્તી આ બધી કોમના માણસો આપણા દેશવાસી ભાઈઓ છે, એથી જ આપણે તેઓના

ધર્મગ્રંથો વાંચી વિચારી સારી વસ્તુ લાગે તેને આચરણમાં મૂકવી એથી નુકસાન તો કોઈને જરા પણ નથી ફાયદો તો દેખીતો જ છે એથી આપણી બુદ્ધિનો પણ વિકાસ થશે અને દિલમાં ઉદારતા કેળવાશે'

પ્રાર્થના પછી બાપુજી ફરવા નીકળ્યા મેં સામાનની યાદી કરી, ખટારામાં ભરાવી સ્ટેશન પર મોકલ્યો મિસેનભાઈ પહેલા ગયા ૭-૩૦ વાગ્યે અહીંથી નીકળીશું હવે પાંચેક મિનિટ બાકી છે બાપુજીએ પણ બધું આટોપ્યું છે, બાળકો સાથે અત્યારે બંગાળીમાં છેની વાતો કરી આનંદ કરે છે

* * *

(રાતના દસ વાગ્યે પટણા જતી ગાડીમાં આ બાકીની ડાયરી લખી રહી છું)

અમે ૭-૩૦ વાગ્યે શોદપુર છોડયું પહેલી મંડળી આગળ ગઈ હતી તેમાં કલ્યાણજી, મિસેનભાઈ ને શ્રીમન્નારાયણજી ગયા બાપુજીની મોટરમાં મદાલસાબહેન, અતોમ્કાકી, ભરત, ક્ષિતીશબાબુ અને હતા હાવડા સ્ટેશન પર બેશુમાર ગીરદી હતી માંડ માંડ પોલીસોએ, 'નિર્મલદા આશ્રમ'ના આશ્રમવાસી ભાઈઓએ અને સ્વયંસેવક દળે રસ્તો કર્યો, ત્યારે અમે ગાડીના ડબ્બામાં ચડી શકયા ફોટાવાળાઓ પણ લાઈટ ફેંકીને આંખ આંજી નાખતા હતા આમાં કોને રોકીએ? એકને રોકવા જઈએ ત્યાં બીજો સામે આવે, લાઈટ ચમકાવે અને દૂર હટી જાય બાપુજી કહે "કદી પણ પત્રકારો અને ફોટોગ્રાફરોને નહીં જીતી શકાય" ખૂબ જ ભીંસાતા ભીંસાતા ઉપર ચડયા બાપુજીએ ઉપરાણું શરૂ કર્યું સારી પેઠે ઉપરાણું થયું હોય એમ લાગે છે પોણી થેલી તો પરચૂરણથી ભરાઈ ગઈ છે

આ વખતે રેલવેવાળાઓએ ઠીક ખાસ સગવડ કરી છે ત્રીજા વર્ગના ડબ્બામાં એમના માટે જે પાટિયું હોય છે તેની સાથે બીડાળી શકે એવું લાંબું બીજું પાટિયું મૂકયું છે, એટલે સૂવામાં પહોળાઈ ખૂબ વધી છે મારી અને બાપુજીની પથારી કરતાં પણ ઘણી જગ્યા વધી છે બાપુજીના પગ દબાવ્યા, સામાન સરખો મૂકયો અને આ ડાયરી લખી તાવ ચડતો હોય એમ લાગે છે હું પણ સૂઉં છું

રાત એકદરે ઠીક ગઈ કહેવાય દરેક સ્ટેશને માણસો તો દર્શન કરવા આવતા જ હતા પણ હવે લોકોને તાલીમ મળી ગઈ હોય તેમ લાગે છે બરહાન સ્ટેશને ખૂબ ભીડ થઈ હતી તેથી ત્યા રામધૂન શરૂ કરવાની બાપુજીએ સૂચના કરી એક બારીનો કાચ તૂટ્યો એટલે મને બીક લાગી કે બાપુજીના પર કાચ પડશે તેથી બારી પરથી કૂદીને ત્યા આવતા લોકોને અટકાવવા પ્રયત્ન કરવા તો ગઈ, પણ મારુ કહ્યુ ચાલ્યુ નહી રામધૂન શરૂ કરી તેથી લોકો શાત થયા ઉજાગરો તો દરેક સ્ટેશને કરીએ જ છીએ મદાલસાબહેન પણ સાથે છે એથી લહેર પડી. રાતના બારી પરથી કૂદી તેનાથી કે શા કારણથી પણ ઊલટી અને તાવ આવ્યો અને પેટમા સખત દુખાવો ઊપડ્યો એથી બેચેની વધી ગઈ સવાર તો માડ માડ પાડી પ્રાર્થના નિયમ મુજબ ચલાવી પણ ગાડી ચાલુ હતી, અને મદાલસાબહેન સતોકબહેન, એમ બે ત્રણ જણાનો સાદ હતો એટલે પ્રાર્થના પણ પૂરી કરી પછી બાપુજીને ગરમ પાણી આપીને રસ કાઢ્યો બાપુજી મદાલસાબહેન સાથે વાતો કરતા હતા એટલુ સારુ હતુ રસ આપીને હુ સામાન પાછો સરખો મૂકીને સૂતી મદાલસાબહેન સાથે બાપુજી મારા વિષેની વાતો કરતા હતા એટલે હુ ત્યા ઊભી ન રહી પછી બાપુજીએ પોતાની ડાયરી લખી બગાળી પાર કર્યા પોતાની ડાયરીમા મદાલસાબહેન સાથે થયેલી વાતોનો સાર બાપુજીએ પોતે લખ્યો કે

> પ્રાર્થના પછી બગાળી રસ પીધો મદાલસા સાથે મનુડી વિષે વાતો મે એને કહ્યુ કે મનુડી તો જ્યા સુધી હુ જીવુ છુ ત્યા સુધી મારી સાથે જ રહેવાની છે મે એને આ શરતે આવવા દીધી છે એ મને છોડી શકે છે, હુ એને નહી છોડુ હુ એનામા ભારે રહેલા ગુણોને પોષવા માગુ છુ વગેરે વાતો થઈ

બાપુજીએ પોતાના હાથે મારા વિષે ડાયરીમા આ લખ્યુ તેની મને ખબર ન હતી, પણ મદાલસાબહેનને વાચ્યુ એટલે મને અભિનદન આપતા ખૂબ ખુશ થયા અને પોતે જ મને ખૂબ આનદપૂર્વક

વંચાવ્યું, અને કહે, "બાપુજીએ જાણે આવું સર્ટિફિકેટ મને જ ન આપ્યુ હોય એવો આનંદ તારા વિષેની ઘણી વાતો બાપુજીએ મને સંભળાવી તેથી થયો. અને ઇશ્વર તને તેમની ખૂબ ખૂબ સેવા કરવાનું બળ આપે એવી હું રોજ પ્રાર્થના કરીશ."

અમે ૬–૪૫ વાગ્યે સવારે ગુલઝાર બાગ પર ઊતર્યાં. અહીંના વડા પ્રધાન શ્રીબાબુ, ડૉ. સૈયદ મહમૂદ સાહેબ, મુસ્તફા સાહેબ સ્ટેશન પર લેવા આવ્યા હતા.

બાપુજીએ મૃદુલાબહેન સાથે વાતો કરી. મેં ધીમે ધીમે માલિશ વગેરેની સવારની તૈયારી કરી. મહેમાનોની વ્યવસ્થા કરી.

માલિશ, સ્નાન અને ભોજનનું તો માંડ માંડ ધીમે ધીમે પત્યું. બાપુજીના પગે મદાલસાબહેને ઘી ઘસ્યું. આ ડાયરી હું બપોરના બે વાગ્યે બાપુજીએ માટી લીધી છે ત્યારે લખું છું. પણ હવે તાવ વધ્યો હોય તેમ લાગે છે. લખાતુ નથી. પેટમાં સખત દુખાવો ઊપડ્યો છે.

૨૦–૫–'૪૭

(પટણા સિવિલ હૉસ્પિટલ–પલંગમાં)

પાંચેક દહાડાની ડાયરી આજે એકસાથે ધીમે ધીમે લખવાની શરૂ કરું છું. ૧૫મીએ બે વાગ્યા સુધીની ડાયરી લખી હતી. તા ૧૫મીએ ત્રણ વાગ્યા પછી તાવ સખત ચડ્યો. ૧૫મીએ બાપુજીએ માટી કઢાવવા માટે મને બોલાવી ત્યારે બિસેનભાઈએ બાપુજીને કહ્યું કે, "મનુ સૂતી છે. એને સખત તાવ ચડ્યો છે."

તુરત જ બાપુજી મારી પાસે આવ્યા. મારા ખાટલા પર બેઠા. મને તપાસી, બહાર જઈ મૃદુલાબહેનને કહી ત્રણ ચાર ડૉક્ટરોને ભેગા કર્યા. આ સહુનો મત થયો કે તાત્કાલિક ઑપરેશન કરાવવું જ જોઈએ. ઍપેન્ડિસાઇટિસ છે. બાપુજીએ મને પણ ખૂબ પ્રેમથી સમજાવી. મને પૂછ્યું કે, "જયસુખલાલને તાર કરી બોલાવી દઉં?" મેં કહ્યું : "આપના ખોળામાં જો મોત આવે તો એથી વિશેષ કશી લાલસા નથી. આપ એટલી બધી સંભાળ રાખો છો કે આવી સંભાળ પછી બીજું શું જોઈએ? અને ભાઈ પણ અહીં શું કરશે? બધાં વધારે ચિંતામાં પડે. આપને જેમ ઠીક લાગે તેમ કરો." મદાલસાબહેન અને સંતોકકાકીબા તો

બપોરના બહાર ગયા હતા બપોર પછી નર્સો અને ડૉક્ટરોએ ઑપરેશન માટેની પૂર્વતૈયારી કરવા માડી બાપુજી તો પ્રાર્થનામા ગયા, પણ જલદી પાછા ફર્યા મે ધીમે ધીમે બાપુજીને ક્યારે શુ જોઈએ અને કઈ વસ્તુ ક્યા છે તેની યાદી મદાલસાબહેન અને બિસેનભાઈને આપી બિસેનભાઈને હું યાદી કરાવતી જતી અને તે પોતાની આખના આસુ લૂછતા જતા હતા નિર્મળદા પણ નથી એટલે એમને એમ થયુ કે બાપુને સભાળી શકીશ કે નહી ? પોતે સ્વભાવથી ખૂબ ભલા અને મૂગા છે મને બેચેની ઘણી હતી તેના કરતા જાણે એમને જ રોગ ન હોય એમ એ બેચેન હતા

પ્રાર્થનામાથી આવીને બાપુજી મારી પાસે જ બેઠા મારા ખાટલા પર બેસીને તેમણે પ્રવચન લખ્યુ મને કહ્યુ "જરા ગભરાતી નહી હુ સામે ઊભો રહીશ "

મે કહ્યુ "આપને આટલો થાક છે, અને મૃદુલાબહેન તો આવે જ છે, આપના થકી મારી સારવાર તો સરસ જ થશે અને ઑપ-રેશન કરાવી નાખવાની મને ખૂબ હિમત છે કારણ કે એક મહિનો થયો આમ રિબાઉ છુ, એટલે તેના કરતા પાર આવે "

બાપુજી કહે "મારે તો મારી પરીક્ષા કરવી છે એટલે ઑપરેશન સમયે હાજર રહેવુ છે કારણ કે, કુદરતી ઉપચારકોએ તો સ્પષ્ટ કહ્યુ છે કે, તને ઍપેન્ડિક્સની આ માદગી નથી એટલે રોગ અમુક પ્રકારનો હોય અને ઇલાજ જુદો થાય તો તેમા દર્દીના શા હાલ થાય ? એટલે કુદરતી ઉપચારકોની ભૂલ હશે તો મારે તેમને જણાવવુ પડશે કે તેઓએ શરીરવિજ્ઞાન તો સપૂર્ણપણે જાણવુ જ જોઈએ "

આટલુ લખ્યુ અને થાક લાગતો હોવાથી સૂઈ ગઈ બપોરના બાપુજીની અને બાપુજીના ભાષણોની તથા બીજા કોઈ લખાણો લખ્યા હોય તો તેની નોધ રાખવાનુ બિસેનભાઈને મે કહ્યુ હતુ તે બધુ તેમણે મોકલ્યુ છે

બપોરે ૨ વાગ્યે લગભગ ૭–૩૦ પછી મને ઍમ્બ્યુલન્સ કારમા અહી લાવ્યા મારી સાથે ડૉ ભાર્ગવના દીકરી, એક નર્સ અને સિસ્ટર હતા બીજી મોટરમા બાપુજી પણ આવ્યા કોઈને ખબર નહોતી

પડવા દીધી, છતા લોકોને ખબર પડી ગઈ તેથી ફોટાવાળાઓ અને પત્રકારો તુરત જ પહોચી ગયા

રાતે ૯-૩૦ પછી બધુ શરૂ કર્યું ક્લૉરોફૉર્મ દેવાનુ શરૂ કરતા પહેના બાપુજીએ અત્યત વાત્સલ્યથી મારા માથા પર હાથ ફેરવ્યો મને કહે "રામજીનુ રટણુ મનમા રાખજે કશીય ખબર નહી પડે મે બાપુજીનો હાથ જોરથી પકડયો મારી પાસે જ ખુરશી નાખી મોઢ્સ બાધી પોતે બેઠા મૃદુલાબહેન અને મદાલસાબહેનને ઓપરેશન થિયેટરમા નહોતા આવવા દીધા ધબ ધબ કઈક થતુ હતુ (આ પછીનો ભાગ તો ડૉક્ટરો, બાપુ અને નર્સો પાસેથી સાભળેલી વાતો પરથી અને બાપુજીએ પોતાની ડાયરીમા નોધ લખી છે તે પરથી મારી ડાયરીમા લખુ છુ )

હાઉસ સર્જન અને ડૉ લજ્જાબહેને મોળમીએ સવારે વાતો કરતા મને જણાવ્યુ કે, બાપુજીએ મારા માટે સ્પેશિયલ રૂમની ના પાડી "મારી દીકરી તો ગરીબની દીકરી છે ગરીબને જે સારવાર મળે તે એને સારુ હોય ' પણુ અમે કહ્યુ કે, "તમે આવો ત્યારે ખૂબ ભીડ થાય, અને મનુ પણુ પટણામા પ્રાર્થના કરાવતી હોવાથી ખૂબ જાણીતી થઈ ગઈ છે એટલે એની પાસે માણુસો ખૂબ આવશે માટે અમારે એને જુદી જ રાખવી પડશે એટલે તને અહી રાખી રાતના ૧૧-૩૦ વાગ્યે તને અહી લાવ્યા ત્યા સુધી બાપુજી અહી હતા તને ક્લૉરોફૉર્મ ઊતરે તેની રાહ જોતા હતા પણુ છેવટે અમે કહ્યુ કે, એને મોડુ ઊતરશે એથી તેઓ તો માડ માડ ગયા બેત્રણુ ઊલટી થઈ હતી અને એક વાગ્યે ક્લૉરોફૉર્મ ઊતર્યું તરત જ જાગીને 'બાપુ! બાપુ!' એમ બે વખત તે બૂમ મારી અને બાપુને બદલે અમને જોઈને તુ ગભરાઈ ગઈ એક ડૉક્ટરે ખૂબ સાત્વન આપ્યુ કે તને જલદી સાજી કરીને બાપુ પાસે મોકલીશુ "

૧૬-૫-૪૭ની સવારે મે ફોન કરવાનુ કહ્યુ કે "બાપુ મારી ચિતા ન કરે હુ સારી છુ"

પછી તો શહેરમાથી અને બહારથી માણુસો, પ્રધાનો વગેરે ઘણા ખબર લેવા આવે છે

બિસેનભાઈએ સમાચાર આપ્યા કે, બાપુજી ખાખરા નથી ખાતા. ફક્ત શાક અને દૂધ લે છે. ભોજનની સંભાળ બિસેનભાઈ રાખે છે. બાકીનું બધુ કામ મદાલસાબહેન તથા પ્રભાબહેન (જયપ્રકાશજીનાં પત્ની) કરે છે. માલિશ પ્રભાબહેન કરે છે.

૧૬–૧૭ તારીખે વધારે વસમુ લાગ્યું હતું. ત્રણ ત્રણ કલાકે પેનિસિલિન આપ્યાં.

પત્રકારોને ના કહ્યા છતાં ઓપરેશનની વિગત છાપાંમાં આવી. એથી મારા પિતાશ્રી, બહેનો, કુટુંબીઓ અને બીજાં બધાં ચિંતામાં પડી ગયાં. એથી ઉપરાઉપરી તારો આવ્યા. ડૉ. સુશીલાબહેને પણ તાર કર્યો કે, તેમની જરૂર હોય તો આવે. બાપુજીએ મને પૂછ્યું. પણ મેં ના કહી. લોકો ખૂબ આવે છે એટલે બહાર એક ચોકિયાત મૂકયો છે કે કવખતે કોઈ ન આવે.

બાપુજી રોજ સાંજે આવે છે. ડૉ. ભાર્ગવે ખૂબ કાળજીપૂર્વક ઓપરેશન કર્યું અને સારવાર કરે છે. તેમનાં ભત્રીજી પણ અહીં લેડી ડૉક્ટર હોવાથી મારી પાસે જ લગભગ રહે છે. તેઓ પોતાને ત્યાંથી આઈસક્રીમ બનાવીને લાવે છે. ગરમી સખત છે જેથી બીજી વસ્તુ ખાવાની ગમતી નથી. નર્સો પણ ખૂબ જ કાળજી રાખે છે. આખો સ્ટાફ બિચારો કહે છે કે: "તમારા થકી અમને રોજ બાપુજીના દર્શનનો અને આમ અંગત મળવાનો લાભ મળે છેને?" નર્સો નવાં નવાં ફૂલો લાવી, બાપુજીનો આવવાનો સમય થાય છે ત્યારે ઓરડી શણગારે છે. 'કેમ મનુડી હજુ જીવે છેને?' એમ હસતાં હસતાં કહેતા બાપુજી આવે છે. અર્ધો કલાક મારી પાસે બેસે છે, દરેક દર્દીને ખાટલે પણ જાય છે. પહેલે દહાડે તો દર્દીઓ કે જેઓને ખાટલામાંથી ઊઠવાની મનાઈ હતી તેઓ પણ ઊઠી ઊઠીને બાપુજીનાં દર્શન કરવા આવતા હતા. એથી ડૉ. ભાર્ગવ વિનોદમાં કહે: "આ એક છોકરીને સાજી કરતાં અમારાં બીજાં દર્દીઓ હેરાન થશે, એટલે આપ જો બબ્બે મિનિટ તેઓ પાસે આવી જશો તો તેઓને ખૂબ સાંત્વન મળશે." બાપુજી કહે: "તેમાં કહેવાની જરૂર હોય જ નહીં, મારે ફરજ રૂપે દરેકની પાસે જવું જ જોઈએ."

ગઈ કાલે (૧૯-૫-'૪૭) બાપુજી રાત સુધી નહોતા આવ્યા. ગામડાંઓમાં પ્રાર્થના કરવા જાય છે. ૯-૩૦ પછી તો મેં પણ આશા છોડી હતી. દસ વાગ્યે બાપુજી આવ્યા. હું ઘસઘસાટ ઊંઘતી હતી, પણ બાપુજીની ટપલી માથા પર પડતાં એકદમ જાગી ગઈ, અને ખુશ ખુશ થઈ ગઈ. જોરથી 'બાપુજી!' એમ બોલાઈ ગયું. મેં કહ્યું: "આપ આટલા મોડા કેમ આવ્યા?" બાપુજી કહે: "આવવું જ જોઈએ ના? તું એમ સમજતી હશે કે તારે મારી સેવા નથી કરવી કાં? પણ મારે તો તને જલદી સાજી કરીને સેવા લેવી જ છે. વળી નિયમ-ભંગ તો કરાય જ નહીં, પણ આ ડૉક્ટર સાહેબે મારા પર મહેર-બાની કરી મને રજા આપી એટલે આવી શકાયું." આમ વિનોદ કરી દસ મિનિટ ખબરો પૂછીને બાપુજી ગયા. પછી અગિયાર વાગ્યા સુધી તો હું અને ડૉ. લજ્જાબહેન વાતો કરતાં હતાં. તાવ જરાય ન હતો. મને તો બાપુજીના આવા અગાધ પ્રેમના વિચારોમાં બહુ મોડી ઊંઘ આવી.

કયા પુણ્યનું આ ફળ હશે કે દુનિયાના મહાપુરુષ ગણાતા બાપુનાં આવાં લાડ સાંપડે છે?

આજે (૨૦મીએ) દિવસના ૧૨-૩૦ વાગે હું ઊંઘી ગઈ હતી અને કોઈ ખાદીનાં કપડાં પહેરેલ હતા તેવા ભાઈ મને મળવા આવના હતા. ચોકીદારે ના કહી તેથી પેલા ભાઈએ તેને થપાટ મારી અને ચાલ્યા ગયા.

સાંજે ડૉ. ભાર્ગવ સાહેબ મારી પાસે આવ્યા. ચોકિયાતનો સૂજેલો ગાલ મને બતાવ્યો. મને કહે: "ખાદીવાળાઓ બધા આવાં કામો કરીને નભશે?" એ બહુ જ નારાજ થઈ ગયા હતા. મેં બાપુજી સાંજે આવ્યા ત્યારે વાત કરી. બાપુજી કહે: "હું પ્રાર્થનાસભામાં કહીશ કે, કોંગ્રેસનું નામ લીધાથી કે ખાદી પહેરવાથી કંઈ બિલ્લો થોડો જ મળી જાય છે કે ગમે ત્યારે બધે જ જઈ શકાય?"

આજે જયપ્રકાશજી અને બેગમ સાહિબા પણ ખબર કાઢવા આવ્યાં હતાં.

બાપુજીનું દિલ્હી જવાનું નક્કી થયું છે. મને પણ લઈ જવાના છે. હવે તો અહીં પણ ખૂબ કંટાળો આવે છે. કદાચ આવતી કાલે રજા આપશે. ડૉક્ટરો તો કહે છે કે, હજુ અમે ચાલવા નહીં દઈએ. જવાહરલાલજીનો તાર હતો.

બાપુજીની નોંધમાંથી મારી ડાયરીમાં ઉતારા કરીને પાંચ દહાડાની મારી ડાયરી પૂરી કરું છું.

તા. ૧૫-૫-'૪૭ ગુલઝાર બાગ પર ઊતર્યાં. આવીને ફર્યો. મસાજ સ્નાન. ખાતાં મૃદુલા સાથે વાતો. સૂતાં દેવ સાથે . . . મનુને બારે પેટનો દુખાવો છે, ઊલટી અને તાવ પણ છે, તેથી ડૉક્ટરોને બોલાવ્યા. ડૉક્ટરોએ તેને તપાસી. મનુને ઍપેન્ડિસાઇટિસ નક્કી થયું, તેથી આજે જ દવાખાને ખસેડી. રાતના ઑપરેશન કરશે. મદાલસા તથા સંતોકને પાછાં બોલાવ્યાં. તેઓ આવ્યાં. દવાખાને જઈ મનુડીનું ઑપરેશન જોયું. સાથે મૃદુલા અને મદુ (મદાલસા બહેન) હતી. પણ તેને ઑપરેશન થિયેટરમાં નહોતાં આવવા દીધાં. મેં મૉક્સ બાંધી આખું ઑપરેશન જોયું. ઉપરની ઓરડીમાં ૧૧-૩૦ વાગ્યે એને લઈ ગયા. હું એને ડૉક્ટરને સોંપી ૧૧-૧૦ વાગ્યે પાછો ફર્યો. ૧૧-૩૦ પછી સૂતો. ડૉ. કર્નલ ભાર્ગવે ઑપરેશન કર્યું.

મનુડીને બદલે મારી સેવામાં મદુ છે. મનુડીના રાતના ઘણા વિચારો આવતા હતા.

૧૬-૫-'૪૭
પટણા

પ્રાર્થના પછી શાંતિનિકેતનથી આવેલું બંગાળી સાહિત્ય જોઈ ગયો. બંગાળી પાઠ. વહેલા ખબર આવ્યા કે મનુડીની તબિયત સારી છે. રાતના એક વાર ઘેનમાંથી જાગતાં બાપુ, બાપુ, બોલાવતી હતી. પણ પછી સાવધ થઈ ગઈ અને કહેવડાવ્યું કે, "હું સારી છું." કાગળો લખ્યાઃ ખુરશેદબહેન, પ્યારેલાલ. ફરવા ગયો. મદુ આવી હતી પણ મેં તેને મનુડીને મળી આવવા કહ્યું તેથી તે વહેલી ચાલી ગઈ. મનુડી વગર બધું ઊંધું થઈ રહ્યું છે. એ બતાવે છે કે, એ એકલ છોકરીએ મારું કેટલું બધું કામ ઉપાડી લીધું હતું? મારી સેવા પાછળ એ ગાંડી છે.

મસાજ આ થોડા દિવસ મદનબાબુ કરશે. અને નવડાવશે દેવ, (દેવપ્રકાશભાઈ નય્યર). શૈલને છાપાં સંભળાવ્યાં. ૯-૪૫ ખાવા બેઠો. ૧૦-૩૦ વાગ્યે ખાકસારો મળી ગયા. પછી સહેજ સૂતો. અગિયાર વાગ્યે જાગી ગયો. ડાબ પીધું. સૂતી વખતે મૃદુલાએ મનુડીને બદલે ઘી ઘસ્યું.

જાગ્યા પછી કાગળો લખ્યા જયસુખલાલ, સતીશ, રામેશ્વરી નેહરુ, સુશીલા નાયર બાર વાગ્યે માટી લીધી અને ચિમનલાલને કાગળ લખાવી સૂઈ ગયો શ્રીમન્, સતોક નાળદા જોવા ગયા એક વાગ્યે ઊઠયો કાતતા બિસેનને કાગળો લખાવ્યા બલવતસિંહ, કૈલાસબી, શંકરન, ત્યાર પછી કલ્યાણમને, સાવિત્રી (ઑસ્ટ્રેલિયા) પેરી, માર્ટીન અને મીરાંને આખમા ઊઘ ભરાતા સૂતો ૩–૧૫ ઊઠયો વ્રજલાલ નેહરુને કાગળ લખાવ્યો Lady's Owen ને કાગળ લખાવ્યો અનસારી અને મૃદુલા સાથે વાતો પ્રભા આવી ગોળ ખાધો દૂધ ન પીધુ ૫–૧૫ બહાર જતી વખતે જયપ્રકાશ આવ્યા

જયપ્રકાશ પણ સાથે હતા મનુડી પાસે વીસ મિનિટ બેઠો તબિયત સારી છે પેશાબ હજુ નથી આવતો ઘાણી જ નબળી પડી છે ગુલઝાર બાગમા પ્રાર્થના હતી પ્રાર્થનામા મનુડીની ખોટ પૂરેપૂરી સાલતી હતી ત્યાથી ૭–૪૫ પાછો ફર્યો અનુગ્રહબાબુ તથા અનસારી સાથે વાતો આવતી કાલથી પ્રભા મસાજ માટે આવશે 'હરિજન' માટે થોડુ ક લખાવ્યુ દેવનુ લખેલ પ્રવચન જોઈ ગયો ૮–૩૦ વાગ્યે રાતે ખબર નજ્યા કે ઇન્જેકશન પછી મનુડીને પેશાબ આવ્યો છે પેનેસિલિન ૩–૩ કલાકે આપે છે રામાનંદ મિશ્રનો માણસ આવ્યો હતો ઉપવાસની વાતો કરી મે રોક્યા છે પછી ફર્યો મૃદુલા સાથે હતી જાતે જ શરીર લુછ્યુ. ૮–૩૦ વાગે સૂતો

તા ૧૫મીના પ્રાર્થના પ્રવચનમા બાપુજીએ જણાવ્યુ કે:

"આજે બરાબર પદર દહાડે આપણે અહી બાકીપોર મેદાનમા પ્રાર્થના કરવા માટે ભેગા મળ્યા છીએ દરમિયાન હુ દિલ્હી અને કલકત્તા જઈ આવ્યો મારે કલકત્તા જવાનુ થશે એવુ મે ધાર્યું નહોતુ કારણ કે મારી 'કરેંગે યા મરેંગે'ની પ્રતિજ્ઞા નોઆખાલી અને બિહાર પૂરતી જ મર્યાદિત હતી પણ કલકત્તા વિષે મે જે કાંઈ સાભળ્યુ તેથી મને લાગ્યુ કે હુ ત્યા પણ કઈક ઉપયોગી થઈ શકીશ ત્યા બેસીને પણ હુ બિહારની જ સેવા કરતો હતો હુ ગમે ત્યા જાઉ પણ મારુ કાર્ય તો તેનુ તે જ રહેવાનુ છે

"પણ આ રીતે મારો 'કરેંગે યા મરેંગે'નો વિસ્તાર વધતો ચાલ્યો છે મારી ખાતરી છે અને શ્રદ્ધા છે કે ગમે ત્યા એક જગ્યાએ જો મારુ મિશન સફળ થશે તો તેની અસર બધી જ જગ્યાએ પડવાની છે

'અહીંનો હેવાલ આજે જાણ્યો અહીનુ કામકાજ ધીમુ ચાલે છે પણ બિહાર ગાડુ બન્યુ ત્યારે મદ ગતિએ ગાડપણ નહોતુ આવ્યુ, એટલે રાહતનુ કામ પણ મદ ગતિએ ન ચાલવુ જોઈએ વરસાદની ઋતુ પણ

આવી છે. એટલે નિરાશ્રિતોને જેટલા જલદી ઠેકાણે પાડી શકાય તે માટેનો પ્રયત્ન તરત થવો જોઈએ. અને બહેનોને પણ હું વિનતી કરું છું કે મુસ્લિમ બહેનોમાં જઈને સેવાકામ ઉપાડી લે.

"અને અહીં જો સફળતા મળશે તો તેની અસર આખા હિંદુસ્તાનમાં પડશે.

"મને હિંદુઓ તરફથી પત્રો મળે છે કે, અમારી પાસેથી તમે એ આશા રાખો છો કે અમારે મુસલમાનોની ખુશામત કરીને તેને લાડ લડાવવા? આવી હકીકત લખનાર ભાઈઓને હું શું કહું? એટલું જ કહું કે તેઓ મારી વાત સમજ્યા નથી મેં આખી જિંદગી સત્ય અને અહિંસા વડે અન્યાયની સામે લડવામાં ગાળી છે. એટલે આવી જાતની ખુશામતમાં હું ન જ પડું તે સ્વાભાવિક છે. હું તો એટલું જ કહું છું કે ક્રોધ અને વેરને દૂર કરો. કરતા કાઢી નાખી સજ્જન થવામાં જો ખુશામત ગણાતી હોય તો તે શબ્દ વાપરવામાં પણ મને વાંધો નથી.

"હું આ ગરમીના દિવસોમાં ગામડાઓમાં મુસાફરી કરવાને અશક્ત હોવાથી શહેરમાં જુદે જુદે લત્તે પ્રાર્થનાસભા ગોઠવીને સંતોષ માનીશ."

૬-૫-'૪૭ના પ્રવચનમાં બાપુજીએ ઠીક કહ્યું:

"અહીં આવતા પહેલાં હું નિરાશ્રિતોની છાવણીમાં જોઈ આવ્યો. મારી એ છાવણીમાં વધારે સમય આપીને ઝીણવટથી બધું જોવાની ઇચ્છા તો હતી. પણ છાવણીના સુપરિન્ટેન્ડેન્ટ પાસેથી મેં જે કાંઈ સાંભળ્યું તે જાણીને હું બહુ રાજી થયો.

"એ છાવણીમાં જે ઉદ્યોગો ચાલી રહ્યા છે તેમાં સ્વાવલંબનને મહત્ત્વ અપાયું છે. છાવણીમાં બાળકો રહે છે તેમને પણ કામ આપે છે. અને ઉત્સાહ રહે તે ખાતર કામના કરતા મજૂરી વધારે અપાય છે.

"મારી સલાહ છે કે હિંદુઓ—સ્ત્રીઓ અને પુરુષોએ આ છાવણીમાં અવારનવાર આવીને નિરાશ્રિતો સાથે દોસ્તી બાંધવી. તેમને આશ્વાસન આપવું. આટલું કરશો તો એક મોટું પુણ્યનું કામ થશે."

(પત્રોનાં લખાણોમાં પણ બાપુજીના વિચારો જાણવા મળે છે. આમ બાપુજીની ડાયરીમાં અને પત્રોમાંથી અહીં (હૉસ્પિટલમાં) રહેવાથી મારી ડાયરીમાં જે દસ દિવસનો ખાડો પડ્યો છે તે પૂરવા માટે બાપુજીએ જ સૂચના કરી કે, "તું તારી ડાયરીમાં નોંધી શકે છે" એથી મારી ડાયરી અપૂર્ણ ન રહે. જોકે મુલાકાતીઓ સાથે જે વાતો થઈ હશે તે તો ગુમાવી જ. પણ બીજો ઉપાય શો?)

તા. ૧૫-૫-'૪૭, તા. ૧૬-૫-'૪૭ અને તા. ૧૭-૫-'૪૭ના પત્રોમાંથી :

१५-५-'४७
पटना

चिं. . . . ,

तुम्हारा खत आज पटनामें पढा। कल शामको सोदपुरमें मिला था। काशीनाथका निवेदन खराब है। किसी भी कारणसे अगर उसमें सच निवेदन देनेकी हिम्मत नही थी तो उसकी कीमत बहुत ही कम रहेगी। अब क्या किया जाय वह मैं नही समझ पाता हू। अगर सच्चे निवेदन पर कायम रहनेकी उसमें ताकत हो तो, या वही सच्चा है ऐसा सिद्ध करनेके लायक सबूत हो तो कुछ हो सके। काशीनाथके भाईने पैसे दिये सो भी बुरा लगता है। जिस तरह लोग पैसा गुडाओको देते रहे या दूसरी तरह डरते रहे तो आखिरसे उन लोगोको बुराइया करनेमें उत्तेजना मिलती है। ऐसे लोगोंको दूसरी जगह पर रहना चाहिये। यहा मैं २४ तारीख तक हू। पच्चीसको देहली पहुचना है।

बापूके आशीर्वाद

१५-५-'४७

चि . .

तुम्हारा खत मिला, भजनावलिका दूसरा सस्करण नहीं मिला।

पैगम्बरके वचनोमें कौनसा ठीक है सो किशोरलाल या काकासे पूछो। मैं ध्यानसे पढ सकू ऐसी मेरी हालत नही है।

तुम्हारे विवाहकी बात सुनकर कुछ आश्चर्य होता है, कुछ दुख भी। कही भी कोई दोष रहा है कि जिसमें जो वस्तु स्वाभाविक होनी चाहिये सो अति कठिन प्रतीत होती है।

यह तुमको सावधान करनेके लिए लिखता हू, रोकनेके लिए नही। जैसे विनोबा कहे करो।

बापूके आशीर्वाद

૧૬–૫–'૪૭

પટણા

ચિ. . . .

તમારો કાગળ મળ્યો, રામેશ્વરદાસનો જવાબ આવી ગયો એ ઠીક થયુ. તમારી ચળ જડમૂળથી જાય, અને ખોરાક બરાબર ખાઈ શકો એટલે સતોષ થાય. શકરન્ અને તમારો મેળ નથી ખાતો એ વિચારવા જેવી વાત છે, પણ શુ થાય? તમારાથી એને જીતી શકાય તો જીતજો. પણ એય તબિયત બગાડીને તો નહી જ

મારો ગર્વ ઉતારીને મનુને કાલે ઍપેન્ડિસાઇટિસનું ઑપરેશન કરાવવુ પડયુ છે. મને ખબર પડી ગઈ હતી, પણ દિલ્હીથી કલકત્તા લબાવ્યુ અહીં દસ દિવસ મળ્યા છે એટલે ડૉક્ટરોને બતાવી. મારો ભય ખરો પડયો એ લોકોએ તરત ઑપરેશન કરાવવાનુ સૂચવ્યુ. મે કબૂલ રાખ્યુ. આજે ઇસ્પિતાલથી ખબર આવી છે કે તે સારી છે.

૧૬–૫–'૪૭

પટણા

ચિ . . .

તારો તાર મળ્યો . . . ને મોકલુ છુ. આજે તે કયાં છે તે ખબર નથી . . . ને તારા તારની વાત કરી હતી તારા વિચારને હુ મળુ છુ. બન્નેનો પ્રેમ ઠીક નિર્મળ છે, પણ સ્વભાવભેદ મોટો છે. એ જો એ પ્રમાણે લખશે તો નિવેડો વહેલી તકે આવી જશે. બન્ને સમત થાય ત્યારે જ મારાથી જાહેર નિવેદન કાઢી શકાય. આશા તો સેવુ છુ કે હવે તરત નિકાલ થઈ જશે.

તમે બન્ને મજામાં હશો.

બાપુના આશીર્વાદ

૧૬–૫–'૪૭

પટણા

ચિ. જયસુખલાલ,

મારો ગર્વ ગળયોં છે. કાલે મને મનુને ઍપેન્ડિસાઇટિસનુ ઑપરેશન ઇસ્પિતાલમા કરાવ્યુ. હુ પાસે હતો. અત્યારે સવારના છ પણ નથી વાગ્યા માણસ કહી ગયો, મનુ કહેવડાવે છે, એ મજામા છે.

હું તો દિલ્હીમા ચેતી ગયો હતો કે એપન્ડિસાઇટિસ છે માગીથી સારી થશે એમ ધાર્યુ હતુ પણ માગીએ પૂરૂ કામ ન આપ્યુ એટલે કાલે દાક્તરોને બોલાવી પૂછ્યુ તેઓએ ઓપરેશન સૂચવ્યુ એટલે કરાવ્યુ આમ ઈશ્વર માણસનો ગર્વ ઉતારે છે હજુ કયા મને લઈ જશે એ ખબર નથી હવે કોને કહીશ કે મરો પણ નૈસર્ગિક ઉપચાર ન છોડતા? મારે પોતાને વિષે એમ કહીશ તો ઘણુ માનીશ

ફિકર કરવાનુ તો ન જ હોય બાર વાગ્યે મનુ પાસે મદાલસા, સતોક જઈ આવ્યા મજા કરે છે હુ સાજે જઈશ

બાપુના આશીર્વાદ

चि ,

१६ ५ ४७

तुम्हारा खत प्रार्थनाके पहले लिखा हुआ मिला। कौसवी जीका पढकर आनद होता है। माथम उनके लिए खत रखता हूँ। मिलन तक देह होगा तो यत्न उनको दे देना या पढा देना। उनके आश्रममे रहनसे आश्रम (सेवाग्राम आश्रम) पवित्र होता है। इसमे मुझको कोई भी शक नहा है।

वा खत इसके साथ है। कुछ होगा तो अच्छा है।

१६ ५ ४७

चि

लिखते ह कि तुम्हारी और की पटता नहा है। उपचारककी हसियतसे तुम्हारे दर्दीके मनका जीतना हैं दर्दीको उपचारकका नही। जब दर्दी उपचारकका मन जीतता है तब दर्दी उपचारक बनता है और उपचारक दर्दी। एसा तुम्हारे लिए होना चाहिये। अब दर्दी उपचारककी सेवा चाहता है लेकिन सबके सब उपचारोको स्वीकार नही कर सकता है। तब उपचारकको चाहिये कि वह दर्दीके अनुकूल बने और जितनी सेवा हो सकती है उतनी करे। और धीरजसे काम ले। अगर यह समझमे आया है तो एसा करो।

[ધર્માનંદ કૌસબી બહુ માદા હોવાથી સેવાગ્રામમા સારવાર લેતા હતા તેમને લખ્યુ ]

भाई कौसवी,

तुम्हारा सब अहेवाल हमेश मिलता है। तुम्हारा पैगाम भी बलवन्तसिहने दिया है। तुम्हारे आश्रममें रहनेसे मुझको बड़ा आनद होता है।

शातिसे ही जाओगे इसमें मुझे शक नही है।

[એક આસનવિદ્યામાં માનનાર ડૉક્ટરને લખ્યું:]

तुम्हारा खत तो जैसे मिला वैसे ही पढ गया था। लेकिन उसके साथ जो लेख भेजा था वह आज ही पढ गया। पढकर खुश हुआ। सब केस (दर्दी) यौगिक क्रियासे अच्छे हुए ऐसा बताया है वह काफी नहीं है। कौनसी क्रिया करवाई थी और उसमे खुराक इत्यादिका भी काफी हिस्सा था या नहीं आदि बताना चाहिये था।

अच्छे या बुरे सब किताबोंमें बातें लिखी जाती हैं, वही तुम्हे लिखनी चाहियें।

हारवर मुझको कल मेरी ही लड़कीके लिए डॉक्टरोंका सहारा लेना पडा तब मुझको तुम्हारा स्मरण हुआ और मनको कहा, कैसा भी अच्छा होता अगर मैं आसन आदिसे इस लड़कीको अच्छा कर पाता! उसको एपेन्डिसाइटिस थी, उसको सूजन था। मिट्टी, पानी और खुराकसे वह अच्छी न हो सकी। दो नैसर्गिक उपचारकोंसे मशविरा मैंने किया। वे भी कुछ बता न सके। एक हकीमने हरड़ और बेल फल खिलानेको भी कहा। उससे भी दुरस्त न हुई। अब अस्पतालमें पड़ी है। नैसर्गिक उपचार और आसनोंको माननेवाला मैं हार गया। यह मुझे अच्छा नहीं लगा। लेकिन मेरा कोई भी इलाज न चला। यह लड़की पर जाती थी तो सात आठ दस्त आ जाते थे। सिर्फ थोड़ी छाछ पर रखा था। न दस्तोंमें जोर घटा, न एपेन्डिक्सकी सूजन। अब बताओ ऐसे केसोंमें मुझे क्या करना चाहिये था?

[એક નૈસર્ગિક ઉપચારના પ્રખર ડૉક્ટરને લખ્યું ]

ભાઈ જહાંગીર થોડા સમયને માટે જાપાન જશે એવો મને તાર હતો. એ તમારી પડખે છે એમ સમજીને હું બેફિકર રહેતો. તમારા વિચાર કોઈ દિવસ છૂટતા નથી. તમારી પાછળ હું ઘમડાતો છું અને નૈસર્ગિક ગ્રામમાં પડ્યો પણ પડતા મેં જોયું અને વધારે જોઉં છું કે, કદાચ તમારા અને મારા વિચારોમાં બહુ ફરક હોય. હું બીજી રીતે ઘડાઉં એમ મને ભાસતું નથી. અને કદાચ તમે પણ બીજી રીતે ઘડાઈ ન શકો એ સંભવ છે. તો આપણે બંનેએ શું કરવું એ આપણે બેએ વિચારવું રહ્યું. તમારે મારી પાસે દોડી આવવાની જરૂર નથી. હું અત્યારે બની રહ્યો છું, મને પોતાને ઘડી રહ્યો છું. મારે રખડવું પડે છે. અહિંસાની દૃષ્ટિએ સાધના કરી રહ્યો છું. એમાંથી હું બીજી વાતોમાં પડી નહીં શકું. મારે સારુ નૈસર્ગિક ઉપચાર પણ એક અહિંસાનું ક્ષેત્ર છે. તમારો ધર્મ, તમારી સાધના અત્યારે બે ચીજમાં રહેલી છે. માજીની સેવા કરવી. માજીની પાસે રહેવું અને તમારી પોતાની હાજત વિચારી લેવાની. એવું મારી પાસે તો ન જ હોઈ શકે. કારણ કે માજી મારી પાસે નથી. હું તેની સાથે નથી. પૈસાનું પણ તમારે જ વિચારવાનું રહ્યું.

હવે બીજું પ્રકરણ એ મારી શરમનું છે. ચિ. મનુ મારું કહેવું જ કરે છે. એટલે મારે એને ક્યાં લગી લઈ જવી એ વિચારતો હતો. હું દિલ્હીમાં હતો. ત્યાં જ મને થઈ આવ્યું હતું કે એને અપેન્ડિસાઇટિસ હોવું જોઈએ. પણ મારું જ્ઞાન સાવ છીછરું. એટલે હું મારો પોતાનો વિશ્વાસ કેમ કરું? છતાં પાણીના અને માટીના ઉપચારો કરતો હતો. ગ્લોરામના પણ એનિમા લેવાનું કહેતો. એને કબજિયાતમાંથી દસ્ત શરૂ થયા અને તેમાંથી અપેન્ડિસાઇટિસની ખબર પડી. બે નૈસર્ગિક ઉપચારકો મારી હકૂમતમાં આવ્યા હતા પણ એ બિચારાનું જ્ઞાન કેટલું? કોઈ સંપૂર્ણ નૈસર્ગિક ઉપચાર મારા હાથમાં આવ્યા નથી. તમને એવા માનવા મન તૈયાર તો હતું પણ એ પ્રમાણે કરવા જતા હું જોઈ ગયો કે ખરો અને નૈસર્ગિક ઉપચાર તો હું જ છું છતાં અપૂર્ણ. અહીં આવ્યા ને મારે દસ દિવસ રહેવાનું હતું એટલે ફુરસદ જોઈ એકને બદલે ચાર દાક્તર આવી પડ્યા અને એ લોકોએ આપરેશન કરવાનો નિશ્ચય બતાવ્યો. હારીને મેં આપરેશન કરવા દીધું. આજે બીજો દિવસ છે. સવારના માગળ લખાવું છું ને હૉસ્પિતાલથી ખબર આવી છે કે મનુ સારી છે. આપરેશન કરાવવાનું મને જરાયે નથી ગમ્યું. જો મને પૂરી આવડત હોત તો હું આપરેશન ન જ થવા દેત. આ વખતે તમે શું કરત? આ તો મારી ભવિષ્યની મદદને સારુ સનાદ મૂકી છે. નવરાશે

અને નિરાતે જવાબ આપજો, ઉતાવળ નથી. પચાસમી તારીખે દિલ્હી પહોચવાનુ છે, એનુ આજે જ્ઞાન છે. આવતી કાલે કયા હોઈશ એ તો ભગવાન જાણે. તમારુ મન શાત હશે માજી સારા હશે . . . મઝામા હશે, તેમ જ બને બચ્ચા.

૧૭–૫–'૪૭
પટણા

પૂ. બાપુજીની ડાયરીમાંથી :

"પ્રાર્થના પછી મનુ સાથે વાતો . . . ને કાગળ લખાવ્યો. મનુની તબિયત સારી હોવાના સમાચાર ફોનથી આવ્યા મત્રી, બિહાર કૅથલિક ઍસોસિયેશનને કાગળ ફરવા ગયો, સાથે શ્રીમન્ અને મદુ હતા. મસાજ પ્રભાએ કરી. આજે ખાખરા નહી લેવાનુ કહ્યુ. સુશીલાનો દિલ્હીથી તાર હતો, મનુડીને મદદ કરવા આવવા વિષે મે તાર મોકલ્યો, જરૂર નથી આજ કેટલાક દિવસથી સુશીલાનો કાગળ નથી સ્નાન, જમતી વખતે સતોક તથા બાળા સાથે વાતો ડૉ. મહમદ મળવા આવ્યા. પછી સૂતો જાગ્યા પછી ડાભ (નાળિયેર) પીને દેવની ટપાલ સાભળી શૈલેન આવ્યો. મનુની વાત છાપામા આવી તેથી તમે બધા પણ પણ હવે સ્વતત્ર છો એમ કહ્યુ ("તમે બધા"—છાપાવાળાના પ્રતિનિધિઓ) કારણ કે એના પછી એક છાપામા વાચીને તાર છૂટે છે અને ખાસ કરીને એની બહેનોને નકામી ગભરામણ થશે તેથી કહ્યુ શૈલને છાપા સભળાવ્યા. ૧૨–૧૫ બાજરૂ ગયો મૃદુલા સાથે વાતો કરી ૧ વાગ્યે માટી લઈને સૂતો ૧–૪૦ માટી કાઢી દેવ ટપાલ લાવ્યો ઘણો વખત ગયો દિનશાહનો કાગળ જોઇ ગયો . . . ને મનુ વિશે એણે કહ્યુ હતુ કે ઍપેન્ડિક્સ છે જ નહી, તેથી કાગળ લખ્યો

"બિસેનને કાગળ લખાવ્યા હેમપ્રભાદેવી, દરબારસાહેબ, જુગતરામ, અન્નપૂર્ણા . . . રામાનદ મિશ્રના પ્રતિનિધિ બનુસિહ મળી ગયા ૪ વાગ્યે મૃત્યુજયપ્રસાદ અને નરેશ્વરપ્રસાદ આવ્યા હતા. ૪–૧૫ જયપ્રકાશ અને પ્રભાવતી, બીજા ૩ ભાઈઓ, પોલીસ હડતાલ વિષે વાતો

"દાતના ડૉક્ટર જોવા આ યા ૫–૩૦ ચિ મનુડીને જોવા હરિપતાલમાં ગયો ત્યા ૩૦ મિનિટ બેઠો મને જોઈને મનુડી ગળગળી થઈ ગઈ. પ્રાર્થના માટે દીનાપુર ગયો ૫–૪૦ વાગ્યે આવ્યો અનુગ્રહબાબુ સાથે વાતો

"જવાહરલાલ અને સરદારના ખાસ કાગળ લઈને માણસ આવ્યો . . . જવાબ લખી આપ્યા. ૮–૪૫ ફરવા ગયો મૃદુલા સાથે હતી ૧૦–૧૫ સૂતો.

"આજનું પ્રાર્થના પ્રવચન કે પ્રાર્થના સારી રીતે ન થઈ શક્યાં, કારણ કે મેદની ઘણી વિશાળ હતી, વ્યવસ્થા હતી નહીં, અને જરાયે શાંતિ ન હતી. તેથી ફક્ત પ્રાર્થના કરીને જ ચાલ્યા આવ્યા. પ્રાર્થના દીનાપુરમાં હતી."

પત્રોનાં લખાણોમાંથી :

१७–५–'४७

पटना

चि. . . .,

तुम्हारा खत मिला। कस्तूरबा निधिमसे अनाथोंके लिए कुछ करना मुश्किल मानता हू। अगर कुछ हो भी सके तो वह काम लावण्यलताका (कस्तूरबा निधिके बंगालके एजन्ट) है। लेकिन अगर कोई अनाथके लिए तुम्हारे दिलमें कुछ है तो मुझे लिखो, मैं सोच लूगा। हमारे पास जो फड है उसके बाहर ऐसा अनाथका काम नही है।

सतीशबाबूके बारेमे मेरा तो निश्चय है कि उनको अपना शरीर बगैर कारणके खतरेमें डालना नही चाहिये। दिदिमणी अच्छी होगी।

बापूके आशीर्वाद

......ને, અંગ્રેજ સરકારના સમયમાં . . આ જાગીર ખાલસા કરી હતી, તે હવે સરકારે . . . ને પાછી સોંપી તેમને સુંદર લખાણ :

૧૭–૫–'૪૭

પટણા

ભાઈ . . .,

તમારો તાર મળ્યો. તમે કોઈ દિવસ દરબાર મટ્યા જ ન હતા. મારી તો ખાતરી જ હતી કે જે પદ તમારી પાસેથી છીનવી લેવામાં આવ્યુ હતુ તે તમને પાછુ મળવાનુ જ છે. આ વસ્તુ છાપામા આવી ગઈ છે. મને કંઈ આશ્ચર્ય નહોતુ થયુ. તમારો તાર આજે મળ્યો. જ્યારે કલકત્તામાં આવ્યો હતો ત્યારે હુ કલકત્તા છોડી ચૂક્યો હતો. મારી આશા અને ઉમેદ તો એ છે કે, પદ પાછુ મળ્યું એટલે તમારી નમ્રતા વધવી જોઈએ, તમારી પવિત્રતા વધવી જોઈએ અને સેવાભાવ વધવો જોઈએ. પદ પાછુ મળતાં સેવાનું ક્ષેત્ર ઓછું નથી થતું પણ વધે છે. જવાબદારી

"પણ વધે છે. એ દીપાવજો. આપણે બધાં બહુ કઠિન કાળમાંથી પસાર થઈ રહ્યાં છીએ. એમાં કોણ ઉત્તીર્ણ થશું એ આજે કહી શકાય એવું નથી.

તમને બંનેને બાપુના આશીર્વાદ

૧૭-૫-'૪૭

પટણા

ચિ. . . .,

તમારો ને . . .નો કાગળો મળ્યા. મને મસૂરી જવાનો જરાયે ઉત્સાહ નથી. તમે મસૂરી રહેવાય ત્યાં સુધી રહેજો. મને જેટલા દિવસ મળે તેટલા કામના જ છે. એટલે તમે રજા આપશો તો હું ત્યાં ૩૧ મીએ આવું અથવા જ્યારે કહો ત્યારે. મસૂરીમાં તમે છેક આરામ લો એ મને ગમશે. વાતો તો આપણે દિલ્હીમાં કરીશું.

દરબારની વાત છાપામાં વાંચી. મને તો ખાતરી જ હતી. આજે એનો તાર છે એટલે મેં લખ્યું છે.

તબિયત સારી રાખજો. બાપુના આશીર્વાદ

*

ચિ. . . .નો કાગળ સુશીલાબહેન પર છે. પણ ખરું જોતાં મારે સારુ છે. એ કાગળ તમે ન વાંચ્યો હોય તો વાંચજો. વિચારજો અને એની ભીડ દૂર કરજો, અથવા મને લખવું પડે તો લખજો.

*

ચિ. . . .,

સુશીલાબહેન પરનો તારો કાગળ રખડતો રખડતો આજે જ મળ્યો. તું અધીરી ન થતી. મેં કહેલી વસ્તુ સનાતન સત્ય છે. ખરા સેવકોની ભીડ હમેશાં ઈશ્વર ભાગે જ છે. તેથી તે 'ભીડભંજન' કહેવાય છે. . . . મેં . . . ભાઈને લખ્યું છે. એ તને મળશે એમ ધારું છું. ૨૫મીએ દિલ્હી હોઈશ, પણ છાપામાંથી વધારે જણાશે.

૧૮-૫-'૪૭

પટણા

બાપુજીની ડાયરીમાંથી :

પ્રાર્થના પછી ગઈ કાલે લખાવેલા કાગળો જોઈ સહી કરી. બંગાળી. જમીનદારો વિષે . . . ને કાગળ લખાવ્યો, ફરવા ગયો. મનુ સાથે હતી. મસાજ મદનબાબુએ કરી. દેવે નવડાવ્યો. નાહ્યા પછી ખાવાની વાર હતી તેથી . . .નો અધૂરો કાગળ પૂરો કર્યો. બ્રિજકિસનનો કાગળ સાંભળ્યો. અધૂરો

રહ્યો નવ વાગ્યે ડૉ દાદુ અને નાયકર મળવા આવ્યા ખાતા વાતો કરી ખાવાનુ પ્રમાણ ઓછુ કર્યું સૂતો ૧૦-૪૫ જાગીને ટામ પીધુ દક્ષિણ આફ્રિકા વિષે કાગળ લખ્યો ૧૧-૪૫ કાતતા જોયો ૧-૧૦ માટી લીધી અનસારીની આખી યોજના વાચી સતીશબાબુને કાગળ લખાવ્યો ક્રિપ્સનના કાગળિયા વાચી ગયો જવાબ લખાવ્યો મૃદુલા સાથે વાતો ૩-૨૦ દાદુ, નાયકર ફરી મળવા આવ્યા પ્રવચન લખ્યુ પ્રભા આવી. ૪-૧૫ અનસારી તથા મૃદુલા સાથે વાતો પાચ વાગ્યે દાત માટે દવાખાને ત્યાથી ચિ મનુડી પાસે બાકીપુર મેદાનમા પ્રાર્થના કાગળો ફરવા ગયો, સતોક અને મૃદુ હતા.

આજે બાપુજીનુ મૌન હતુ એટલે પ્રવચનમા લેખિત સંદેશો વાચ્યો

"પ્રથમ તો સ્વયંસેવકોએ પોતે પૂરી તાલીમ લેવી જોઈએ અને પછી જ્યાં લોકો ટોળે વળતાં હોય ત્યાંથી ટોળાંને કેમ શાંત કરવાં, વિખેરવાં તે કુનેહપૂર્વક શીખવું જોઈએ. પણ તેને બદલે સ્વયંસેવકો પોતે જ ખૂબ અવાજ કરી મૂકે છે, અને અવ્યવસ્થા કરી મૂકે છે. સભા ચાલતી હોય ત્યારે લોકોને શીખવવા નીકળે છે એટલે ઘોંઘાટ વધે છે.

"સ્વયંસેવકોને મારી સૂચના છે કે, ફરી વાર દીનાપુર લઈ જવાની ગોઠવણ કરવી. પણ શરત એ કે લોકોને શાંત રહેતાં અને પ્રાર્થનામાં ભાગ લે તે શીખવવું. હવે તો દિલ્હીથી આવ્યા બાદ."

પછી શાંતિ અને ઐક્ય પર રોજ પ્રમાણે કહ્યું.

૧૮-૫-'૪૭
પટના

भाई साहब,

'जनता' का लेख जिसमें जमींदारोंकी शिकायतें हैं, उसे साथ भेजता हूं। बिहारमें जबसे नीलवरोंका राज खतम हुआ तबसे कोई भी जमींदारोंको, जैसे 'जनता' में लिखा है वैसा करना शर्मकी बात होनी चाहिये। उस लेखसे बिहारकी मेरी याद हुई है। वे कहते हैं कि उसमें कोई अतिशयोक्ति नहीं है। आप देखें और उचित समझें सो करें।

१८-५-'४७
पटना

આ કાગળ...ને તું વંચાવીશ તો ચાલશે. છતાં હું લખી કે લખાવી નાખું છું.

...વિષે હું ઘણે ભાગે તને લખી ચૂક્યો છું....ના કાગળથી મને ...ને વિષે ચિંતા થઈ. અને ...ની સૂચના કે ...એ તારી સાથે જ રહેવું જોઈએ, એ મને ગમ્યું એવું તો ન કહું. પણ મેં સ્વીકારી લીધી. ગમી નહીં. કેમ કે, મારા મનની સાથે મેં જે નિર્ણય કર્યો હતો એ તૂટે. તમે બંનેએ એનો સ્વીકાર પણ કર્યો હતો. છતાં ...ને હું છેક બાળક ગણું, એટલે જો ત્યાંનું જીવન જીરવી ન શકે તો એને બંધનમાં ન રાખવી ઘટે. પણ આ વિષેનો નિર્ણય તો તું જ કરી શકે. મારા તરફથી તને છૂટ છે એટલું હું કહી શકું. અને ...એ પોતાની તબિયત સુધારવી જ જોઈએ. ન સુધરે તો સેવા કઈ રીતે કરશે?

હું અહીંથી કદાચ ૨૪મી તારીખે નીકળી દિલ્હી જઈશ. મનુને ઍપેન્ડિસાઇટિસનું ઑપરેશન કરાવ્યું છે, એ તો તેં જાણ્યું હશે જ. ઇસ્પિતાલમાં છે. સારી છે. અહીંયા ગરમી સખત પડે છે. આ મહિનામાં પહાડો સિવાય હિંદુસ્તાનમાં ચોમેર ગરમી હોય જ. તેને સહન કરવામાં હજુ લગી મને હરકત નથી આવી.

૧૮–૫–'૪૭

पटना

चि. . . .,

तुम्हारा खत मिला। रोषसे भरा। इतना क्यों नहीं देखते हो कि हिन्दू और मुसलमान इन्सानियतको खो बैठे हैं। बिहारको कभी न भूलें। दूसरे ऐसे दृष्टांत भी हैं। लेकिन मैं दलीलमें नहीं गिरना चाहता। ईश्वर हम सबको सन्मति देगा।

उपवासके बारेमें जो लिखा वह गैरसमझसे लिखा है। जब मिले तब समय होगा तब मुझे पूछो। अब शायद २५ तारीखको मेरा आना नहीं होगा। ३१ को तो होगा ही। लेकिन मेरी तैयारी यहांसे २४ को चलनेकी रहेगी। समय ज्यादा मिल गया तो अच्छा ही है। तुम्हारी तबियत अच्छी होगी।

मनुको शस्त्रक्रिया हुई सो देखा होगा, अच्छी है।

बापूके आशीर्वाद

१८-५-'४७
पटणा

चि . . ,

तारो कागळ आजे मळ्यो रातें जवाब लखुं छुं. तुं नकामी मूंझाय छे मे तो तने तरछोडी नथी खोटी रीते पंपाळी नथी, ए खरुं. तारे खातर केटलानी साथे वढवाड थई ए तुं क्यां जाणे छे? जाणवानी जरूर शी?...तुं केम माठुं लागे छे?...ने शोधनार तो ते ज हता ने? तेने चडावनार पण तेज. एनो पाड मानवाने बदले वांक केम काढे छे?...मूकी गयो ते पैसाने वळगे तो बीजानी आशा केम राखे छे? ए पैसानो मोह छोड एटले तारुं बधुं गोठवाई जशे तुं अकोणी थाय छे तेथी दुःख भोगवे छे तुं चंचळ छो, बहु आगळ वधी छो, अने हवे कंई शेरम्त थाय छे तो तुं ज कारण छो आ बधुं हुं नहीं बताबुं तो कोण बतावशे?

तुं तारो मार्ग कापती थई गई छो ए सारुं छे पण खोटी हठ छोडशे तो हजु आगळ जशे ने शोभशे हुं तो अत्यारे आटलामां रखडुं छुं ईश्वर नवो जन्म आपशे तो सेवाग्राम जईश नहीं तो आटलामां करवुं के मरवुं छे

मनुबहेनने ऍपेन्डिसाईटिसनुं दरद हतुं, ऑपरेशन करावबुं पड्युं

बापुना आशीर्वाद

१८-५-'४७

पटणा

चि ,

तारा बे कागळ साथे मळ्या हवे तो तुं विमानवासी थई आ ठपका रूपे नथी ज

ए केवी खूबी के मारा कागळ तने कडे, मारा मीठा वचन तने झेर जेवा लागे? आ स्थिति तने दयामणी केम नथी लागती? 'मरा' शब्द भक्तने मोढे 'राम' थयो ए जाणे छे ना? एवी ज कथा वाल्मीकिमां छे ना? एनुं मूळ संस्कृत भूली गयो छुं एवामांथी 'बापनी गाळ घीनी नाळ' कहेवाई छे. आ तारे विषे खरुं नथी परंतु एमां वांक मारो ज गणुं ना? हवे शुं लखुं? जे थवानुं होय ते थवा देवुं ने जोवुं हुं तो छापामां कंई लखवानो नथी तने जे सारुं लागे तेथी तुं फूले, तने न गमे तेथी करमाय, आ लक्षण दाक्तरनां

અહીંની ઇસ્પિતાલમાં દાક્તર ભાર્ગવની એક ભત્રીજી છે તે તારી કૉલેજમાં ભણતી તારાથી ચાર વર્ષ પછીની હતી તેણે મનુને કહ્યું "મને . કસ્તૂરબામાં લે તો હું મફત કામ કરું" આમાં કેટલું તથ્ય છે તે તો ભગવાન જાણે

મારા વિરોધી લાગતા વેણ તે તે વખતના અનુભવ ઉપર બંધાયેલા ન હોય? એક જ દરદીને આજ હું તંદુરસ્ત ગણું તેને કાલ નાદુરસ્ત ન અનુભવી શકું?

હું ત્યાં (દિલ્હી) ૨૫મીએ પહોંચીશ દરમિયાન તું સિમલા ગઈ હોય તો બહુ સારું ૨૫મીએ ઊતરજે

બાપુના આશીર્વાદ
૧૯-૫-'૪૭
પટણા

બાપુજીની ડાયરીમાંથી

"આજથી બધો કાર્યક્રમ ાા કલાક વહેલો કરવાનું નક્કી કર્યું છે તે પ્રમાણે ૩-૩૦ વાગે ઊઠ્યો ૩-૫૦ પ્રાર્થના બંગાળી પાઠ મૌનવાર. કોઠો દુરસ્ત કર્યો ને કાગળ લખ્યો સાથે જ બીડ્યા ૫-૧૫ ફરવા ગયો સાથે નતીક હતી પગ ગોઈ ફરીને દાક્ટ નાયકર જાય છે તેથી તેઓની સાથે વાતો ૬ વાગે માલિશમાં ગયો ૮ વાગે સ્નાનથી પરવાર્યો ૮-૪૫ ખાતા (જમતા) કિશોરલાલનો કાગળ સાંભળ્યો ૮-૨૦ આડો પડ્યો ને કાગળ લખ્યો જવાહરલાલનો ભાગ છાપામાં છે કાંતતું કાંતતા શૈલને છાપા સંભળાવ્યા ૧૧-૧૦ કાંતવાનું પૂરું થયું પાયખાને ગયો ૧૨-૩૦ માટી કાઢી નાળિયેર પી કાગળો લખ્યા ૨-૧૫ કમલાદેવી ચટ્ટોપાધ્યાય ટપાલ જોઈ ને માગણ ૩-૩૦ માગ્યો લખ્યા રાજકુમારી, સત્યનારાયણ મિશ્ર મહારાજા કુચબિહારને ૪-૫૦ સ્ટેશન માટે રવાના થયો વાઈસરૉયનો કાગળ માગ કાગળની પહોંચનો બિહાર ગવર્નમેન્ટની મારફતે આવ્યો બાઢ (ગામનું નામ) મા પ્રાર્થના ગાડી (ટ્રેન) ૮-૩૦ને બદલે ૯-૩૦ આવી ત્યાંથી ૧૦ મનુની પાસે ગયો એ ઊંઘતી હતી પણ મેં માથે હાથ ફેરવતાં જ જાગી ગઈ મને જોઈને ખૂબ ખુશ થઈ ગઈ ૧૦-૩૫ દવાખાનેથી આવ્યો ૧૦-૫૦ સૂવાની તૈયારી કરી જવાહરલાલજીનો તાર ગોપાલદાસનો ફરીથી તાર. મોડું થવાથી સાંજે કંઈ જ ખાધા વગર સૂતો

૧૯મીના પ્રવચનમાં અને બીજા લખાણોમાંથી

"પરમ દહાડે હું દીનાપુર ગયો હતો ત્યાં પણ આવી જ ભીડ હતી, પરંતુ ત્યાં આવી વ્યવસ્થા ન હતી અને આજે ઘણી સારી વ્યવસ્થા છે

તેને માટે સ્વયંસેવકોને હું ધન્યવાદ આપું છું. આપણા સ્વયંસેવકોનું જે કામ પહેલાં હતું તે હવે નથી. પહેલાં તો જેલ જઈને ભરવી એ શીખવાનું હતું અને તે પણ કોઈના પર ક્રોધ કર્યા વગર અને જીવના જોખમે પણ સત્યાગ્રહ કરવો, કારણ કે પરદેશી હકૂમતને આપણે કાઢવી હતી. હવે તો આપણા દેશમાં આપણું રાજ્ય છે હવે બીજી જાતની તાલીમ આપવી જોઈએ. પરદેશી હકૂમતની લડતમાં પણ હિંસા નથી જ થઈ એમ મારું કહેવું નથી, પણ આજના જેવી તો નહીં જ. આજે તો આપણે અંદરો અંદર લડીએ છીએ, અને આમ ભાઈઓ-ભાઈઓ લડીશું તો જે આઝાદી આવી ગઈ છે તે ગાયબ થઈ જશે.

“સાચું પ્રાયશ્ચિત્ત તો એ જ છે કે, પોતે પોતાનો ગુનો કબૂલ કરીને સામે લાગી જવું જોઈએ પાપમાંથી મુક્તિ મેળવવાનો આ એક જ ઉપાય છે. આજે જેઓએ ગુંડાગીરી કરી છે તેઓ અહીં તહીં નાસતા ફરે છે. પણ એમ ક્યાં સુધી છુપાશે? એ ગુનેગારો વહેલા મોડા તો પકડાવાના જ છે. ગુનેગારો કદીય બચી શકતા નથી. જો ગુનો કરીને પછી છુપાઈ જઈ જીવી શકાતું હોત તો તો આ દુનિયા ચાલત જ નહીં. એટલે વહેલા કે મોડા ગુનેગારો પકડાયા વગર રહેવાના જ નથી. કોઈ ભલે એમ કહે કે અમે નિર્દોષ મુસલમાનોને મારીને પરાક્રમનું કામ કર્યું છે, અને મુસલમાનો એમ સમજે કે અમે હિંદુઓને મારીને પરાક્રમ કર્યું છે, તો હું કહીશ કે આપણે માનવી નથી, પણ બે પગવાળાં જાનવર છીએ

“દુનિયામાં વેરનો બદલો વેરથી લેવામાં કેટલું નુકસાન થયું છે તે તો આપણે નરી આંખે જોઈએ છીએ આપણો પુરાણો ઇતિહાસ પણ એ જ બતાવે છે. અને આખરે હિંસા કરનારાઓનો હિંસાથી નાશ થયો. જર્મની, જાપાન અને ઇટાલી જેવા પ્રદેશોનું શું થયું? પાછળથી નિર્દોષો પર છૂરીથી ઘા કરવા એ કાયરતા છે અને દક્ષિણ આફ્રિકા તથા ચંપારણનો જ દાખલો જુઓ! અહિંસાત્મક લડાઈઓ લડી તો અંગ્રેજોને નમતું આપવું જ પડ્યું. આપણે એવી બહાદુરી નહીં બતાવીએ ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી”

* * *

૧૯-૫-’૪૭
પટણા

ચિ. ..

તારો કાગળ કાલે મળ્યો આજે મૌનવાર છે, એટલે જવાબ તુરત લખી શકું છું.

તને શાક મોકલી તેમા પાડ શો? તો મારે તારો પણ માનવો કે જ્યારે તુ કઈ મોકલે ત્યારે?

વિનયની પૂરાણી માગે તે ન હોય પ્રેમ પ્રેમીનો

કર્ણાટકનુ પૂરુ સમજ્યો નથી, મને ફરી લખજે. શુ ધણી બધી છોકરીઓ બગડી?

મહારાષ્ટ્રનુ તુ ઠીક દીપાવી રહી લાગે છે.

મારે ઉપવાસ કરવા જ પડે તો તુ મારી પાસે હોય એ ગમે. પણ ગમે તેના ખાતર કઈ કરાય કે? એ વખતે જે મારો અને તારો ધર્મ હશે તે વિચારી લેશુ અત્યારથી એનો વિચાર પણ ન કરીએ જેનો તે ઉલ્લેખ કર્યો છે એટલી નોટિસ પણ મે સમજાઈને આપી ન આપુ તો ઠીક નહી

ગાડગીલ ખબર લાવ્યા તે ખોટી સ્ત્રીઓની સામે ઉપવાસ કરવાનો મામલો મને સૂઝ્યો જ નથી ઉપવાસના વિચાર મનમાથી કાઢી નાખીને તુ તારા કામમા મચી રહેજે.

દાક્તર જિલ્ડર દાક્તરી દૃષ્ટિએ એ જ કહેશે કે મારી દૃષ્ટિ સ્વપ્ન છે. ગીતાજીના બીજા અધ્યાયનો જે શ્લોક સાજે રોજ રટીએ છીએ તેનો સ્થિતપ્રજ્ઞ જે થાય તે ૧૨૫ વર્ષ જીવે જ ઈશોપનિષદમા 'સત્' શબ્દ છે. અર્થ આપણો ૮૮+૧ તેનો અર્થ નથી ૧૨૦, ૧૨૫ કે ૧૩૦ વર્ષ છે મે તો મુબઈમા ૧૮૪૨ની ઑગસ્ટની ૭મી તારીખે ૧૨૫ ગણાવ્યા એ જ કહ્યા કરુ છુ, પણ મારો કામ, ક્રોધ હુ ન જીતુ તો મારાથી ૧૨૫ વર્ષ જિવાય જ નહી. જીવવાની ઇચ્છા પણ છોડવી જોઈએ એટલે મારી ઇચ્છા શરતવાળી છે!

બાપુના આશીર્વાદ

૧૯–૫–'૪૭

પગણા

તમારો કાગળ મળ્યો તમે લખવામા બહુ મહેનત લીધી છે એ ગમતુ નથી

હુ જે વિચાર રાખુ છુ એ તમે સૂચવો છો તે રીતે મૂકવા નથી માગતો મને ઉતાવળ નથી, અવકાશ નથી જેવા છે તેવા રહેવા દેવા નથી માગતો પણ જગત કઈ ખોશે કે મે ખોયુ હશે એમ માનતો નથી. હુ પુનર્જન્મ છે એમા માનુ છુ આ ભવમા સુધરવાનુ રહી ગયુ હશે તે બીજે ભવ સુધરશે આ ભવમા પૂરો પ્રયત્ન કરવાનો ધર્મ સ્વીકારુ છુ ઘણા ભવ છે એટલે આળસ ગણવુ એ ખોટુ વચન ગણુ છુ

જો હું નહીં ગમતો આચાર કરું તો તમે તે હવે સાંખી નહીં શકો. એ વચન પાછું ખેંચવા જેવું છે. હું ખોટું બોલું તો તમને આઘાત નહીં પહોંચે? હું મનુષ્યહત્યા કરીશ તો? આ વિચારમાં તમે દોષ નથી જોતા?

તમે જે નામો આ વિચાર ઉપર ન્યાય તોળવાનું સોંપવા ઇચ્છો છો એ નામો એ કામ હાથ ધરે તેવાં નથી. હું તો તેઓની ઉપર એ બોજો ન જ મૂકું. એઓ કંઈક નીતિશાસન બતાવે તોયે ખોટું ન હોય એમ કેમ કહેવાય? તમને તો એ લાગુ પડે એમ નથી. મને તો મારું જ શાસન લાગુ પડે એમ છે. એટલે આપણે બે હતા ત્યાં રહી જઈએ. ને જગતની પાસે ફોતરાં મુકાય? સારે નસીબે એવું કંઈ થવાનું નથી. તેઓની રીત પ્રમાણે તેઓના વિચાર તેઓ મૂકે જ છે. આ એક બાબત પર નથી મૂક્યા એ ખરું; પણ તેથી શું?

આપણી વચ્ચેની ચર્ચા હું મારી ઇચ્છાએ બંધ કરવા માગતો નથી. ...ના વચનમાં વજૂદ જોયું છે. પણ તમે જ્યાં લગી લખ્યા કરશો ત્યાં લગી હું આનંદપૂર્વક લખ્યા કરીશ. એથી પણ તમને કંઈક સંતોષ આપી શકું તો મને ગમે. તમે બધા સાથીઓની મને ગરજ છે જ.

બાપુના આશીર્વાદ

* * *

१९-५-'४७

पटना

...आपका खत मिला। ग्रीनवीच साहबके बारेमें क्या कह सकता हूं? हरेक आदमी अपने-अपने हेतुके कारण लिखते हैं। कोई मुझे गाली देते है, कोई तारीफ करते है। इसमें मैं क्या कहूं?

आपका,

मो० क० गांधी

१९–५–'૪૭

પટણા

...ને તમારો કાગળ ૧૩મીનો કાલે મળ્યો. આજે વાંચી શક્યો. મેં પહેલાં લખ્યું હતું તે વાંચ્યું. યાદ હતું. પણ જે રીતે કામ ચાલે છે તે જોતાં એને સ્વતંત્ર ચાલવા દેવું વધારે બંધ બેસે છે. મૂળ ટ્રસ્ટનું ગમે તે થાય તોયે ઉરલી નજી જાય તો સારું. વળી બધો આધાર...ભાઈ

પર છે, એ જોતાં એને નોખું થવા દેવું સારુ લાગે છે. એમ છતાં આપણે મૂળ ટ્રસ્ટી તો તેમાં હોઈશું જ. એટલે આપણા મુદ્દા જાળવી શકાશે . . . ની અને તમારી વચ્ચે મતભેદ છે એ તેણે જાણવું હતુ. એવું તો થયા જ કરશે.

, પંઢરપુરનું પણ સ્વતંત્ર કરો એમાં ખોટું નથી જોતો. એમ કરતાં ક્યાંય યુનિવર્સિટી (નૈસર્ગિક ઉપચારની) થવાની હશે તો થશે. હું તેની આશા નથી રાખતો. માણસો જ ક્યાં છે? નથી નૈસર્ગિક ઉપચારની નિશાળ, નથી કોઈ કૉલેજ. એ વિના યુનિવર્સિટી કેમ થઈ શકે? તમે પંઢરપુરમાં ગૂંથાઈ જાઓ તેથી ટ્રસ્ટને કશુ નુકસાન નહીં થાય એમ માનું છું. કેમ કે એક પણ ઠેકાણે તમે ખૂચી શકો તો હું તેને ટ્રસ્ટનું કામ થયું ગણીશ. તમારે એ બાબત કાગળિયાં કે વિગત મોકલવી હોય તો મોકલજો.

મને લાગે છે કે, તમે જે રીતે નૈસર્ગિક ઉપચારમાં સફળ થશો તેનો ફાયદો ટ્રસ્ટને છે જ.

તમે ગુજરાતી જપાટાબંધ ન લખી શકો એ કેમ બનશે? એ વિના ગામડાનું કેમ થાય? તમારી દયા ખાઈને અંગ્રેજીમાં લખવાનુ મન થઈ જાય, પણ એને હું ખરી મિત્રાચારી ન ગણુ.

માજીનું સમજ્યો. ૨૫ મીએ દિલ્હી પહોંચીશ.

બાપુના આશીર્વાદ

કૉંગ્રેસ કમિટીને બદલે પીસ કમિટી – શાંતિસભા – નું નામ અપાયું અને તે બાબત . . . ના પ્રધાનને:

૧૯-૫-’૪૭

पटना

तुम्हारा खत आज मिला। सभा तो कल हुई होगी। सफलतापूर्वक समाप्त हुई होगी। मैं जानता हूँ कि तुमने नाम बदल करके बड़ा कदम उठाया है। कैसा अच्छा होगा अगर हम अपने कामसे नामके लायक बनें!

૧૯-૫-’૪૭

પટણા

ચિ. . . .

મારા મનમાં હતુ કે, કલકત્તામાં બૅંકમાં કંઈક પૈસા પડેલા છે, પણ હું જોઉં છું કે એ બધા ઉપાડીને ત્યાં મૂકયા લાગે છે. એટલે ૩૬ હજારનો ચેક મારા ખાતામાંથી બાદશાહખાનને મકાન બાંધવાને સારુ

મોકલી આપજો (ખાનસાહેબના ગામમા શાળા બધાવવા માટે બાપુજી પાસે દાનના રૂપિયા છે તેમાથી ખાનસાહેબે શાળાની જરૂરિયાત જણાવી એટલે બાપુજીએ તરત તે મોકલવા માટે પ્રબધ કર્યો)

તમને શક્તિ આવતી જતી હશે અને ચગ તો નાબૂદ થઈ ગઈ હશે હુ અહીથી ૨૪ મી તારીખે દિલ્હી જવા ઊપડીશ દિલ્હી સાતેક દિવસ રહેવાનુ થશે જ કદાચ વધારે પણ થાય

ઉપરનો ભાગ સવારે લખાવ્યો હતો લગભગ બે વાગ્યે ત્યાની ટપાલ મળી એમા તમારો કાગળ જોયો માદગીમા પણ આવશ્યક જ્ઞાન વધારી રહ્યા છો એ બહુ ગમે છે 'अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिंतयेत' એ વાક્ય પહેલા કોઈ વાર લખી જ ગયો હોઉ તોપણ યાદ કરવા જેવુ છે અર્થ જાણતા હશો જ નહી તો ને પૂછજો એ જાણે છે

બાપુના આશીર્વાદ

૨૦-૫-'૪૭

પટણા

બાપુજીની ડાયરીમાથી

પ્રાર્થના પછી બગાળી બિસેન સાથે વાતો કરી ના સબધ વિષે હરિજન માટે આવેલ પ્રશ્નમા એકનો જવાબ લખાવ્યો ફરવા ગયો સાથે મદુ હતી મસાજ સ્નાન ફરતા હરિજન માટે થોડુક લખાવ્યુ આડો પડ્યો મહેશ આવ્યો છે ૧૦-૨૦ જાગીને ડાભ પીધુ લખવા બેઠો મૃદુલા સાથે વાતો પાયખાને ગયો કાત્યુ કાતતા શૈલને છાપા સભળાવ્યા ૧૦-૫૦ માટી લઈને સૂતો ૧૧-૩૦ વાગ્યે જાગ્યો હરિજન માટેનુ લખાણ તપાસી ગયો ટપાલ જોઈ સુરેન્દ્ર આનદ હિંગોરાણીના કાગળો છે ટપાલ વાચી જવાબો લખાવ્યા ૩-૧૦ જમીનદારોનુ ડેપ્યુટેશન મળી ગયુ ખાકસારોને મળ્યો ૪-૧૦ વાગ્યે મનુડીને મળવા દવાખાને ગયો ત્યાથી સીધો સ્ટેશને ગયો હિલ્સામા પ્રાર્થના શાહનવાજ સાથે હતા ૧૦-૩૦ પછી સૂવાનુ

બીજા લખાણોમાથી

૨૦ ૫ ૪૭

पटना

आपका खत मिला। परम शाति कैसे मिल सकती है। यह पाठ हम सबके लिए है न?

चि . . ,

तुम्हारा १६ का खत मिला है। उसके पहले ऐसा कोई खत नही मिला है। जिसमे कौसबीजीके शरीरका मृत्युके बाद क्या करना ऐसा पूछा हो।

लेकिन आज . का खत है उसमें सब विगत दी है, कौसबीजीका आखिरका निर्णय हम पर छोडते हैं तो अग्नि सस्कार ही सबसे अच्छी किया है यह बात जगतमान्य हो रही है। उसमें खर्च भी ज्यादा नही है अथवा न होना चाहिये। दफन करनेमें या शास्त्रीय तरीकेसे कर ता काफी खर्च होता है। बाकी चीजें जो उन्होंने लिखवाई है। पालि(पालि भाषा) इत्यादिके बारेमे उसका अमल होगा ही ऐसा उनको कहा जाय। मेरी उनसे प्रार्थना है कि अब ऐसी बातोको भूल जाय और अतरध्यान होकर देह-छूटनी है तो छूटे, रहनी है तो रहे। उनसे यह भी कहो कि पालि भाषा तो लकामें सीखी जायगी लेकिन बौद्ध धर्म सीखनेका क्षेत्र लका है, ऐसा मेरा दिल नही मानता। बौद्ध धर्मकी उपरी बात जाननेसे रहस्यका ज्ञान होता नही है।

२०-५-'४७

पटना

चि .

तुम्हारा खत मिला, अच्छा लगा। वे अगर तुमको आश्रमकी सेवासे बचा सके तो माताको मिलनेके लिए जाओ। और काकासाहबके पास भी

२०-५-'४७

पटना

चि .

तुम्हारा खत मिला। कौसबीजीके बारेमें . . . को पत्र लिखा है सो देखो। अस्पतालके बारेमें समझा। फिर भी . . . के साथ बात करनेका तुम्हारा धर्म है। कौसबीजीकी मौजूदगीमें तो

तुम्हारे आश्रम छोडना नहीं है। तुम्हारा कहना यह है कि नैसर्गिक उपचारकी मर्यादा है, अर्थात् जिस आदमीके पैरकी हड्डी टूट गई है उसका पैर काटना और नया लगा देना वह नैसर्गिक उपचारके बाहरकी बात हुई। एपेन्डिसाइटिसका भी ऐसा है क्या? यह दूसरी बात है कि जिसकी हड्डी टूट गई है वह बगैर पैरका रहे और जो दुख हो उसे बर्दाश्त करे। यह एपेन्डिसाइटिसवाला मरने तक जाय।

नैसर्गिक उपचारकोंमें अराजकता है इसका अर्थ यह है कि हिन्दुस्तानमें दो उपचारक ऐसे नहीं है जो एक मतके हों, सब अपनी-अपनी गुमानमें पडे हैं। ज्ञानमें वृद्धि करनेका सोचते भी नहीं है। इस स्थितिका नाम अराजकता है। अराजकताका अर्थ अव्यवस्थासे कह सकते हो। अब मैं समझा सका हूँ क्या?

बापूके आशीर्वाद

ખેડા જિલ્લાના એક ગ્રામકાર્યકર ભાઈને :

૨૦–૫–'૪૭

પટણા

ચિ. . . .

તમારો કાગળ ઘણે દિવસે આવ્યો, વાંચીને રાજી થયો. બાર વર્ષ એક જ જગ્યાએ પૂરાં થશે એ ધન્ય ઘડી સમજું છું એટલે હવે તમને 'લક્ષ્મી ચાંદલો કરવા આવી છે એને પાછી ન વાળી' એ ઠીક કર્યું. વણમાંગ્યે પૈસા મળ્યા એ ચિંતા શાને વધારે? એ પૈસો . . . (કાર્યકરને) નથી મળ્યો પણ તેના કામને મળ્યો છે. એ કામ જો ભગવાનનું હતું તો ભગવાનને મળ્યા, અને તેના દાસ તરીકે એનો ઉપયોગ કરી લેવો. બોરિયાવીથી જ જે છોકરા કે છોકરી અસ્પૃશ્ય અથવા તેની નજીક ગણાય એવાઓને અર્થે વાપરવા. ભલે ધીમે ધીમે વપરાય અથવા ભલે જલદી પણ રીતસર ખૂટી જાય. હું તો નઈ તાલીમનો પૂજારી છું એટલે મને તો એમ જ સૂઝે કે નઈ તાલીમની ઢબે જ તાલીમ અપાય.

. . . અને . . . ભાઈ તમારી પડખે છે, એ જેમ સૂચવે તે પ્રમાણે કરવાનો તમારો ધર્મ છે; અને તેથી જ તમારી તટસ્થતા જળવાશે

મને મળવાની ઇચ્છા થાય એ સમજી શકુ છું, પણ એ ઇચ્છાને રોકવાથી એની પૂર્તિ થાય છે. સહેજેય મળાશે ત્યારે મળીશુ જ. સેવાગ્રામ તરફ મારુ આવવાનું તો નવો જન્મ લઉ ત્યારે જ થાય. નવો જન્મ એટલે અહીં, નોઆખાલી, અને કલકત્તાનું પતી જાય અથવા એ પતતાં દેહ જાય ત્યારે આ ક્ષેત્ર છૂટે. એવો ક્ષેત્રસંન્યાસ છે. એ કંઈ કઠતો નથી, ગમે છે. કેમ કે એને હુ ધર્મ સમજુ છું.

ઝીણાસાહેબની સાથે સહી કરી છે તેથી ક્ષેત્ર કદાચ વધે તો ના નહી કહી શકાય. આટલામાં બધુ આવી જાય છે એમ માનુ છુ.

તમારી તબિયત સારી છે એ તમને શોભતી વસ્તુ છે. હુ ૨૪મીએ દિલ્હી જાઉ છુ. ત્યા એક અઠવાડિયુ તો જશે જ.

બાપુના આશીર્વાદ

તા. ૨૨-૫-'૪૭

પટણા

બાપુજીની ડાયરીમાંથી.

પ્રાર્થનામા ભજન ન ગવાયુ. લખાવેલા પત્રોમા સહી કરી. . . .ને કાગળો. ૫-૧૦ ફરવા ગયો, મદુ સાથે હતી. જમતી વખતે . . .ના કાગળો વચાવી લીધા. ૯ વાગ્યે શાહનવાઝની સાથે વાતો રાવલપિંડીની ખબરો આપી. હિંદુ શરણ થયા. સૂતો ૧૦-૩૦ વાગ્યે, દાળ પીધુ. અરુણાશાનો બગાળી કાગળ વાચવાનો પ્રયત્ન. બાળનો કાગળ આવ્યો છે. કાત્યુ. છાપા સાભળ્યા. ૧૨-૧૦ માટી. ડોક્ટર સાહેબ સાથે વાતો. ટપાલો લખી, ખાકસારોને જવાબ લખી આપ્યો. ૨-૧૫ કૃષ્ણવલ્લભબાબુ મળવા આવ્યા. ૩-૪૫ જનરલ સ્ટેબલ અને તેમના એ. ડી. સી. મળવા આવ્યા. ૪ વાગ્યે જામીન પર છૂટેલા બે પોલીસો મળી ગયા. ૪-૧૫ ગોળ ખાધો. અનુગ્રહબાબુ (ગૃહપ્રધાન) આવ્યા. સરયૂપ્રસાદ પણ મળી ગયા. ૪-૪૫ હોસ્પિટાલમા મનુને મળવા ગયો. ત્યાથી મોટરથી વિક્રમ ગયો. પ્રાર્થના પછી ૮-૨૦ પાછો આવ્યો. પ્રધાન મડળ–શ્રીબાબુ, કૃષ્ણવલ્લભ સહાય, અનુગ્રહબાબુ, વિવેકાનદ ઝા, અનસારી મળી ગયા.

દૂધ ન પીધુ. અગૂર ખાધી. દેવનું લખેલ પ્રવચન જોઈ ગયો. ૧૦ વાગ્યે સૂતો.

પ્રાર્થનાપ્રવચનમાં – કૉંગ્રેસીઓને ચેતવણી.

"આજની આ પ્રચડ મેદની હોવા છતાં તમે શાંતિપૂર્વક પ્રાર્થનામા ભાગ લીધો અને રામધૂન તાલબદ્ધ ઝીલી તે માટે તમને ધન્યવાદ ઘટે છે.

"વળી ચારેય તરફ માણસો પાગલ બન્યા હતા છતા, આ ગામમા તમે તેઓના પ્રમાણમા ઠીક ઠીક મગજનુ સમતોલપણુ જાળવ્યુ હતુ, તે માટે પણ તમને મુબારકબાદી આપુ છુ

"મારે આજે તો બીજી જ વાતો કહેવી છે મારી પાસે ઘણા પ્રાતોમાથી અને દેશમાથી સારા ગણાતા માણસોના પત્રો અને ફરિયાદો આવી છે કે, ૧૮૮૫ની સાલમા એક નાનકડી શરૂઆતના પરિણામે અનેક ભોગ, બલિદાન અને કષ્ટો વેઠીને કોંગ્રેસની એક સસ્થા બની છે આ કોંગ્રેસનો ઇતિહાસ કેટલો ઉજ્જવળ છે? પણ હવે રાજ્યવહીવટની સત્તા જ્યારે હાથમા આવી રહી છે ત્યારે તેમાથી (કોંગ્રેસીઓમાથી) આ ગુણો નાબૂદ થતા જાય છે અને હવે કોંગ્રેસીઓ પોતે જ અમલદાર બનવા માટે પડાપડી કરે છે, વગેરે અનેક જાતની ફરિયાદો મળી છે

"જો આ વાત સાચી હોય તો આપણે ખૂબ શરમાવુ જોઈએ અને મારે સ્પષ્ટ કહેવુ જોઈએ કે, સ્વતત્રતાનુ જે અમૂલ્ય રત્ન આપણા હાથમા આવી રહ્યુ છે તે આપણે ખોઈ બેસીશું સ્વરાજ્યનુ જતન કરવાને માટે આપણે ફરી એકડે એકથી ભણવુ પડશે સ્વરાજ્ય લેવાનો પાઠ તો મળ્યો, પણ સાચવવાનો પાઠ આપણે નથી શીખ્યા આપણી રાજસત્તા બ્રિટિશોની માફક બદૂકને જોરે ટકી નહી શકે અનેક ત્યાગ, તપ વડે કોંગ્રેસે પ્રજાનો વિશ્વાસ સપાદન કર્યો છે પણ જો આજની ઘડીએ કોંગ્રેસવાળાઓ પ્રજાને દગો દેશે તો, અને સેવા કરવાને બદલે માલિક બની જશે તથા ધણીપણુ આદરશે તો, હુ કદાચ જીવુ કે ન જીવુ, પણ આટલા વર્ષોના અનુભવને આધારે આ આગાહી કરવાની હિંમત કરુ છુ કે દેશમા બળવો ફાટશે ધોળી ટોપીવાળાને પ્રજા વીણી વીણીને મારશે અને કોઈ ત્રીજી સત્તા એનો લાભ લેશે

"બિહારમા તો હુ હિંદુ-મુસ્લિમ પ્રશ્નને હલ કરવા માટે આવ્યો છુ, પણ આ બધા સવાલો એકબીજા સાથે ખૂબ સકળાયેલા છે એટલે આ મુદ્દાઓની ચર્ચા કરવાનો મારો ધર્મ થઈ પડે છે અને કોંગ્રેસમાના ઘણા ભાઈબહેનો મારા સાથી છે, મારા પુત્રપુત્રી સમાન છે અને મિત્રો તો છે જ એટલે મારે એ સબધને વફાદાર રહેવુ હોય તો તેમને મારે આ બધી વાતો કહેવી જ જોઈએ કોંગ્રેસીઓએ આવા કાવાદાવા છોડીને આખા હિંદની એકતા જાળવી ગામડે ગામડે, ઘેરે ઘેર, કોઈ નાગુભૂખ્યુ ન હોય, કોઈ નિરક્ષર ન હોય, કોઈ ઘરબાર વગરનુ ન હોય તેની કોંગ્રેસના પ્રત્યેક કાર્યકરે ઝીણવટપૂર્વક તપાસ કરી તેનો ઉકેલ લાવવો અને તે રીતે હિંદને સમૃદ્ધ બનાવવો અને સેવાની સસ્કૃતિને

ટોચ પર લઈ જવી, એ આ સંસ્થાનાં તમામ ભાઈબહેનોનો ધર્મ છે. તો જ આ સસ્થા ટકશે અને દુનિયાને દોરવણી રૂપ બનશે."

બીજાં લખાણોમાંથી :

चि. . . .

तुम्हारे अक्षर देखकर खुशी हुई, लेकिन . . और . . के क्यो नही है? . . के बारेमें समझ सकता हूँ। शारीरिक दर्दसे घिरी हुई कैसे लिख सकती थी? मुझे डर ही था कि . . को ऑपरेशनका दर्द काफी होगा, क्योंकि उसने दर्दको बहुत बढने दिया। अगर तबियत अच्छी हो जायगी तो दुःखको भूल जायगी और दुःखका बडा अनुभव सुखकी मात्रा बढा देगा। इसीका नाम ससार है न? इसी तरहसे मानसिक सुखका भी है। पाप मानसिक दुःख है, पुण्य मानसिक सुख है। इसीलिए अंग्रेजी कहावत है कि 'महापापी महापुण्यशाली हो सकता है।' बशर्ते कि महापापी प्रायश्चित्त रूप बडा ऑपरेशन करता है।

माताजीको पूना बुला लिया, और . . को तुम्हारे साथ रहना मुझे अच्छा लगेगा। फिर भी देखो धर्म क्या बताता है? मेरा शरीर अब तक तो काम दे रहा है। गर्मी सख्त है, लेकिन मुझे बहुत नही सताती है। बीचमें कभी थोडा पानी आ जाता है तो एक दिन थोडी ठडक मिलती है।

मनुको अपेन्डिसाइटिसका ऑपरेशन करवाना पडा। वह अस्पतालमें है, अच्छी है। नैसर्गिक उपचारके बारेमें मैं जो गर्व करता था वह ढीला पड गया। देखें ईश्वर मुझे कहाँ ले जायगा?

पच्चीस तारीखको मैं दिल्ली पहुँचता हूँ। कमसे कम एक हफ्ता तो रहना होगा! बादमें पटना या कलकना।

મારાં મોટાં બહેન પણ માંદાં પડ્યાના ખબર મારા પૂ. પિતાશ્રીએ આપ્યા. એટલે બાપુજીએ તેમને અને ડૉ. . . .ને ભલામણનો પત્ર લખ્યો :

ભાઈ . . . ,

ચિ. સંયુક્તા મારી પૌત્રી થાય, ચિ. મનુની સગી બહેન, મારા ભત્રીજા જયસુખલાલ ગાંધીની દીકરી. તે ઘણો વખત થયાં પીડાયા કરે છે. તમે અને દા. જીવરાજ મહેતા એને તપાસીને કંઈ થતું હોય તો બતાવજો. મને લાગે છે કે તમે એક વાર તો એને તપાસી છે. દા. મહેતા ત્યાં છે કે નહીં તે જાણતો નથી. આ તમને જ લખું છું. બનતુ કરજો. ચિ. સંયુક્તાના પતિ ફી આપી શકે એ સ્થિતિમાં છે. એટલે ફી લેવી હોય તે લેશો. ભલામણ તો એટલા સારુ કે, હવે તમે તમારા જાહેર કામમાંથી ફુરસદ મેળવી શકો કે નહીં એ બીકે આવો કાગળ હોય તો તમારા લગી પહોંચી શકાય. તમે બધાં સુખી હશો.

મારાં બહેનને :

ચિ. સંયુક્તા,

જયસુખલાલનો તાર છે. મનુની સાથે વાત પણ કરી. તને બરખામાં બહુ લોહી પડ્યું એટલે જયસુખલાલને ચિંતા થઈ આવી છે. અસલ કાગળ ડૉ. ગિલ્ડરને મોકલુ છુ. તેની નકલ આ સાથે છે. તમે બંને જણા ડૉ. ગિલ્ડરની પાસેથી વખત મેળવીને ત્યાં પહોંચી શકો. એથી લાભ થશે કે નહીં એ તો દૈવ જાણે.

જ્યાંથી આશ્વાસન મળી શકે ત્યાંથી મેળવવાનો કદાચ ધર્મ હોય. રામબાણ દવા તો જગતમા એક જ છે. તે રામનામ; અને નામ રટનારના અધિકાર પરત્વે જે નિયમોનું પાલન કરવું જોઈએ તે નિયમોનું પાલન. પણ એ રામબાણ દવા આપણે બધાં ક્યાં કરી શકીએ છીએ? મનુને સારુ હું ક્યા ધીરજ રાખી શક્યો? અને મારી ધીરજ શા કામની? મારા હાથમાં આવેલી છોકરીને હું મારી તો ન નાખું? રામ તેના હૈયામાં ક્યાં લગી વસ્યા છે તેનો તાગ મને ક્યાંથી મળે? કેમ મળે? એટલે મેં મારી અધીરાઈથી અહીંના દાક્તરોને બતાવી. અને એ લોકોએ ઑપરેશન કરવાની સલાહ આપી. અને તે જ દિવસે ઑપરેશન કરાવ્યું. હવે તે ઇસ્પિતાલમાં છે. સારી છે. ૨૪મીએ મારી સાથે દિલ્હી આવશે. દિલ્હીમાં કેટલા દિવસ રોકાશું એ તો ભગવાન જાણે. તારો તાર મળ્યો તેનો જવાબ તારથી નથી આપ્યો. (મારા ઑપરેશનની ખબર મારાં બહેને છાપામાં વાંચી હતી તેથી તબિયતના સમાચાર જાણવા બાપુજી પર તેમણે તાર કરેલો.) કેમ કે તને મનુનો કાગળ મળી ગયો હશે. લોહી પડવા છતા તું શાંત હશે. બહાદુર રહેતી હશે, અને તારા પતિ પણ ધીરજ રાખતા હશે.

બાપુના આશીર્વાદ

૨૨-૫-'૪૭,
(ગાંધી કૅમ્પ, પટણા)

મેં પૂ. બાપુજીનાં લખાણોના આધારે, અને પૂ. બાપુજીની ડાયરી તેમ જ પ્રવચનોના આધારે મારી ડાયરી પૂરી કરી. આજે ઘેર આવી. સાંજે ૫-૩૦ પછી પૂ. બાપુજી ફત્તેહપુર પ્રાર્થનાસભામાં ગયા છે અને હું આજની-આ ડાયરી લખું છું. થાક ન લાગે તેમ કટકે કટકે ડાયરી લખાય છે. હજુ પૂરા ટાંકા તોડયા નથી અને નબળાઈ પણ છે જ. બહેનની માંદગીના ખબરથી પણ ખૂબ ચિંતા થાય છે. મને હૉસ્પિટલમાં જરાયે ગમતું ન હતું, ડૉક્ટરો તથા બાપુજીએ મારી પાસેથી વચન લીધું કે, ઘેર આરામ જ લઈશ, જરાયે ઊઠીશ નહીં, એટલે માંડ માંડ ઘેર લઈ આવ્યા છે.

બરાબર ચાર વાગ્યે મને ખુરશીમાં બેસાડી નીચે લઈ ગયા. જતા પહેલાં કેટલાક દર્દીઓ પાસે પણ ડૉ. ભાર્ગવ સાહેબ મને લઈ ગયા હતા.

હાઉસ સર્જન, ભાર્ગવ સાહેબ, અને બીજા ત્રણ ડૉક્ટરો તથા ડૉ. લજ્જાવતીબહેન મને મૂકવા આવ્યાં. બિચારી નર્સો અને સિસ્ટર તો રડી પડી. એ બધાં ૭ વાગ્યે આવશે. બાપુજી તો મને જોઈને ખુશ થઈ ગયા. હું પગે લાગી, બાપુજીની ટેવ પ્રમાણે જોરથી ધબ્બો ન મારતાં ધીમેથી પંપાળી કહ્યું : "હજુ ધબ્બો ખાઈ શકવાની શક્તિ ક્યાં છે?" મારો ખાટલો પોતાની બેઠકની સામે જ કરાવ્યો. મેં કહ્યું, આપને બધાં મળવા આવે, અહીં આપની મીટિંગ ભરાય અને હું ખાટલા પર સૂતી હોઉં તે શોભે?

બાપુજી કહે, "માંદું પડવું એ જ ન શોભતી વાત છે. પછીનું બધું ગૌણ છે. તારો ખાટલો મારી સામે હોય તો હું વધુ નિશ્ચિંત રહી શકીશ. નહીંતર તો તું કામકાજ કરવા ઊઠવાની જ. સહુની સામે સૂવું ન ગમે તો માંદું ન પડવું એ પણ શરત હોવી જોઈએ ને? તારી માંદગીમાં તું ઓછી ગુનેગાર નથી."

(આટલી ડાયરી લખીને થાક લાગતાં મૂકી દીધી. બાકીની રાતે ૯ વાગ્યે લખું છું.)

૬–૩૦ પછી નસીં આવી હતી બાકીના બે ટાકા ભાર્ગવ સાહેબે તોડ્યા ખૂબ કાળજીથી તેમણે અને તેમના ભત્રીજી લજ્જાબહેને મારી સારવાર કરી છે

નિર્મલદા ઓચિંતા આવ્યા હુ તો રાજી રાજી થઈ ગઈ મદાલસાબહેને મારા માટે ખીચડી બનાવી હતી સાજે તે આખી નિર્મલદા સાથે બાપુજી આવ્યા ત્યા સુધી ખૂબ વાતો કરી

બાપુજી પ્રાર્થનામાથી રાતે ૮–૩૦ પછી આવ્યા આવીને મારા ખાટલા પર બેસ બેસ અગૂર ખાધી અગૂર ખાતા ખાતા મારી સાથે વિનોદ કર્યો અને કેટલીક વાતો કરી

"મને તારા વગર ગમતુ તો ન હતુ પણ તારા પરથી મારે બહુ ઊડો અભ્યાસ કરવાનો છે મને એક પાઠ મળ્યો છે કે, રામનામથી તને કેમ સાજી ન કરી શકયો? કુદરતી ઉપચારમા પણ કયાક ખામી હશે જ મે જયસુખલાલ, સયુક્તા અને બીજા ઘણાને કાગળો લખ્યા તેમા બધુ રેડી દીધુ છે, તેથી જ તને એ બધુ લખાણ અને મારી ડાયરીમા મારા વિચારો જણાવ્યા છે તે ખાસ જોવાનુ કહેલુ પણ મારે તને ખોવી ન હતી અને દસ દિવસ મળતા હતા વળી એકસરખા આમ દસ દહાડા આ સમયમા બહુ ઓછા મળે ો ભાર્ગવની સલાહ થઈ કે, ઑપરેશન જો તાત્કાલિક નહી કરાવો તો છોકરી ખલાસ થશે હુ જાણુ છુ કે, તુ ખલાસ થઈ હોત તો તારો બાપ મને કઈયે ન કહેત પણ કદાચ એ રાજી થાત કારણ કે એને મારા પર અસાધારણ શ્રદ્ધા છે અને તુ તો હુ કહેત તેમ કર્યા કરત પણ મને સોપાયેલી છોકરીને એમ મરવા દેવાની મારી હિંમત ન ચાલી એટલો મારો મોહ કહે કે નબળાઈ, પણ એટલી હદ સુધી હુ પહોચી ન શકયો એ હકીકત છે છેલ્લા આઠ દિવસથી જ્યારથી મે તને મારાથી અળગી કરી દરિયાનાદમા મૂકી ત્યારથી ઈશ્વર હજુ મારી પાસે શું શું કરાવવાનો હશે? હુ કયા છુ? મારે શું કરવુ જોઈએ? તેનો વિચાર સૂતા જાગતા રાત દિવસ કર્યા કરુ છુ તને તો આ બધુ એટલા સારુ કહુ છુ કે, તુ પણ વિચાર કર કે રામરટણથી હુ કેમ સારી ન થાઉ? મારી તો ખાતરી છે કે, જેના હૃદયથી રામનામ લેવાય છે, જે તન નિઃસ્વાર્થ છે, ફળની આશા રાખ્યા વગર કર્તવ્ય કર્યે જાય છે, ત્યા માદગીને સ્થાન જ ન હોય તેનુ પ્રાણપખેરુ પણ રામ રામ મુખેથી જપતા જ ક્ષણભરમા ઊડી જાય તેને કષ્ટ સહન કરતા કરતા મરવાનુ જ ન હોય જોકે મારે

૧૨૫ વર્ષ જીવવાની એક દહાડો ધગશ હતી, આજે નથી તેના ઘણા કારણો છે પણ હુ એટલુ તો કહુ કે, રામરટણ કરતા કરતા ‘મૃત્યુ-મિત્રને’ બહાદુરીથી ભેટી શકવાનો મારો પ્રયત્ન ચાલુ છે જ પણ એ પ્રયત્નમા હજુ કચાશ છે, તે આ તારુ ઑપરેશન થયુ તે જ તેની સાબિતી છે પણ હુ જો કષ્ટ સહન કરીને મરુ તો તારે તો દુનિયાને પોકારી પોકારીને કહેવુ કે, આ તો દભી મહાત્મા હતો જો તુ મને એમ ખુલ્લો નહી પાડે તો હુ જ્યા હોઈશ ત્યા દુખી હોઈશ પણ રામરટણ લેતા મૃત્યુ આવે તો સમજવુ કે, ના ના, આ બાપુમા કઈક હતુ અથવા લોકોએ મને ‘મહાત્મા’ કરી દીધો તે લોકલાગણીને વફાદાર રહેવાની પ્રભુએ મને શક્તિ આપી ”

અગૂર ખાતા ખાતા,— આ બધી વાત બાપુજીના હૃદયમા ભરી હશે તેનો તો મને જરાયે ખ્યાલ નહી, — પણ આ વાત મને ખૂબ ગાભીર્યપૂર્વક કહી આજકાલ બાપુજી પોતાના મૃત્યુ વિષે અવારનવાર આમ વાતો સભળાવે છે નાથજીના બિહાર આવ્યા પછી તો બાપુજી ખૂબ હલકા થઈ ગયા છે, અને એમ જ કહે છે કે “મારી શ્રદ્ધા ઉત્તરોત્તર દૃઢ થતી જાય છે અને મારા આ યજ્ઞને કોઈને હુ સમજાવી નથી શકતો પણ જીવનમા આ એક અજોડ યજ્ઞ છે ” અને કેવળ યજ્ઞ કેટલો પવિત્ર છે તેની સાબિતીમા પોતાનુ મૃત્યુ કેવુ થશે તેનો હવાલો અવારનવાર મને આપે છે

ઉપરાત બાપુજીએ પ્રવચનમા હોસ્પિટલમા મને મળવા આવનાર કાર્યકરે જે વર્તાવ કર્યો હતો તેના બનાવની વાત પણ કરી

બાપુજીએ . ને લખ્યુ

૪-૪૫ મનુડી આવી ગઈ ડાક્તરો પણ આવ્યા ચિ મનુનો ખાટલો મારા જ ઓરડામા મારી બેઠકની સામે રાખ્યો મનુડી પાસે થોડો વખત બેઠો ૮-૩૦ પાછો આવ્યો મનુડી પાસે એના ખાટલા પર બેસીને જ અગૂર ખાધી

બાપુજીના લખાણોમા પણ શબ્દે શબ્દમા વાત્સલ્યનો પ્રેમ નીતરે છે આજે એમણે મારી પાસે જે વાતો કરી તેમા તેમના અવાજમા પણ, મારા શરીરની માદગીમા સાજી ન કરી શકવા બદલ પોતે કેમ મોટા ગુનેગાર ન હોય, એટલો ગભીર ધ્વનિ હતો

આજની ફત્તેહપુરની પ્રાર્થનાસભામાં બાપુજીએ કહ્યું કે,

"હમણાં રોજ હું આસપાસના જુદાં જુદાં ગામડાંઓમાં પ્રાર્થના કરવા જાઉં છું. પણ મને આવકારવા રસ્તાઓ રોકીને માણસો ઊભા રહે છે. તેમ કરવાથી માણસોને અને મને બન્નેને સારી પેઠે ત્રાસ થાય છે. માટે જો શાંતિપૂર્વક ઊભા રહો તો આપણે બન્નેને અરસપરસ લાભ છે.

"મને એક સવાલ પૂછવામાં આવ્યો છે કે, પુનર્વસવાટમાં બહેનોએ શી મદદ કરવી જોઈએ?

"આ પ્રશ્નનો જવાબ તો અનેક વાર હું આપી ચૂક્યો છું. હિંદુ બહેનો મુસ્લિમ બહેનો પાસે જાય, કારણ કે હિંદુ બહેનો મુસલમાન બહેનો જેવી પડદાનશીન નથી હોતી. જોકે આ જમાનામાં હું તો કહીશ કે બાહ્ય પડદો કશા જ કામનો નથી. દિલમાં પડદો રાખો. લાજ મર્યાદા અને મન સંયમિત રાખો એ જ આ પડદાનો રિવાજ છે. બહેનોનાં દુઃખ-સુખ બહેનો સમજી શકે છે અને બહેનો પ્રેમ અને સેવાથી એકબીજાનું દિલ જીતી શકે છે એવી શક્તિની તેમને કુદરતે બક્ષિસ આપી છે. એટલે તેનો છૂટથી ઉપયોગ કરે.

"એક બીજી વાત પણ મારે તમને કહેવાની છે. હમણાં જ પટણાની દરિપતાલમાંથી પાછી આવેલી મારી પૌત્રીએ મને જે હકીકત કહી તે તમને જણાવું. અને તે બનાવ દુઃખદ છે. કોઈ માણસ ખાદીનાં કપડાં પહેરી પોતાને કોંગ્રેસી તરીકે ઓળખાવીને કસમયે તેને મળવા માગતા હતા. એને આરામ મળે એ માટે ડૉક્ટરોએ એક ચોકીદાર રાખ્યો હતો. કારણ કે એ છોકરીને ઘણા લોકો જોવા માટે જતા હતા. આ ચોકીદારે ના પાડતાં પેલા માણસે તેને તમાચો માર્યો. આ બનાવમાં દુઃખદ અર્થ તો એ છે કે, રાજ્યસત્તા કોંગ્રેસીઓના હાથમાં જોકે હજુ પૂરી તો નથી આવી, પણ જેટલી આવી છે તેમાં જ કોંગ્રેસીઓ એમ માનવા લાગ્યા છે કે, આ દેશમાં જે કાંઈ છે તે બધું જ અમારું છે. એક રીતે તો આ વાત સાચી છે. પરંતુ એ બધામાં પણ મર્યાદા અને શિસ્તનો નિયમ જળવાવો જોઈએ. દરેક કોંગ્રેસી ભાઈબહેન માટે શિસ્ત, નમ્રતા, વિવેક, સાદાઈ, સ્વચ્છતા આદિ તેમનાં ભૂષણ ગણાવાં જોઈએ.

"હમણાં હમણાં ચોતરફ દરેક વસ્તુમાં કાળાબજારની ખૂબ બૂમ પડે છે. પણ વેપારીઓને કાળાબજાર કરાવનાર આપણે જ છીએ. જો જનતા એકદમ નિશ્ચય કરી લે કે, ભૂખે મરી જઈશું પણ એક પાઈ પણ કાળા બજારમાં વધારે આપીશું નહીં, તો મારી ખાતરી છે કે હિંદુસ્તાનમાંથી આ બદીનો અંત [illegible] જ આવી જાય. જો તેઓ સારી

સલાહ માને તો હું ખાતરી આપું છું કે, આપણે અનાજ માટે બીજા દેશમાં ભીખ માગવા તો નહીં જ જવું પડે, પરંતુ દેશનો એક પણ માણસ નાગો ભૂખ્યો ન રહે. પણ તે માટે હું કોઈને એક પળ પણ આળસમાં નહીં કાઢવા દઉં. દરેક સ્ત્રી, પુરુષ કે સમજી શકે તેવા બાળ પાસેથી પણ તેઓની શક્તિ મુજબ હું કામ લઉં. ચાલીસ કરોડમાંથી ચાલીસ લાખ પણ જો આ રીતે પોતાનો દેશ માનીને ફરજ અદા કરે તો અહીં દૂધઘીની નદીઓ વહેવા લાગે. પણ મારું કોણ સાંભળે?

"ઑસ્ટ્રેલિયા આપણને કહે છે કે, તમે જો અમને અળસી આપો તો અમે તમને અનાજ આપીએ. કોઈ પણ દેશમાં ધાન્યની કારમી તંગી પડતી હોય તે સમયે આવી સાટાની વાતો કરવી તે કોઈ પણ મુલકને શોભતી વાત ન કહેવાય. પણ અત્યારની દુનિયાનો આ વ્યવહાર છે ત્યાં શું થાય?"

પ્રાર્થનાસભામાંથી આવીને બાપુજીએ મારા ખાટલા પર બેસીને જ અંગૂર ખાધી. પ્રાર્થનાસભાનો સંદેશો કહ્યો. એક માંદા ભાઈને પત્ર લખ્યો :

૨૨-૫-'૪૭

पटना

तुम बीमार पड गये थे सो मुझे किसीने कहा था। मैं भूल गया। कल यकायक स्मरण हुआ। मनुष्य अपने अपराधसे बीमार होता है। तुमने क्या किया? क्यों किया? बीमारीसे सेवा काम सूकता है न? . . . कहा है?

बापूके आशीर्वाद

બાપુજી પાસે પ્રધાન મંડળ આવ્યું છે. અને હવે લગભગ ૯ થયા છે. ભાર્ગવ સાહેબ મને જોવા આવ્યા. નિર્મળદા સવારના જ જવાના છે. મદાલસા બહેને બધાંની પથારી કરી. મારું કામ પણ તેમના પર આવી પડ્યું છે. મને સ્પંજ આપવો, મારી પથારી કરી આપવી, વગેરે તેમના પર છે, એથી મને ગમતું નથી. બિચારાં એ દહાડા ફરવા આવ્યાં અને મારે તેમની સેવા લેવી પડે છે. જોકે ભાર્ગવ સાહેબે અને નર્સોએ પણ મારી પાસે રહેવા ખૂબ આગ્રહ કર્યો. પણ બાપુજીએ ના કહેતાં (વિનોદમાં) કહ્યું: "હું જ પોતે નર્સ છું

ના ? અને મારો દાવો છે કે તમારા સહુ કરતા હું સરસ નર્સિંગ કરીશ એટલે તમે તો અત્યાર સુધી મનુની સેવા કરી હવે મને કરવા દો પછી ભાર્ગવ સાહેબને આપણે પૂછીશ કે કોણ ચડે ? વળી તમને રાત દિવસ રોકું તો 'ફી' ક્યાથી કાઢું ? હું તો મફતિયો રહ્યોના ? માટે મારીય પરીક્ષા થવા દો" આમ બધાને ખડખડાટ હસાવીને વિદાય કર્યા બને નર્સ બહેનોએ બાપુજીના હસ્તાક્ષર માગ્યા પણ બાપુજી પોતાના હસ્તાક્ષરના પાચ રૂપિયા લે છે તેની આ બહેનોને ખબર ન હતી

બાપુજી તો એમ છોડે તેમ ક્યા હતા ? મને કહે, "તારે ખાતે લખીને આ બને જણીને હું હસ્તાક્ષરો આપુ છુ" તેઓ બને જણીને બાપુજીએ સદેશો લખી આપ્યો

> તમારી નોકરી સ્વાર્થની સાથે પરમાર્થ થાય તેવી છે અને કોઈ પુણ્યના પ્રતાપેજ આવી પરમાર્થતાની કેળવણી પામી શકાય છે અને તેવી નોકરી પણ મળે છે એટલે ઈશ્વરે તમને જે સેવાનુ કાર્ય આપ્યુ છે તેને શોભાવજો અને પૈસા કમાવાનો મોહ છોડજો
>
> બાપુના આશીર્વાદ

લગભગ ૯-૩૦ પછી સૂવાની તૈયારી

૨૪-૫-'૪૭

**પટણાથી દિલ્હી જતાં ગાડીમાં**

નિયમ પ્રમાણે બાપુજી પ્રાર્થના માટે ઊઠ્યા હું પણ ઊઠી પણ બોલતા હજુ આતરડા ખેંચાતા હોય તેમ લાગે છે તેથી ભજન-ધૂન ન કરાવી બાપુજી તો આજે પ્રાર્થના પછી ખૂબ કામમાં જ રહ્યા મગાળી પાર અત્યારે ગાડીમા ફરી રહ્યા છે વહેલી સવારે ખાકસારો મળવા આવ્યા તેઓની સાથે બીજા પણ કેટલાક આર્યો હતા બાપુજીએ તેમની સાથેની વાતોમાં કહ્યું:

લોકશાહી ઢબે જ ચાલવો જોઈએ હવે અગ્રેજોની કે બીજા ગમે તે મુલક-ની મુરાદ ગમે તે હોય પરતુ આવતી આઝાદીને કોઈ અટકાવી શકનાર નથી. એ સમયમા જો આપણે ચેતીશુ નહી તો ટાઇફોઈડના રોગીની જે હાલત થાય તે આપણી થશે. ટાઇફોઈડના રોગીને તાવ ગમે તેટલો હોય ત્યારે તો આપણે તેને સાચવીએ જ. પરતુ તે રોગીની ખરી માવજત કરવાની તો તાવ ઊતર્યા પછીની છે. જો તાવ ઊતર્યા પછી તે રોગીને બરાબર ન સભાળાય તો રોગીને ઊથલો આવે છે અને રોગી મરણ શરણ થઈ જાય છે. તેવો આપણો આ આઝાદી આવ્યા પછીનો કાળ છે. આપણે જો આઝાદીને લાયક બનવુ હોય તો થોડુ ખમી ખાતા પણ શીખવુ પડશે. દરિયા જેવુ મોટુ પેટ રાખવુ પડશે. જેમ દરિયામા અનેક નદી-ઓના પાણી સમાય છે, અનેક જીવજતુ રહે છે, અનેક સ્ટીમરો ચાલે છે, અને કાઠાઓ પરની અનેક જાતની ગદકી પણ ભળે છે, છતાંય તે પવિત્ર મનાય છે, તેમા સ્નાન કર્યાથી પાપ ધોવાઈ જાય છે એ આપણી માન્યતા છે, તેવી જ રીતે આપણને કદાચ કોઈ બે શબ્દો કહી જાય, કે કોઈ મારી જાય, તોપણ તે આપણો ભાઈ છે એમ ગણી દરિયાવ દિલ રાખીએ, તો આપણે દરિયાના પાણી જેટલા પવિત્ર બની શકીશુ. સ્વ તત્રતાની સિદ્ધિ તો આપણે અહિસા અને સત્યના સાધનોથી કરી છે. હું તો અત્યારે પરસ્પર વિશ્વાસ પેદા કરવાને અને સમભાવ ઉત્પન્ન કરવાને ઘૂમી રહ્યો છુ. મારે તેમા તમારી મદદ જોઈએ. લશ્કર કે પોલીસની મદદથી જે શાતિ થાય તે શાતિ નથી, પણ તેમા ક્રાતિનો અગ્નિ ભભૂકી રહેલ છે પોલીસની જરા પણ ગેરહાજરીથી આ અગ્નિનો ભડકો થશે તેમા મને શકા નથી પરાણે લાદવામા આવેલી શાતિ સાચી શાતિ જ નથી ભયને દૂર કરાવવાનો એક જ ઉપાય છે કે, દરેક ધારાસભાના સભ્યે કુટુબ સહિત, દરેક પ્રધાને કુટુબ સહિત આમ પ્રજામા ભળવુ હિદુઓ હોય તે મુસલમાન વસ્તીમા જાય, મુસલમાન હોય તે હિદુ વસ્તીમા જાય. સ્ત્રીઓ સ્ત્રીઓ પાસે જાય, બાળકો બાળકો સાથે હસે, રમે, ભણે, અને પુરુષો પુરુષો પાસે જઈ પોતાની બુદ્ધિ પ્રમાણે આઝાદ હિંદની કઈ રીતે ઉત્તમ સેવા થઈ શકે તેના વિચારોની આપ લે કરે, તો મારી ખાતરી છે કે સમાજનુ સ્થાન ઊચુ આવશે. કોઈ પ્રધાનને એમ નહી થાય હુ હાકેમ છુ. કોઈ પ્રધાનપત્નીને એમ નહી થાય કે મારો પતિ અમુક ખાતાનો સત્તાધીશ છે. અને તેના બાળકોને પણ એમ ન થાય કે અમે પ્રધાનના બાળકો છીએ. એટલુ મળતાવડાપણુ પણ ફક્ત દરેક પ્રાતના પાચ કે સાત પ્રધાનોએ જ અને તેમનાં કુટુબોએ જ કેળવ્યુ હોત તો મારી ખાતરી છે કે આજે આ દિવસો ન આવત. હુ તો અનુભવે જોઈ રહ્યો છુ કે,

શ્રીબાબુ (બિહારના વડા પ્રધાન) પ્રધાન ન હતા ત્યારે તેઓ સમાજમાં વધુ ભળતા. આજે પ્રધાન થયા છે એટલે જે સ્થાન આગાખાન મહેલ જેવા આદશાહી બંગલામાં મારું હતું તેવું સ્થાન આજે એમનું થયું છે. હું એકલા શ્રીબાબુને નથી કહેતો. આ વાત દરેક પ્રધાનને લાગુ પડે છે. પ્રધાનો થયા તો પોલીસો તેમના બંગલાના દરવાજે ગોઠવાઈ ગઈ. પ્રધાનો થયા તો પહેલેથી પોલીસોને તૈયાર કરવા પડે, 'બૉડીગાર્ડ' વગર કેમ જવાય? આવી બધી ખટપટમાં પડ્યા. અને પ્રધાનો ન હતા ત્યારે રાતે બાર વાગ્યે પથારીમાં સૂતા સૂતા વિચારો આવે કે અમુક જગ્યાએ જવું છે તો પથારીમાંથી ઊઠીને ચાલ્યા જવાતું. એટલે ખરું પૂછો તો હું તો પ્રધાનો ઉપર દયા ખાઉં છું. અને મારી ભાષામાં કહું તો તેઓની હાલત એક કેદી કરતાંય વધુ કફોડી છે." (હસાહસ થઈ પડી.)

૭–૧૦ વાગ્યે અમે સ્ટેશને આવવા નીકળ્યાં. ઘરથી સ્ટેશન સુધીનો રસ્તો ઘણો લાંબો હતો. બાપુજીએ મોટરમાં મને સુવાડી દીધી. મને કહે: "રોજ હું તારા ખોળામાં માથું મૂકીને સૂતો હતો ના! આજે તારો વારો. મારા ખોળામાં માથું રાખી સૂઈ જા." પણ મેં તેમ ન કર્યું. બાપુજીનો ખોળો થાકી જાય ને? એક ટુવાલ રાખ્યો. પણ બાપુજીને ચેન ન પડ્યું. મને કહે: "તું મને બાપુ, (દાદા) મા, માનવાનું કહે છે પણ તેં મને કંઈક મોટો માણસ માની લીધો છે એટલે મારા ખોળામાં માથું રાખતાં અચકાય છે. પણ તે ખોટું છે. દીકરીઓ, પૌત્રીઓ કે પૌત્રોને પોતાના દાદાના ખોળામાં સૂવાનું મળે તો સદ્ભાગ્ય ગણાય ને? મારા દાદા તો વહેલા ચાલ્યા ગયા, નહીંતર હું તારી જેમ દાદાની દયા ન ખાત." એમ કહી મારું માથું નીચે હતું તે તેમણે પોતાના ખોળામાં મૂક્યું. અને પગ લટકતા રાખ્યા હતા તે જગ્યા થઈ ગઈ એટલે ઊંચા લીધા. આગળની સીટ પર કર્નલ શાહનવાઝ સાહેબ અને મૃદુલાબહેન હતાં.

ડૉ. ભાર્ગવ સાહેબ સીધા જ આવ્યા. અમારી સાથે જયપ્રકાશજી અને પ્રભાવતીબહેન પણ છે.

આ વખતે તો દરેક સ્ટેશને ભીડનો પાર નથી. હું ઊંઘતી હતી પણ બોલી નહોતું શકાતું. રસ્તામાં બાપુજીનો ચરખો બિસેનભાઈએ તૈયાર કરી આપ્યો. બાપુજીને મેં માટી મૂકી. સાંજે અત્યંત નબળાઈ લાગી અને ચક્કર આવ્યાં. ભાર્ગવ સાહેબે સારવાર કરી. નાકમાંથી

ત્રણેક વખત લોહીની ધારા છૂટે એમ નસકોરી ફૂટી. ભાર્ગવ સાહેબે કેલ્શિયમનુ ઇન્જેક્શન આપ્યું. કોરામીનનાં ટીપાં પાયાં.

ભાર્ગવ સાહેબ પણ દરેક સ્ટેશન પર ફંડ ઉઘરાવવામાં મદદ કરતા હતા. સાંજની પ્રાર્થનામાં પણ તેમણે ભાગ લીધો. ખૂબ ભક્તિપૂર્વક બાપુજી સાથે ત્રીજા વર્ગમાં મુસાફરી કરી રહ્યા છે. અને બાપુજી પણ તેમના સૂવા, ખાવા વગેરેનુ ખૂબ ધ્યાન રાખે છે.

સાંજની પ્રાર્થના મેં કરાવી. ભજન અને રામધૂન છોડયાં. કાનપુર સ્ટેશન આવ્યુ ત્યારે હુ ઊંઘી ગઈ હતી. કાનપુર પછીનાં બેએક સ્ટેશન ગયા પછી હુ એકાએક જાગી. બાપુજી કંઈક શોધતા બધો સામાન ફેરવી રહ્યા હતા. મેં પૂછ્યું ત્યારે બાપુજી કહે, "કાનપુરમાં કોઈક તકિયા નીચેથી ઘડિયાળ ઉઠાવી ગયુ હોય તેમ લાગે છે." બાપુજી પાસે આ ઘડિયાળ વીસ વર્ષથી હતુ. બાપુજી કહે, "આ ઘડિયાળ હું મોતીલાલજીને મળવા અલ્લાહાબાદમાં ગયો ત્યારે ઇન્દુ (ઇન્દિરા બહેન ગાંધી) પાસે હતુ! અને મેં રમતમાં જ તેની પાસે માગ્યુ. ત્યારે તો તે નાનકડી છોકરી જ હોય ને? તેણે બહુ જ હર્ષથી મને આ ઘડિયાળ આપ્યુ." મને કહે, "તુ માંદી પડી તેનુ આ પરિણામ. એટલે હવે તારે વિચારવુ જોઈએ કે તારે જલદી જલદી સાગ થવું જોઈએ ને!"

અત્યારે રાતના બાર વાગ્યા છે. હુ તો દિવસના ઠીક ઠીક ઊંઘી હતી. એટલે ઊંઘ ઊડી જતાં આ ડાયરી પૂરી કરી. બાપુજી માટે સવારના જોઈતી વસ્તુ તૈયાર કરાવીને બાકીનો સામાન પૅક કરાવ્યો. આ વખતે અસહ્ય ગરમી પણ લાગી છે, અને સંતરાં મોસંબીનો મોટો ઢગલો થઈ પડ્યો છે. દરેક સ્ટેશને લોકો આપતાં હતાં. કાલે ભંગી વસ્તીનાં બાળકોને આપી દઈશું. બાપુજીએ ખોરાકમાં સવારના રસ લીધો હતો. બપોરના એક જ ખાખરો લીધો. અને સાંજે લીલી દ્રાક્ષ આવેલી તે ખાધી. ખૂબ ગરમીને લીધે અને માણસો પણ અકળાવે છે એથી ખોરાકમાં ખાસ કંઈ જ ન લીધું.

ઘડિયાળ શોધવા માટે બધુ ખૂબ ફેંદ્યું, રખે નીચે પડી ગઈ હોય, પણ હાથ ન જ આવી. એક ટાંકણી પણ ગફલતથી જાય તો બાપુજી બેચેન થઈ જાય, ત્યારે આજે વર્ષોજૂની ઘડિયાળ ગુમાઈ ગઈ.